# વ્યવહાર દર્પણ યાને પ્રશ્નસહસ્રી.

## ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંબંધી મનુષ્યનું કર્ત્તવ્ય કર્મ.

યોજક

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

મહાભારતસાર, અધ્યાત્મરામાયણ, ભોજપ્રબંધ, દ્વારકામહાત્મ્ય, શ્રીકૃષ્ણ જન્મખંડ, અને વલ્લભદિગ્વિજય ઇત્યાદિ ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્ત્તા–નિવાસી–જામનગર.

મુંબઈ.

"સ્વધર્મનિષ્ઠ" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫.

મૂલ્ય રૂ. ૧–૦–૦

# અર્પણપત્રિકા.

## અખંડ પ્રૌઢપ્રતાપ મહારાજાધિરાજ
## ભાવસિંહજી કે, સી, એસ, આઈ.
### સંસ્થાન શ્રી ભાવનગરના મહારાજા સાહેબ બહાદુર.

ભરતખંડના શ્રેષ્ઠ રાજાઓની પંક્તિમાં આપ નામદાર ગણાઓછો, વિદ્યાજ્ઞાન મેળવ્યું છે તેનો યોગ્ય ઉપયોગ કરો છો, નીતિનિપૂણ છો, પ્રજાના હિત સારૂં પ્રયાસ કરો છો, પ્રજાને વિવિધ વિદ્યાદિ સાધનો અને કળા શિખવવામાં ઉત્સાહથી અમૂલ્ય આશ્રય આપી તેઓનાં કલ્યાણ માટેની સદા કાળજી રાખી તન, મન અને ધનથી ઉત્કંઠા બતાવી નીતિનાં ઐતિહાસિક અને આવાં રાજકીય વગેરે અન્ય ભાષાઓનાં ઉપયોગી પુસ્તકોનાં ભાષાંતરો કરાવીને ગુર્જ્જર ભાષાની વૃદ્ધિને પુષ્ટિ આપવા આપ નામદાર ખંત રાખો છો, વળી સાંપ્રત કાળમાં આપ નામદાર સાહેબ વિદ્વાનોને યોગ્ય ઉત્તેજન આપતા આવ્યા છો ને આપો છો જેથી આ વ્યવહારીક અને નીતી દર્શક વિષયનો અમૂલ્ય ગ્રંથ અત્યંત નમ્રતા પૂર્વક અને માન પૂર્વક આપને મળેલ ખિતાબની યાદદાસ્ત કાયમ રાખવા માટે અર્પણ કરૂં છું.

હું છું. આપના સદ્‌ગુણનો પ્રશંસક આજ્ઞાંકિત

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

# પ્રસ્તાવના.

આપણી આર્યપ્રજામાં ધર્મશાસ્ત્ર શીખવા કે વાંચવા પ્રેમ રહેલો જોવામાં આવતો નથી. આનું કારણ અવકાશ થોડો અને શાસ્ત્રભંડાર મોટો માટે અનેક વિષયોને જો એક ગ્રંથમાં સંક્ષેપથી સમાવ્યા હોય, તો તે એકજ ગ્રંથ વાંચવાથી ઘણાક વિષયનાં મૂળતત્વોનું વાંચનારને સારૂં જ્ઞાન થાય અને તે સંબંધી વિશેષ જ્ઞાન મેળવવામાં તે પોતાની મેળે પ્રવર્ત્તે એવા વિચારથી ધર્મશાસ્ત્રોના ગ્રંથોમાં કહેલા વર્ણાશ્રમ–ધર્મોનું સારી રીતે આમાં વિવેચન કરેલું છે, એથી નાની વયના બાળકો અને મોટી ઉમરના પુરૂષો કે જેમના ઉપર પોતાનાં બાળકોને ધર્મની કેળવણી આપવાની ફરજ છે, તે બંનેને આર્યધર્મનું તથા વ્યવહારિક સઘળા વિષયોનું જ્ઞાન થાય એવા ધર્મગ્રંથો બહાર પાડવાની ઘણી જરૂર છે. આમ વારંવાર ઘણા મહાન્ પુરૂષો તરફથી સૂચના થતાં મેં ભિન્ન ભિન્ન ધર્મ ગ્રંથો જેવાં કે ઉપનિષદો, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, મિતાક્ષરા, મહાભારત, રામાયણ, શ્રીમદ્‌ભાગવત, શિવપુરાણ, મત્સ્યપુરાણ, બૃહન્નારદીયપુરાણ, સ્કંદપુરાણ, પદ્મપુરાણ, ગરૂડપુરાણ, ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, વ્યાસસંહિતા. વાગ્ભટ, શુક્રનીતિ, ચાણાક્યનીતિ, પંચતંત્ર, હિતોપદેશ, સુભાષિતરત્નભાંડાગાર, અને મણિરત્નમાળા આદિ ઘણાક ગ્રંથોમાંથી દોહન કરીને ઋષિમુનિઓનાં શાસ્ત્ર બાબતે આવેલાં એક હજાર ટુંક ટુંક વચનોનો પ્રશ્નોત્તરરૂપ સંગ્રહ કરીને **"વ્યવહાર દર્પણ"** નામનો આ નીતિ ગ્રંથ તૈયાર કરેલો છે. આ પુસ્તકમાં ધર્મનું સ્વરૂપ સાક્ષાત્ જોઇ શકાય એમ છે. વળી અકેક વિષયને બરાબર મગજમાં ઊતારવા પ્રસંગવશાત્ પચીશ ઉપયોગી આખ્યાનો પણ આપવામાં આવ્યાં છે. એમાં સામાન્યધર્મ અને વિશેષધર્મનું સંપૂર્ણ વર્ણન કરી સંખ્યાબંધ દ્દષ્ટાંતો આપ્યાં છે. તેમજ ચાર આશ્રમો તથા તેને લગતા વિદ્યાર્થીઓ, ગૃહસ્થો, સ્ત્રીઓ, વાનપ્રસ્થો, સંન્યાસી આદિના ધર્મોનું કર્તવ્ય કર્મ અને વિશેષે કરી પ્રાચીન રાજ્યનીતિ, રાજ્યવ્યવસ્થા, રાજા, સભા,

સદ, સેનાપતિ, એલચી, પ્રધાનાદિ રાજ્યપુરૂષોની સત્તા, (અધિકાર, કર્ત્તવ્ય, યોગ્યતા, રાજા અને રાજ્યસેવકોના નિત્યનિયમો એટલે રાજ્ય અધિકાર કેમ ભોગવવા જોઇએ, રાજાઓએ રાજ્ય કેમ ચલાવવું જોઇએ અને શત્રુ વર્ગમાં કેમ વર્ત્તવું જોઇએ.) તે સર્વ ઘણા ટુંકામાં મનુષ્ય માત્રને ઓછે શ્રમે સમજી શકાય અને કંટાળારૂપ ન થઇ જાય એવી સ્થિતિમાં જેને વિસ્તારથી જે મુદ્દા જાણવાની જરૂર હોય તેમની સુગમતા માટે ઉપર પ્રમાણે ગ્રંથોનાં નામ પણ આપવામાં આવ્યાં છે એટલુંજ નહીં પણ એમાં શા વિષય છે તે આ સાથેની અનુક્રમણિકાથી સહજ જાણી શકાય તેમ છે, માટે "હાથના કંકણને આરશીની અગત્ય નથી."

આ સાર્વજનિક અને વ્યવહારિક વિષય સંબંધી મનુષ્યોનાં કર્તવ્ય કર્મમાં પણ નીતિની કેટલી આવશ્યકતા છે, જ્યાં જોશો ત્યાં નીતિનોજ જય થાય છે, અને અનીતિ કદી પણ વિજય મેળવી શકતી નથી, માટે ધર્મ, નીતિ ન્યાયાદિક કર્તવ્યની સત્તા સ્વીકારીને સૃષ્ટિનિયમાનુસાર ગૃહવ્યવહાર શિક્ષણ અથવા વર્ણાશ્રમધર્મના અપૂર્વ સદ્બોધ દર્શાવ્યા છે, ઉપરાંત જ્ઞાનોપદેશ ઉપર અસંખ્ય મહાત્માઓમાં જગન્નિયંતા પરમાત્મા શ્રીકૃષ્ણ, વ્યાસ, નારદજી, મનુ. માર્કંડેય. ધૌમ્ય, શુક્રાચાર્ય, જનમેજય, બૃહસ્પતિ, બંદી, અષ્ટાવક્ર, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મપિતામહ, યુધિષ્ટિર, અર્જુન, ભીમ, નકુલ, સહદેવ, અશ્વત્થામા, કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, ગૌતમ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ આદિ અનેક મહાન્પુરૂષોનાં સન્માર્ગદર્શક મહાવચનો તેમજ દ્રૌપદી, સત્યભમા, સાવિત્રા અને અરૂંધતી આદિ મહા સતીઓનાં ઉત્તમ વિચારો અને ચરિત્રો ઉદાહરણો સહિત સ્પષ્ટ રીતે દર્શાવી અદ્ભુતાશ્ચર્યમય ઉપદેશ કીધો છે જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સ્વરૂપ સંપૂર્ણ રીતે વર્ણવ્યું છે.

'બાળકો, તરૂણો તથા વૃદ્ધો અને સ્ત્રીઓ અવકાશની વેળાએ વિષયી રસોની નિર્લજ્જ વાતોની ભરપૂર કંગાલ નવલ કથાઓ વાંચે છે તે નહીં વાંચતાં, જો આવાં ધર્મશાસ્ત્ર ગ્રંથો વાંચે તો તેને પોતાના સનાતન ધર્મનું

તથા આર્ય રીતિનીતિનું સંપૂર્ણ જ્ઞાન થાય અને તેમાં કોઇ પુરૂષ કે સ્ત્રી તે પ્રમાણે વર્તવાને પણ પ્રયત્ન કરે એવા ઉદ્દેશથીજ આ ગ્રંથ બહાર પાડવામાં આવ્યો છે. મને આશા છે કે, આજમ મહેરબાન કેળવણી ખાતાના અગ્રેસર સાહેબો તથા વિદ્વાનો, સદ્ગૃહસ્થો પોતપોતાના ધર્મની ઉન્નતિને માટે આ ધર્મગ્રંથનું લહાણું કરીને વિદ્યાર્થીઓમાં તથા જ્ઞાતીઓમાં અને કુટુંબીઓમાં વહેંચશે તો આર્યપ્રજા સ્વધર્માચરણ કરીને કલ્યાણની ભાગી થશે, અને આર્યધર્મશાસ્ત્રની જાગ્રતી કરવાનો પ્રયત્ન કરશે.

આ બોધકારક અને રીતિ નીતિના તરંગોથી ઉભરાતો નીતિનો ગ્રંથ છત્રપતિથી માંડી રંક પર્યંત સર્વને કેવો અને કેટલો ઉપયોગી છે એ વિષે મારે બોલવા કરતાં તેની યોગ્ય તુલના કરવાનું કામ વાંચનાર સદ્ગૃહસ્થોની મુનસફી ઉપર મુકતાં, મારે આ પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં વિદ્વજ્જનાધાર સ્વદેશકલ્યાણેચ્છુ પરોપકારી રા. રા. **લક્ષ્મીદાસ હેમરાજ**, ઓખા બટાલીઅનના ગવર્નર જનરલ સાહેબના શિરસ્તેદાર સાહેબનો સંપૂર્ણ ઉપકાર માનવાની મારી ફરજ મારે બજાવવી જોઇએ. તેઓ સાહેબે આ પુસ્તકને તન મન અને ધનથી ઘણુંજ ઉત્તેજન આપ્યું છે કે જે ઉત્તેજનથીજ હું મારા આ નીતિ ગ્રંથને જનસમૂહની સેવામાં મૂકી શકયો છું. તેઓ સાહેબે આ પુસ્તકની લગભગ ૨૫૦ અઢીસો નકલનો અમૂલ્ય આશ્રય આપી મારા પર મોટો આભાર કર્યો છે. તેથી તેમનો તથા તેને પ્રેરણા કરનાર મારા મુરબી, રા. રા. **દેવશંકર ઇંદ્રજીનો** પણ અત્યંત ઉપકાર માનું છું.

દુનીઆમાં કોઇ સર્વજ્ઞ નથી, કપાળે કપાળે જુદી મતિ છે, અને મનુષ્ય માત્ર ભુલભરેલું છે માટે આ ગ્રંથમાં કોઇ પણ પ્રકારનો દોષ જણાય તો તે તથા પુરફોમાં રહેલી ભુલચુક તરફ દૃષ્ટિ નહીં કરતાં સુજ્ઞ અને દયાળુ વાચકો સુધારી વાંચતાં માત્ર સાર ગ્રહણ કરી રહેલી ભૂલો માટે દરગુજર કરી ક્ષમા કરશે એવી મારી પ્રાર્થના છે.

જામનગર } વિ. ગો.

તા૦ ૧૧-૪-૦૫ } પ્રસિદ્ધ કર્તા.

# મારા તરફથી છપાએલાં પુસ્તકો.

| પુસ્તક | કિંમત |
|---|---|
| દ્વારકા મહાત્મ મૂ. ભાષાંતર | ૨-૦-૦ |
| શ્રીકૃષ્ણ જન્મખંડ ભાષાંતર | ૧-૮-૦ |
| ભોજપ્રબંધ મૂ. ભાષાંતર છ. | ૧-૮-૦ |
| અધ્યાત્મ રામાયણ ભાષાંતર | ૧-૮-૦ |
| રસમંજરી મૂ ભા છ. | ૧-૮-૦ |
| વલ્લભદિગ્વિજ્ય ત્રીજી આ.છ. | ૧-૮-૦ |
| મહાભારત અઢારેપર્વનો સાર | ૧-૮-૦ |
| પંચરત્ન ગીતા મૂ. ભા પુ.૧૬ | ૧-૦-૦ |
| આવતા ૪૦વર્ષનું ચૈત્રીપંચાગ | ૧-૦-૦ |
| વૈષ્ણવોનાબાવીશ ગ્રંથ મૂ ભા. | ૦-૧૦-૦ |
| દેવી મહાત્મ્યબન્નેભા. જુદા | ૦-૧૨-૦ |
| સ્તોત્રરત્નાક મૂ ભા. છપાયછે | ૦-૧૨-૦ |
| કામિની ચરિત્ર વાર્તા ૪૪ | ૦-૧૦-૦ |
| કામિનીચરિત્રવાર્તા ભા,૨ છ | ૦-૧૨-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા મૂ. ભા. | ૦-૮-૦ |
| ચંડિપાઠ મૂ. ભાષાંતર | ૦-૧૦-૦ |
| ઇશઘષ્ટો પનિષદ્ મૂ. ભા. | ૦-૧૦-૦ |
| સદ્વિદ્યાનાંફળ શ્લોક સાથે | ૦-૧૦-૦ |
| બ્રહ્મોતરખંડ ભાષાંતર | ૦-૮-૦ |
| જામશ્રી વિભાજીજીવનચરિત્ર | ૦-૬-૦ |
| ચંડીપાઠપાનાં તથા ભા જુ. | ૦-૪-૦ |
| ભામિની વિલાસ મૂ. ભા. | ૦-૪-૦ |
| શ્રીવલ્લભાચાર્ય જીવનચરિત્ર | ૦-૪-૦ |
| શિવસ્તોત્ર મૂ. ભા. | ૦-૩-૦ |
| વિષ્ણુસહસ્ત્રનામ મૂ. ભા. | ૦-૧-૬ |
| ભીષ્મસ્તવરાજ મૂ. ભા. | ૦-૧-૬ |
| અનુસ્મૃતિ મૂ. ભા. | ૦-૧-૦ |
| ગજેંદ્રમોક્ષ મૂ. ભા. | ૦-૧-૦ |
| રામગીતા મૂ. ભા. | ૦-૧-૦ |
| આત્મબોધ મૂ ભા. | ૦-૧-૦ |
| તત્વબોધ મૂ. ભા. | ૦-૧-૦ |
| વિદ્યાર્થીનો સાથી | ૦-૧-૦ |
| વાસવદત્તા એક પ્રેમી વાર્તા | ૦-૧-૦ |
| જ્ઞાનોપદેશ વાક્યાવળી | ૦-૧-૬ |
| જયશંકર મહિમન મૂ ભા. | ૦-૧-૦ |
| કૈવલ્યોપનિષદ્ મૂ. ભા. | ૦-૧-૦ |
| શીવકવચ મૂ. ભા. | ૦-૧-૦ |
| શિવસહસ્ત્ર નામાવળી | ૦-૧-૦ |
| શિવરક્ષા મુ. ભા. | ૦-૧-૦ |
| શુકરંભા અને રાધાકૃષ્ણ સં. | ૦-૧-૦ |
| શબ્દરૂપાવળી સંસ્કૃત | ૦-૦-૯ |
| શિવપૂજન અને પાર્થિવ પૂ. | ૦-૦-૬ |
| રેલવેનો ભોમીયો | ૦-૦-૬ |
| પૈસા કમાવાનાં સાધન | ૦-૦-૬ |

આ શિવાય દરેક જાતનાં પુસ્તકો, પંચાગો અને ડાયરીઓ મારે ત્યાંથી રોકડી કિંમતે મળશે અથવા બહારથી મંગાવી આપવામાં આવશે.

**વિશ્વનાથ ગોવિંદજી.**

પુ. પ્ર. જામનગર.

# અનુક્રમણિકા.



આ અનુક્રમણિકા પુરી કરતાં જણાવું છું કે આ પૂસ્તકમાં પૃષ્ટ ૩૧૧ થી ૩૪૮ સુધી વ્યવહારો ઉપયોગી હિતોપદેશ અથવા શિક્ષા કોશના ૪૦૦ બાબતના અનુક્રમના વિષયના આંકડા કંપોઝીટરની ચુકથી રહી ગયા છે માટે તેની અનુક્રમણિકા લખી નથી તે સહેજ વાચનારને જાણવા લખુ છું.



ॐ तत्सत्परमात्मने नमः

# વ્યવહાર, જ્ઞાન, ધર્મ અને રાજ્યકિય વિષયનું સર્વ જ્ઞાન આપનાર પ્રશ્નોતર રૂપ ઉત્તમ સંવાદરૂપ

# વ્યવહારદર્પણ યાને પ્રશ્નસહસ્ત્રી.



**દોહરો**—પ્રીતિવાન પ્રવીણ થઇ, નીતિ. નિર્મળ જ્ઞાન;
ભીતિ ત્યાગી મન ધરો, વ્યવહારિક શુભ ધ્યાન.

**૧ યુધિષ્ઠિર**—ગુરૂજી ચૌદ વિદ્યા અને ચોસઠ કળા કઇ તે મને કહો?

**દ્રોણાચાર્ય**—જે વિદ્યા ને કળા શ્રી કૃષ્ણ **સંદીપન** ગુરૂને ત્યાં ભણ્યા છે તે તમને કહુ છું તે સાંભળો. ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, ૪ અથર્વવેદ, એ ચાર વેદો, ૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરૂક્ત, ૯ છંદ, ૧૦ જ્યોતિષ આ છ અંગો; તથા ૧૧ મીમાંસા, ૧૨ ન્યાય, ૧૩ ધર્મશાસ્ત્ર અને ૧૪ પુરાણ. વળી ઘણાક ચાર ઉપ-વેદને પણ વિદ્યામાં ગણે છે, એટલે ૧૫ આયુર્વેદ-વૈદ્ય વિદ્યા, ૧૬ ધનુ-ર્વેદ-શસ્ત્ર વિદ્યા, ૧૭ ગાંધર્વવેદ-સંગીત વિદ્યા, ૧૮ સ્થાપત્યવેદ-શિલ્પ વિદ્યા. આમ અઢાર વિદ્યા પણ ઘણા પંડિતો ગણાવે છે. ઉપર બતાવેલી વિદ્યાઓ સિવાય **ચોસઠ** કળાઓ નીચે પ્રમાણે છે.

**ગીત**—ગાનતાનની કળા. એમાં ગાવું કેવા પ્રકારે, તાન કેવા પ્રકારે મારવું તે તથા સપ્ત સુર વગેરે સઘળું જાણવા જોગ છે.

**વાદ્ય**—વગાડવાની કળા. એના ચાર ભેદ છે.—તત, આનદ્ધ સુષિર, અને ઘન, તારવડે વગાડે છે તે તત; જેવા કે સીતાર, તાઉસ,

સારંગી, રબાબ, મોરચંગ વગેરે. ચામડું મઢેલું હોય ને વાગે તે આનદ્ધ; જેવાં કે ઢોલ, મૃદંગ, પંખવાજ, બાંયું, ડફ અને ડમરૂ વગેરે. પવન ભરાવાથી વાગે તે સુષિર; જેવાં કે રણસીંગ, મુરલી, સીસોટી, અને પાવો વગેરે. ધાતુના રણકારાથી જે અવાજ થાય છે તેને ઘન કહેછે; જેવાં કે ઝાંઝ, ઘુઘરી, ઘંટ, કરતાર વગેરે છે તે.

**નૃત્ય**—નાચવાની કળા, એના બે ભેદ છે. લાસ્ય અને તાંડવ. તાંડવ શિવજી કરે છે અને લાસ્ય ગુજરાતની સ્ત્રીઓ આગળ જાણતી પણ કર્ણાટકી સ્ત્રીઓ હજી જાણે છે. તાંડવ નૃત્યમાં લઘુતાંડવ, ઉદ્ધત અને કોમલ એવા ત્રણ ભેદ છે. લઘુતાંડવ હર્ષ પ્રગટતાં થાય છે અને હાસ્ય એ તેની સીમા છે. ઉદ્ધત તે યુદ્ધ પ્રસંગમાં ને કોમલ તે કરૂણારસમાં હોય છે. નૃત્યવિદ્યા સર્વોપરી છે, પણ તે વિદ્યાજ-અવિદ્યા નહિ.

**નાટ્ય**—એ કળા જાણવાથી મનુષ્ય ગમે તે પ્રસંગે ગમે તેવા હાવભાવ દર્શાવી શકે છે. તે કરૂણા, હાસ્ય, રૌદ્ર, વીર વગેરે રસ દર્શાવી મનની ઇચ્છા પાર પાડે છે.

**આળેખ્ય**—ચિત્રકળા, એ સર્વોપરી છે. જે ચિત્રકારો લોકોને ઠગે છે તેને અગડમ્ બગડમ્ જેવા જાણવા; ખુબીદાર ચિત્રો કાઢવાં તે કળા બહુમાન્ય ગણાય છે.

**વિશેષકચ્છેદ્ય**—કાગળ કે કેળપાત્રને કાતરી તેમાં રમ્ય ચિત્રો-હાથી, ઘોડા, પક્ષી આદિ ઉઠાવવાં તે.

**તંડુલ કુસુમ બાલવિકાર**—ચોખા વગેરેનાં મંડલ કાઢવાની હસ્તકળા. એ ચતુરાઇ જો આવડતી હોય તો એક મુઠીભર રંગ (ગુલાલ) લઇ ભીંત કે પાટીયાપર એવી રીતે ફેંકે કે તેથી હાથી, ઘોડા, વગેરે ચિત્ર આળેખુય પડે ને જોનારને મોહ થાય.

**પુષ્પાસ્તરણ**—ફુલપાથરવાની કળા, ફુલ એવા પ્રકારથી પાથરે કે તેમાં હાથી, ઘોડા, ગાલીચા વગેરે પડે છે.

**દશન**—હાથી દાંત કોતરવાની તથા સાવર સીંગડાંનાં અનેક રમકડાં કોતરવાની કળા.

**વસન**—વણકરમાં બુટ્ટા વગેરે નકશી વણવાની કળા.

**મણિભુમિકા કર્મ કળા**--મણિ કાપવાની કળા.

**શયનરચન**—શય્યા કેમ બીછાવવી તે એમાં મુખ્ય છે; અને વસ્ત્ર ઓઢાડવા પાથરવાનો વિવેક પણ છે.

**ઉદકવાદ્ય**—પાણીપર હાથ ફેરવી વાદિત્ર વગાડવાની કળા, જેવાં કે જળતરંગ, શીશુતરંગ

**તરવાની કળા**—એથી અગાધ જળમાં પહોરના પહોર સુધી આપત્તિમાં ગુપ્ત રહે છે, પાણીમાં પડેલી વસ્તુ ડુબકી મારી શોધી લાવે છે.

**માળી કળા**—હાર, તોરા, વાડી, ચાદર, ચોળી, ચોટલો વગેરે ગુંથવાની કળા. એ કળાથી ગમે તેવાં ફુલો ત્રણ ચાર દિવસ સુધી તેવાં ને તેવાં રખાય છે ને એકથી બીજે લઇ જવાય છે.

**માથું ગુથવાની કળા**—એ શોભા અને શોખ માટે છે. રાધાની વેણી શ્રીકૃષ્ણ ગુંથતા.

**વેષ બદલવાની કળા**—સંકટ સમયે વેષ પલટાવીને એકલાથી નાહાશી શકાય છે. આપણા દેશમાં બહુરૂપી આવે છે તેની એ કળા છે.

**કર્ણપત્ર ભંગ**—ફુલ કોતરવાં કાતરવાની કળા.

**સુગંધ યુક્તિ**—ભાત ભાતનાં અત્તરો બનાવવાની કળા.

**ભુષણ યોજન**—શણગાર પહેરવા ને પહેરાવવાની કળા. એ કળાનો ઉપયોગ શ્રી કૃષ્ણે રાધિકાજી વગેરે ગોપી સંગે કીધો હતો.

**ઇંદ્રજાળ**—જાદુની કળા. એ જાણવા માટે ઔષધીના ગુણો જાણવા જોઇએ, તેથી શરીરના રંગ તથા વેષ બદલી શકાય છે ને હાથ તાળી આપીને છટકી જવાયછે.

**હસ્તલાઘવ**—જુદી જુદી રીતની પટા, તરવાર, ભાલાં વગેરે ફેરવવાં એ કળા યુદ્ધ પ્રસંગમાં ઘણી ઉપયોગી છે.

**પાક શાસ્ત્ર**—રસોઇ કરવાની કળા. એ કળા ભીમસેન ઉત્તમ રીતે જાણતો હતો. એ સ્ત્રીઓને ઘણી ઉપયોગી છે.

**નિશો બનાવવાની કળા**—ભાંગ, ગાંજો, દારૂ, અફીણ, તમાકુ આદી કેમ બનાવવાં, કેમ પીવાં, અને પીધા છતાં કેફ ન ચડે તેવી યુક્તિ એ કળામાં છે.

**શીવવાની કળા**—સ્ત્રી પુરૂષ બંને માટે ઘણી કામની છે. ઘર નીભાવવા માટે અતિ ઉપયોગી છે.

**ભરત ભરવાની કળા**—સ્ત્રી પુરૂષ બંનેની ચતુરાઇ માટે ઘણી કામની છે.

## વીણા વગાડવાની કળા.

**પ્રહેલિકા**—સામાને બોલતાં બંધ પાડવા ને ગુંચવણવાળા સવાલો પુછવાની કળા. આ કળાથી ન્યાય કોર્ટમાં ધારા જાણનાર વકીલો સામાને ગુંચવી શકે છે, વળી જે ઉખાણા કહેવાં તે પણ આ કળાની ચતુરાઇ છે.

**પ્રતિમાળા**—જે કોઇ કાંઇ પણ પૂછે તેનો તત્કાળ નિર્વાહ એ ઉત્તર દેવો તેવી સમયસુચકતા. (વિદ્યાર્થીઓ પરસ્પર અંત્યાક્ષરી-છેલ્લા શબ્દથી આરંભી ને કોઇ પણ વાક્ય અથવા કવિતા બોલે છે તે પણ આ કળાનો વિભાગ છે.) એ જાણનાર ઘણી યાદદાસ્તાવાળો થાય છે.

**દુર્વંચ યોગ**—ઠગાઇની કળા. એ જાણવાથી છેતરતાં શીખવાનું નથી, પણ ઠગનારા કેમ ઠગાઇ કરે છે તે જાણવાનું છે. આ કળાથી ચોર અને શાહને પારખી શકે છે.

**વાંચન કળા**—ભાષા કેવી હતી, અક્ષરો કેવા હતા, કેવી ઢબે વાંચવાથી સઘળા રંજન થાય, ચીપી ચીપીને નહિ પણ સફાઇથી

વાંચવું તેમ દાંત કે હોઠ સરખા રાખીને વાંચવું એ આ કળાનો પ્રકાર છે. એમાં ઘણાં પુસ્તકો જોવાં જોઇએ. લિપિની ઉત્પત્તિ પણ આ કળામાંજ છે, ભાષાનું બંધારણ તથા તેમાં સાંકેતિક શબ્દો કેવા છે અને કેમ વંચાય તે સર્વ આથી જણાય છે.

**નાટકાખ્યાયિકા દર્શન**—કાવ્ય સમજવાની કળા છે. **દશ્ય** અને **શ્રાવ્ય** એવા કાવ્યના બે પ્રકાર છે, બંનેમાં ખુબી ખામી જાણવી, જોવી, એ સઘળું આ કળાથી જણાય છે.

**કાવ્યસમસ્યાપુર્તી**—એ પણ કવિતાનોજ પ્રકાર છે. એથી બુદ્ધિ વૃદ્ધિંગત થાય છે ને તત્કાળ ઉત્તર દઇ પોતાની ચતુરાઇ બતાવી શકાય છે.

**પટ્ટિકાવેત્ર બાણ કળા**—હાથની રમત ગમત. શરીર કસવા માટે ઉપયોગી છે. ગેંડી દડો, ગીલ્લી દંડા. પટા ખેલવો, બાણ મારતાં શિખવું, એથી રાજાઓને તો ઘણો લાભ થાય છે. આ કળા જાણવા 'પટ્ટિકા વિચાર' નામનો ગ્રંથ છે તે ભણવો જોઇએ.

**તર્કવાદ**—એ જાણવાથી મનુષ્ય અજાણી વસ્તુને પણ પારખી શકે છે અને ઘણો લાભ મેળવે છે. એ કળા શિખવી હોય તો ગદાધરી, શિરોમણી, મુક્તાવલી વગેરે ગ્રંથો ભણવા.

**સુતાર કામની કળા**— નકસી કામો કરવાં, દેવાલયોમાં રમ્યતા આણવી તે આનો પ્રકાર છે.

**સલાટ**—કડિયા કામની કળા—એને વાસ્તુવિદ્યા કહે છે. ગુપ્ત દ્વારો, ગુપ્ત ભોંયરાઓ, ગુપ્ત ધનસંચાઓ, ભુલભુલવણીવાલા માર્ગો, દેવ મનુષ્યની તાદ્દશ મૂર્તી બનાવવી અને ભયંકર મૂર્તીઓ કે તે જોતાંજ મનુષ્યો ભ્રમમાં પડે, તે સર્વે આ કળાથી બની શકે છે. કોતર કામ, ગુંફાઓ બનાવવી એ પણ એથીજ બને છે. એ માટે 'પ્રતિમા મંડન' 'પ્રાસાદ મંડન' વગેરે ગ્રંથો ભણવા જોઇએ.

**રૂપ્ય રત્ન પરીક્ષા**—જુદી જુદી જાતની ધાતુ અને રત્નની

પરીક્ષા એ કળાથી કરવાની છે. સાચાં રત્નો, ખોટાં રત્નો, ઘણાં મૂલ્યવાળાં રત્નો, થોડા મૂલ્યવાળાં રત્નો, નવી ખાણના તેમ જુની ખાણના હીરા કેવા હોય તે પણ એ કળાથી જણાય છે. એ માટે 'રત્ન પરીક્ષા' નામનો ગ્રંથ ભણવો.

**ધાતુ વાદ**--કંસારાની કળા. ધાતુઓ કેમ ગાળવી, પત્રાં કેમ પાડવાં, ઘાટ કેમ ઘડવા, ધાતુઓની મેળવણી કેમ કરવી, તે આમાં સમાય છે. કેટલીક વાર ચાંદીનાં, સોનાનાં વાસણો દેખીતાં રૂડાં પણ અંદર કંઇ હોતું નથી તે પણ આ કળાથી તેનો ભેદ તત્કાળ પારખી શકાય છે.

**મણિરાગ જ્ઞાન**—એમાં ઉંચા રત્નોના રસ બનાવી બીજાપર રંગ ચઢાવવાનો પ્રકાર છે, જેથી અજાણ્યો મનુષ્ય એમ જાણે કે આ અમુલ્ય રત્નજ છે. જેમ રત્નની ચાર જાતો છે, તેમ હીરાની પણ તેટલીજ જાત હોય છે. સફેદ હીરો, તદ્દન નિતરો ને ઘા પડવાથી ભાગી જાય તે શ્રેષ્ટ હીરો છે; રતાસ પડતો હોય અને મજબુત ઘા ખમે તે ઉતરતો; કંઇક પીળાસ પડતો હોય, કંઇક સખ્ત અને કંઇક નરમ તે વળી તેથી ઉતરતો, સફેદ છતાં કંઇક શ્યામતાવાળો હીરો હોય ને ગમે તેવા ઘા છતાં પણ ભાંગેજ નહિ તે છેક હલકો હીરો હોયછે. વળી રત્નોમાં પણ નવ રત્ન શ્રેષ્ટ ગણાયછે. મણિધરના મણિની પરીક્ષા પણ આ વિદ્યાથી થાયછે.

**આકર જ્ઞાન કળા**-રત્ન તથા ધાતુ ખાણની કળા. એ જાણવાથી જમીન કેવી છે. કયાંથી કઈ ખાણ નિકળશે તે જાણવામાં આવે છે. કુવા તળાવ, વાવ ખોદાવતાં જમીનની પરીક્ષા કરવામાં આ કળા કામનીછે. પૃથ્વીની ઠંડાઇ, ગરમાઇ, રંગ રૂપ એ સર્વે આથી જણાયછે. પણ ગુરૂ ગમ્ય હોવાથી બધું પોતાની મેળેજ આવડતું નથી.

**વૃક્ષાયુર્વેદ**-વૃક્ષ વાવવાની કળા; માળી તથા ખેતી કરનારને આ કળા ઘણી કામની છે. બગીચા, કુવા, લતામંડપો વગેરે બનાવવામાં એ

કળા વગર ચાલે નહીં. ઝાડ કેમ વાવવાં ખાતર કેવું નાખવું, વૃક્ષ રોગને, કેમ નાશ કરવો અને ફળફુલ વધુ કેમ આવે તે એનો પ્રકાર છે. એ-માંથી ઘણી અદ્‌ભુત વસ્તુ પણ જાણુવામાં આવે છે. ગારૂડી ઝાડના પાં-દડાં તોડીને પાછાં ચોટાડી દઇ જોનારને સ્તબ્ધ કરેછે, જુદાં જુદાં વૃક્ષો માંથી નિરનિરાળી વસ્તુઓ ઉત્પન કરવી એ પણ આ કળાથી બને છે. જેમકે ઘાસમાંથી કેળાં, કાંટામાંથી દાડમ, કાશમાંથી શેરડી, વાંશિયો ચોખો તેમજ વાસમાંથી ઘંઉ પણ થાયછે. જ્યારે તમો વેપાર વણુજ કરો ત્યારે આ કળા માટે '**વરાહ મિહિર**' ગ્રંથ ભણુવો અગત્યનોછે.

**મેષ કુક્કુટલાવિક યુદ્ધ વિધિ**–ઘેટા મરઘાં, લડાવવાની રમત. આમાં પશુ પરીક્ષા કરતાં શીખવાનો લાભ છે.

**શુક સારિકા પ્રલાપન**–મેનાં પોપટને શિખવવાની કળા. આવાં મેનાં પોપટ ઘરનાં રક્ષકછે, એટલુંજ નહિં પણ મનુષ્યની પેઠે સર્વ કામ કરેછે. કબુતરોને પત્રો આપવાથી તે પોંહોચાડેછે. એ કળા જાણુવા માટે '**શુક સારિકા પ્રલાપન**' ગ્રંથ ભણુવો.

**ઉત્સાદન**–ચોટી ગયલો પદાર્થ ઉખેડવાની કળા. દાઢી મૂછ સફેદ થયાં હોય તો કલ્પ કેવો ને કેવા પ્રકારે લગાડવો, તેમજ મનુષ્ય કે પશુ પક્ષી સંકડાસવાળી જગ્યામાં ગુચવાઇ ગયું તો તેને શી રીતે બહાર કાઢવું તે આ કળાથી શીખાયછે.

**માર્જન કૌશલ્ય**–કોઇ સ્થળે રંગાદીક પદાર્થ પાથરેલા હોય ને તે ઉપરા ઉપરી હોય, અને તેમાંથી એક ઉપલો રંગ કાઢી નાખવો અને તે કાઢતાં નીચેના રંગને કાંઈ અગવડ નહીં આવે તેમ કરવું. તેમજ માથું કેમ ચોળવું. કેશ કેમ સ્વચ્છ કરવા, શરીરે માર્જન કેમ કરવું, શરીરપર કયાં કયાં તેલ લગાડવાં, વળી એનો ત્રીજો ભાગ વિનોદનો છે. શરીરની અંદરના હાડકાં, આતરડાં સ્વચ્છ કરવાં તે આ કળા જાણુવાથી બને છે. શરીરની આરોગ્યતા માટે આ કળા કામનીછે.

**અક્ષર મુષ્ટિકા કથન**–કોઇ મનુષ્યના પાસે ગુપ્ત વસ્તુ હોય તે

પારખવી, કોઇ ચીજ હાથમાં રાખવાથી કેવા હાવભાવ થાયછે, મુખનો વિકાર, શરીરનો રંગ અને હાથની સ્થિતિ તે તેવી વસ્તુ જાણવા માટે જરૂરનું છે. તેમ પણ ન પરખાય તો રંગ, ગુણ, નામના અક્ષરો, તે અક્ષરોથી કયા કયા શબ્દો બનેછે વગેરે પ્રશ્નો પુછી પેલી વસ્તુનું નામ નક્કી કરવામાં આવે છે. કોઇ મનુષ્ય ન વંચાય તેવું લખતો હોય તે તેના હાથના વલણુથી ને કલમની ઢબપરથી તેણે શું લખ્યું તે પારખી શકાય છે.

**પરદેશી ભાષા જ્ઞાન**–જુદા જુદા દેશની ભાષા જાણવી તેથી ધંધા રોજગારમાં અને રાજ કાજમાં ઘણા લાભો થાયછે. આમાં ત્રણ વસ્તુની આવશ્યક્તા છે. વ્યાકરણ, કોષ અને ઇતિહાસ. વ્યાકરણથી જ્ઞાન, કોષથી વેપારની વસ્તુ જણાય અને ઇતિહાસથી રાજ્યકીય સ્થિતિ.

**દેશ ભાષા જ્ઞાન**–સ્વદેશની ભાષા સંપૂર્ણ રીતે જાણવી, તેમાં વ્યાકરણ અને કોષ.

**શકુન કળા**–શરીરના અવયવ ફરવાથી શકુન અપશુકન જણાયછે કેટલીક વખતે શકુન વહેમ ગણાય છે. આથી સચોટ શકુન અપશકુન પારખી શકાય છે.

**યંત્ર માતૃકા**–સંચા બનાવવાની કળા, યાંત્રિક કળા, ધંધામાં અને ગુપ્ત કાર્ય કરવામાં ઉત્તમ છે. આપણા શત્રુના નાશ માટે એક પેટીમાં ગુપ્ત રીતે એવી ભુશંડી ગોઠવવી કે તે ઉઘાડતાંજ ઉઘાડનાર મરણ પામે. તેવું અપૂર્વ કામ આ કળાથી પૂર્ણ થાય છે.

**ધારણ માતૃકા**-તોળવાની કળા. ગમે તેવી વસ્તુ આથી તોળી શકાય. હાથી, પર્વત વગેરે, તોળવાથી કેટલાક તોલાટો ગડબડ સડબડ કરેછે તે પારખી શકાય છે. એ માટે ' ધારણ માતૃકા કલ્પ લતિકા ' ગ્રંથ ભણવો જોઇએ.

**આસંવાચ્ય માનસી કાવ્ય**–ગમે તે વિષયપર કવિતા બનાવવી તે આ કળાનો વિધિ છે. વિદ્વાનો માટે એ મનોરંજક છે.

**અભિધાન કોષ**-કોઇ પણ પદાર્થનાં કેટલાં નામ છે. તે એ કોષ જાણવાથી જણાયછે. તેથી સાંકેતિક શબ્દ બોલતો હોય તો તે ઝટ પરખાયછે. કાવ્ય કરનારને તે કળા ઉપયોગી છે.

**છંદો જ્ઞાન**-કાવ્ય કરનારાને છંદ કેટલા, તેના ભેદ કેટલા, તેના અક્ષર વગેરે એથી જણાયછે.

**ક્રિયા વિકલ્પ**-રાંધેલા પદાર્થોની ખાવામાં ચતુરાઇ જણાય એટલે ચાર ચીજમાં ઝેર મૂકે તો ઝટ પારખે કે અમુક ચીજમાં ઝેરછે. જમવાના કેવા પદાર્થ, કેટલા વખત સુધી ન બગડે તે આથી સમજી શકાયછે. ચતુર, ગાંધી, વૈદ્ય અને રાજ્યકી મનુષ્યને ઘણીજ કામનીછે.

**ચોર કળા**-ચોરી કરવામાં કામનીછે. કઇ જગ્યાએ ધન દાટેલું છે તે જાણી શકાય તેમ ગુપ્ત રીતે ભીંત કેમ કાપવી તથા ખાતર કેમ મૂકવાં તેની યુકિત પણ એમાં છે.

**છલિત યોગ**-છેતરવાની સઘળી યુકિત કે તેથી આપણે છેતરાઈએ નહીં. વળી કોઇ વસ્તુ કયાં સંતાડી છે તે જાણી ચોરને પકડી પાડવામાં આવેછે. જનાવરો સંબંધી કેટલુંક જ્ઞાન પણ મળેછે.

**દૂત વિશેષ**-જુગાર, ચોપાટ, ગંજીફો, પાસા, સોગઠાં વગેરે રમતાં કેમ દાવ પેચ રમવા એ સઘળું શીખાયછે.

**આકર્ષક્રીડા**-અંગ કસરત, કુસ્તી, પટ્ટાબાજી, યુદ્ધપટ્ટી, મલખમ, એથી કૃષ્ણે કંસને માર્યો હતો.

**બાળ ક્રીડન**-બાળકોને રમવાની કળા, રાજકુંવરને રમત ગમત સાથે રાજા, પ્રધાન, સીપાઇ તથા ઘોડેસ્વારનાં કામ કરતાં તથા લડતાં શીખવવું અને ન્યાય કેમ થાય તે શીખવવું તેમાં તથા વૈશ્યને વેપાર કેમ થાય, તે રમત ગમતમાં શિખવવામાં એ કળા ઉપયોગમાં આવે છે.

**વૈનાયિકી કળા**-જાદુગરોની ઠગાઇ પારખવાની કળા.

**કૃષિ કળા**-ખેતી વિદ્યા, હળ ખાતર, બળદ, વાવેતર, વગેરે એ-

તીનાં સાધન એ કળાથી જાણવામાં આવેછે. '**ક્ષેત્ર વિચાર**' નામનો ગ્રંથ એ કળા શીખનારે ભણવો.

**વૈતાલિક વિદ્યા**-કેટલાક આને ભૂતાવળ પણ કહેછે. કેવા કેવા પદાર્થોના ધુપ દેવાથી મનના તથા તનના આવેશો દૂર થાયછે. તે આ કળાથી સમજાયછે. કોઇ કોઇ સમયે અજાણી અદ્‌ભૂત અને ભયાનક વસ્તુનો સ્પર્શ તથા શરીરની તથા મનની સ્થિતિ બદલાઇ જાયછે, તે સર્વે આથી દૂર કરી શકાયછે. તે સમયે ભૂતાવલ બતાવીને સંકટમાંથી બચી શકાયછે. આ ૬૪ કળા જાણવાથી તે કોઇથી ગંજાતો કે ગાંજ્યો જતો નથી.

સ્વપરાક્રમથીજ પ્રાપ્ત થાય તેવી આઠ કળાઓ આ પ્રમાણેછે.:-જે સ્વપરાક્રમથી પ્રાપ્ત થાયછે.

રાગ, પાધ, ને પારખું, નાડી ને વળી ન્યાય;
તરવું, તન તરવું, ને તરકરવું, એ આઠે આપ કળાય.

ભાગવતમાંથી.

**૨ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી ચાર પ્રકારનું બોલવું કયું કહેવાય ?

**વિદુરજી**-થોડું બોલવું તે ઉત્તમ છે, તે કરતાં સત્ય બોલવું તેં ઉત્તમ છે, તે કરતાં પ્રીય બોલવું તે ઉત્તમછે, આ સૌથી ધર્મ સ્વરૂપ બોલવું તે વધારે ઉત્તમ છે. એ ચાર પ્રકારનુંછે.

**૩ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, પંડિત કોણ કેહવાય ?

**વિદુરજી**-જે મનુષ્યો માત્ર ઉપયોગી વિષયોમાંજ પડી સાર ગ્રહણ કરે છે અને વધારે ભાંજગડમાં પડતા નથી, તેઓને હું પંડિત સમજું છું. વધારે બાબતમાં પડનારને સંસારી ફોગટીયા સમજવા. તેમ જે મનુષ્ય 'આ કામ મારા પ્રયત્નથી બની શકશે' આવો નિશ્ચય કર્યા પછી તે કામનો આરંભ કરે છે, આરંભેલું કામ અધવચ છોડી દેતો નથી, પૂર્ણ કર્યા વગર વિરામ પામતો નથી, પોતાનો સમય નિષ્ફળ ફોગટ જવા દેતો નથી, અને મનને આધીન રાખે છે તેજ પંડિત

કહેવાય છે. વળી જે ઉત્તમ કામ કરે છે, અને પતીત કર્મનો ત્યાગ કરે છે, નાસ્તિક નહી પણ શ્રદ્ધાળુ હોય છે, જેની બુદ્ધિ શાસ્ત્રને અનુસરે છે, જે પૂજ્યપુરૂષોએ બાંધેલી મર્યાદાનું ખંડન કરતો નથી, તે મનુષ્ય પંડિતનું નામ મેળવે છે.

૪ **ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, મહાકુળવાન કોને કહે છે?

**વિદુરજી**-જે કુળમાં તપ, દમ, ઇંદ્રિયનિગ્રહ, બ્રાહ્મણનું પઠન (વેદાધ્યયન), યજ્ઞો, પુણ્ય કર્મ, વિવાહાદિક ઉત્તમ કર્મ અને હમેશાં અન્ન દાન આ સાત ગુણ સારીરીતે સ્થિરતાથી જે કુળમાં વાસ કરીને રહ્યા છે તેને મહોટાં કુળ સમજવાં. જેનું સદાચરણ ચલાયમાન થતુ નથી. (જે સદાચરણમાંથી ભ્રષ્ટ યતો નથી) જેના આચરણથી માતા પિતા વગેરે નાખુશી થતા નથી, જે પ્રસન્ન મનથી ધર્માચરણ કરે છે. જે કુળ ઉત્તમ કીર્તિ મેળવવાની આશા રાખે છે અને અસત્યનો ત્યાગ કરે છે તેને મહાકુળવાન જાણવાં. યજ્ઞ ન કરવાથી, અયોગ્ય લગ્ન કરવાથી, વેદના અધ્યયનનો ત્યાગ કરવાથી અને ધર્મ મર્યાદાનો લોપ કરવાથી ઉંચાં કુળ નીચ કુળ બને છે. દેવ દ્રવ્યના વિનાશથી, બ્રાહ્મણના પૈશા ઓળવવાથી, અને બ્રાહ્મણોનું અપમાન કરવાથી મોટાં કુળ નીચ કુળમાં ગણાય છે. વળી બ્રાહ્મણોનો તિરસ્કાર કરવાથી, તેમની નિંદા કરવાથી અને થાપણ ઓળવવાથી મોટાં કુળ નીચ કુળમાં ગણાય છે, જે કુળ દુરાચરણી થાય છે તે કુળવાન હોય, ઢોર ઢાંખરવાળો હોય, પરાક્રમવાળાં હોય અને ધનવાન હોય છતાં પણ તે કુળ, કુળની ગણતરીમાં ગણાતાં નથી. અલ્પ ધનવાળા છતાં પણ જે કુળ સદાચરણથી રહિત નથી તે કુળની ગણતરીમાં ગણાય છે, અને મોટી કીર્તિ મેળવે છે. ધન આવે છે અને જાય છે, પણ સદાચરણ ફરી આવતું નથી; માટે પ્રયત્નથી તેની રક્ષા કરવી. જે મનુષ્ય ધનથી ક્ષીણ થાય છે તે ક્ષીણ થયો ગણાતો નથી; પણ સદાચરણથી ક્ષીણ થયેલો દરિદ્ર ગણાય, છે. જે કુળ સદાચરણ રહિત છે ને કુળ ગાય ભેંસ આદિ પશુઓવડે અને ઘણી સમૃદ્ધિવાળી ખેડ વડે પણ સત્કુળ બનતું નથી.

**૫ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, દુર્લભ મનુષ્ય ક્યારે કહેવાય ?

**વિદુરજી**-હમેસાં મીઠાં વચનો કહેનારા પુરૂષો થોડા છે, અને કડવા લાગે એવા હિતકારક વચનો કેહનાર અને સાંભળનાર તો દુર્લભજ છે, જે માણસ ધર્મનો આશ્રય કરી ઉપરીને સારૂં લાગશે કે માઠું લાગશે તેનો વિચાર મુકી દઇ માઠાં લાગે તો પણ હીતકારક વચનો કહે છે, તે મનુષ્ય રાજાનો સહાયક જાણવો. મનુષ્યે કુળની ખાતર એક પુરૂષનો ત્યાગ કરવો, ગ્રામની ખાતર કુળનો ત્યાગ કરવો, દેશની ખાતર એક ગામનો ત્યાગ કરવો અને પોતાની ખાતર પૃથ્વીનો ત્યાગ કરવો. દુ:ખમાં કામ માટે ધનનું રક્ષણ કરવું, ધનવડે સ્ત્રીનું રક્ષણ કરવું અને પોતાનું હમેશાં સ્ત્રીવડે અને ધનવડે પણ રક્ષણ કરવું.

**૬ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, કયા ત્રણ પુરૂષ ઉત્તમ, મધ્યમ અને કનીષ્ટ ગણાય ?

**વિદુરજી**-જે ઉત્તમ મનુષ્ય સઘળાનું કલ્યાણ ઇચ્છે છે, કોઇના અકલ્યાણમાં મન રાખતો નથી, સત્ય બોલે છે, કોમળ હોય છે અને જીતેંદ્રિય હોય છે તેજ ઉત્તમ ગણાય છે.

**મધ્યમ**-મનુષ્ય પ્રીયવાણીથી સમજે છે, કોઇ વસ્તુ માટે પ્રાતજ્ઞા કરે તો તે વસ્તુ આપે છે, અને પરનાં છિદ્રો જાણતાં છતાં ઉઘાડાં કરતો નથી તે મધ્યમ ગણાય છે.

**અધમ** મનુષ્ય ખરાબ ઉપદેશ આપનાર, માર ખાનાર, શસ્ત્રથી ઘાયલ થાય તો પણ ક્રોધને લીધે પાછો ન ફરનાર, કરેલા ઉપકારનો નાશ (અપકાર) કરનાર, કોઇનો મિત્ર નહી અને દુષ્ટ બુદ્ધિવાન. આ સઘળાં અધર્મનાં લક્ષણ જાણવાં. જે બીજાની પાશેથી કલ્યાણકારી વાત સાંભળી તેના ઉપર વિશ્વાસ રાખતો નથી, જેને પોતાનો પણ વિશ્વાસ નથી અને મિત્રોનાં વચનનો અનાદર કરે છે તેને ખરેખર અધમ જાણવો.

**૭ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, કોના કોના ઉપર ક્રોધ ઉત્પન્ન થાય તો પણ ન કરવો. ?

**વિદુરજી**-દેવતા, રાજા, બ્રાહ્મણ, વૃદ્ધ, બાળક તથા આતુર એટલા ઉપર ક્રોધ ઉત્પન્ન થાય તો પણ ન કરવો. અરજદાર લોકોને આતુર સમજી તેના ઉપર ક્રોધ ન કરવો, પણ અરજદાર અરજ કરે તે દયા દૃષ્ટિથી સાંભળી તુરત તેનો નીકાલ કરવો.

૮ **ધૃતરાષ્ટ્ર**-વિદુરજી, કયો ભય અધિકારીને મારી પાડે છે?

**વિદુરજી**-કોઇ પણ મનુષ્ય ઉપર પૂરો વિશ્વાસ રાખી પોતાની ગુપ્ત વાત અને કાર્ય કહી બતાવ્યા પછી તે મનુષ્ય ખુટે તો વિશ્વાસ ઉત્પન્ન થએલો ભય અધિકારીઓને મારી પાડે છે, માટે અધિકાર ભોગવનારા પુરૂષોએ શુદ્ધ અંતઃકરણથી કોઇનો બહુ વિશ્વાસ રાખવો નહિ.

૯ **ધૃતરાષ્ટ્ર**-બૃહસ્પતિ, અધિકારીઓએ પ્રજાજન ઉપર પોતાનો રૂવાબ કેમ બેસાડવો?

**બૃહસ્પતિ**-અતિ કોમલ ન થવું, કે અતિ સખ્ત ન થવું, અર્થાત કડવું એવું ન થવું કે કોઇ થુંકી નાખે અથવા ગળ્યું એવું ન થવું કે કોઇ ગળી જાય; મતલબ કે, કડક થવાના કાર્યોમાં કડક થવું અને નરમ થવાનાં કાર્યોમાં નરમ થાવું.

૧૦ **યુધિષ્ઠિર**-ભીષ્મપિતામહ! તાબાના નોકરો સાથે કેમ વર્તવું?

**ભીષ્મપિતામહ**-તાબાના નોકરો સાથે હાંસી મશ્કરીની ટેવ બીલકુલ ન રાખવી તેમજ છુટથી પણ તાબાના માણસો સાથે બહુ બોલવું નહિ તેમ તેવી રીતે બોલવાની છુટ તાબાના મનુષ્યોને લેવા કે મળવા દેવી નહિ.

૧૧ **યુધિષ્ઠિર**-તેવી છુટથી શું શું નુકશાન થાય છે તે જાણવા માગુછું?

**ભીષ્મપિતામહ**-તે નુકસાન નીચે પ્રમાણે છે,

૧ ઉપરીનું વચન સેવકો પાળતા કે માનતા નથી, ૨ ઉપરીનો માન મરતબો નોકરો બરાબર રાખતા નથી. ૩ રજા માગ્યાવિના ગમે ત્યાં સ્વતંત્રપણે ચાલ્યા જાય છે. ૪ ગુપ્તવાતો બહાર પ્રગટ કરે છે. ૫ ન માગવાની સત્તા માગે છે. ૬ ઉપરી કે ધણીની સત્તા પોતે ભોગ-

વે છે. ૭ ઉપરીની નિંદા કરી પોતાની શાણાઇ તથા હુશીયારી બતાવે છે. ૮ પોતાની નજરમાં કે ધ્યાનમાં આવે તેવી દેશમાં (પ્રગણામાં) સત્તા કે અમલ ચલાવી ગરીબોને ફોલી ખાય છે. ૯ ઉપરી કે ધણી સામે તમને આ ન આવડયું, તમે આ ખોટું કામ કર્યું, આમ ન થાય, અમને પુછયું હત તો આમ ભુલ ન ખવાત, વિગેરે ડહાપણ બતાવે છે. ૧૦ ઉપરી ગુસ્સો કરે ત્યારે તેની હાંસી કે મશ્કરી કરે છે. ૧૧ ઉપરી માન આપે તે તેના ધ્યાનમાં કે હીસાબમાં આવતું નથી. આ પ્રમાણે અગીયાર જાતનાં નુકશાન થાય છે. શાંતિપર્વ.

૧૨ યુધિષ્ઠિર—ભીષ્મપિતામહ, જગતમાં અધિકાર ભોગવનારા અધિકારીઓને કેટલાંક એવાં કામો કરવાં પડે છે કે જે કામ કરવાથી વધારે શત્રુઓ ઉભા થાય છે, ત્યારે તે પ્રસંગે કેમ વર્તવું ?

**ભીષ્મપિતામહ**-કોઇ કાર્ય કરતાં ઘણા શત્રુ થઇ ગયા તો તેવે વખતે શત્રુના પક્ષમાં બળવાન લોકો હોય તેની સાથે સંધિ કરવી, સંધિ કર્યા પછી તેની સાથે સાવધાન થઇ યુકિત વડે વર્તવું; મતલબ સંધાઇ ગયા પછી પાછો વિશ્વાસ તો કરવોજ નહિ. શાંતિપર્વ.

**શત્રુજયરાજા**-ભરદ્વાજ મુનિ, ઉપરનો જે સવાલ યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને પુછયો અને એનો જે જવાબ આપ્યો એ બાબત આપનો શો અભિપ્રાય છે તે જાણવા માગું છું.

**ભરદ્વાજમુનિ** હું પણ ભીષ્મપિતામહના વિચારને મળું છું અને મારોજ મત છે કે અમુક એક કાર્ય કરતાં અધિકારી સામે ઘણા શત્રુ થાય તો તેમાંથી જે બળવાન લોક હોય તેની સાથે અંતરથી વિશ્વાસ ન રાખતાં સંધિ કરવી, યુકિત સાથે વર્તવું, કાર્ય થયા પછી વિશ્વાસ કરવો નહિ; વિશેષ મારો મત આવો છે કે તે વખતે ધૈર્ય રાખવું, મોટું મન રાખવું, આગલાની હલકાઇ સામું જોવું નહિ, અમુક વખત જતો કરવો, મુખ્ય મુખ્ય મનુષ્યોને પોતાના પક્ષમાં લઇ બીજાઓને તેના મારફત વિશ્વાસ ઉત્પન્ન કરવો, આકરે આકરા ન થાવું, પોતાનું

જોર છતાં કમજોર દેખાવું, પણ એવું નહીં કે તે સામો શત્રુ તેની ઉલટી અસર લઇ મારી પાડે, અને અંતે આવી ક્રીયાઓ કરી કુશળ-તાથી વર્તિ બનતાં સુધી સમાધાન કરી લેવું.

**૧૩ યુધિષ્ટિર-ધૌમ્યરૂષિ?** કયા કયા વિચારો ગુપ્ત રાખવા ?

**ધૌમ્યમુનિ**-જ્યાં સુધી જે કાર્ય થયું નથી અને થઇ ગયા પછી પણ બહાર પડેલું નથી ત્યાં સુધી કોઇ પણ સારો યા નરસો પોતાનો કરેલો વિચાર બહાર નજ પાડવો. તેવીજ રીતે પોતાના તિરસ્કારમાં કોણ છે તે પણ ગુપ્ત રાખવું કેમકે એ વાત પણ પ્રસિદ્ધ થએથી ઘણી હાનિ વેઠવી પડે છે.

**૧૪ ધૃતરાષ્ટ્ર-વિદુરજી**, કયા કામનો આરંભ કરવો ને કયા કામનો ન કરવો ?

**વિદુરજી**-હરેક કામમાં પ્રથમ સાર જોવો, એટલે કે જે કામ કરવાનું હોય તેમાં પ્રથમ મતલબ પાર પડશે એવો ફાયદો દેખાય તો તે કામનો આરંભ કરવો. પણ કોઇના કહેવા સાંભળવા ઉપરથી ઉતા-વળ કરી કાંઇ કામ કરવું નહી; ઉતાવળને લઇ જે કાર્ય કરવામાં આ-વે છે તેમાં અતિ પાછું પડવાનો વખત આવે છે અને પરિણામે કશો સાર નીકળતો નથી અને વિનાકારણ મહાભારત પશ્ચાત્તાપ થાય છે.

ઉદ્યોગપર્વ.

**૧૫ યુધિષ્ટિર-વિદુરજી!** કોને કોને કેવા ભય રહેલા છે ?

વિદુરજી-ગરીબ લોકોને પોતાની આજીવિકાનો ભય રહેલો છે, મધ્યમ સ્થિતિના લોકોને **મરણનો** ભય રહેલો છે અને ઉતમ પુરૂષોને અપમાનનો ભય રહેલો છે.

**૧૬ ધૃતરાષ્ટ્ર-વિદુરજી!** અમુક એક કામ હાથમાં પકડયું અને તે પાર પાડવા માટે બની શકે તેટલું પ્રયત્ન કીધું, છતાં પણ તે કા-મમાં લાભ ન મેળવી શકાય તો કેમ કરવું ?

**વિદુરજી**-મનુષ્ય પોતાથી બને તેટલું હરેક કામ પાર મુકવામાં

પ્રયત્ન કરે પણ છેવટ કાર્ય પાર નજ પડે તો તેને માટે દૈવ ઈચ્છા માની જરા પણ મનમાં ખેદ કરવો નહીં.

૧૭ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! એવાં કયાં કાર્ય છેકે જે સમજુ પુરૂષે નજ કરવાં જોઇએ?

વિદુરજી-જે કાર્ય કરવાની આપણી શકિત ન હોય તે કાર્ય ન કરવું; તેમ મ્હોટા પુરૂષો સાથે કદાચ વૈર કરવા તક મળે તો પણ આગલા જો બળવાન ન હોય તો તેની સાથે કદી પણ વૈર કરવું નહીંજ.

૧૮ ધૃતરાષ્ટ્ર-કદાચ શકિત ઉપરાંત કાર્ય કરવા કોઇ મનુષ્ય હામ બીડે, અથવા મોટા મનુષ્ય સાથે વૈર બાંધે તો તેનું પરિણામ શું થાય?

વિદુરજી કદાપિ શકિત ઉપરાંત કોઇ કાર્ય કરવા કોઇ મનુષ્ય ધારે અગર મ્હોટા સાથે દુષ્મની કે વૈર કરવા ધારે તો તેનું શું પરિણામ થાય એ જાણુવા તમે માગો છો, તો મારા વિચાર પ્રમાણે આ બન્ને બાબત જેટલાં પ્રયત્ન કરવામાં આવે તેટલાં ફોકટ જાય અને નાહક પોતાના અવિચારનો ઘણોજ પશ્ચાત્તાપ કરવો પડે છે.

૧૯ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! કયો ભય સુખ આપનારો છે?

વિદુરજી-જે ન કરવાનું કાર્ય કરવામાં ભય રાખવો એ ભય સુખ આપનારો છે, જે કામ કરવા લાયક હોય તે કામ ન છોડી દેવામાં ભય રાખવો, એ સુખ આપનારો છે, તેમજ હરેક કાર્ય પાર પાડવા પહેલાં કરેલો વિચાર બહાર પાડવામાં ભય રાખવો એ ભય પણ સુખ આપનારો છે.

૨૦ ધૃતરાષ્ટ્ર-વિવેકી મનુષ્યોનો શો ધર્મ છે?

વિદુરજી-વિવેકી મનુષ્યોની કોઇ નિંદા કરો, કોઇ ખોટો આરોપ મુકો, યા ગાળો દો પણ વિવેકી મનુષ્યો બીલકુલ બોલતાજ નથી પણ જે થાય છે તે સઘળું સહન કર્યાંજ કરે છે.--ઉદ્યોગપર્વ.

૨૧ ધૃતરાષ્ટ્ર-વિવેકી આ બધું સહન કરે ત્યારે એ કરનારને તેનો કાંઇ બદલો મળે ખરો?

**વિદુરજી** વિવેકીઓના મનમાં જો કે તેઓ જે થાય છે તે સહન કરે છે ખરા પરંતુ સ્વાભાવીક રીતે તેમને પણ ક્રોધ ઉત્પન્ન થાય છે, તે ક્રોધ તેઓ દીલમાં રાખે છે અને પાછો તેને વગર બોલે સમાવી દે છે. તે ક્રોધ આગલ્યાને બાળી દે છે.

**૨૨ ધૃતરાષ્ટ-વિદુરજી**! કોઇ ધારેલ કાર્ય પાર ન પડે અને તેથી દીલની અંદર ચિન્તાથી દાહ થયા કરે ત્યારે તેવે પ્રસંગે શું ઉપાય કરવો ?

વિદુરજી-ચિંતા મનમાં બિલકુલ રાખવીજ નહીં, એજ તેનો ઉપાય છે, કારણ ભાવી અવિચળ છે. ચિંતા કરવાથી બલ, રૂપ, અને જ્ઞાનનો નાશ થાય છે, શરીરમાં રોગની ઉત્પત્તિ થાય છે, ચિત્તનું ભ્રમણ થાય છે અને શત્રુઓ આવી સ્થિતિ જોઇ રાજી થાય છે. માટે ચિંતા નહીં કરવી; કારણ જગનો નિયમ છે કે. કોઇ વખત મનુષ્ય મરણ પામે અને કોઇ વખત પુરૂષ પાછો ઉત્પન્ન થાય; કોઇ વખત મનુષ્ય હાનિ પામે અને કોઇ વખત મનુષ્ય વૃદ્ધિ પામે, કોઇ વખત બીજાઓ પોતા પાસે યાચનાઓ કરે ને કોઇ વખતે બીજાઓ પાસે આપણને યાચના કરવી પડે, કોઇ વખતે શોચ પોતાને કરવો પડે અને કોઇ વખતે પોતે બીજાઓને શોચ કરાવીએ એ રીતે સુખ, દુઃખ, હાનિ, લાભ, જન્મ અને મરણ એ મનુષ્ય માત્રને ક્રમે કરી આવી જાય છે, માટે વિવેકી પુરૂષે હર્ષ કે શોચ કોઇ વાતનો કરવોજ નહીં.

ઉદ્યોગપર્વ.

**૨૩ ધૃતરાષ્ટ્ર-વિદુરજી**! કોની સાથે વિરોધ ન કરવો !

**વિદુરજી-જે મિત્ર, જે સ્ત્રી, જે અધિકારી, જે** ચાકર આપણે જે વખતે જે કાંઇ કહીયે તે સહનજ કર્યા કરતો હોય અને કોઈ વખતે પણ સામે ન થતો હોય તો તેવા કોઇ પણ સહન કરનારા સાથે બિલકુલ વિરોધ કરવો નહીં.

**ઉદ્યોગપર્વ.**

૨૪ ધૃતરાષ્ટ્ર–એમ છતાં તેવા સહન કરનારાઓ સાથે વિરૂધ્ધપણું થાય તો શું કરવું ?

વિદુરજી–સહન કરનારાઓ સાથે વિરૂદ્ધપણું રાખવામાં આવે તે પુરૂષાર્થ ન ગણાય.

ઉદ્યોગપર્વ.

૨૫ ધૃતરાષ્ટ્ર–મુર્ખાઇ ભરેલાં કયાં વીશ કૃત્યો છે કે જે કૃત્ય કરવાથી લોકો તેને મુર્ખ કહે ?

વિદુરજી–નીચે પ્રમાણે વીશ કૃત્યો કરે તે મુર્ખ ગણાય.

૧ જે મનુષ્ય શિક્ષાકરવા લાયક ન હોય તેને શિક્ષા કરે.

૨ જે મનુષ્ય થોડોજ લાભ મળે કે તરતજ છકી જાય.

૩ જે મનુષ્ય સ્ત્રીની ચાકરી કરી તેનાજ કેહવા પ્રમાણે વર્ત્તિ પેટ ભરે.

૪ જે મનુષ્ય યાચના કરવા લાયક ન હોય તેની યાચના કરે.

૫ જે મનુષ્ય થોડુંજ કામ કરી પોતાની બડાઇ કરે.

૬ જે મનુષ્ય કુળવાન થઇ ન કરવાનું અઘટીત કામ કરે.

૭ જે મનુષ્ય પોતે નિર્બળ છતાં બળવાન પુરૂષો સાથે નિરંતર વૈર કરે.

૮ જે મનુષ્ય અશ્રદ્ધાવાન હોય તેની સાથે શ્રદ્ધાની વાતો કરે.

૯ જે મનુષ્ય ઇચ્છા કરવા લાયક ચીજ ન હોય તેની ઇચ્છા કરે.

૧૦ જે મનુષ્ય દીકરાની વહુ સાથે ઠઠ્ઠા મશ્કરી કર્યા કરે.

૧૧ જે મનુષ્ય પારકા ખેતરમાં પરવાનગી વિના બીજ વાવે.

૧૨ જે મનુષ્ય પોતાની સ્ત્રીનો હમેશાં તિરસ્કાર કર્યા કરે.

૧૩ જે મનુષ્ય પોતાને મળ્યા છતાં મને આ સાંભળતું નથી એમ કહે.

૧૪ જેમ મનુષ્ય વચનની કબુલાત આપ્યા છતાં મને યાદ નથી એમ કહે. અને તે બાબતમાં પોતાની મોટાઇ માને.

૧૫ જે મનુષ્ય દુષ્ટને સાધુ પુરૂષ છે એમ કહીને માને.

૧૬ જે મનુષ્ય ચાહીને વરસાદમાં ચાલે. એટલે જાણીને બહાર જાય.

૧૭ જે મનુષ્ય સારી સ્થિતિમાં હોવા છતાં કાંઇપણ વિદ્યાભ્યાસ ન કરે.

૧૮ જે મનુષ્ય પોતાનો વખત આવ્યા છતાં કોઇના ઉપર હાથ ન રાખે.

૧૯ જે મનુષ્ય પોતાના ઘરમાં ગુણવાન અને સ્વરૂપવાન સ્ત્રી છતાં પારકી સ્ત્રી સાથે અનીતિથી વર્ત્તિ વ્યભિચાર કરે.

૨૦ જે મનુષ્ય વાણીએ કરીને માત્ર બીજાઓ સાથે વૈર કરવાની ઇચ્છા રાખે અને જે પુરૂષ સમય આવ્યા છતાં બોલી શકે નહીં, તે પણ મૂર્ખ ગણાય. એ રીતે કૃત્યો કરનારા પુરૂષો મારા વિચાર પ્રમાણે મૂર્ખ ગણાય છે. વળી શાસ્ત્રનું જ્ઞાન નહિ છતાં જે ઘણોજ અભિમાની છે, દરિદ્ર છતાં ઉદાર મનવાળો છે, અને હલકા કામ કરીને એટલે જુગટું વગેરે રમીનેજ ધન મળવાની ઇચ્છા કરે છે, તેને, પડિતો મૂઢ મૂર્ખ કહે છે. જે માણસ પોતાનું કામ મૂકી પારકા માટે પ્રયત્ન કરે છે; અને મિત્રને માટે નઠારૂં કામ કરે છે, તે મૂઢ મૂર્ખ કહેવાયછે, જે માણસ પ્રેમ વગરના માણસોને ચાહે છે, અને પોતાના ઉપર પ્રેમ રાખનારા માણસોનો ત્યાગ કરે છે તથા બળવાનનો દ્વેષ કરે છે, તેને વિદ્વાનો મૂઢ બુદ્ધિ એટલે મૂર્ખ કહે છે; જે માણસ શત્રુ સાથે મિત્રતા કરે છે, મિત્રોનો દ્વેષ કરી તેને મારી નાખે છે, અને નઠારાં કામનો આરંભ કરે છે, તેને પંડિતો મૂઢ બુદ્ધિ કહે છે, હે ભરતર્ષભ ! જે, માણસ પોતે કરવા લાયક કામ ચાકર મારફતે કરાવે છે, તો પણ સઘળાં કામમાં શંકા રાખે છે, અને ઉતાવળે કરવાના કામમાં વાર લગાડે છે, તેને મૂઢ જાણવો. જે પિતૃઓનું શ્રાદ્ધ કરતો નથી, દેવતાઓની પૂજા કરતો નથી તથા જેને હિતેચ્છુ મિત્ર મળતો નથી; તેને વિદ્વાનો મૂઢ બુદ્ધિ કહે છે. જે બોલાવ્યા વગર અંદર પ્રવેશ કરે છે, પ્રશ્ન કર્યા વગર બહુ બોલે છે, અને વિશ્વાસ વગરના માણસોનો વિશ્વાસ કરે છે, તે મનુષ્યને મૂઢ બુદ્ધિ અને નીચ જાણવો જે બીજાના દોષ જોઇ, તેની નિંદા કરે છે, પણ પોતે તેવી રીતે વર્ત્તે છે એટલે દુષ્ટાચરણ

કરે છે, અને જે અસમર્થ છતાં ક્રોધ કરે છે, તે માણસને મોટામાં મોટો **મૂર્ખ** જાણવો. જે મનુષ્ય, **ધર્મ** અને **અર્થની** સહાયવાળું, પોતાનું બળ જાણ્યા વગર, તથા મેહેનત કર્યા વગર, **અલભ્ય** વસ્તુ મેળવવાની ઇચ્છા કરે છે, તે આ જગતમાં મૂઢ બુદ્ધિ ગણાય છે. હે **ધૃતરાષ્ટ્ર!** જે મનુષ્ય શિક્ષા કરવા લાયક ન હોય તેને શિક્ષા કરે છે, છાની રીતે રાણીઓને ભોગવે છે અને **કૃપણોની** સેવા કરે છે તે મૂઢ બુદ્ધિ કહેવાય છે.
ઉદ્યોગપર્વ.

**૨૬ ધૃતરાષ્ટ્ર**-ધનાદિક એટલે પૈસા સંબંધી કાંઇ લેવા દેવાનો વ્યવહાર કેટલા સાથે નહીં રાખવો તે કહો?

૧ પ્રતિષ્ટાવાન પુરૂષ સાથે, ૨ વ્યભીચારણી સ્ત્રી સાથે, ૩ રાજાના ચાકરો સાથે, ૪ પોતાના પુત્રો સાથે, ૫ પોતાના ભાઇઓ સાથે, ૬ બાળક સાથે, ૭ છોકરાંવાળી વિધવા સાથે, ૮ અને અધિકારથી ભ્રષ્ટ થએલાની સાથે, એ પ્રમાણે લેણુ દેણુનો વ્યવહાર આઠ જણ સાથે ન રાખવો.

**૨૭ યુધિષ્ટિર**-પિતામહ! બ્રાહ્મણના ધર્મ તથા લક્ષણ શું છે તે કહો?

**ભીષ્મપિતામહ**-બ્રાહ્મણે વેદાદિ અધ્યયન કરવું અને કરાવવું. યજ્ઞ કરવા અને કરાવવા; દાન આપવાં અને લેવાં. વળી ગાયત્રી જપાદિક ઇશ્વરનું પૂજન કરવું. સત્ય બોલનારા થવું, અંતઃકરણ કોમળ રાખવું; પોતાના કર્મની સ્થિતિ રાખવી.

વળી જે નિત્ય સ્નાન સંધ્યા વગેરે કર્મ કરનારો, નિત્ય યજ્ઞો પવિત ધારણ કરનાર, નિત્ય વેદાધ્યયન કરનાર, પાપીના અન્નનો ત્યાગ કરનાર, સત્યવાદી ને ગુરૂનું કામ કરનાર, એવો બ્રાહ્મણ બ્રહ્મ લોકમાંથી ભ્રષ્ટ થતો નથી. એજ બ્રાહ્મણનો ધર્મ છે.

## બ્રાહ્મણનાં લક્ષણ.

પંચમહાયજ્ઞ તથા અન્ય યજ્ઞ કરવા કરાવવા. અધર્મરહિતપણું, દાન ન લેવું. મનુએ દાન લેવાને નીચ કર્મ લખ્યું છે માટે વિપતિકાળ

સિવાય કદાચિત્ દાન ન લેવું અને ભિક્ષા તો નજ માગવી. વિદ્યા ભણવી. હુન્નર શીખવા અને કર્મ કરાવીને કાંઇ લેવું એ દાન કહેવાતું નથી. મફત લેવું તે દાન (પ્રતિગ્રહ) કહેવાય છે. આ મધ્યેથી ન્યૂન લક્ષણ હોય તથાપિ દુર્ગુણ ન હોય તો તેવાને કર્માંતર ઉતરતા દરજ્જાના બ્રાહ્મણ સમજવા.

**૨૮ યુધિષ્ઠિર**-પિતામહ ! ક્ષત્રિનાં ધર્મ તથા લક્ષણ શું છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-દાન કરવું પણ યાચના ન કરવી; ભણવું પણ ભણાવવું નહીં; યજ્ઞ કરવા પણ કરાવવા નહી; સત્યમાં અને ધર્મમાં નિપુણ થાવું અને બ્રાહ્મણોનું તથા ગાયનું રક્ષણ કરવું, તેમ રણ સંગ્રામમાં બીલકુલ પાછી પાની ભરવી નહીં. જે ક્ષત્રિય વેદનો અભ્યાસ કરી અગ્નિ હોત્રમાં હોમ આપી અથવા અપાવી, યજ્ઞોથી દેવતાઓને તૃપ્ત કરી પ્રજાનું પાલન કરે છે, અને ગાય તથા બ્રાહ્મણો માટે સંગ્રામમાં મરણ પામે છે. તે પોતાના અંતરાત્માને પવિત્ર કરી સ્વર્ગમાં જાય છે.

## ક્ષત્રીય લક્ષણ.

વિદ્યાભ્યાસ, દાનશીલતા, રક્ષા ન્યાય, ધર્માત્મા, ઐશ્વર્ય યુક્ત, ઉન્નતી વાગ્દંડ યજ્ઞદીક્ષિ, ધર્મજ્ઞતા, યુદ્ધમાં ન ભાગવું, શીલ સંપન્નપણું, દક્ષતા, (ચાતુરી) પક્ષપાત રહિત્ય, યજ્ઞ કર્મ કરાવવું એની ક્ષત્રિય ઉપર ફરજ નથી–કરે અથવા ન કરે; દાન લેવું એ તેને સર્વથા નિષિદ્ધ છે. આ ગુણ કર્મથી જે ન્યૂન લક્ષણ યુકત હોય, છતાં શૌર્યવાન એટલે કાયર તથા અધર્મ, વગેરે દુર્ગુણ યુકત ન હોય તો તેને ઉતરતા દરજ્જાના ક્ષત્રિય ક્રમસર સમજવા.

**૨૯ યુધિષ્ઠર**-પિતામહ ! વૈશ્યના ધર્મ તથા લક્ષણ શું છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-ખેતી કરવી, પશુ પાળવાં, વેપાર વિગેરે કાર્યોથી ઉદ્યોગ કરવા તેમાં જરાપણ કપટ ન રાખવું, સાવધાન રહેવું, ક્રીયા જાણનારા થવું. ઉત્તમ વ્રતવાળા થવું. સત્ય બોલનારા થવું, વિભાગ કાઢીને જમનારા થવું, ઇંદ્રીયો દમન કરનારા થવું, પવિત્રતા રાખનારા થવું,

સ્નેહ-પ્રીતી સાચવનારા થવું, એ પ્રમાણે વૈસ્યના ગુણો હોય છે. જે વૈસ્ય સંસ્કૃત અધ્યયન કરી સમય ઉપર બ્રાહ્મણોને ક્ષત્રીઓને, આશ્રિતોને ધન વેંહેચી આપી અગ્નિહોત્રના ત્રણ અગ્નિથી પવિત્ર થએલા પવિત્ર ધૂમને સંધીને મરણ પામે છે તે સ્વર્ગમાં દિવ્ય સુખો ભોગવે છે.

## વૈશ્ય લક્ષણ.

ભૂગોળ, વ્યાપાર, ખેતી અને ગણિત વિદ્યા વિગેરેમાં કુશળ, વ્યાપાર વણજમાં ચતુર; ઉત્સાહી અને ઉદ્યમી, ધર્માત્મા અને અનેક ભાષાના જાણનાર વિદ્યા ભણાવવી એ વૈસ્યના ઉપર ફરજ નથી, તે ભણાવે યા ન ભણાવે; પણ દાન લેવું અને સત્કર્મ ન કરવાં એ સર્વથા નિસિદ્ધ છે. ઉપર લખેલાં લક્ષણમાંથી ન્યુન લક્ષણ હોય છતાં આળસુ અધર્મિ અને છળ કપટ વગેરે દુર્ગુણી ન હોય તો ઉત્તરતા દરજ્જાના વૈસ્ય સમજવા.

**૩૦ યુધિષ્ઠિર**-પિતામહ! શુદ્રનાં ધર્મ તથા લક્ષણ શું છે તે કહો?

**ભીષ્મપિતામહ**-કોઈની ઇર્ષ્યા નહીં કરવી, તેમ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય, એ ત્રણેની શેવા કરવી અને તેમાં પોતાનો નિર્વાહ ચલાવવો. શુદ્ર, ક્રમ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈસ્યની યોગ્યતા પ્રમાણે સેવા કરે છે; જ્યારે તેઓ પ્રસન્ન થાય છે ત્યારે શૂદ્રની પીડા અને પાપ બળી જાય છે; અને તે દેહ છોડી સ્વર્ગમાં સુખ ભોગવે છે.

## શુદ્ર લક્ષણ.

છળ કપટ રહિત, સત્ય બોલનાર, અંગ અને વસ્ત્ર સ્વચ્છ તથા પવિત્ર રાખતો હોય. ત્રણે વર્ણની સેવા કર્મમાં ચતુર હોય એટલે જાણતો હોય, (રસોઇ બનાવી, ઘરનું કામ સંભાળવું, સાથે દોડવું દેશકાળને સમજવો-ઇત્યાદિ.) સ્વામિની સર્વથા આજ્ઞા પાળક હોય. વગર કહે બીજાની વસ્તુ ન લે, એટલે ચોરી ન કરે, સેવા કે કોઇ ઉત્તમ હુન્નર-ધંધાને અધારે આજીવિકા ચલાવી શકવાને સમર્થ હોય, અભણ હોય, દૂરગુણ રહિત હોય, કાંઇ બુદ્ધિવાન્ હોય, કાંઇક ભાષા ભણ્યો હોય,

કાંઇ લખી શકતો હોય, ગણિત વિદ્યા જાણતો હોય, એવાં ઘટિત લક્ષણુ-વાળો હોય તો તેને ઉત્તમ શૂદ્ર સમજવો.

**૩૧ યુધિષ્ઠિર**—સર્વ મનુષ્યો શાથી વશ થાય છે.

**ભીષ્મપિતામહ**—મીઠી વાણી બોલવાથી અને અતિ સત્કાર કરવાથી સર્વ મનુષ્યો વશ થાય છે.

**૩૨ યુધિષ્ઠિર–ભીષ્માપતામહ!** કેટલાથી હમેશાં દુર (છેટું) રહેવું?

**ભીષ્મપિતામહ**—૧ અતિ **મદ** પામેલાથી દુર રહેવું; ૨ અત્યંત **ઉન્મત્ત** થયેલાથી દુર રહેવું; ૩ **પાખંડ** ધર્મથી વર્તનારા જે પુરૂષો હોય તેનાથી દુર રહેવુ. ૪ **ગાંડા** મનુષ્યથી દુર રહેવું. ૫ કબજે કરેલા પ્રધાનથી દુર રહેવું. ૬ સ્ત્રીઓના સમુદાયથી દુર રહેવું. ૭ **પર્વત,** વિષમ **જગો, હાથી, ઘોડા, સર્પ,** વિગેરેથી દુર રહેવું. ૮ અતિ કૃપણુ પણું, અભિમાન, દંભ, અને ક્રોધથી દૂર રહેવું. શાંતિપર્વ.

**૩૩ યુધિષ્ઠિર**—પિતામહ! કેવી સ્ત્રીનું સેવન કરવું યા કેવી સ્ત્રીનું સેવન નહિં કરવું તે કહો?

**ભીષ્મપિતામહ**—પોતાની સ્ત્રી શિવાય કોઇ સ્ત્રીનું સેવન નહિં કરવું એ ઉત્તમ છે.

વીસ વર્ષની ઉમર પહેલાં શરીરમાંથી વીર્ય નીકળવાથી અને મૈથુન કરવાથી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, તેટલા માટે સ્ત્રીએ ૧૫ વર્ષ અને પુરૂષે ૨૦ વર્ષની ઉમર સુધી એવો ઉપાય લેવો કે શરી-રમાંથી વીર્ય સ્ખલિત ન થાય તો શરીર તંદુરસ્ત રહે.

સ્ત્રી **૧૬** વરસ સુધી બાળા, ૩૨ વર્ષ સુધી યુવતી; અને ૫૦ વર્ષ સુધી પ્રોઢા કહેવાય છે; તેજ મુજબ પુરૂષ ૨૦ વર્ષ સુધી બાળક; ૪૦ વર્ષ સુધી પ્રૌઢ (આધેડ) કહેવાયછે;- આ કાળ પછીની સ્ત્રી પુરૂષ ઉભયની વૃદ્ધાવસ્થા કહેવાયછે.

યુવાન અવસ્થાવાળા પુરૂષ અને સ્ત્રીનો ભોગ યોગ્ય છે અને બાળ તેમજ વૃદ્ધાઅવસ્થામાં અયોગ્ય છે.

માથું દુખવું, ચાંદી, પ્રમેહ, તાવ અને અજીરણ આદિ રોગમાં સેવન કરવું એ સ્ત્રી પુરૂષ બન્નેની ઉમર ઘટવાનું, કામ નાશ થવાનું તથા ઉગ્ર રોગ થવાનું કારણ છે.

અતિશય સેવન ન કરવાવાળા (એટલે ક્વચિત મૈથુન કરનાર) નું આયુષ્ય, વીર્ય, ઉત્સાહ, બુદ્ધિ, બળ અને તેજ ઇત્યાદિ શુભ ગુણ વધે છે અને તેને પ્રાયઃ રોગ થતો નથી. અલબત મરશે તો ખરો પણ વૃદ્ધપણું તેને નહીં જણાય.

વાજીકરણના ઔષધો ખાઇને જે ઘણુંજ મૈથુન કરે છે તે પાછળથી ઘણું દુઃખ ભોગવે છે. અને તરતજ શકિત હીણ થઇ જાયછે.

ઋતું દર્શન પછી ચાર દીવસ છોડી ૧૧ દીવસ સ્ત્રી સંગ કરવો; ને અગીયાર દીવસમાં પણ આઠમો દીવસ છોડી દેવો; અને વર્ષાઋતુ હોય તો એક મહિનામાં બેવાર સિવાય મૈથુન નજ કરવું, એ આયુષ વર્દ્ધક છે.

સ્ત્રી સંગ સૃષ્ટિ ઉત્પતિ માટે છે. કાંઇ વિષય સુખ વૃદ્ધિ માટે નથી, માટે સ્ત્રીના દર્શન અને સ્મરણ વગર જ્યારે સ્વભાવિક રીતે ખરી કામ વૃત્તિ જાગૃત થાય. અને ઉત્સાહ થાય ત્યારેજ સંગ કરવો, તે વિના નજ કરવો.

જે અતિ કામી હોય તેણે પણ રજસ્વલા, વૃદ્ધ, વેસ્યા, પરસ્ત્રી, ગંદી, ગર્ભવંતી, ધાવતાં બાળકવાળી, એટલી સ્ત્રીને છોડીને નિજ પત્ની સાથે રજો દર્શનના દિવસતો બાદજ કરવા ને તે પછી પણ બીજે ત્રીજે દિવસે મૈથુન કરવું પણ નિત્ય નહિં કેમકે આમ નિયમ રાખવાથી કામનો અતિ આનંદ આવેછે. અને તેવો ને તેવો ટકી રહેછે; નહિં તો શરીર બુદ્ધિ અને આયુષનું સત્યાનાશ થઇ દુઃખ અત્યંત ભોગવવું પડેછે.

કેલિગૃહ (શયન સ્થાન) રમણીક, સુંદર, સુગંધિત, શાંત અને ચિત્તાકર્ષક હોવાથી સંગમાં અત્યાનંદ આવેછે, પરંતુ લજ્જાવાળું અને નિર્મયાદિવાળાથી કામ પ્રદિપ્ત થતો નથી.

ઉત્તમ ભોજનાદિ તથા વસ્ત્રાભરણથી ચિત્તમાં 'ઉત્સાહ રહેછે માટે સારાં

વસ્ત્ર ધારણ કરી શુદ્ધ અને સુગંધિત થઇ ઉભય દંપતિ પૂર્ણ રીતે પ્રેમાનંદ પ્રસન્ન હોય ત્યારે ભોગ-વિલાસ કરવાથી અત્યાનંદ આવેછે.

બહુ ખાધું હોય, ભય, ચિંતા, અધૈર્ય, ભૂખ, અંગ દુખાવ, તૃષા તેમજ બાળક કે વૃદ્ધ સ્ત્રી-પુરૂષ હોય, તથા મળ મૂત્રની ઇચ્છા થઇ હોય, એવી અવસ્થાવાળાને મૈથુનનો જરાપણ આનંદ આવતો નથી, માટે તેવે વખતે ભુલથી પણ મૈથુન ન કરવું.

આપણાથી મોટી, રજસ્વલા, અપ્રિય, આપણાથી ઉંચી, પીડિત, યોનિદોષવાળી, પ્રદર રોગવાળી, તાવવાળી, ગુરૂપત્નિ, સ્વગોત્રી, ગર્ભવંતી, સાધ્વી, અજાણી, બૃહન્નલા, કન્યા, એવી સ્ત્રીનો સંગ કદાપિ કરવો નહિં.

સૃષ્ટિવિરૂદ્ધ કર્મ-પશુ સંગ, તથા રોગીનો સંગ કરવાથી ચાંદી, પ્રમેહ, ઇત્યાદિ અનેક રોગ ઉત્પન્ન થાયછે. માટે તેથી અળગાં રહેવું.

દિવસે સ્ત્રી સંગ નજ કરવો, છતાં પણ કોઇ અતિ કારણસર એમ કરવું પડે તો, વસંત અને ગ્રીષ્મ ઋતુમાં હાની નથી-બાકી બીજી સર્વ ઋતુમાં સર્વથા હાની છે. સ્ત્રી સંગને અંતે બદામ આદિ મેવા અને મિષ્ટાન મિશ્રિત ગરમ કરેલું દુધ પીવાથી ઘણોજ ફાયદો થાય છે.

મૈથુનને અંતે સ્ત્રીએ તરતજ ઉઠી ન જતાં થોડોજ વખત સ્વસ્થપણે પડયું રહેવું એ અત્યંત લાભકારક છે.

સ્ત્રી સંગ કાળમાં પુરૂષનો જમણો (નાસિકા) સ્વર ચાલતો હોય તો ગર્ભોત્પત્તિમાં અતિ સહાયકારક છે.

ભોગકાલે સ્ત્રીએ ઉત્તમ પુરૂષ અને ઉત્તમ પ્રતિની શુદ્ધ ભાવના તથા એકાગ્રવૃત્તિ રાખવી એ ઘણુંજ લાભદાયક છે.

અતિ સંગ કરવાથી શૂળ, ઉધરસ, ક્ષય, પાંડુ, ઉન્માદ, અતિસાર, અંધાપો, કૃશતા અને વાયુનું દરદ ઇત્યાદિ રોગો થાયછે માટે અતિશય સ્ત્રી સંગ ન કરવો.

૩૪. ધૃતરાષ્ટ્ર—વિદુરજી ! સર્વથી વધારે ઉત્તમ શું ?

વિદુરજી—સર્વ તીર્થમાં સ્નાન કરવું અને સર્વ પ્રાણીઓ ઉપર

સમદ્રષ્ટિ રાખવી આ બન્ને સમાન છે; પરંતુ સમદ્રષ્ટિ એ વધારે ઉત્તમ ગણાયછે. જ્યાં સુધી મનુષ્યની પવિત્ર કીર્તિ આ લોકમાં ગવાય છે, ત્યાં સુધી તે મનુષ્ય સ્વર્ગ લોકમાં સત્કાર પામે છે. આ લોકની કીર્તિજ પરલોકમાં સત્કારના કારણરૂપ થાય છે.

૩૫. ધૃતરાષ્ટ્ર—વિદુરજી માન ખાતર કરેલા કર્મનું શું ફળ?

વિદુરજી—જગતમાં માનની ખાતર અગ્નિહોત્ર હોમે, માનને ખાતર મૌનવ્રત ધરે, માનની ખાતર અધ્યયન કરે અને માનની ખાતર યજ્ઞ કરે તો તે ચારે કર્મ ઉલટી રીતે કરેલાં હોવાથી સુખ આપનારાં છતાં દુઃખ આપેછે, પરંતુ નિષ્કામ કર્મ કર્યાં હોય તો પરલોક આપે છે. માટે તેવાં કાર્ય માનનો અભિલાષ રાખ્યા વિનાંજ કરવાં જોઇએ.

૩૬ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! નિંદિત સંગ કયો કહેવાય?

વિદુરજી-જે પારકી નિંદા કરવામાં તત્પર છે, બીજાને દુઃખ દેવામાં તત્પર છે, હમેસાં સાવધાન થઇ એક બીજામાં કલહ કરાવવા યત્ન કરેછે, જેનાં દર્શન કરવાથી પાપ લાગેછે, જેઓની સાથે રહેવાથી મોટા ભય લાગેછે, ચાડીયા છે, કામી છે, નિર્લજ છે, શઠ છે તેને પ્રસિદ્ધ પાપી એમ ગણવા. અને સહવાસ કરવામાં આટલાની નિંદા કરીછે. જે મનુષ્યોમાં ઉપર ગણાવ્યા સિવાયના બીજા પણ મ્હોટા દોષો હોય તે મનુષ્યોનો સંગ કરવો નહિં. કારણ કે મિત્રતા સમાપ્ત થયા પછી નીચ પુરૂષોનો પ્રેમ નાશ પામે છે મિત્રતાનું ફળ અને સુખ એ (બેઉ) અટકયા પછી દુર્જન છે તે, અપવાદ આપવા અને તેનો નાશ કરવાને મથે છે.

૩૭ ધૃતરાષ્ટ્ર-વિદુરજી, આયુષ્ય ઘટાવનારી છ વસ્તુ કહી કહેવાય!

વિદુરજી-અભિમાન, અતિનિંદા, ઝેર દેવું, ઘરફાડી ચોરી કરવી અથવા તો લોભી થવું વગેરે, ક્રોધ, પેટભરાણું અને મિત્રનો દ્રોહ કરવો; આ છ ચીજ સજ કરેલી તરવારો છે, એ મનુષ્યોની આવરદાને કાપ્યા કરે છે, તથા મનુષ્યોને મારે છે, પણ મૃત્યુ મારતું નથી.

૩૮ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! છ પ્રકારના આહારના રસ તથા તેના ગુણ દોષ કયા તે કહો?

**વિદુરજી**-ચુસવા, પીવા, ચાટવા, ભોજન કરવા, ભક્ષ કરવા, તથા ચાવવા લાયક ૭ પ્રકારના આહારને ઉત્તરોત્તર એક બીજાથી ગરિષ્ઠ જાણવા, તેમાં ભાત તથા દાળ આદિ ખાવાના પદાર્થ ભોજ્ય લાડુ તથા મંડકાદિ ભક્ષણુ કરવાનાં પકવાન્ન ભક્ષ્ય, પવા, ધાણી તથા દાળિયા આદિ ચાવવાના પદાર્થ ચર્વ્ય, કઢિ આદિ ચાટવાના પદાર્થ લેહ્ય, આંબા તથા શેરડી આદિ ચુસવાના પદાર્થ ચોષ્ય અને સાકરનું પાણી આદિ પીવાના પદાર્થ પેય કહેવાય છે. મીઠો, ખાટો, ખારો, કડવો તીખો તથા તુરો, એ ૭ રસ પદાર્થનો આશ્રય કરી રહ્યા છે.

**૩૯ યુધિષ્ઠિર**–પતામહ! દુષ્ટ મનુષ્યોને શી રીતે ઓળખવા?

**ભીષ્મપિતામહ**-નીચેના દુર્ગુણ વાળા જે મનુષ્યો હોય તેને અતિદુષ્ટ ગણવા.

૧ આપણી પછવાડે ને પરોક્ષમાં આપણા ઘણા અવગુણ ગાયા કરે તે. ૨ આપણા હિતની કે સદ્ગુણની વાતો થાય તેથી સાંભળી ઇર્ષ્યા કરતો હોય; ૩ આપણી સ્તુતી થતી હોય તે વખતે છાંનોમાનો આડું અવળું જોઇ બેશી રહેતો હોય. ૪ અજાણ થઇ ગમે તેમ બોલ્યા કરે; ૫ પરોક્ષમાં કહેલું કામ ન કરે, ૬ સામો મળે ત્યારે બોલે નહીં; ૭ ભોજનાદિક પ્રસંગ હોય ત્યારે આગળ પાછળ આવી આડો અવળો બેશી જમી જાય; ૮ કરેલું કાર્ય જોઇને એમ કહે કે આ કાંઇ જેવું જોઇએ તેવું થયું નથી. એ પ્રમાણે જેની વર્તણુંક હોય તેને દુષ્ટ પુરૂપ સમજવા.

**૪૦ ધૃતરાષ્ટ**—વિદુરજી શત્રુ પણ મિત્ર કયારે થાય તે કહો?

**વિદુરજી**—કોઇને છેતરવું નહીં, દાન આપવું પોતે કરેલી મર્યાદા પાળવી અને મીઠાશથી વાણી બોલવી, આ પ્રમાણે વર્તવાથી શત્રુ પણ મિત્ર થાય છે. જે રાજા કોઇ સાથે વાદ કરતો ન હોય, ડહાપણવાળો, બુદ્ધિશાળી અને કોમળ હોય, તેનો ભંડાર નાશ થઇ ગયો હોય તથાપી તે સેવક અને મિત્ર વગેરે પરિવારને મેળવે છે. ધૈર્ય, શમ, દમ, પવિત્રતા,

દયાળુતા, કોમળ ભાષણ અને મિત્રની સાથે સંપ આ સાત વસ્તુઓ લક્ષ્મિને ઉત્તેજન આપનારી છે.

૪૧ **યુધિષ્ઠિર–ભીષ્મપિતામહ! મિત્રનાં** કેવાં લક્ષણ દેખાય ત્યારે તેનો ત્યાગ કરવો ?

**ભીષ્મપિતામહ**–મિત્રતા કરવામાંજ ડહાપણ રહેલું છે, માટે મિત્ર કે સ્નેહી કરવો તે બહુજ વિચારી કરવો જોઇએ. એ વિષે આપને હવે પછે કહીશ; પરંતુ મિત્રનાં લક્ષણ કેવાં જોઇ તેનો ત્યાગ કરવો, તે હું આપને જણાવું છઉં:-

**લોભી,** ક્રુર, ધર્મહિન, કપટી, શઠ, હલકા, પાપી, શંકા રાખનાર, આળશુ દીર્ઘસુત્રી, અવળોચાલનાર, નિંદિત, સંકટ વેળાએ છોડીને જતો રહેનાર. દુરાત્મા, નિર્લજ, સર્વ તરફ પાપ દૃષ્ટિથી જોનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર, ઇંદ્રિઓને વશ નહીં રાખનાર, ઇચ્છામાં આવે તેમ અતિશય પણે આચરનાર, અસત્યવાદી, લોકમાં દ્વેષ પાત્ર થએલો, પ્રતિજ્ઞા નહિં પાળનાર, ચાડીઓ, સમય આવે જેને મતિ ન સુઝે એવો, ઘણો અદેખો, પાપ કર્મ કરવાના આગ્રહ વાળો, દુર્જન, ઠગ, મિત્રો સાથે અપકાર આચરનાર, નિરંતર પારકા દ્રવ્યની અપેક્ષા રાખનાર, યથાશકિત આપ્યા છતાં જે અતિમંદ બુદ્ધિનો સંતોષ રાખતો નથી, મિત્ર પ્રત્યે જે ધૈર્યવાન નથી, નહિ જોઇએ ત્યાં ક્રોધ કરનારો, જે ધ્યાન રાખનારની જગોએ ધ્યાન રાખતો નથી, તથા બોઘડ છે, જે વિના પ્રયોજને આકસ્મિક વિરોધ કરી બેસે છે, જે મિત્રે જરા ઉપકાર કર્યો હોય, અને અજાણતાં કંઈ અપકાર થઇ ગયો હોય, તો તેટલામાં પોતાનું કલ્યાણ કરનારા મિત્રોને તે જલદી ત્યાગ કરે છે, જે કામ હોય ત્યાં સુધી મિત્રની સેવા કરે છે, જે મિત્ર હોઇને પોતાના મિત્રનો દ્વેષ કરે, મિત્રના જેવો ડોળ બતાવીને જે શત્રુનું કામ સારે જાય, જે વાંકી નજરથી જુવે છે, જેની દૃષ્ટિ સર્વ વિપરીત જણાય, જે કોઇનું સારૂં યા કલ્યાણ દેખીને રાજી ન થનાર હોય, જે મદ્યપાન કરતો હોય, જે

ખાર કે દ્વેષ કરે, ક્રોધી સ્વભાવનો હોય, સદ્‌ગુણીને પરીતાપ કરનારો હોય, નિર્દય હોય, મિત્રોનો દ્રોહ કરનારો હોય, પ્રાણીઓને મારવામાં કે રીબાવવામાં પ્રીતિવાળો હોય, કૃતઘ્ન અને અધમ હોય–એવા ગુણવાળાને કોઈ દિવસ પોતાનો મિત્ર કરવોજ નહીં; તેમજ જેને બીજાનાં છિદ્ર શોધવાની ટેવ હોય તેની સાથે મિત્રતા કરવીજ નહિં એમ મારો મત છે.
શાંતિપર્વ.

**૪૨ યુધિષ્ઠિર**–પિતામહ! ચાર પ્રકારના મિત્રમાં કેવા સદ્‌ગુણવાળા પુરૂષો સાથે મિત્રતા કરવી તે કહો?

**ભીષ્મપિતામહ**–જે મનુષ્ય કુળવાન હોય, જેઓ વચન બોલી જાણતા હોય, જેઓ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિપુણ હોય, જે ઘણા ગુણવાન હોય, લાલચ રહિત હોય, શ્રમને જીતવાવાળા હોય, જેઓ માધુર્ય ગુણવાળા હોય, સત્ય પ્રતિજ્ઞાવાળા હોય, જિતેંદ્રિય હોય, જેઓ દોષારોપ થયા પછે તેમાંથી નિર્મુકત થઇને ખ્યાતી પામ્યા હોય, અથવા પાપી લાલચોથી ન લલચાતાં જેઓ શુદ્ધ રહેવાવડે કીર્તિ પામ્યા હોય, વળી પોતાની શકિતના પ્રમાણમાં આચરણ કરનારા હોય, સદા સંતોષથી રેહેનારા હોય, અઘટીત જગોએ ક્રોધ નહીં કરનારા હોય, આકસ્મિક સ્નેહ છોડીને જુદા નહીં પડી જનારા હોય, જે પુરૂષ પોતાનું કામ છોડીને પણ મિત્રનું કામ કરનારા હોય, જે પુરૂષ પોતે કષ્ટ વેઠીને પણ મિત્રનું કાર્ય કર્યાજ કરતા હોય, જે પુરૂષ ક્રોધથી પણ પ્રિતિનો ત્યાગ ન કરે, મિત્ર નિર્ધન થઇ જાય તોપણ જે છોડતા નથી; એવા ગુણવાળા પુરૂષોની પરીક્ષા કરીને સ્નેહિ કરવા, એ મારો મત છે. વળી જે પુરૂષ બંધાયલો ન છતાં મિત્રતાથી વર્ત્તે છે. તેનેજ બંધુ તેનો મિત્ર જાણવો, ઉદાર પુરૂષો ધનવાન હો કિંવા નહો, તોપણ મિત્રોનો અતિ સત્કાર કરે છે, જે બેનાં મત, મનની સાથે મળે છે, ગુપ્ત વિચાર વગેરે પરસ્પર મળતા આવે છે, અને બુદ્ધિની સાથે બુદ્ધિ મળે છે તે મિત્રતા નાશ પામતી નથી.

૪૩. યુધિષ્ઠિર-પિતામહ! પુરૂષ પ્રયત્ન અને દૈવ ઇચ્છા, એ બેમાંથી કોને માનવા ને શું કરવું ?

**ભીષ્મપિતામહ**-સર્વદા પુરૂષ પ્રયત્નને સત્ય માની પ્રયત્ન કરવાં, કેમકે પુરૂષ પ્રયત્ન વિના દૈવ રાજાનો ઇષ્ટ અર્થ સિદ્ધ કરી શકતું નથી. દૈવ અને પુરૂષ પ્રયત્ન, એ બે રથનાં પૈડાં સમાન બાબતો છે, પણ પુ-રૂષ પરાક્રમને હું ઉત્તમ માનુંછું. દૈવ તો ફળદ્વારા નિશ્ચય કર્યા પછીજ કહી શકાય છે તથા ફળ પ્રાપ્તિ ન થાયતો પછી દૈવનો નિશ્ચય કરીને સમાધાન પમાયછે; તમારો પ્રયત્ન એકવાર નિષ્ફળ થાય તો પણ તેનો સંતાપ જરાપણ ન કરવો, પણ બીજીવાર પ્રયત્ન કરવો, પણ હારી કે કાયર થઇ જાવું નહીં. તેમ પુરૂષ પ્રયત્નનેજ પ્રથમ બળવાન ગણવો અને અંતે દૈવને લેવું અને પરીણામે થાય તે દૈવ ઇચ્છા સમજવી. પણ પ્રથમથી પુરૂષ પ્રયત્ન ન કરતાં દૈવ ઇચ્છાને બળવાન ગણી તે ઉપરજ આધાર રાખી બેસવું એ મુનાસબ નથી એ મારો મત છે.

૪૪. યુધિષ્ઠિર—કામ દુરગુણથી બીજા કયા દુરગુણ આવે છે?

**ભીષ્મપિતામહ**-શિકાર કરવાનું વ્યસન થાય છે ૨ પાસા રમવાનું વ્યસન થાય છે.

૩ મદ્યપાન ગાંજો, ભાંગ, અફીણ, તમાકુ પીવાનું વ્યસન થાયછે; ૪. રંડીબાજીનું અતિ વ્યસન થાયછે. એવા અત્યંત દુર્ગુણો એક વ્યસન કામના દુર્ગુણથી પ્રાપ્ત થાય છે.

૪૫. યુધિષ્ટિર—ક્રોધથી કેટલાં વ્યસન થાયછે?

**ભીષ્મપિતામહ**—ક્રોધ એ ઘણોજ ખરાબ દુર્ગુણ છે, માટે ક્રોધ બીલકુલ રાખવોજ નહીં, કારણ. ૧. વાણી અતિ કઠોર થાય છે, ૨. ઉગ્રપણું થાયછે, ૩ સખ્ત દંડ કરવાપણું થાયછે. ૪ શરીર કબજામ રાખી શકાતું નથી; ૫. વિનયઆદિ સારા ગુણોનો ત્યાગ કરવો પડે છે; ૬. દ્રવ્યને ખોટે માર્ગે વાપરવું પડેછે.--એ પ્રમાણે એક ક્રોધના દુર્ગુણથી છ દુર્ગુણો આવે છે તે શીવાય અનેક પ્રકારની હાની થાય છે.

૪૬. **યુધિષ્ટિર-ભિષ્મપિતામહ,** કઇ બુદ્ધિ શ્રેષ્ટ ગણાય ?

**ભીષ્મપિતામહ**—અનાગત વિધાતા, એટલે સમય આવ્યા પહેલાં સાવધાન રહેનાર; પ્રત્યુત્પન્નમતી, એટલે સમય આવે તે વખતે જોઈતી બુદ્ધિ સુઝે અને દીર્ઘસૂત્રી, આજનું કાલ કરશું; આ ત્રણ બુદ્ધિમાંથી પ્રથમની બે બુદ્ધિ સારી શ્રેષ્ટ ગણાય છે; અને દીર્ઘસુત્રી બુદ્ધિ બીલકુલ ખરાબ ગણાય છે; માટે અનાગત વિધાતા અને પ્રત્યુત્પન્નમતી એ બે બુદ્ધિ પ્રમાણે કાર્ય કરવું. દીર્ઘસુત્રી બુધ્ધિથી કાંઇ કાર્ય કરવું નહીં.

૪૭. **યુધિષ્ટિર**- શત્રુ સાથે સંધી કરવો કે કેમ ?

**ભીષ્મપિતામહ**—અર્થની યુકિત જોઈ શત્રુઓ સાથે સંધી કરે તથા મિત્રો સાથે વિરોધ કરે, તે પુરૂષ અત્યંત મોટું ફળ પ્રાપ્ત કરી શકેછે; વળી બળવાન પૂરૂષ જ્યારે સંકટમાં આવ્યા હોય ત્યારે અને જીવવાની આશા રાખતા હોય તો તેણે પોતાનો શત્રુ યદ્યપિ હલકો હોય તોપણ તેની સાથે સંધી કરવી એમ નીતિ જાણનારા આચાર્યો કહેછે.

શાંતિપર્વ.

૪૮. **યુધિષ્ટિર-ભીષ્મપિતા** ઉપકાર કયો વખણાય ?

**ભિષ્મપિતામહ** - પ્રથમ કોઇપણ મનુષ્ય ઉપર ઉપકાર કરવો એ વખણાયછે પણ ઉપકાર કોઇ કરે તેના ઉપર પાછો ઉપકાર કરવો, એ ઉપકાર શોભતો નથી; કારણ એ કરેલા ઉપકારનો બદલો છે, માટે ઉપકાર પ્રથમ વગર સ્વાર્થે કોઇ ઉપર કરવો વખણાયછે.

૪૯. **યુધિષ્ટિર-ભીષ્મપિતા** કહી જગ્યાનો ત્યાગ કરવો ?

**ભીષ્મપિતામહ-બ્રહ્મદત્ત** અને પુજનીના સંવાદમાં પુજનીએ કહ્યું છે કે:—જે સ્થળમાં પ્રથમ સન્માન થયું, વળી તેજ સ્થળમાં પાછળથી અપમાન થયું, વળી શત્રુ તરફથી કદાચ સન્માન થાય તો પણ તે જગ્યોએ પછે રહેવું નહી.

૫૦. **યુધિષ્ટિર**-મિત્ર સાથે વેર થાય તો કેમ કરવું ?

**ભીષ્મપિતામહ**-મિત્ર સાથે વૈર થયા પછે ભલે મિત્ર હોય તો

પણ તેનો પછી વિશ્વાસ કરવોજ નહીં. જેને મિત્ર સાથે મૈત્રી કરતા શંકા થાય તેને મિત્ર જાણવો નહીં. શાંતિપર્વ.

૫૧ યુધિષ્ટિર–કૃતઘ્ની મનુષ્ય સાથે કેમ વર્તવું ?

**ભીષ્મપિતામહ**–કૃતઘ્ની પુરૂષ સાથે નાના પ્રકારના અર્થના સંબંધ કરવા નહિં, જ્યાંસુધી સામા ધણીને આપણી સાથે અર્થ છે ત્યાંસુધી આપણે જેમ તેને નચાવીએ છીએ તેમ તેમ નાચશે, પણ કામ થઇ રહ્યું એટલે આપણું તે અપમાન કરશે, એટલા માટે સર્વ કાર્ય કરવાં ખરાં પણ તેમાં કંઇક પણ બાકી રાખવું, જે બીજાની પાસેથી કલ્યાણકારી વાર્ત્તા સાંભળી તેના ઉપર વિશ્વાસ રાખતો નથી તેને અધમ જાણવો.

**૫૨. યુધિષ્ટિર**–મનુષ્યનું મહાન ભાગ્ય થવાનું હોય એ કેમ જણાય અને ઉગ્ર નશીબ થતાં પહેલાં કાઇ એવાં તેનાં ચીન્હ જણાયછે કે જે ચીન્હો વડે આપણે એમ જાણી શકીએ કે આ મનુષ્ય નશીબદાર તથા ઉગ્ર ભાગ્યશાળી થશે ?

**ભીષ્મપિતામહ**–જે પુરૂષ પોતાના ધર્મ પ્રમાણે વર્તેછે., ધૈર્યતા રાખે છે, દાન કરે છે, વેદાદીક અધ્યયન કરેછે, યજ્ઞ કરેછે., પીતૃ અને દેવતાનું પૂજન કરેછે, ગુરૂ અને અતીથાનો સત્કાર કરેછે, સત્યતાથી ભાષણ કરેછે, અંતકરણ અત્યંત નિર્મળ હોયછે, હોમ હવન કરેછે, પરસ્ત્રીની સામું જોતો નથી, ઇંદ્રિયોનો નિગ્રહ કરેછે, બ્રાહ્મણનું રક્ષણ કરેછે, વેદ, ગુરૂ, અને દેવ ઉપર શ્રદ્ધા રાખે છે, ક્રોધને જીતેછે, બીજાઓનો ઉત્કર્ષ જોઇ પરીતાપ પામતો નથી, પોતાના પુત્ર આદિ કુટુંબનુ રક્ષણ કરેછે, અમર્ષ રાખીને એક બીજાની સ્પર્ધા કરતો નથી, બીજાની સમૃદ્ધિ જોઇ, સંતાપ ન પામે, શકિત પ્રમાણે ઉદાર વૃત્તિ રાખે, સંગ્રહ રાખે, સજ્જન પણું રાખે, સ્વભાવ સરળ રાખે, જીતેંદ્રિય તથા દૃઢ ભકિતવાન હોય જેના સેવકો આદિ સર્વ મનુષ્યો નિરંતર સંતોશવાન રહે, વાણી મધુરી બોલનાર હોય, જેને જેટલું ઘટે તેને તેટલું માન અને દ્રવ્ય આપનાર હોય, લજ્જાવાન હોય, નિયમ પ્રમાણે કાર્ય કરનાર હોય, જ્યારે જ્યારે

કાંઇ પર્વ આવે ત્યારે સારાં અલંકાર અને વસ્ત્ર ધારણ કરે, અપવાસ અને તપ કરે, બ્રહ્મચર્ય પાળી સુર્ય ઉગ્યા પહેલાં ઉઠે, સુર્યાસ્ત થયા પહેલાં સુવે નહિં, રાત્રે દહીં ન ખાય, મંગળ વસ્તુનાં દર્શન કરે, બ્રાહ્મણનું પૂજન કરે, ધર્મયુક્ત બોલે, દિવસે સુવે નહિં, દીન, અનાથ, વૃદ્ધ, બાળક, દુર્બળ, માંદા, અને સ્ત્રીઓ એમના ઉપર દયા રાખે તથા પોતાના ઉત્પન્નમાંથી વિભાગ પાડવાનું પસંદ કરે, જે ત્રાસ પામેલાને, વિષાદ પામેલાને, ભયથી પીડાયેલાને, વ્યાધીવાળાને, કૃશ અને જેનું ધન હરણ થયું હોય તેને, સંકટ સમે પીડાતાને, નિરંતર મદદ આપે, પરસ્પર હિંસા ન કરે, એક બીજાને કામ પડે ત્યારે સહાય કરે, ગુરૂ વૃધ્ધોનું માન્ય રાખે, પિતૃ—દેવ અને અતીથીને ઘટે તેમ પૂજે, પરસ્ત્રી મા બેન સમાન સમજે, સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખે, ત્યાગ, દાન, દક્ષતા, આર્જવ, ઉત્સાહ, અહંકાર, મૈત્રી, ક્ષમા, સત્ય, નિત્ય દાન, તપ, પવિત્રતા, કરૂણા, કોમળવાણી, મિત્રોનો દ્રોહ ન કરવો, એવા સર્વ ગુણો હોય, નિદ્રા સંબંધી આળસ, અપ્રીતી, સામાનો ઊત્કર્શ સહન ન કરવાનો ગુણ, બેદરકારી, નિઃસ્નેહપણું, ખેદ, ખુશામત, એવા ગુણો જેનામાં ન હોય;— એવા ઉપર જણાવેલા ગુણો જે મનુષ્યોમાં જોવામાં આવે તો જાણવું કે આ પુરૂષનો ભાગ્યોદય થવાનો છે.

૫૩. યુધિષ્ટિર–કેવા ગુણ પુરૂષોમાં જણાયછે કે, જે ગુણ જોઇ તેનો દિવસ આવીજ રહ્યો, અથવા કમનશીબ ગણાવાપણું રહે ?

વિદુરજી–જે પુરૂષ કામ ક્રોધને વશ થાય; વિદ્વાન પુરૂષો કે વૃદ્ધ પુરૂષો બોધ આપે ત્યારે તેની હાસી કરવામાં આવે; વૃદ્ધોને કે સભ્યોને આવતા જોઇ નમન પણ ન કરે અને ઉભા થઇ માન પણ કાંઇ ન આપે; પિતા વ્યવહાર ચલાવે છતાં પુત્રો ધણીપણું ભોગવે; રાજમાં નોકરી ન મળે; રાજ શેવક થઇ નિર્લજપણે પોતાની પ્રસિદ્ધિ કરે; અધર્મ યુક્ત નિર્દય કર્મવડે જેઓ ઘણું દ્રવ્ય પ્રાપ્ત કરે, રાત્રીએ મોટા મોટા સાદ પાડી બોલે; પુત્ર થઇ પિતાનું વચન ઉલંઘન કરે; સ્ત્રી પોતાનું

વચન ઉલંઘન કરે, માતા, પિતા, ગુરૂ, વૃદ્ધ, આચાર્ય, અતીથી તેઓના ગુરૂપણાને પસંદ ન કરે, પોતાના બાળકનું પાલન ન કરે, ભિક્ષુકને ભિક્ષા અને દેવતાઓને બળી આપ્યા વિના પોતે અન્ન જમે; પિત્રુ, દેવ, અતિથિ અને ગુરૂ એઓનું પુજન કર્યા વિના તથા તેનો વિભાગ કાઢયા વિના પોતે જમે, જેના રસોયાઓ મન, વાણી અને કર્મ વડે પવીત્રતા ન પાળે; જેનું ઢાંકેલ અન્ન કાગડા તથા ઉંદર ખાય, દુધને ઉઘાડું રાખી મુકે; ઘરની સ્રીઓ ચીજ વસ્ત આદિ ઘરનો સામાન ન સાચવે; જેના ઘર વિગેરે પડી જાય છતાં દુરસ્ત ન કરે; પશુઓને આંગણે બાંધી ન પાળનાર, ખડ કે દાણા ખવરાવે નહીં; બાળકો જોઇ રહે અને પોતે કાંઇ ખાવાનું હોય તે ખાય; પોષ્ય વર્ગનું પોષણ કર્યા વિના પોતાનું પોષણ કરે, પોતાનેજ માટે તરેહ તરેહનું રંધાવી ખાય; સુર્ય ઉગ્યા પછે પથારીમાંથી ઉઠે; દિવસ રાત્ર ઘરમાં કલેશ થયા કરે; પ્રજા વર્ણશંકર થાય, ધર્મિષ્ટ પુરૂષોનો દ્વેષ કરવામાં આવે; પવિત્રતા જરાપણ પાળવામાં ન આવે; સ્રીઓ જેની વસ્ત્ર આભુષણ ગયાં કે છે તેની કાંઇપણ ખબર ન રાખે; દાસીઓ રાખી તેને સેવે; રાખેલીઓ દુર્જનની માફક ઘરમાં આચરણ કરે; સ્રીઓ પુરૂષને વેશે ફરે; પુરૂષો સ્રીઓનો વેશ લઇ રમત ગમત અને સ્રી સેવન એઓમાંજ હર્ષ પામે; સમર્થ પુરૂષોએ જે ધર્માદા બાંધ્યા હોય તે તોડવા યત્ન કરે; કદી પાળવા ધારે તો શ્રદ્ધા વિના પાળે; શુદ્ર હોઇને તપ કરે, શુદ્ર થઇને વેદનું અધ્યયન કરે; શિષ્ય ગુરૂની સેવા ન કરે; ગુરૂ શિષ્યનો મિત્ર થાય; માતા-પિતા છતાં ઘરમાં છોકરા પાસે અન્ન માગે; વેદને જાણનાર, જ્ઞાની અને ગંભીર મનુષ્યોને મુર્ખ ગણે; સાસુ-સસરો બેઠા હોય ત્યાં વહુ શીખામણ દેવા બેસે; સ્રી પોતાના ધણીને શીખામણ આપે; પિતાને વિભાગ આપી પુત્ર જુદો કરે; અભક્ષનું ભક્ષણ કરવામાં પ્રિતી કરે; મર્યાદા રહિત અને તેજ હણાએલું હોય:-

આ પ્રમાણે જે પુરૂષ આચરણ કરે અથવા જેના ઘરમાં એ પ્રમાણે વ્યવસ્થા દેખાય તો જાણવું કે તેનો દિવસ આવી રહ્યો; અ-

થવા કમભાગ્ય પ્રાપ્ત થયું; એ પ્રમાણે જેની વૃત્તી અને આચરણ સારૂં કે નરસું દેખાય તે ઉપરથી જાણવું કે, આ પુરૂષનાં ભાગ્યોદય થવાનાં છે કે ભાગ્ય અસ્ત થવાનાં છે. એમ મારો મત છે. શાંતિપર્વ.

૫૪ દ્રુપદીજી-અધર્મને વખતે કયો ધર્મ માન્યો છે?

ભીષ્મપિતામહ—અધર્મને વખતે બળવાન મનુષ્ય બોલે તેજ ધર્મ ગણાય છે, કારણ કે જ્યાં ધર્મ છે ત્યાં વિજય છે. સભાપર્વ.

૫૫ યુધિષ્ઠિર—વડીલ મારે શું કરવું યોગ્ય છે?

ધૃતરાષ્ટ્ર—જ્યાં બુધ્ધિ હોય છે, શાંતિ હોય છે; ત્યાંજ વળી જે વેરને સંભારે નહીં, અવગુણને ન જોતાં ગુણોનેજ જોયાં કરે, અને એક બીજાની અંદર કુસંપ ન કરાવે તે ઉત્તમ પુરૂષ કેહવાય.

સત્પુરૂષો વેરને ન સંભારતાં સામાના સારા કર્મને સંભારે છે અને પારકાનું ભલું કરે છે, છતાં તેનો બદલો લેવા ઈચ્છતા નથી તે પ્રમાણે તમે કરો.

વળી બોલવામાં જે કઠણ વચન બોલે છે, તે નિચ મનુષ્ય કહેવાય છે, માટે કઠણ વચન બોલવું નહીં. જે કઠણ બોલે તેની સાથે કઠણ જવાબ આપે, તે મધ્યમ પુરૂષ કહેવાય અને કઠણ વચનને નહીં બોલનારા કોઇ પણ કઠણ વચન બોલે અથવા ન બોલે તો પણ, તેને ઉત્તર આપતા નથી, તેવા પુરૂષો ધીર પુરૂષોમાં ઉત્તમ કહેવાય છે, માટે તમારે પણ તેમ વર્તવું.

તેમજ વળી જે પુરૂષો સામાના વેરને નહીં સંભારતાં જે સારાં તેનાં કરેલાં કાર્યોનેજ સંભારે છે, જે પોતાની ખાત્રીથી દુઃખની પીડાને પારખી બીજાને તે દુઃખ ન થાય એમ ઇચ્છે છે, આર્ય લોકોની મર્યાદા લોપતા નથી, જોતાંવેત વહાલા લાગે છે, અને સદ્ચરણમાં ચાલે છે, તે સત્પુરૂષો ગણાય છે, માટે તમારે પણ તેમ વર્તવું એમ મારો મત છે.

**૫૬ યુધિષ્ટર—પિતામહ** ? પુરૂષ કયું કર્મ કરવાથી માતા પિતાના કરજમાંથી મુક્ત થઇ ઉત્તમ લોકોને પામે ?

**ભીષ્મપિતામહ**—હમેશ નિયમથી જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી માતા પિતાનું પૂજન કરવાથી તેના કરજમાંથી છુટાય છે. માતા, પિતા અને સદ્ગુરૂનું પૂજન કરવું એ સર્વથી મેં મોટું માનેલું છે. દશ ઉપાધ્યાય કરતાં પોતાનો પિતા અધિક છે. અને પિતા કરતાં દશ ગણી માતા અધિક છે, અથવા આખી પૃથ્વી કરતાં માતા ગુરૂતામાં અધિક છે. માતા સમાન કોઇ વધારે પૂજ્ય નથી. માતા અને પિતા બન્નેના કરતાં ગુરૂ વધારે શ્રેષ્ટ છે કારણ કે માતા પિતા શરીરજ ઉત્પન્ન કરે છે પણ ગુરૂ વિદ્યા આદિથી જે જન્મ ધારણ કરાવે છે તે જન્મ દિવ્ય અને અજરામર છે. માટે શિષ્યે સદ્ગુરૂ તરફ પૂજ્યભાવ રાખવો એ પ્રત્યેક સુપુત્રનો ધર્મ છે. જે ઉત્તમ પુત્ર હોય, તે પિતાના વિચારથી એટલે વગર કહ્યે તેના અંતરનો વિચાર સમજી જઇને ચરણની સેવા કરે છે. મધ્યમ પુત્ર કહ્યા પછી શ્રદ્ધાથી સેવા કરે છે, અને અધમ પુત્ર તો કહ્યા પછી પણ મન વિના સેવા કરે છે પણ જે કહ્યા છતાં પણ સેવા નથી કરતો તે પુત્ર ન જાણવો, પરંતુ તેના પિતાના અંગના મેલ સરખો જાણવો.

**કંસનો** વધ કરીને મળવા ગયા તે સમયે **શ્રીકૃષ્ણે** પોતાનાં માતાપિતા **વસુદેવ** તથા **દેવકી** પાસે આવીને એવાં નમ્ર વચન કહેલાં છે કે " અમારાં મંદભાગ્યથી તમારી સેવાનો આનંદ અમને ન મળ્યો, સર્વ પુરૂપાર્થના મૂળરૂપ આ દેહને જેણે ઉત્પન્ન કરી પોષણ કર્યું તે માતાપિતાનો પ્રત્યુપકાર સો વર્ષે પણ પુત્ર કરી શકતો નથી. જે દીકરો પોતે સમર્થ છતાં માતાપિતાને પોતાના તનથી અને ધનથી આશ્રય નથી આપતો તેને મુવા પછી તેનું પોતાનુંજ માંસ ખાઇ દિવસો કહાડવા પડે છે. વૃદ્ધ માબાપ, સતી સ્ત્રી, બાળક છોકરૂં, ગુરૂ, અને શરણે આવેલો અથવા અતિથી બ્રાહ્મણ, એઓને પોતે સમર્થ

છતાં જે આશ્રય નથી આપતો; તે જીવતે મુવા સરખો જાણવો. અ-સમર્થ અને કંસના ભયથી ઉદ્વેગી એવો હું અને **બલદેવજીના** તમારી સેવા કર્યા વિનાના આટલા દિવસો વ્યર્થ ગયા.

**રામચંદ્ર** અને **શ્રીકૃષ્ણ** જેવા ઈશ્વરી પુરૂષો તથા ધર્મશાસ્ત્રના રચનાર **મનુ**, વિશ્વમાં વિખ્યાત **શ્રવણ**, અને **યયાતિ** રાજાના પુત્ર **પુરૂ** કે જેણે પોતાનું યૌવન પિતાને આપી જરા લેવાનું સ્વિકાર્યું એવાં અનેક દ્દષ્ટાંતો ઉપરથી ખરો નિશ્ચય થાય છે કે, માતાપિતાની સેવા સર્વ પુરૂષાર્થના સાધન રૂપ છે; માટે જીવતાં સુધી મન-વચન કર્મથી પુત્રે પોતાનાં માતાપિતાની સેવામાં તત્પર રહેવું એજ તેનો મુખ્ય ધર્મ છે.

**૫૭ યુધિષ્ઠિર**—પિતામહ ! માતા પિતા વિશે પુત્રનું શું કર્ત્તવ્ય છે તે કહો ?

**ભીષ્મપિતામહ**—પુત્રે માતા તથા પિતાને સાક્ષાત દેવતા માનીને સદાય સર્વ પ્રકારના પ્રયત્નોથી તેમની સેવા કરવી. કુળને પવિત્ર કરનારા સત્પુત્રે દરરોજ વાતચિત કરતી વખતે કોમળ વાણી સંભળાવવી, તેનું સદાય પ્રિય કર્યા કરવું તથા તેની આજ્ઞામાં રહેવું. વળી જે પુત્ર માતા પિતાની આજ્ઞા પાળે છે, તેમની સેવા કરવામાં આળસ કરતો નથી, નિ-ત્ય છાયાની પેઠે તેમને અનુસર્યા કરે છે અને સર્વ વિદ્યામાં કુશળ હોય છે, તે પુત્ર પ્રીતી ઉપજાવે છે તથા જે તેથી ઉલટી રીતે વર્ત્તે છે, ધન ઉરાડી દેછે અને દુર્ગુણી હોય છે તે દુઃખ ઉપજાવે છે.

**૫૮ યુધિષ્ઠિર**— પિતામહ, કુટુંબનાં પાલન પોષણ વિશે શું ઉચિત છે તે કહો ?

**ભીષ્મપિતામહ**—ગૃહસ્થે માતા, પિતા, પુત્ર, સ્ત્રી, પરોણો તથા ભાઇયોને મૂકી કોઇ કાળે પણ એકલાં જમવું નહિ. જે વડીલ તથા બાંધવોને છેતરી પોતે એકલો જમે તે કુતરાની પેઠે પેટ ભરો નીચ આ લોકમાંજ નિંદા પાત્ર થાય છે. જે પુરૂષ કુટુંબના પોષણ અર્થે યત્ન કરતો નથી, તેમાં બીજા ઘણા ગુણ હોય તો શું ? કેમકે તે જીવતાંજ

મુવા જેવો છે. જેના જીવિતવડે દીન, મિત્ર તથા બંધુઓ જીવે છે, તેનું જીવવું સફળ છે; કેમકે પોતા માટે કોણ જીવતો નથી. અનુશાસન.

**૫૯ યુધિષ્ઠિર**—પિતામહ, માતાદિ વડીલ તથા બંધુ આદિ નાના પ્રત્યે શું ફરજ છે તે કહો ?

**ભીષ્મપિતાતામહ**—માતા, પિતા, ગુરૂ તથા પરોણાને દેવ પ્રમાણે માનવાં. આપણને ઉછેરી મોહોટાં કરવામાં માતાપિતા જે દુઃખને સહન કરે છે, તેનો બદલો સો વર્ષ પર્યંત સેવા કરવાથી પણ વાળી શકાતો નથી, માટે તેમનું તથા વિદ્યા ગુરૂનું નિત્ય પ્રિય કરવું; કારણ તે સંતુષ્ટ થવાથી સર્વ તપ સંપૂર્ણ થાય છે. મોહોટા ભાઇયે નહાના ભાઇયોને જેમ પિતા પુત્રને પાળે તેમ પાળવા, તેમ નહાના ભાઇયોયે પણ મોહોટા ભાઇ વિષે ધર્મથી પુત્રની પેઠે વર્ત્તવું. મોટા ભાઇની જે સ્ત્રી તે નહાના ભાઇને માતા સમાન અને નહાના ભાઇની જે સ્ત્રી, તે મોટા ભાઇને પુત્ર વધુ સમાન જાણવી. વળી મોહોટી બેન, મોટા ભાઇની સ્ત્રી તથા બાળકપણમાં જેનું સ્તનપાન કર્યું હોય તે, એ ત્રણ માતા સમાન જાણવી. જન્મ આપનાર, નિયમમાં રાખનાર, રાજા, વિદ્યા દેનાર, અન્ન આપનાર તથા ભયથી રક્ષા કરનાર, એ પાંચ પિતા કહેવાય છે. રાજા ગુરૂ તથા મિત્રની સ્ત્રી, પોતાની સ્ત્રીની માતા તથા પોતાની મા, એ પાંચ માતા કહેવાય છે. માસી, મામી, સાસુ તથા ફઇ, એ વડીલની સ્ત્રી સમાન હોવાથી તેની પેઠે પૂજા કરવા લાયક છે. માતા સમાન કોઇ દેવ તથા પિતા સમાન કોઇ વડીલ નથી, માટે તેમની સદા સર્વદા પ્રયત્નથી સેવા કરવી. પુત્રને પિતા, યુવાનને વૃધ્ધ, સ્ત્રીને પતિ તથા સર્વને પરોણો ગુરૂ છે. એ રીતે માતા, પિતા તથા પોતાથી મોહોટા અને નહાના પ્રત્યે વિવેકથી વર્ત્તવું.

**૬૦ યુધિષ્ઠિર**--પિતામહ ? પોતાનાં છોકરાં પ્રત્યે માબાપની શું ફરજ છે તે કહો ?

**ભીષ્મપિતામહ**—છોકરાં ઉત્પન્ન કરવાં; ઉત્પન્ન થયા પછી તેનું

પાલન કરવું, અને પ્રતિ દિવસ ઘરનાં કામકાજ કરવામાં તત્પર રેહેવું, એ સ્ત્રીનું પ્રત્યક્ષ કામ છે. છોકરાને લાડ લડાવવાથી ઘણી હાની ને કેળવણી આપવાથી ઘણો લાભ થાય છે: માટે પુત્ર તથા શિષ્યને પાંચ વર્ષ પછી કેળવણી આપવી, પણ કેવળ લાડજ લડાવવાં નહિ. માતા પિતાએ પુત્રનું ચાર વર્ષ પર્યંત કેવળ લાલન તથા પાલન કરવું, ને ત્યાર પછી સોળ વર્ષ પર્યંત તેને ગુણ તથા વિદ્યા શિખવવી. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે પુત્રનું પાંચ વર્ષ સુધી લાલન કરાવવું, દશ વર્ષ સુધી કેળવણી આપવી અને તે સોળ વર્ષનો થાય ત્યારથી તેની સાથે મિત્રની પેઠે વર્તવું, અને તે વીશ વર્ષનો થાય ત્યારે તેમને ગૃહ કાર્ય એટલે ધંધા રોજગારમાં જોડવો: ને પછી પોતાની તુલ્ય ગણી સ્નેહ દેખાડવો. આ પ્રમાણે જે પ્રીતિ રાખનાર પિતા પુત્રને વિદ્યાભ્યાસ કરાવવામાં તથા ધંધો શિખવવામાં યત્ન કરે અને સદા રૂડી શિખામણ આપે, તે પુત્રના રૂણથી મુક્ત થાય છે. પુત્રની પેઠે કન્યાને પણ અતિ યત્નથી પાળવી તથા સારી કેળવણી આપવી, ને તેને પોતાની શક્તિ મુજબ ધન તથા રત્ન આદિ આપી સારા વિદ્વાન વરને પરણાવવી. સમજુ પિતાએ કન્યા બદલ કંઇ પણ ધન લેવું નહિં; કારણ લોભથી થોડું પણ ધન લેતાં મનુષ્ય છોકરૂં વેચનાર ઠરે છે. કન્યા વેચનારનો દોષ જાણનારા કન્યાના પિતાએ કન્યાના બદલામાં કંઇ પણ પૈસો લેવો નહીં. કારણ કે જે માણસ લોભનો માર્યો કન્યાનું મૂલ્ય લે છે તે પોતાની કન્યાનો વેંચનારો ગણાય છે.

**૬૧ ધૃતરાષ્ટ્ર**—વિદુરજી, કોણ કોનો નાશ કરે છે?

**વિદુરજી**—વૃદ્ધા અવસ્થા રૂપનો નાશ કરે છે, આશા ધૈર્યનો નાશ કરે છે, મૃત્યુ પ્રાણોનો નાશ કરે છે, ઇર્ષ્યા ધર્માચરણનો નાશ કરે છે, કામ લજ્જાનો નાશ કરે છે, નીચની ચાકરી સદાચરણનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, અને અભીમાન સઘળાનોજ નાશ કરનાર છે.

**૬૨, શ્રીકૃષ્ણ-યુધિષ્ટિર** કયા ઉદ્યોગ કરવામાં અનર્થ પ્રાપ્ત થાય?

યુધિષ્ટિર—જે કાર્યનું પરિણામ અવળું લાગે તેનો ઉદ્યોગ કરવામાં જે પુરૂષ મન કરે તેને અનર્થ પ્રાપ્ત થાય તેથી તેવાં કાર્યનો ઉદ્યોગ ન કરવો એ મારો મત છે. સભાપર્વ.

૬૩. યુધિષ્ટિર—શ્રીકૃષ્ણ! હરકોઇ કાર્ય કયારે સિદ્ધ થાય?

શ્રીકૃષ્ણ—રાજાએ જેમ પોતાના મનમાં સંતોષ થાય તેમ શાસ્ત્રમાં કહેલી નીતિથી મનસુબો કરીને શત્રુઓને જીતવા, તેમ કોઇ પણ પુરૂષ સારી રીતે મસલત કરીને હરકોઇ કામ કરે ને દૈવ વિપરીત ન હોય તો તે કામ સિદ્ધ થાય છે. એમ મારો મત છે.

૬૪ શ્રીકૃષ્ણ—યુધિષ્ટિર, ઉત્તમ કાર્ય શી રીતે થાય?

યુધિષ્ટિર—ચતુર મનુષ્યોએ પોતાનું બળ વાપરવું અને કદાચ તે ન વાપરે તો આંધળા અને મુર્ખ મનુષ્યની પેઠે કાંઇ કામ કરી શકે નહીં. વાસ્તે જેમ ખેડુત લોકો મોટી અથવા નાની નદીમાં કયારા બાંધીને પોતાની વાડીમાં પાણી લઇ ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરે છે, તેમજ પુરૂષોએ નીતિથી પોતાનું બળ વાપરી, પોતાનાં ઉત્તમ કામો કરવાં. શાંતિપર્વ.

૬૫. ધૃતરાષ્ટ્ર—વિદુરજી, પોતાના શરીર માટે કેટલો બચાવ કરવો જોઇએ?

વિદુરજી—શુક્રાચાર્યજીએ જંભ નામના દૈત્યને ત્યાગ કરવા માટે કહ્યું હતું કે:—પોતાના કુળનાં બચાવ માટે એકનો ત્યાગ કરવો પડે તો કરવો, આખા ગામના બચાવ માટે એક કુળને ત્યાગ કરવું પડે તો કરવું; આખા દેશના બચાવ માટે એક ગામને તજવું પડે તો તજવું અને પોતાના શરીર માટે આખી પૃથ્વી તજવી પડે તો તજવી. સભાપર્વ.

૬૬ ધૃતરાષ્ટ્ર—વિદુરજી, શૂરવીર અને ચતુર મનુષ્યો પોતાની બુદ્ધિ છોડી પારકી બુદ્ધિનો આશ્રય કરે તો તે દુઃખી થાય છે.

૬૭ ધૃતરાષ્ટ્ર—વખત વગર વચન બોલનારને કેવું પરિણામ આવે?

વિદુરજી—વખત વગર વચન બોલનાર બૃહસ્પતી પણ બુદ્ધિહીનપણું તથા અપમાન પામે એ મારો મત છે. ઉદ્યોગપર્વ.

**૬૮ ધૃતરાષ્ટ્ર**—કેવા મનુષ્યોનો ત્યાગ કરવો ?

**વિદુરજી**—જેની સાથે રહેવાથી મોટું ભય થાય તેનો, જેની સાથે પૈસા લેવા દેવાનો મોટો ભય થાય તેનો; ૩ જેનો પારકાને ભય પમાડવાનો સ્વભાવ છે તેનો; ૪ કામી, નિર્લજ, શઠ તથા પાપી પુરૂષો જે હોય તેનો; ૫ સહવાસ કરવા લાયક ન હોય તેનો; ૬ જે મોટા દોષવાલા હોય તેનો; ૭ નીચની મિત્રતા, મિત્રતાનું શરણ નાશ પામે એટલે દુર થાય છે માટે તેવા નીચ પુરૂષોનો; ૮ અજાણમાં થોડો પણ તિરસ્કાર થએથી જે મનમાં મોટું વેર રાખી બેશે તેવાઓનો; એ પ્રમાણે જેના ગુણ દેખાય તેવાનો દુરથીજ ત્યાગ કરવો. ઉદ્યોગપર્વ.

**૬૯ ધૃતરાષ્ટ્ર**—વિદુરજી! જાતીલાઓ માટે તમારો શો મત છે?

**વિદુરજી**—જાતીલાઓને વધારવાનો છે, તેથીજ પોતાનું કલ્યાણ થાય છે; વળી જાતીલાઓ ગુણવાન ન હોય તો પણ તેની રક્ષા કરવી જોઇએ, એ પ્રમાણે કરવાથી લોકોમાં યશ પેદા થાય છે. વળી વિશેષ મારો મત એવો છે કે, કલ્યાણ ઇચ્છનારા પુરૂષે જાતીલાઓનું કદી પણ બુરૂં ઇચ્છી કલહ કરવો નહીં. જાતીલાઓએ એકઠાં મળી સુખ ભોગવવાં, એકઠું મળી જમવું, પરસ્પર વાતો કરવી, તથા પરસ્પર પ્રીતિ રાખવી, પણ કયારે પણ પરસ્પર કલહ કરવો નહીં, જાતીલાઓ અનુકુળ થાય તો તારે, ને પ્રતિકુળ થાય તો ડુબાડે, માટે જાતીલાઓથી હળી મળી રહેવા અત્યંત સંપથી વર્તવા મારો મત છે નાતિલાને આશ્રયે આવી જે નાતિલો દુઃખ પામે છે, તે મૃગ જેમ પારધીનો આશ્રય કરી મરણ પામે છે તેના વધનું પાપ પારાધી ભોગવે છે તેમ શ્રીમંત નાતિલો, દુઃખી નાતિલાના પાપને મેળવે છે.

**૭૦ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી જ્ઞાતિ સાથે વૈર કરનારાની શી દશા થાય છે તે મને કહો ?

**વિદુરજી**-હે રાજન જ્ઞાતિ સાથે વિરોધ કરનારા પુરૂષો સારી રીતે બીછાવેલી શય્યાઓ ઉપર કોઇ દીવસ સુખે નિદ્રા કરતા નથી, સ્ત્રીનો

રતિ સમાગમ પામતા નથી અને માગધ તથા સુત લોકો વખાણ કરેછે તોપણ પ્રસન્ન થતા નથી, ગ્નાતિ સાથે વિરોધ કરનારા પુરૂષો કોઇ દીવસ ધર્માચરણ કરી શકતા નથી, ગ્નાતિ સાથે વિરોધ કરનારા આ જગતમાં કોઇ દીવસ સુખ પામતા નથી, ગ્નાતિ સાથે વિરોધ કરનારા પુરૂષો કોઇ દીવસ ગૌરવતા મેળવતા નથી, તથા ગ્નાતિ સાથે વિરોધ કરનારા પુરૂષો શાંતિ મેળવી સુખ પામતા નથી, હે મનુષ્ય રાજ ! ગ્નાતિ સાથે વિરોધ કરનારા પુરૂષોને કરેલો હિતોપદેશ ગમતો નથી, તેઓથી યોગ્ય સમે વસ્તુ મળતી નથી, અને મેળવેલી વસ્તુનું રક્ષણ થતું નથી, તેઓના વિનાસ વગર બીજો કંઇ પણ આશ્રય નથી, ગાયોમાં દુધ વગેરે સંપત્તિઓની ભાવના કરવી, બ્રાહ્મણ તપની સંભાવના કરવી, સ્ત્રીઓમાં ચંચળતાની સંભાવના કરવી, અને ગ્નાતિથી ભયની સંભાવના કરવી, નાના નાના અને સરખા તાંતણાઓ એકઠા થયાથી મજબુતપણાને પામીને મોટા ભારને વહન ( ખેંચે ) કરેછે. આ પ્રમાણે પુરૂષોમાં ( પણ ) જાણવું, આ એક સત્પુરૂષોની ઉપમા છે. હે ધૃતરાષ્ટ્ર જેમ સળગતાં લાકડા છુટા પડવાથી ધુમાડો કરે છે અને એકઠાં મળવાથી બળે છે તેમજ ગ્નાતીને જાણવી.

ઉદ્યોગપર્વ.

૭૨ **ધૃતરાષ્ટ્ર**-વિદુરજી ! વાણીજ કેમ સુખ અને દુઃખ કર્ત્તા છે તે કહો ?

**વિદુરજી**-વિચારીને બોલેલી મધુર વાણી અનેક પ્રકારના લાભ કરે છે. કારણ કે કુહાડીથી કાપી નાખેલું વન ફરીથી નવ પલ્લવ થાય છે; પણ નિંદારૂપ વાણીથી છેદાયેલું મન કદી પ્રસન્ન થતું નથી. વાણીનો ઘા રૂઝાતોજ નથી. કર્ણિ નોલીક અને નારાચ જેવાં બાણ શરીરમાંથી બહાર નીકળી સામાના મર્મસ્થાનમાં વાગે છે અને તેથી ઘવાયલો મનુષ્ય રાત્રદિવસ પીડા પામે છે; માટેજ વિદ્વાન મનુષ્ય બીજાને વાગબાણ મારતા નથી.

**૭૨ ધૃતરાષ્ટ્ર—વિદુરજી ઘણા કાળ સુધી પુરૂષોની ઉત્તમ કીર્તી** ક્યારે રહે ?

વિદુરજી—જે પુરૂષ ધીર અને મહાન પુરૂષોનાં વચન સાંભળી આમાંથી કેવું ફળ થાશે, તેનો વિચાર કરી શુભ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, તે પુરૂષોની ઘણા વખત સુધી કીર્તી જામી રહે છે.

**૭૩. ધૃતરાષ્ટ્ર**--વિદુરજી ! કેવા પુરૂષને કંઇ ઉપદેશ કરવો નહીં કિંવા કંઇ કહેવું નહીં તે કહો ?

વિદુરજી—અત્યંત કુશળ પુરૂષોએ કહેલા જ્ઞાનને જે સમજે નહીં અથવા સમજીને તે પ્રમાણે ચાલે નહીં તેને કહેવું વ્યર્થ છે, માટે તેવાઓને ઉપદેશ પણ ન કરવો તેમ કાંઇ કહેવું કે બોધ પણ ન આપવો.

**૭૪. ધૃતરાષ્ટ્ર**-વિદુરજી ! ફોગટ (વ્યર્થ) ગયું શું જાણવું ?

વિદુરજી-શાસ્ત્ર જાણ્યા વિના કે વૃદ્ધોની સેવા કર્યા વિના બૃહસ્પતી સરખો પુરૂષ પણ ધર્માર્થ જાણવા સમર્થ થતો નથી માટે સમુદ્રમાં પડયું તે ગયું જાણવું. સાંભળવામાં કે કથામાં ધ્યાન ન આપનાર માણસને કહેલી કથા કે વાક્ય પણ ગયું એમ જાણવું; ૩ બુધ્ધિ વિનાના મનુષ્યે જાણેલું કે ભણેલું શાસ્ત્ર પણ ગયું એમ જાણવું; ૪ અગ્નિ વિના હોમેલું હુતદ્રવ્ય પણ ગયું એમ જાણવું, ઉદ્યોગપર્વ.

**૭૫ ધૃતરાષ્ટ્ર—વિદુરજી ! કોને કોને શું શું હણી નાખે છે ?**

વિદુરજી—વિનય અપકીર્તીને હણે છે, પરાક્રમ અનર્થને હણે છે, નિરંતર ક્ષમા ક્રોધને હણે છે, સદાચરણ કુલક્ષણોને હણે છે.

**૭૬ ધૃતરાષ્ટ્ર**—કુળવાન પુરૂષ શીવાય બીજો કોઇ કુળવાન કહેવાય ખરો ?

વિદુરજી—જે પુરૂષ મર્યાદાને ઉલંઘન ન કરે, ધર્મની અપેક્ષા રાખે, સરલ હોય, તથા એવા લજ્જાવાન પુરૂષોને કુળવાન ન હોય તો પણ કુળવાનજ જાણવો. ઉદ્યોગપર્વ.

૭૭ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ! ગુપ્ત વિચાર બહાર પડી જવાના છ દ્વાર કયાં કહેવાય છે, તે કહો ?

વિદુરજી—૧ મદીરાપાનથી થએલી વિકળતા (ઉન્મતપણું) ૨ નિદ્રા; ૩ અજ્ઞાન; ૪ નેત્રવક્ત્તાદિકના વિકારરૂપ પોતાનો આકાર, ૫ દુષ્ટ અમાત્યનો વિશ્વાસ; ૬ મુર્ખ દૂતનો ભરેસો. એ છ દ્વાર છે તે વિચાર બાહાર પડવાનાં દ્વાર છે એમ સમજવું.

૭૮ ધૃતરાષ્ટ્ર--વિદુરજી ! સમૃદ્ધિ પામવાનાં મૂળ શું તે કહો ?

વિદુરજી-ઉદ્યમી થવું, વિનયથી ચાલવું, ચતુરાઇ રાખવી, સાવધાનપણું રાખવું, ધૈર્યતા રાખવી, સ્મરણ શકિત રાખવી, વિચાર શકિત રાખવી, અને વિચારીને કાર્ય કરવા નિરંતર ટેવ રાખવી. ઉપરના ગુણો સમૃધ્ધિવાન થવાનાં તથા તે વધારવાનાં મૂળ છે એમ મારો અભિપ્રાય છે. ઉદ્યોગપર્વ.

૭૯ ધૃતરાષ્ટ્ર—વિદુરજી ! કેટલા મનુષ્યનો વિશ્વાસ ન કરવો. ?

વિદુરજી—૧ સ્ત્રીનો ૨ ધૂર્ત મનુષ્યોનો. ૩ અતિ આળસુનો, ૪ બીકણનો, ૫ અતિક્રુર મનુષ્યોનો, ૬ અભિમાનીનો, ૭ ચોરનો, ૮ કરેલ ઉપકારને ન જાણનારનો, ૯ અતિ નાસ્તિકનો, એ રીતે નવ જણનો વિશ્વાસ ન કરવો એવો મારો મત છે. ઉદ્યોગપર્વ।

૮૦ ધૃતરાષ્ટ્ર—વિદુરજી, કીર્ત્તિ, આયુષ, યશ, તથા બળ, એ. ચાર શાથી વૃદ્ધિ પામે છે ?

વિદુરજી--નિરંતર નમ્રતાથી વર્તવાનો જેનો સ્વભાવ છે, તથા જે વૃદ્ધ પુરૂષોની સેવા સાચા દીલથી કરે છે તેનો યશ, તથા કીર્ત્તિ, બળ, અને આયુષ વધેછે, એમ મારો મત છે.

૮૧ ધૃતરાષ્ટ્ર—વિદુરજી, બ્રહ્મહત્યા કર્યા શિવાય બ્રહ્મહત્યા જેવું પાપ ક્યારે લાગે ?

વિદુરજી--જે ખરાબ ચાલથી પોતાનો જય કરે, ૨ જે રાજા

આદિ અધિકારીઓની પાસે ચાડી કરે, જે વડીલો પાસે તથા ગુરૂ પાસે ખોટી હુઝત કરે, તે પુરૂષે બ્રહ્મહત્યા કરી એવું પાપ લાગે છે.

૮૨ ધૃતરાષ્ટ્ર-વિદુરજી, વિદ્યાર્થીને પાળવાના શું નિયમો છે તે મને કહો?

વિદુરજી-દિવસે ઉંઘવું નહિ, વિદ્યાગુરૂને આધીન રહી વિદ્યાભ્યાસ કરવો, વિદ્યાર્થીયે સામે ન બોલતાં ગુરૂના હિતમાં તત્પર રહેવું, પોતાનાં વખાણ કરવાં નહીં, નાચ રંગ જોવા નહિ, કોઇ સાથે વાદ કરવો નહીં, પાઠ કરતી વેળા એકાન્તમાં બેસવું, સ્ત્રીઓ સાથે કામસર બોલવું, કઠોર ન બોલતાં શાન્ત રેહવું, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, વડીલોની શરમ રાખવી, દ્દઢ ધૈર્ય રાખવું, કાયર થવું નહીં, ક્રોધ કરવો નહી અને કોઇની અદેખાઇ કરવી નહિ. વળી શરીર, વાણી, બુદ્ધિ, ઇંદ્રિય અને મનને નિયમમાં રાખી હાથ જોડી ગુરૂનું મુખ જોતાં ઉભા રેહવું, વિદ્યાર્થીયે નાના પ્રકારની ઇચ્છા, ક્રોધ, લોભ, સ્વાદ, શૃંગાર, નાચ, રંગ, આલસ્ય તથા અતિ નિદ્રા, એ આઠનો ત્યાગ કરવો.

ચાણ્યાક્યનીતિ.

૮૩ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! વિદ્યાર્થીને દોષ રૂપ સાત વાતો કઇ તથા વિદ્યાનો નાશ કરનાર શું છે તે કહો?

વિદુરજી-ગુરૂની સેવા ન કરવી; તેમજ ભણવામાં ઉતાવળ તથા વખાણ કરાવવાં એ ત્રણ વિદ્યાનો નાશ કરનાર છે તેમજ, ૧ આળસ (મદ) ૨ નિસો અથવા કોઇ વ્યસન હોય ૩ ચપળતા, ૪ વાતો કરવી, ૫ ઉદ્ધતપણું, ૬ અભિમાન, ૭ લુબ્ધતા, એ સાત વિદ્યાર્થીને અત્યંત દોષ રૂપ છે.

૮૪ ધૃતરાષ્ટ્ર-વિદુરજી! શિષ્ય પ્રત્યે ગુરૂએ કેવી રીતે વર્ત્તવું તે કહો?

વિદુરજી-ધર્મને ઇચ્છનાર વિદ્યાગુરૂયે શિષ્યોને માર્યા વિના રીસા રીતે સમજણ દઇ ભણાવવા, વાણી ધીમી તથા મધુર બોલવી, ગુરૂએ

શિષ્યને જનોઇ દઇને પ્રથમ તેને શૌચ એટલે શરીરની સ્વચ્છતા, સ્નાન, આચમન આદિ આચાર, સવાર સાંજ અગ્નિમાં હોમ કરવાની રીત તથા ત્રણે કાળનું સંધ્યાવંદન, એ સર્વ શીખવવું. મનુસ્મૃતિ.

૮૫ યુધિષ્ઠિર-ગુરૂજી સંધ્યાવંદનનો કાળ અને તેનું શું ફળ તે કહો ?

શુક્રાચાર્યજી-સવારમાં ઉઠીને પ્રથમ મળ મૂત્રનો ત્યાગ કરવો, તે પછી માટી અને પાણીથી હાથ પગ વગેરેને ધોઇને પછી દાંતણ, વગેરે કરીને સ્નાન કરવું અને પછી પ્રાતઃસંધ્યા કરી ગાયત્રીનો જપ કરવો તથા સાયંકાળે પણ સાયંસંધ્યા અને ગાયત્રીનો જપ કરવો, ઋષિઓ, સંધ્યાવંદન વખતે બહુવાર સૂધી ગાયત્રી નો જપ કરવાથી લાંબા આયુષ્યને, બુદ્ધિને, યશને, અક્ષય કીર્ત્તિને અને બ્રહ્મતેજને પામ્યા હતા; માટે લાંબા આયુષ્ય વગેરેની જેને ઇચ્છા હોય તેણે સંધ્યા કરતી વખતે બહુવાર સુધી ગાયત્રીનો જપ કરવો; કારણ કે ગાયત્રીનો જપ કરવાથી બુદ્ધિની વૃદ્ધિ થાય છે.

૮૬ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ક્રોધ કોને હણે છે ? કાળ કોને હણે છે? આશા કોને હણે છે ?

વિદુરજી-ક્રોધ લક્ષ્મિને હણે છે; કાળ સમૃદ્ધિને હણે છે; આશા ધૈર્યને હણે છે.

૮૭ ધૃતરાષ્ટ્ર-ગૃહસ્થાશ્રમ કેવો ગણાય ?

વિદુરજી-ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમથી શ્રેષ્ટ ગણાય છે, એમ વેદના નિશ્ચયવાળા પુરૂષો કહે છે, જે ગૃહસ્થાશ્રમ સંબંધી સુખ-ભોગને, જોયા વગર સ્વર્ગાદિ વિશે નિષ્ટાવાન થઇ દેહનો ત્યાગ કરે તે તામસ સન્યાસી કહેવાય; જે સ્થાનક વગરનો ભિક્ષા માટે પર્યટન કરનાર, વૃક્ષના મૂળનો આશ્રય છે જેનો એવો સન્યાસી હોય તે ભિક્ષુક સન્યાસી કહેવાય; ક્રોધ, હર્ષ અને ચાડીયાપણું વીગેરેનો અનાદર કરીને જે બ્રાહ્મણ વેદાધ્યયન કરે તે ત્યાગી કહેવાય; એક તરફ બીજા સર્વ આશ્રમ ત્રાજવામાં મુકવા અને

એક તરફ એકલો ગૃહસ્થાશ્રમ મુકવો; ત્યાં બેઉ ત્રાજવા એક સમાન થાય છે, માટે એકલો ગૃહસ્થાશ્રમ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમતુલ્ય છે. તેમ બીજા આશ્રમોથી કેવળ સ્વર્ગનો લાભ પણ થાય છે. પણ ગૃહસ્થાશ્રમથી તો કામ તથા સ્વર્ગ બેઉ મળે છે; માટે લોકવેત્તા મહર્ષિઓને એ ગૃહસ્થાશ્રમ પરમ ગતિ રૂપ છે. એમ જાણી રાગ દ્વેષ રહિત એવો જે ગૃહસ્થાશ્રમ કરે તે ભાગ્યશાળી ગણાય છે. એ રીતે ગૃહસ્થાશ્રમ ધર્મ સર્વેથી શ્રેષ્ટ છે. કેમકે તેણે પીડાએલાને શયન દેવું, થાકેલાને આસન દેવું, તરસ્યાને પાણી પાવું અને ભૂખ્યાને ભોજન દેવું, એ ગૃહસ્થોનો સાધારણ ધર્મ છે. એ બરોબર ન સચવાયો તો ગૃહસ્થાશ્રમને પણ ધિક્કાર છે. એમ મારો મત છે. રાજ્યધર્મ.

૮૮ યુધિષ્ટિર-પિતામહ ! સર્વ આશ્રમમાં ગૃહસ્થાશ્રમને સર્વોત્તમ કેમ માન્યો છે તેનું શું કારણ તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-જેમ વાયુના આશ્રયથી સર્વે જીવો રહેલા છે, તેમ ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને સર્વે અશ્રમો રહેલા છે, ગૃહસ્થાશ્રમવાળોજ ત્રણે આશ્રમને માન આપીને તથા અન્ન આપીને રોજ રોજ પાળે છે, માટે ગૃહસ્થાશ્રમવાળો સૌથી શ્રેષ્ટ છે, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યાસી, એમ જુદા જુદા જે ચાર આશ્રમો કહ્યા છે, એ સઘળાની ગૃહસ્થમાંથી ઉત્પત્તિ છે, આ ચારેય આશ્રમમાં ગૃહસ્થાશ્રમને વેદમાં તથા સ્મૃત્તિમાં શ્રેષ્ટ માનેલો છે; કારણ કે તે બાકીના ત્રણે આશ્રમવાળાઓનું અન્નાદિકથી પોષણ કરે છે. જેમ સઘળા નદો અને નદીઓ, સમુદ્રમાં પોતાનું સ્થાન મેળવે છે, તેમ બ્રહ્મચારી વગેરે બીજા અશ્રમવાળાઓ, ગૃહસ્થની પાસેથી સ્થિતિ મેળવેછે કેમ કે ગૃહસ્થજ તેઓને અન્ન વગેરે આપીને તેઓનું પોષણ કરે છે.

૮૯ ઇંદ્ર-બ્રહસ્પતિ, પ્રસંસા કરવા લાયક કયો ધર્મ છે ?

**બૃહસ્પતિ**-આ લોકમાં કેટલાક સામની પ્રશંસા કરે છે, કેટલાક યત્નની પ્રસંસા કરે છે, કેટલાક સામ તથા યત્નની બન્નેની પ્રસંસા કરે

છે, કેટલાક યજ્ઞની, કેટલાક સન્યસ્તની, કેટલાક દાનની, તથા કેટલાક પ્રતિગ્રહની પ્રશંસા કરે છે. કેટલાક સર્વેનો પરિત્યાગ કરી તુષ્ણી ભાવને પ્રાપ્ત થએલા ધ્યાનની પ્રશંસા કરે છે, કેટલાક શત્રુસંહાર પૂર્વક રાજ્યની પ્રશંસા કરે છે, અને કેટલા પ્રજાપાલનની પ્રશંસા કરે છે; અને કેટલા-એક એકાંત નીવાસની પ્રશંસા કરે છે;- એ સર્વેનો વિચાર કરી વિદ્વાન લોકોએ આવી રીતે નિશ્ચય કરેલો છે કે, કોઇ પણ પ્રાણીને દ્રોહ ન થાય એવોજ ધર્મ તે સત્પુરૂષોને સંમત છે, અને પ્રશંસા કરવા લાયક ઘણુ એજ ધર્મ છે કે, પ્રાણીમાત્રનો દ્રોહ કરવો નહીં.

૯૦ યુધિષ્ટિર—ભીષ્મપિતામહ ! ધર્મ એટલે શું તે કહો ?

**ભીષ્મપિતામહ**-ધર્મ સર્વ પ્રાણીનો આશ્રય છે, જગતમાં ધર્મા ધર્મ જાણવા માટે લોકો ધર્મીષ્ટની પાસે જાય છે, ધર્મે કરી પાપને ટાળે છે, ને ધર્મમાં સર્વે રહ્યું છે; માટે ધર્મને શ્રેષ્ટ કહેલ છે. જે આચરણને આર્ય પુરૂષ વખાણે, તે ધર્મ અને જેને નિંદે તે અધર્મ કહેવાય છે. જેનાથી ઉદય તથા કલ્યાણ થાય તેજ ધર્મ. જે કાર્ય આરંભથીજ ન્યાય યુક્ત હોય તેજ ધર્મ, અને જે આનાચાર તે અધર્મ કહેલ છે; એ આર્ય પુરૂષોનું કહેવું છે. જેથી પ્રાણી માત્રનું હિત થાય છે એવા સદાચરણને ધર્મ કહેલ છે. વળી મુવા પછી પણ માણસ સાથે આવે એવો ખરો મિત્ર માત્ર ધર્મજ છે. બાકીના તમામ શરીરની સાથે નાશ પામે છે.

વનપર્વ.

૯૧ યુધિષ્ટર-ભીષ્મપિતામહ ! સત્યાસત્ય વાતનો મહિમા કહો ?

**ભીષ્મપિતામહ**-સત્યવડે પૃથ્વિ ધારણ કરાય છે, સૂર્ય તપે છે તથા વાયુ વાય છે, માટે સર્વ સત્યમાં રહ્યું છે. સત્યજ જીતે છે, અસત્ય જીતતું નથી. આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી, સત્યથી કાંઇ શ્રેષ્ટ નથી અને અસત્યથી બીજું કાંઇ ખરાબ નથી. જગતમાં જુઠું બોલનારને મિત્રતા, પુણ્ય તથા યશ મળતાં નથી, ઝેરને ખાનારાની પેઠે તેનું ક્યાંય કલ્યાણ દેખાતું નથી. માટે સદા સત્ય બોલવું. સત્યમાં સર્વ રહ્યુ

છે. અર્થાત તેની સર્વ કાર્યમાં જરૂર પડે છે. તે વિના કોઇપણ કાર્યની સિદ્ધિ થતી નથી, સત્ય સર્વત્ર પ્રતિષ્ઠાને પામે છે, ને તેનોજ સર્વત્ર જય જય થાય છે. વળી જે કાર્ય આરંભથીજ ન્યાય યુકત હોય, તેજ ધર્મ, અને જે અનાચાર તે અધર્મ કહેવાય છે એમ આર્ય પુરૂષોનું કહેવું છે. વળી પણ કહે છે કે જેનાથી ઉદય તથા કલ્યાણ થાય તેજ સત્ય છે. સત્યને આધારે જગતના સર્વ વ્યવહારો ચાલે છે; શિષ્ટાચાર સંયુકત્ત સત્ય અતિ ઉત્તમ છે. સત્ય બ્રહ્મ છે, સત્ય તપ છે અને સત્ય પ્રજાને સૃજે છે, આ લોક સત્યને આધારે રહેલો છે, સત્યદ્વારા લોકો સ્વર્ગમાં જાય છે.

અસત્ય એ અંધકાર સ્વરૂપ છે, એ અંધકારના પ્રભાવથી લોકોનો અધઃપાત થાય છે, અંધકારથી ઢંકાયેલા લોકો અજ્ઞાનથી ગ્રસ્ત થયેલા હોવાથી જ્ઞાન રૂપી પ્રકાશને દેખતા નથી. શાંતિ પર્વ.

**૯૨ ઇંદ્ર**—બૃહસ્પતીજી ! અભય કયારે રહેવાય છે ?

**બૃહસ્પતી**-પોતાના વિચાર પ્રમાણે જેવાં જેવાં જે જે કર્મ કરે છે, તેવાં તેવાં ફળને તે પુરૂષ પ્રાપ્ત થાય છે, એટલે સર્વ લોકોના માટે આ તો નિશ્ચય છે કે, ભય આપનારને ભય પ્રાપ્ત થાય છે, અને અભય આપનારને અભય પ્રાપ્ત થાય છે. માટે એવાં કર્મ કરવાં કે જેથી અભય રહી શકાય; એમ મારો મત છે રાજ્યધર્મ.

**૯૩ યુધિષ્ઠિર—વ્યાસજી** મને બંધુને માટે અત્યંત શોક થાય છે, તે કેમ મટે તે કહો ?

**વ્યાસજી**-હે પુરૂષશ્રેષ્ઠ ! શરીર શોષણ કારક શોક કરોમાં; કારણ કે જે રણભૂમિમાં મરણ પામ્યા છે, તેઓનું મરણ અન્ય મરણ સરખું સુલભ નથી. હે પાંડુનંદના તમસરખા જ્ઞાનવેત્તા મહાત્માઓ વ્યસનમાં શોક કરતા નથી, અને સુખના ઉદયમાં હર્ષ પામતા નથી, જ્યારે તમસરખા શોકમાં ગ્રસિત થાય ત્યારે તેનું શાસ્ત્રમાં નિપુણ પણું કેવળ શ્રમને અર્થેજ થાય છે. મૂઢ પુરૂષને એક દિવસમાં એક હજાર હર્ષનાં સ્થાન,

અને એક સો ભયનાં સ્થાન પ્રાપ્ત થાય છે; પણ પંડિતને પ્રાપ્ત થાતાં નથી કેમ કે, જે જાત વસ્તુ છે તેનો નાશ થાય છે, જેનો નાશ છે તેનો જન્મ થાય છે; માટે એ બે અપરિહાર્ય પદાર્થનો શોક કરવા લાયક નથી, પોતાનાં કરેલાં કર્મનાં ફળભૂત જે અવશ્ય થાવાનાં પદાર્થો તે શાસ્ત્રનો તત્વજ્ઞ પુરૂષો શોક કરતા નથી, જે વસ્તુ મરણ પામી અથવા નષ્ટ થઇ એનો જે શોક કરે છે, તે દુ:ખથી દુ:ખને પામે છે; કેમકે એ બે અનર્થ રૂપ છે, પૃથ્વિ, વાયુ, આકાશ, તેજ અને જળ એ પાંચ પદાર્થ થી જીવમાત્ર આ લોકમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેના નાશમાં શું વેદના કરવી! એને અન્યથા કરવામાં દૈવ અથવા મનુષ્યનો ઉપાય નથી, જે પ્રાણી મૃત્યુવશ થાય છે તે પ્રાણી પોતાના અદૃષ્ટથી પાછો આવે છે. હે પાર્થ! આ જગતમાં ભાઇઓ, પુત્ર, દારાના, અને ધનના વિયોગથી ઘોર દુ:ખમાં ડુબે છે તેણે આશ્ચર્ય કારક ધૈર્યતા રાખવી. દેહધારીને જે શોક છે, તે શ્રવણ, ધર્મ, બળ, પરાક્રમ, સુખ, અને ઉત્સાહને હરણ કરે છે. શોક કરનારાઓનો શોક દુ:ખનો નાશ કરતો નથી, અને તેથી (શોકથી) તેઓનું સામર્થ્ય નાશ પામે છે; તેવા શોકનો ત્યાગ કરો, બાળકોને, યૌવન અવસ્થાવાળાઓને, વૃદ્ધાને, તેમજ ગર્ભમાં રહેલાઓને પણ કાળ પ્રવેશ કરે છે, એવું, આખું જગત્ છે. જ્યારે આખું જગત્ સર્વ અવસ્થામાં નાશ પામે છે; ત્યારે વિવેકી પુરૂષો ઉત્પન્ન થએલા અને નષ્ટ થએલા પદાર્થને જોઇ હર્ષ અને શોક કરતા નથી. જે તત્વવેત્તા પુરૂષો છે તે ગએલી વસ્તુનો શોક કરતા નથી, અને કોઇ સારી સ્થિતિમાં જોઇ ઇર્ષા કરતા નથી તેમ કોઇની વસ્તુની ઇચ્છા કરતા નથી, અને વર્તમાન કાળ પ્રમાણે વર્ત્તે છે. માટે હે રાજા મોહથી ઉત્પન્ન થએલા શોકને ત્યાગ કરો. આ ઠેકાણે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેમાં પુત્રના શોકથી પરિતાપ પામી અને મનમાં ખેદ યુકત થઇ ઉદાસથી બેઠેલા **શ્યેનજિત** રાજાને કોઇ તત્વવેત્તા બ્રાહ્મણે આવો બોધ દીધો છે.

## પુત્રના મૃત્યુનો શોક મટવા શ્વેનજીત રાજાને બ્રાહ્મણે આપેલો ઉપદેશ.

૯૪ બ્રાહ્મણ–હે રાજેન્દ્ર ! શોક કેમ કરો છો ! જ્યારે તમે શોક કરશો ત્યારે બીજા પણ શોક કરશે, તમે, હું, આ સર્વે રાજાઓ મરણ પામશે તેમાં શું શોક કરવો! ઉત્પન્ન થયેલ પ્રાણિમાત્રનો સંયોગ અને વિયોગ, અવશ્ય થાવાનો છે, જેમ જળમાં પરપોટા થાય અને ફુટી જાય તેવો સંસાર છે, હે રાજા! તારો દીકરો કયાં છો! તારા પિતા મહ તે કયાં છે! તેને તું હમણાં દેખતો નથી, અને તે તુંને દેખતા નથી, એવી રીતે પુત્ર, પૌત્ર, જ્ઞાતિ અને બાંધવ છે, માટે તેમાં સ્નેહ ન કરવો, કેમ કે, તેની સાથે વિયોગ અવશ્ય થાવાનો છે, કોઇને કોઈ ની સાથે અત્યંત સહવાસ થાતો નથી, પોતાનું શરીર પણ જ્યારે ભેળું નથી ત્યારે અન્ય તો કયાંથી હોય! વળી શ્લોકથી કહેલ છે કે જે જથ્થો છે તેનો અંતે ક્ષય છે, જે ઉંચા ચઢયા તેને હેઠું પડવું છે. જેનો સંયોગ છે તેનો વિયોગ છે અને જે જીવિત છે તેનો મરણથી અંત છે, જે કાળ છે તેને પંડિત મૂર્ખ બળવાન, દુર્બળ અને સમર્થ્યવાન સરખા છે, જેમ રસ્તેચાલતા મનુષ્યો કોઇ છાયાનો આશ્રય કરી જરા આરામ કરી તરત પાછો ચાલી નીકળે છે, તેવો પ્રાણિમાત્રનો સમાગમ છે, કેમકે પ્રાણિમાત્રનો સમાગમ છે. કેમકે સમાગમનો અપગમ થાય છે અને જે સુખ છે તે દુ:ખાદિકથી ભંગુર છે, કાયાનો સમીપમાં અપાય છે અને સંપત્ છે તે આપત્તિનું સ્થાન છે, અને કદી મનુષ્યોને સંપત્ મળે છે, તે ગંધર્વ નગર સરખી છે; એટલે ક્ષણમાત્રમાં દેખાય અને ક્ષણમાત્રમાં નાશ થાય તેવી છે, રૂપ, યૌવન, આયુષ્ય અને દ્રવ્ય સંચય અનિત્ય છે, રોગથી પીડિત મર્ત્ય શરીર છે, એમ જાણી પંડિત જન મુંઝાતા નથી; એનું ઔષધ એટલુંજ છે કે, તેનું ચિંતવન કરવુંજ નહી. અને જો ચિંતવન કરે છે તો ફરીથી વૃદ્ધિ પામે છે, શોક અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ, અને તે શરીરને શોષણ

કરનાર છે, માટે તમે શોકનો ત્યાગ કરો. એ પ્રમાણે બોધથી સ્યેનજીત શોકને ત્યાગ કરી સ્વસ્થ ચિત્ત થયા, વ્યાસે યુધિષ્ઠિરને ફરીથી બોધ દીધો કે અતીત વસ્તુનો શોક કરવા લાયક નથી, અને વળી ફરીથી કહું તે તમે સાંભળો. જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા પદાર્થો જાગ્યા પછી વૃથા છે તેમ જે રાજાઓ રણભૂમિમાં મરણ પામ્યા છે, તે બધા વૃથા છે. જે મરણ પામ્યા છે તેને વાસ્તે પૃથ્વીનાં જેટલાં રત્ન, હાથીઓ, અને ઘોડાઓ અર્પણ કરીએ તો પણ તે પાછા મળતા નથી, તેને હણનાર તમે નથી, કેવળ પોતાનાં કરેલાં કર્મનાં ફળથી મરણ પામ્યા છે. હે પાર્થીવ! તેઓના કાળના તમે હેતુ માત્ર છો, પ્રાણી પ્રાણીની સાથે યુદ્ધ કરે છે, તેમાં જે પુણ્ય અને પાપ તેમજ તેનું સુખ દુઃખ જે ફળ છે તે કાળ કરે છે એમ જાણો. તે કાળને કોઇ પ્રિય કે, શત્રુ નથી, કર્મ સાક્ષી જે પ્રજાપતિ છે તે પણ કાળથી નાશ પામે છે, તેના પણ નાશનો હેતુ કર્મ છે તેને તમે ચિંતવન કરો જેનાથી મૃત્યુ વશ થાય છે. તમારો અને નિયમ વૃતવાળાઓનો કાળજ કારણ જાણવો, માટે ધર્મમાં પ્રધાનભૂત જે તમે તેને મોહ ઘટતો નથી. એવા પ્રકારની કર્મની ગતિ છે; તેમાં મનુષ્ય શું કરી શકે! જેમ પોતાનું કર્મ પ્રેરણા કરે તેમ તે ચાલે છે ઘણું કરીને માણસજ બુદ્ધિકર્મને અનુસરી ચાલે છે, જેમ જેમ ચાલે છે તેમ તેમ ભાવી કર્મનો ફળને ભોગવે છે, આ ગંભીર કાળ રૂપી સમુદ્રમાં મૃત્યુ, રોગ, અને જરા રૂપ ગ્રાહથી ડુબતો કોઇ પુરૂષ પોતાના આત્માને જાણતો નથી, બ્રહ્મા શિલ્પિએ ઘડેલાં પ્રાણિ રૂપ કાચાં ઠામ પોતાના કર્મરૂપ ઇંધનમાં કાળ રૂપ અગ્નિથી પાકે છે, પિતા રૂપ બીજ, અને માતા રૂપ ક્ષેત્રમાં વૃષ્ટિ રૂપ શુભાશુભ કર્મથી જેમ જેમ પ્રાણીરૂપ અન્ન આ લોકમાં પેદા થાય છે તેમ તેમ કાળ કાપી નાંખે છે, એવી રીતે આ પૃથ્વીનો ક્ષય કાળ કૃત છે, એમ જાણી જ્ઞાતિ, અને બંધુના વધથી ઉત્પન્ન થયેલા શોકને ત્યાગ કર. રાજ્યધર્મ.

**૯૫ યુધિષ્ઠિર**-પિતામહ ! મરણ પછી કેવાં કર્મથી નરકમાં જાય છે અને કેવાં કર્મથી સ્વર્ગમાં જાય છે, એ તમે મને કહો ?

**ભીષ્મપિતામહ**-બ્રાહ્મણો બ્રાહ્મણપણાને મુકી દઈ લોભમાં મોહ પામિ કુકર્મ કરે છે તે મરણ પછી નરકમાં જાય છે. કઠોર, ચાડીયા, અભિમાની, ખોટું બોલનાર અને છુટા બોલને બોલનારા નરકમાં જાય. આ તો નિશ્ચય છે કે, ભય આપનારને ભય પ્રાપ્ત થાય છે, અને અભય આપનારને અભય પ્રાપ્ત થાય છે. માટે એવાંજ કર્મ કરવાં કે જેથી અભય રહી શકાય; એમ મારો મત છે. રાજ્યધર્મ.

**૯૬ યુધિષ્ઠિર-વ્યાસજી,** કાળ વિશે આપનો શો મત છે?

**વ્યાસજી**-કર્મે કરી વા અજ્ઞાનુષ્ટાનથી કંઇ પણ લાભ થતો નથી, મનુષ્યોને કોઇ પણ દેનાર છે, વિધાતાએ જેને જે વખતે જે નિર્માણ કર્યું છે તે તે વખતે અનાયાસે પ્રાપ્ત થાય છે. બુદ્ધિ, શાસ્ત્ર તથા અધ્યયને કરીને પણ મનુષ્ય અકાળે પુત્રાદિકને પ્રાપ્ત થવા સમર્થ થતો નથી. ને કોઇ વખતે મૂર્ખ પણ અનર્થને પ્રાપ્ત થાય છે, માટે કાર્ય કળાને આધીન છે. કારીગરી, મંત્ર તથા ઔષધ એ પણ ભુતિકાળ ન હોય તે વખતે ફળ આપે નહીં; જે ભુતિકાળ વિશે યોજના કર્યાં હોય તો સિદ્ધ થાય છે.

કાળે કરીને વાયુ જલદીથી વાય છે, કાળે કરી વૃષ્ઠિ મેઘને પ્રાપ્ત થાય છે, કાળે કરીને જળાશય કમળ યુક્ત થાય છે, તથા વનમાં રહેલા વૃક્ષ પુષ્પિત થાય છે, તેમજ રાત્રીઓ ચંદ્રિકા તથા અંધકારનાં આવૃતથી ચંદ્ર કાળે કરી પરિપૂર્ણ થાય છે. વખત વિના વક્ષમાં ફળ તથા પુષ્પ થાય નહિં, ને વખત વિના નદીઓ પણ વેગથી વહન કરે નહિં, લોક વિશે ખગ, પન્નગ, મૃગો, દીપ, તથા શૈલ મૃગો વખત વિના મત્ત થતાં નથી; વખત વિના સ્ત્રીઓ વિશે ગર્ભ થતા નથી, ઋતુઓનો આગમન પણ વખતસરજ થાય છે? વખત પ્રાપ્ત થયા વિના કોઇ મરેજ નહિં; તેમજ જન્મે પણ નહિં; બાળક વખત વિના બોલે નહિં; અકાળે યૌવન પ્રાપ્ત થાય નહિં; તેમ વાવેલું બીજ વખત વિના ઉગે પણ નહીં; અકાળે સૂર્ય ઉદય થાય નહિં; તેમ અકાળે અસ્તગીરીને પણ પ્રાપ્ત થાય નહિં; ચંદ્ર તથા મોટી ઉર્મી રૂપ છે માળા જેની એવો સમુદ્ર પણ

અકાળે વૃદ્ધિ પામે નહિં, તેમ હીન પણ થાય નહિં; માટે કાળ છે એજ બળવાન છે અને કાળે કરી સર્વ પ્રાપ્ત થાય છે અને અકાળે કશું થતું નથી. વળી સેનીત રાજાએ પણ માએ કહ્યું છે કે, આ દુ:સહ એવી કાળની ગતિ સર્વ મનુષ્યને સ્પર્શ કરે છે. કાળે કરી પરીપક્વ એવા સર્વ મનુષ્યો મરે છે, કેટલાક અન્ય જાતીઓને મારે છે તેમને વળી ત્રીજા મારે છે, એ રીતે ભૂત ભવિષ્ય જાણનાર-લોકોના ધર્મ સમજનાર-સુખ દુ:ખ જાણનાર **સેનીત** રાજાએ કહ્યું છે કે' જે તૃષ્ણાદિ નિમિત્ત :દુખે કરી પોતે દુ:ખી થાય તે ક્યારે પણ સુખી થાય નહિ કેમ કે દુ:ખનો ક્ષય નથી, એતો એ કામથી બીજું થયાજ કરે ! સર્વેને સુખ દુ:ખ ઐશ્વર્ય-લાભ-અલાભ મરણ અને જીવિત કાળે કરી થયાજ કરે છે. માટે ધીર પુરૂષો હર્ષ કે શોચ ન કરતા સર્વ વાતમાં કાળજ બળવાન ગણે છે. એ **સેનીત** રાજાને મારો મત મળતો છે, હું કાળનેજ બળવાન ગણું છું.

## પ્રાણી ઉપર દયા રાખવા વિશે પિતા અને પુત્રનો સંવાદ.

**૯૭ યુધિષ્ટર**-પિતામહ, પ્રાણી માત્રના નાશકારક કાળના પ્રવાહમાં મનુષ્યે શું કરવું તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-સઘળા પ્રાણીઓ ઉપર દયા કરવી, સર્વ ઇંદ્રિઓનો જય કરવો અને સર્વમાં અનિત્ય બુદ્ધિ એટલે સઘળું નાશવંત છે એવી બુદ્ધિ રાખવી, તે પરમ શ્રેયસ્કર છે. તે વિષે પિતા પુત્રના સંવાદ રૂપ જુનો ઇતિહાસ કહું તે સાંભળો. મેધાવી નામે બ્રાહ્મણનો પુત્ર પોતે સર્વ ગુણ સંપન્ન છતાં પોતાના પિતાને પુછે છે.

**પુત્ર**-હે તાત ! આયુષના ક્ષયની પહેલાં કયા ધર્મનું આચરણ કરવું તે કહો ?

**પિતા**-હે પુત્ર. બ્રહ્મચર્ય વતવાન્ થઇ વેદાધ્યયન કરી, પિતૃને તૃપ્ત કરવા સારૂ પુત્ર ઉત્પન્ન કરી, અગ્નિનું સેવન કરી, વિધિ પ્રમાણે યજ્ઞો કરી અને પછે આત્માનું સાધન કરવા વાસ્તે વનમાં પ્રવેશ કર.

**પુત્ર**-હે તાત ! સર્વને મૃત્યુ સાન્નિધ્ય છે, જરાથી પીડિત અને

વ્યાધિથી ગ્રસ્ત થએલ તેણે શું કરવું ? તમે તો સ્વસ્થ મનુષ્યની પેઠે બોલો છો. જેનું મૃત્યુ છે તેની પ્રતિ ક્રિયા (ઉપાય) કાંઇ નથી, અને હું તો હમેશાં સંસારી મોહરૂપ જાળમાં વીંટાયો છું; ત્યારે વાટ જોઇ કેમ બેશી રહેવાય ? જેમ પાણીનો ક્ષય થવાથી માછલાનો ક્ષય નજીક આવે છે તેમ રાત્રીઓ જેમ જેમ જાય છે તેમ તેમ માણસની આયુષ્ય કપાતી જાય છે; માટે કહ્યો પુરૂષ ધિરતાને ગ્રહણ કરે ? હે તાત! સુર્યના રથના વેગથી ક્ષણ ક્ષણમાં આયુષ્ય ક્ષિણ થાય છે, ત્યારે દેહિને આયુષ્યનું દીર્ઘપણું કયાંથી રહે? જેમ કાચા ઘડામાં જળ ક્ષય થાય તેમ દેહની આવરદાનો ક્ષયછે. જેમ પીપળના પાનમાં રહેલા જળના બિંદુને વાયુના વેગથી ક્ષય થતા વાર લાગતી નથી તેવી રીતે આયુષ્યનો ક્ષય થતા વાર લાગતી નથી જેમ કોઇ માણસને કાંધ મારવા લઇ જતાં મૃત્યુ નજરે આવે છે તેમ દિવસે દિવસે કાળ નજરે આવે છે; માટે માણસે અહર્નિશ સવારમાં ઉઠીને વિચારવું કે, આજ મરણ, વ્યાધિ અને દુઃખના મધ્યમાં શુ. મ્હોટો ભય પડશે, આ લોકમાં જે જાત વસ્તુ છે, તે કોણ નાશ નહી થાય? હે તાત! માટે બાળકપણામાંથીજ ધર્મનું આચરણ કરવું. જેમ પાકેલાં ફળને પડવાનો ભય છે, તેમ માણસને જીવિતનો ક્ષય થવાનો ભય છે; માટે વિવેકી પુરૂષ પાપનો ત્યાગ કરી આત્માનો વિચાર કરે તો ચોમાસામાં સુકેલા કાષ્ટની પેઠે સ્થિર રહે છે. જેમ નદીનો પ્રવાહ વયો જાય છે, જેમ ઘરમાં રાખેલો જીર્ણ સ્તંભ ખેદ પામતો રહે છે, તેમ કાળને વશ થઈ પ્રાણી ખેદ પામતા વસે છે. જ્યારે કાળ શવ થાય છે ત્યારે પ્રાણી દુઃખથી " અરે! આ મારી સ્ત્રી, આ મારા પુત્ર, આ મારો વૈભવ, આ મારાં બંધુજન અને આ કુટુંબ છે. " એમ બોલતાં પ્રાણી જનને પશુની પેઠે બાંધી કાળ લઇ જાય છે. હે તાત! મૃત્યુ, રોગ, જરા અને શોકથી ક્ષણ ક્ષણમાં ગળાએલા પુરૂષ અજર અને અમર કેમ થાય? આ વાત જગતમાં પ્રત્યક્ષ છે. " આ પુરૂષ કેમ મરી ગયો? આને મૃત્યુ કેમ ઉપાડી ગયો? અને આનું મૃત્યુ કયારે થાશે? એ મ-

નુષ્યથી જણાતું નથીઃ માટે યુવાવસ્થામાંજ ધર્માચરણ કરવું, કેમ જે જીવિત અનિત્ય છે. જે મનુષ્યને કાળની સાથે મિત્રાઇ છે અને જે અજર અને અમર છે તેનેજ એમ કહેવું ઘટે કે, આજ આ કામ કર્યું અને કાલ આ કરીશ. કોઇ માણસ કાલ શું થાશે તે જાણતો નથી, તેણે જે કાલ કરવાનું કામ તે આજ કરવું,જે મધ્યાન્હે કરવાનું તે સવારમાં કરવું. કેમ કે જે કાળ છે તે એમ નથી જોતો કે, આનું આ કામ થયું અને આ કામ બાકી છે; એ તો મનમાં વિચાર કરનાર પુરૂષના વિચારને કાપી નાંખે છે. માથા ઉપર રહેલા મૃત્યુને જો મનુષ્ય દેખતો હોય તો, તે મનુષ્યને આહાર કરવો પણ સુઝે નહીં, ત્યારે આ કર્યું અને આ કરીશ એ કેમ સુઝે? સ્નેહરૂપી પાશમાં આશક્ત થએલા મનુષ્યો અકૃતાર્થ છતાં વર્તે છે, તેટલામાં કાળ વશ કરી લે છે. જે કાળ છે તે સિમા વગરનો છે તેને સો વર્ષ તો કાંઇજ ગણતરીમાં નથી. તેટલી આયુષ્ય હોય તો પણ સ્વસ્થ થઇ કેમ બેસી રહેવાય ? વળી આ મનુષ્ય દશ, સોળ, વિશ, ત્રિશ, ચાળીશ, સાઠ અને સો વર્ષ જીવસે એમ નિયમ નથી, કારણ કે, સંપત્ સ્વપ્ન સરખી, યૌવન પુષ્પ સરખું અને આયુષ્ય વીજળી સરખા ચપળ છે " એમ જાણનાર પુરૂષને ધીરજ કયાંથી રહે? ખડનો અગ્નિ, નદીનો વેગ અને સ્વપ્ન એ તુલ્ય, આયુષ્ય યૌવન અને વૈભવછે એમાં ચતુર પુરૂષ કેમ વિશ્વાસ કરે? જન્મ મરણ રૂપી આવર્ત્ત (ધુમરી) છે જેમાં એવા સંસાર રૂપ સમુદ્રમાં પોતાના કર્મથી ભ્રમણ કરતો પુરૂષ કોઇ દીવસ સુખ પામતો નથી. આ કામ હું આમ કરીશ, આ કામ આમ થાશે, એમ સંકલ્પ કરે છે પણ કાળ તેની વાટ જોતો નથી, હે પિતા ! હું એકજ છું, મારે કોઇ નથી, હું કોઇનો નથી, હું જેનો છું તેને દેખતો નથી. જંતુ જ્યારે જન્મે છે અને મરે છે ત્યારે એકલો છે, એની સાથે સુકૃત અને દુષ્કૃત જાય છે અને તેને ભોગવનાર પોતે એકલોજ છે, મરણ પછી મૃત્તિકા અને કાષ્ટસદશ આ શરીરને તેના બાંધવો પૃથ્વીમાં દાટી, બાળી અથવા ભક્ષણાર્થે આપી પાછા ચાલ્યા જાય છે, અને તેની

પછવાડે ધર્મ અને અધર્મ જાય છે; એટલા વાસ્તે જ્યાં સુધી રોગથી ગ્રસ્ત ન થાય, જરા ન આવે અને આયુષ્ય ક્ષીણ ન થાય એટલામાં ધર્મનું આચરણ કરવું. પુત્ર, દારા, અને કુટુંબમાં આસક્ત થએલા પ્રાણી ખેદને પામે છે, જેમ કીચડ યુક્ત સરોવરમાં હાથી દુઃખ પામે છે તેમ મનુષ્ય પામે છે. જો કે માણસ લોઢાના કે કાષ્ટના પાસથી બંધાએલ છુટે છે. પણ મમતારૂપી પાશથી છુટતો નથી. વિચાર કરો કે, જે ગર્ભમાં રહેલા પ્રાણીનું અન્નપાન વગેરેથી પોષણ કરે છે, ગર્ભમાં યોજના કરે છે અને આંત્રથી બાંધે છે તે પુરૂષ મનુષ્ય માત્રનાં સુખ દુઃખના નિમિત્ત માત્ર થાય છે. જે શરીર છે તે તો મૃત્તિકાના પિંડ સરખો પરતંત્ર અને પોતાના રક્ષણમાં અશક્ત છે તેને ઈશ્વર વગર રક્ષા કરનાર બીજું સાધન નથી. પોતાનાં કર્મથી જન્મ, વૃદ્ધિ, સુખ, દુઃખ અને મૃત્યુ પામે છે. હું કોણ છઉં, ક્યાં જઇશ, ક્યાંથી આવ્યો છઉં, કોણ મારો બંધુ છે, હું કેનો છઉં, મારે કોઇ બંધુ નથી, સ્ત્રી, સુત બાંધવ અને સુહૃદ એ સર્વે કર્મને લીધે ભેળા થાય છે, એમ જ્યારે વિચાર કરે ત્યારે આ લોકમાં કોનું કોણ છે એમ નિશ્ચય થઇ શકતો નથી, આખા જગતનું કારણ મોહછે. આ અસત સંસારમાં વિજળી સદૃશ સર્વને મિથ્યા જાણી વિવેકી પુરૂષે વિરામ પામવું. હે તાત! હવે હું તમને વારંવાર શું કહું? આ જગતમાં જે કાંઇ દેખાય છે તે સર્વે મિથ્યા છે, અને એમાં જે વાસ કરી રહેલ છે તે વસ્તુ નિત્ય જ્ઞાન સ્વરૂપ છે, જેનું યોગિયો ધ્યાન ધરે છે જેને મોક્ષની ઇચ્છા હોય તેણે જે વસ્તુ કાંઇ અંતરમાં અને બ્હાર દેખાય છે તે સર્વ મનની આશક્તિ રૂપ છે, માટે તેનો ત્યાગ કરી જ્ઞાન યોગમાં પરાયણ થાવું. જ્યારે માણસ વિષયની આકાંક્ષાને ત્યાગ કરી, મનને હૃદયમાં રોકી નિર્મળ ભાવ થાય ત્યારે મોક્ષપદને પામે. કોઇ એક સહસ્ત્ર અશ્વમેધ અને એક સો વાજપેય યજ્ઞ કરે; તો પણ ધ્યાની યોગિની સોળમી કળાને પામતો નથી.

**ભીષ્મપિતામહ**—યુધિષ્ટિર! મોક્ષ ધર્મને પાળનાર પુત્રનાં વચન

સાંભળી મોક્ષ જાણવા સારૂં શરીરમાં આત્મભાવને ત્યાગ કરી મનમાં વૈરાગ્ય પામી સંસારનાં સુખથી નિસ્પૃહ થઇ અને રવિમંડળમાં રહેલા જે શંખ, ચક્ર, સહિત છે, જેણે કાંતિથી જગત વ્યાપ્ત કરેલું છે, ભુષણથી ઉજ્વળ અને યજ્ઞપુરૂષ, અનંતરૂપ, કાર્ત્તિકસ્વામીના હ્રુદયમાં રહેલા અને પરમાત્મા તેને જાણી ઉત્તમ સ્વરૂપને પામ્યા.

૯૮ યુધિષ્ટિર–વ્યાસજી ! પુત્ર મરણથી પિતાને, પિતાના મરણથી પુત્રને, સ્ત્રીના મરણથી પુરૂષને, પુરૂષના મરણથી સ્ત્રીને, માહાભારત દુઃખ થાય છે તેનું શું કારણ ?

વ્યાસજી–યુધિષ્ટિર ! આ જગતનો અદ્ભુત ખેલ છે; કારણ પૃથ્વીપર અનેક રાજાઓ, અમીરો, ઉમરાઓ, પંડિતો, વિગેરે પેદા થાય છે અને આખર પાછા નાશ પામે છે. જગત્ અનાદિ છે, અને તેનો નિયમજ એવો છે કે, જે જન્મે તે મરણ પામે; ત્યારે જે વાત ચોકસ છે અને જેનો ઉપાય, કર્તાએ કરેલોજ નથી તેનો શોક કરવો એ કશા કામનો નથી. વિચાર કરીએ તો કેટલા પુરૂષો કેવા કેવા થયા, કેવાં કેવાં સમર્થ કાર્યો કર્યાં પણ અંતે કાળ આગળ કોળીયાજ થઇ પડેલા છે. અર્થાત મરણજ પામેલા છે ?

જુવો, મરૂતરાજા કેવો થઇ ગએલો છે, જેને માટે વિચારીએ તો ઇંદ્રને તેણે જીત્યો હતો. પૃથ્વી ખેડયા વિના કોઇને અનાજ નજ આપે છતાં મરૂતરાજાના પ્રતાપ વડે ખેડયા વિના પૃથ્વી અનાજ આપતી હતી. જેના યજ્ઞમાં વિશ્વદેવ દેવતાઓ તો સભાસદ તરીકે હાજર થતા હતા; એક વરસ સુધી તો ઇંદ્ર મહારાજે સોનાની જેનાં રાજ્યમાં વૃષ્ટી કરી હતી; જેના રાજ્યની નદીઓના પુરમાં સોનાં તણાતાં હતાં, એવા મહા પરાક્રમી મરૂતરાજા તે પણ જ્યારે મરણ આવ્યું ત્યારે ત્યાં લાચાર થઇ આ પૃથ્વી છોડી ચાલ્યા ગયા છે ? અંગદેશના બ્રહ્મદત્તરાજા જેણે દશ લાખ તો યજ્ઞમાં ઘોડા આપ્યા હતા, દશ લાખ તો સુવર્ણથી શણગારેલી કન્યાઓ આપી હતી, દશ લાખ તો જેણે

હાથી આપ્યા હતા, એવો એક યજ્ઞ નહી પણ એવા તો સો જેણે યજ્ઞ કર્યા હતા: એવા **બ્રહ્મદત્તરાજા** પણ જ્યારે મરણ પાસે આવ્યું ત્યારે લાચાર થઇ આ જગત્ છોડી ચાલી નીશર્યા છે.

મહા પ્રતાપી **શીબીરાજા** જેણે આખી પૃથ્વીને એક છત્રરૂપ કરી હતી, **ઇંદ્ર** સરખા તેના ધોંસરા વેહેનાર હતા, તે પણ કાળ પ્રાપ્ત થયો ત્યારે ચાલ્યા ગયા છે ?

શકુંતલાનો પુત્ર **ભરત** જેણે સહસ્ત્ર તો **અશ્વમેધ** કર્યા; સો તો **રાજસુયજ્ઞ** કર્યા હતા, તે વખતે હજારો રાજાઓ હાથ જોડીને જેના યજ્ઞમાં હાજર થયા હતા, એવા મહા પરાક્રમી ધર્મધુરંધર **ભરતરાજા** તે પણ જ્યારે કાળ આવ્યો ત્યારે સર્વને ત્યાગ કરી ચાલતા થયા છે. એ રીતે કાળે કોઇને મુકયા નથી. વળી વિચાર તો કરો કે અયોધ્યા-પતિ મહારાજ **શ્રીરામચંદ્રજી**, જે કે સાક્ષાત્ ઇશ્વરનો અવતાર થઇ ગયા છે, જેના તપોબળવડે સ્ત્રીઓ વિધવાજ ન થાય, એમ કયાંઇ હોય ? છતાં **રામચંદ્રજી**ના પ્રતાપથી તેના રાજ્યમાં સ્ત્રીઓ વિધવાજ થતી ન હતી; જેના તપો બળવડે જેના રાજ્યમાં કોઇ અનાથ થતા ન હતા; જેના તપોબળવડે વરસાદ વૃષ્ટિ મરજી અનુસાર કરવા હાજર થતો હતો; અનાજ મરજી અનુસાર ઉત્પન્ન થતું હતું; દુકાળને તેના રાજ્યમાં દાખલ કરવા હુકમ ન હતો; પ્રાણી માત્રને તેના રાજ્યમાં જળની અંદર ડુબા-વવા જળની પણ શકિત ન હતી; અગ્નિ પણ જેના રાજ્યમાં કોઇ પણ પ્રાણીને દાહ કરી શક્તિ ન હતી; દુ:ખ પોતે તેના તપોબળવડે કોઈ તેની પ્રજાને પીડી શકતું ન હતું; હજારો વર્ષ સ્ત્રી પુરૂષ જેની કૃપાવડે તેના રાજ્યમાં જીવી શકતાં હતાં; અતિ ધનવાન પુરૂષો પણ ખુશીથી રોગ રહિત રહી શકતા હતા; સ્ત્રીઓ પણ પરસ્પર વિવાદ નહીં કરતી. હતી; તો પછે પુરૂષ તો કયાંથીજ કરતા હોય; સર્વે પ્રજા જેના તપો-બળવડે પોતપોતાના ધર્મ પ્રમાણે વર્ત્તતી હતી; જેના રાજ્યમાં સર્વે મનુષ્યો સંતુષ્ટ હતા; ગાયો પણ ઘડા ભરી દુધ આપતી હતી; જેણે

દશતો અશ્વમેધ કર્યા હતા; એવા મહા પ્રતાપી સાક્ષાત્ ઇશ્વર જેવા રામચંદ્રરાજા જેણે અગીયાર હજાર વર્ષ તો રાજય કર્યું પણ છેવટ સર્વ શકિતમાન છતાં, જ્યારે કાળ આવ્યો ત્યારે તેને આધીન થઇ સર્વ પ્રાક્રમનાં હથીયાર છોડી ચાલતા થયા છે?

વળી ભગીરથ રાજા જેણે હજારો અસુરોને ઝીંત્યા હતા, વીસ્તૃત યજ્ઞમાં દસ દસ લક્ષ તો સુવર્ણાલંકૃત કન્યા દક્ષણામાં આપી હતી; સર્વ કન્યા રથ ઉપર બેઠેલી હતી, સર્વ રથ ચાર અશ્વ યુકત હતા; એક એક રથની પાછળ સુવર્ણની માળા પેહેરેલા સો સો હસ્તી એક એક હસ્તીની પાછળ હજાર હજાર અશ્વ, એક એક અશ્વની પાછળ હજાર હજાર ગાયો ને એક એક ગાયની પાછળ હજાર મેંઢાં ને બોકડા આપ્યા હતા, ગંગાજી જેના ખોળામાં આવી બેઠાં હતાં અને ભાગીરથને પિતા વત્ ગણ્યા હતા, એવા પ્રતાપી ભાગીરથ રાજા, તે પણ કાળને આધીન થઇ ચાલ્યા ગયા હતા.

વળી મહાત્મા દીલીપરાજા જેણે પૃથ્વીનો ઘણો ભાગ બ્રાહ્મણોને આપી દીધો હતો; જેણે પોતાના ગોરને યજ્ઞમાં હજારો હસ્સી આપ્યા હતા; જેણે યજ્ઞમાં સુવર્ણનો મોટો સ્થંભ ઉભો કર્યો હતો; જેની સેવામાં ઇંદ્રાદિક દેવતાઓ કર્મ કરતા હતા, છ હજાર તો દેવ તથા ગાંધર્વ નૃત્ય કરતા હતા, ગાંધર્વરાજ પોતે વીણા જેની સેવામાં વગાડવા હાજર રહેતો હતો, વળી દીલીપરાજાને જોનારા પણ સ્વર્ગમાં ગયેલા છે, જેની આગળ આપો-દ્યો—એ શબ્દ પણ જીર્ણ થતા હતા, એવા મહાસમર્થ દીલીપ તે પણ જ્યારે કાળ આવ્યો ત્યારે સર્વ છોડી ચાલ્યા ગયા છે? એટલુંજ નહીં પણ સગરરાજા જેણે કોપથી પૃથ્વી ખોદાવી સમુદ્ર કીધો છે, તેથી સાગર નામથી આજ પણ સમુદ્ર કહેવાય છે, તેવા મહાપરાક્રમી સગરરાજા, તે પણ જ્યારે કાળ આવ્યો ત્યારે આ જગત છોડી ચાલતા થયા છે?

વળી વેન પુત્ર પૃથુરાજા જેના અમલમાં પૃથ્વી ખેડવા વિના ધાન્ય

આપતી હતી, પત્ર પત્રમાં મધુ ઉત્પન્ન થતું હતું, જેના તપોબળ વડે ગાયો માત્ર હસ્ત સ્પર્શ કરતાં વેતજ દૂધ આપતી હતી, પૃથુ જ્યારે સમુદ્રમાં કે નદીમાં અંદર ઉતરતો ત્યારે પાણી સ્થિર થઇ જતાં હતાં, બારસો હાથ ઉંચા સુનાના પર્વત કરી, જેણે (૨૧) વાર યજ્ઞમાં આપ્યા હતા, એવા પૃથુ જેવા પણ જ્યારે કાળ આવ્યો ત્યારે તેને તાબે થઇ આ પૃથ્વી છોડી ચાલ્યા ગયા છે?

એ રીતે કાળે કોણ કોને છોડયા છે? વિદ્વાન થાઓ, પરાક્રમી થાઓ, ધનાઢય થાઓ, ભાગ્યવાન થાઓ, પૂજ્યવાન થાઓ પણ અંતે નામ તેનો નાશજ છે. માટે હે યુધિષ્ટિર! આ બાબત શોક થાય ખરો પણ તે શોક કેવળ મિથ્યા છે.

કારણ કે અંતે આ જગતમાં નામ તેનો નાશ છે, છે ને છેજ, માટે એ નિશ્ચયને અનુસરી આવે પ્રસંગે શોક કુદરતી થાય પણ તે કરવો મિથ્યા છે એમ સમજી મનનું સમાધાન પાછું કરી લેવું એવો મારો મત છે. રાજધર્મ.

**૯૯ યુધિષ્ટિર**–કહો **વ્યાસજી**, અદૃષ્ટ કેવું બળવાન છે?

**વ્યાસજી**–દરીદ્રિ મનુષ્યોને ઇચ્છા ન કરવાથી પણ ઘણાક પુત્રો હોય છે અને સમૃધ્ધિવાન અત્યંત ઇચ્છા કરવાથી પણ પુત્રના મુખને દેખતા નથી; વ્યાધિ થાય છે, અગ્નિથી બળાય છે, જળમાં ડુબી મરાય છે, શસ્ત્રથી પીડા થાય છે, ક્ષુધાદિકથી હેરાન થવાય છે, ઓચિંતી આફત આવી પડે છે, વિષ તથા જ્વરાદિકથી મરી જવાય છે, ઉંચેથી પડી જવાય છે, અને દુઃખ થાય છે.–આ બધું અદૃષ્ટથી થાય છે, તેને કોઇ અતિક્રમણ કરવા સમર્થ નથી. વળી જે ધનાઢય હોય તે યુવાવસ્થામાં મરે અને દરીદ્રિ સો વરસનો થઇ મરે, દાનવાનને ભોજન કરવાની સક્તિ ન રહે અને દરીદ્રિઓને કાષ્ટ પણ જીરણ થઇ જાય, વળી કેટલાક વિદ્વાન પુરૂષો પણ નિંદિત એવા મૃગયા, દ્યૂત, પરસ્ત્રી સેવન, તથા મદ્યપાન કરે છે, એ રીતે ઇચ્છત એવા

સર્વ અર્થ સર્વ લોકને કાળે કરીને પ્રાપ્ત થાય છે, તેનું કારણ અદૃષ્ટ વિના કંઇ નથી, માટે નશીબ છે એજ બળવાન છે અને સર્વ વસ્તુ નસીબને લીધેજ સારી નરસી આવી પડે છે; એમ મારો મત છે.

**અદૃષ્ટ બળવાન, આશા ભંગ મંકીના દુઃખની નિવૃત્તિ.**

**૧૦૦ યુધિષ્ઠિર**-પિતામહ ! દરેક માણસ પ્રથમથી ધનની ઇચ્છા કરે તો પણ ધન પ્રાપ્ત નથી થાતું અને ઉલટો તૃષ્ણાથી પરાભવ પામે છે, તે શું કરવાથી સુખને પામે ?

**ભીષ્મપિતામહ**—જે મનુષ્ય સર્વથી શાંતિ, મનમાં દુઃખનો અભાવ, સાચું બોલવું, મનમાં વૈરાગ્ય અને તત્વની જાણવાની ઇચ્છા કરે તે સુખી થાય છે, એ પાંચ પદને વૃદ્ધ પુરૂષો શાંતિદાયક કહે છે. જેનાથી સ્વર્ગ, મોક્ષ અને ઉત્તમ સુખ મળે છે, જેને એ પાંચ પદનો અનુભવ છે, તેને ચરાચર વિષ્ણુમય ભાસે છે અને પોતે વિષ્ણુની સાયુજ્ય સાલોકય મુક્તિને પામે છે. હે યુધિષ્ઠિર ! આંહી એક પુરાતન ઇતિહાસ છે જેમાં **મંકી** નામના પુરૂષ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કરવા લાગ્યો પણ તેમાં તે વારંવાર નિષ્ફળ થવા લાગ્યો. છેવટમાં કાંઇક બાકી રહેલા ધનમાંથી બે બળદો લીધા. તે બળદોને ખેડમાં યોગ્યતા પમાડવા સારૂ કાંધ ઉપર ધોસરૂં મુકી હાંકવા લાગ્યો, તેવામાં એક સમીપે બેઠેલા ઉંટને જોઇ બળદો ભડકયા, અને ઉંટ પણ ભડકીને ઉભો થઇને ભાગ્યો તેવામાં અદૃષ્ટને લીધે પેલી ધોંસરી ઉંટની ડોકપર આવી જતાં બેઉ બળદો લટકી રહ્યા, છેવટ એ બળદનું મરણ નીપજવાથી દુઃખી થએલા **મંકીએ** આ પ્રમાણે કહ્યું કે પુરૂષ ગમે તેવો નિપુણ હોય તો પણ દૈવ તરફથી જે દ્રવ્ય તેને મલવાનું નિર્માણ થયું નથી તે તેને કોઇ પણ પ્રકારે પ્રાપ્ત થઇ શકતું નથી. પુરૂષ ગમે તેટલો ઉદ્યોગનું ફળ મળવામાં તે ગમે તેટલો નક્કી હશે તો પણ ફળ મળવું એ તો દૈવાધીનજ છે પૂર્વે મેં જે જે ઉદ્યોગ કર્યા તેમાં મને દ્રવ્ય પ્રાપ્ત થયું નાહ, તો પણ દ્રવ્ય પ્રાપ્ત માટે મેં આ ઉદ્યોગ

આરંભ્યો તેને પણ દૈવે આ પ્રમાણે વીંખી નાખ્યો. આશ્ચર્ય છે કે, જો હું નિરંતર પુરૂષાર્થ કરતાં છતાં જે મારા અદૃષ્ટમાં હતું તે મને મળ્યું. જે મનુષ્યો આશા પરાયણ થઇ અર્થની ચિંતા કરે છે તે વૃથા છે. કેમકે, જે દૈવે નિર્માણ કર્યું છે તેથી ઉલટું થાતું નથી. આ જગતમાં જે જે સમારંભ કરે છે, તે તે વિફળ થાય છે; માટે અવશ્ય આ સૃષ્ટિ ચિરકાળથી બહુજ કલેશદાયક છે. ભાગ્યવરનો પુરૂષ બળવાન હોય તો પણ દ્રવ્યને પામતો નથી. બાળ, સ્ત્રી, વૃદ્ધ અને રોગીને દ્રવ્યની સંપત્તિ દેખાય છે. તેમાં બાળ, વૃદ્ધ અને રોગી પુરૂષાર્થ કરે છે? કાંઇજ કરતા નથી; માટે સર્વ લોક અજ્ઞાનથી કલેશ પામે છે. પુણ્યથી સઘળું પ્રાપ્ત થાય છે. મંત્રબળ, પરાક્રમ, બુદ્ધિ અને પુરૂષાર્થથી જ્યારે અલ્પ પણ મળતું નથી, ત્યારે તેમાં શું વેદના કરવી? કૃપણ મનુષ્ય નાણાં સારૂં યત્ન કરતાં છતાં જો નાંણું મળતું નથી; ત્યારે ધર્મ વાસ્તે પ્રયત્ન કરે તો કોણ દુઃખને પામે? નાણાંને ભેગા કરવામાં, રક્ષણ કરવામાં, (દાનમાં) અને ખરચ કરવામાં કલેશ રહેલ છે, એવા ધનને ધિઃકાર છે. એટલા વાસ્તે નાણાના સંકલ્પને ત્યાગ કરી, અદૃષ્ટથી મળેલામાં સંતોષ રાખી પ્રવૃત્ત થાવું. હવે હું મારા આત્માને કલેશ નહિ પમાડું, અને મનને ધર્મમાં આદરથી ધારણ કરી જેમ ફરીથી કલેશના પાત્ર રૂપ જન્મને ન પામું એવું યત્ન કરીશ સર્વ પાપનું ઉત્પત્તિ સ્થાન જે કામ છે તેને ત્યાગ કરીશ, કેમ જે આ લોકમાં કામ સમાન કોઇ બીજું બંધન નથી, જે કામના બંધનથી જે છુટેલ છે તે ફરીથી જન્મને ભોગવતો નથી. "કામ તારૂં મૂળ હું જાણું છું કે, તું સંકલ્પથી ઉત્પન્ન થયો છે, હું જ્યારે સંકલ્પ કરીશ નહિ ત્યારે તું ઉત્પન્ન થાઇશ નહિ. તું સુલભ કે દુર્લભ જાણ્યા વિના પાતાળની પેઠે દુષ્કર કલેશને અર્પણ કરેછે, પણ, તું જીતાણો કે સર્વ જગત જીતાય એમ સત પુરૂષો કહે છે. માટે હમણાં દુર્જય શત્રુને જીતી લઇશ. જે નિરાશા તે પરમ સુખ છે એમ જાણી ઇંદ્રિયોનું દમન કરવાથી હું તાપ રહિત થાઇશ. કોઇ

દુઃખ દેશે તેનાથી દુઃખ સહન કરીશ. હિંસિક પ્રાણી સામે હું હિંસા કરીશ નહિ, શત્રુની અપ્રિયતાને ત્યાગ કરી પ્રિય વચન બોલીશ. સંતોષ, કોમળતા, શાંતિ અને સર્વ પ્રાણી ઉપર દયા કરીશ. આ જગતમાં જે કામ સુખ છે તે ઉત્તમ અને દિવ્ય સુખ કહેવાય છે; પણ તૃષ્ણાના ક્ષયથી જે સુખ છે તેના સોળમા ભાગને પણ પોહોચે નહિ. હે તૃષ્ણા તું આ લોક અને પરલોકના વૈરાગ્યમાં શત્રુભુત છે, માટે જે પુરૂષો નિર્માલ્યની પેઠે તારો ત્યાગ કરે છે તે અત્યંત સુખ ભોગવે છે. કામ, ભય, ક્રોધ, દ્રોહ, લોભ અને મદને ત્યાગ કરી ઉષ્ણકાળમાં શીત હૃદયની પેઠે બ્રહ્મમાં પ્રવેશ કરીશ. જે ત્યાગ કર્યા વગર સુખ મળતું નથી, પરમ પદ મળતું નથી અને જે ત્યાગ વગર નિર્ભયથી સુતો નથી તેને ત્યાગ કરી સુખી થાય છે. જ્યાં સુધી હૃદયમાંથી તૃષ્ણાનો ક્ષય થયો નથી ત્યાં સુધી મન નિરૂત્સાહ છે; માટે સર્વ કામનાને ત્યાગ કરી હૃદયમાં મનને રોકી બ્રહ્મપદમાં પ્રવેશ કરી સુખી થાઇશ."

**ભીષ્મપિતામહ**–એવી રીતે **મંકી** બ્રાહ્મણે બળદનો નાશ થવાથી મનમાં પરમ વૈરાગ્ય પામી, સર્વ કામનાનો ત્યાગ કરી **બ્રહ્મપદને** પામ્યા. ગમે તે પૂરૂષ જ્યારે હૃદયગત કામનાને ત્યાગ કરે, ત્યારે અમૃતભાવને પામે એમાં કાંઇ સંશય નથી. આણે પોતાના પુરૂષાર્થથી અર્જિત કરેલા બળદોનો નાશ થવાથી આ લોક પરલોકની સંપતીની આશા મુકી વિષયમાં નિસ્પૃહ થઇ કેવળ ધર્મમાંજ બોધરૂપ સાધન પામી દુઃખનું કારણ જે કામના છે તેનો ત્યાગ કરી જેને યોગીયો વખાણ કરે છે અને જે વિષ્ણુનું સનાતન પદ કહે છે તેને પામ્યા, અને અહિતેચ્છુ ને વિશે હિતેચ્છુ વર્તે છે તે સ્વ૦ ગમે તે કુલમાં ઉત્પન્ન થયેલા ઘણાક પુત્રો સો સો વર્ષની આયુષ્ય ભોગવે પણ જો તે દયા અને ક્રોધ જીત હોય તો તે સ્વ૦ જે વાંઝીયો દિવસ મટાડવા સારૂ કેવળ ધર્મમાં મતિ રાખીનેજ વર્તે છે તે સ્વ૦ જે પારકાનું રસ્તામાં પડેલું તૃણ પણ ગૃહણ કરતા નથી તે સ્વ૦ જે રાડયો નાખનાર અને સ્તુતિ કરનારની ઉપર તુલ્ય

દૃષ્ટિથી જોનાર છે તે સ્વ૦ જે ચોરના ભયથી ત્રાસ પામેલા બ્રાહ્મણો અને સ્ત્રીઓની રક્ષા કરે છે તે સ્વ૦ જે રણભૂમિમાં શૂરવીર, પોતાના સ્વામીને વાસ્તે જીવીતને ત્યાગ કરનારા, માતૃભક્ત અને કર્યા ઉપકારને જાણનારા છે તે સ્વ૦ જે મન અને ઇંદ્રિયોને રોકવામાં તત્પર તેમજ જેણે શોક, ભય, અને ક્રોધ ત્યાગ કર્યો છે તે સ્વ૦ જે શરીરને કરડતા માંકડ, જુ, મચ્છર, અને દંશાદિકને મારતા નથી અને ઉલટા પુત્રની પેઠે રક્ષા કરે છે તે સ્વ૦ જે કહેલા વિધિ પ્રમાણે દ્રવ્યાદિકનો સંચય કરે છે અને સર્વ દ્વંદ્વ (સુખ દુઃખાદિ) સહન કરનારા ધીર પુરૂષો છે તે સ્વ૦ જે કાયા, વાણી, અને મનથી બીજાને પરિતાપ કરતા નથી અને પોતે શુદ્ધભાવથી વર્તે છે તે સ્વ૦ જે કાયા, વાણી અને મનથી પારકી સ્ત્રી સાથે રમતા નથી તે સ્વ૦ જે પોતાની શક્તિ પ્રમાણે નિંદિત કર્મ કરતા નથી અને વેદે કહેલાં કર્મ કરે છે તે સ્વ૦ હે નૃપ, જેવા કર્મથી ખરાબ ગતિ અને સારી ગતિ પામે છે એ વાત યથાર્થ રીતે કહી બતાવી. જે મનુષ્ય પારકું અહિત આચરણ કરે છે તે દુઃસહ નરકને ભોગવે છે, અને જે પારકું હિત આચરણ કરે છે તેનું જીવીત સુખ દાયક થાય છે, અને મુકિત તેને દૂર રહેતી નથી.

**૧૯૧ યુધિષ્ઠિર–ભિષ્મપિતામહ** ! દુર્જન પુરૂષને તજવા તે તો બરાબર છે, પણ કેવા ગુણ દેખાય ત્યારે જાણવું જે આ દુર્જન છે અને તેને તજવોજ જોઇએ તે કહો ?

**ભિષ્મપિતામહ**–નીચે લખ્યા મુદ્દા જેના જોવામાં આવે તેને દુર્જન સમજવો.

૧ દાન કરી જે પુરૂષો પોતાનાં વખાણ કરે; ૨ મારૂં દુર્ભાગ્ય છે કે હું આવું કામ કરૂં છઉં, એમ કહે ને તે છતા તેવું કામ કરે; ૩ પ્રાણી વિષે સમ-વિષમ ભાવ રાખતો હોય; ૪ નીચ કર્મ કરનારો હોય; ૫ સ્નેહ બતાવી ઠગનારો હોય; ૬ સામર્થ્ય છતાં દરીદ્રતા દેખાડનારો શઠ હોય; ૭ કોઇને આપ્યા વિના એકલોજ પોતે ખાનારો હોય; ૮ માની સ્વભાવ

નો હોય; ૯ પુત્રાદિકમાં આસક્તિ હોય; ૧૦ પોતાને મોઢે પોતાની બડાઇ મારનારો હોય; ૧૧ સર્વે મનુષ્ય ઉપર અતીશય શંકા રાખનારો હોય; ૧૨ કાગડાની પેઠે અતિ ધુર્તદ્રષ્ટીવાળો હોય; ૧૩ ખોટી દીનતા બતાવનારો; ૧૪ પોતાના વર્ગની પ્રસંશા કરનારો; ૧૫ નીરંતર ચારે આશ્રમનો દ્વેશ કરનારો; ૧૬ હિંસા કરી રાજી થનાર હોય; ૧૭ અત્યંત અસત્ય આચરનારો; ૧૮ સદાચરણી અને ધર્મીષ્ટને પાપી જાણનારો; ૧૯ પોતાના આચરણ ઉપરથી સર્વેનાં આચરણનું અનુમાન કરનારો; ૨૦ ઉપકાર કરે તેને છેતર્યો માને; ૨૧ કોઇનાં છીદ્રો ઉઘાડાં કર્યા કરે; ૨૨ પોતા ઊપર ઉપકાર કરનારને ધન આપી વળી પાછળથી પસ્તાવો કરે;

આ ઉપર લખેલાં લક્ષણો જેનામાં જણાય તેને દુર્જન પુરૂષ જાણવા અને તજવા એમ મારો મત છે.

૧૦૨ યુધિષ્ટિર-વિદુરજી! દાન કોને કોને ન આપવું તે મને કહો?

વિદુરજી:મનુના મત પ્રમાણે નીચે લખેલા ૧૫ જણને દાન આપવું નહીં. ૧ યશ વાસ્તે પણ ઉપકારીને દાન આપવું નહીં; ૨ નૃત્ય તથા ગીત ગાનારને ન આપવું, ૩ હસાવનારા ભાંડ ઇત્યાદિકને ન આપવું ૪ મત્ત તથા ઉન્મતને ન આપવું, ૫ ચોરી કરનારને ન આપવું ૬ નિંદા કરનારને ન આપવું, ૭ મુંગાને ન આપવું, ૮ વિરૂ અંગવાળાને ન આપવું, ૯ અંગહીનને ન આપવું, ૧૦ અતિ ઠીંગણાને ન આપવું. ૧૧ દુર્જનને ન આપવું, ૧૨ દુષ્કુલીનને ન આપવું, ૧૩ વ્રતે કરી સંસ્કાર ન કરેલાને ન આપવું; ૧૪ વેદ વિનાના શ્રોત્રીયને ન આપવું. કારણ અપાત્રને દાન આપનાર જેમ પાષાણના વહાણમાં બેસવાથી ડુબે, તેમ દાન લેનાર તથા દેનાર બન્ને ડુબે છે, માટે સુપાત્રનેજ દાન દેવું. રાજધર્મ.

૧૦૩ યુધિષ્ટિર-પિતામહ! દાન કેવા ભાવથી અને કેવા પાત્રને આપવાથી શ્રેષ્ઠ દાન આપ્યું કહેવાય તે મને કહો?

ભીષ્મપિતામહ-જેવા જેવા ભાવથી જે જે વસ્તુનું દાન દેવામાં

આવે છે, તેવા તેવા ભાવથી તે તે વસ્તુ, બીજા જન્મમાં તે દાન દેનારાને પાછી મળે છે. " દાન દેવું જોઇએ " આવો નિશ્ચય કરીને સામો ઉપકાર કરવાને અસમર્થ એવા સુપાત્ર એટલે વેદશાસ્ત્ર સંપન્ન તથા તપ અને શમદમાદિક યુક્ત બ્રાહ્મણને પવિત્ર દેશમાં, તથા કોઇ પવિત્ર સંક્રાંતિ વગેરે પર્વણીને દહાડે જે દાન આપવામાં આવે છે તે દાન સત્વગુણી કહેવાય છે. " હું આને દાન આપીશ તો તે બીજે કોઇ વખતે મારો ઉપકાર કરશે " એવી ઇચ્છાથી અથવા તો " દાન દઇશ તો મને સ્વર્ગ લોક મળશે " આવાં ફળની ઇચ્છાથી અથવા તો મનમાં ખિન્ન થઇને જે દાન આપવામાં આવે છે, તે દાન રજો ગુણી કહેવાય છે. અપવિત્ર સ્થાનમાં, અપવિત્ર સમયે, વિટ અથવા તો નાટક કરનારા, વિગેરે કુપાત્રને જે દાન આપવામાં આવે છે અથવા તો પવિત્ર ક્ષેત્ર અને સુપાત્ર બ્રાહ્મણ હોય, તો પણ તે બ્રાહ્મણના પગ પખાળવા વગેરે સત્કાર કર્યા વિના, તિરસ્કાર પૂર્વક જે દાન આપવામાં આવે છે, તે દાન તમો ગુણી કહેવાય છે. કોઇએ યાચના કર્યાથી તેના ઉપર દ્વેષ ન કરતાં, તેને થોડુંક પણ દાન દેવું, તેમ કરતાં એવું પણ કોઇ પાત્ર મળી આવે છે કે જે સર્વ પાપથી તારી દેશે, અપમાન કરીને તથા અશ્રદ્ધાથી જે દાન આપવામાં આવે છે, તેને મુનિઓ અધમદાન કહે છે. અપમાન સાથે દાન આપવાથી દાતાને દોષ પ્રાપ્ત થાય છે. સર્વને અભય દાન, દુઃખમાં સહાયતા, તૃષ્ણાથી માગતો હોય તેને ઇચ્છા પૂરણ આપવું, અને જે આપ્યાથી મેં ઠીક આપ્યું, એમ સંતોષ થાય તે દાન શ્રેષ્ટ કહેવાય છે. મનુ કહે છે કે, સર્વ દાનોમાં જળદાન ઉત્કૃષ્ટ છે, માટે મનુષ્યે કૂવા વાવો અને તળાવો ખોદાવવાં, અન્ન અતિ ઉત્તમ પદાર્થ છે અને ઉત્તમ લક્ષ્મી સ્વરૂપ છે, અન્નવડે આયુષ્ય, તેજ વીર્ય અને બળ મળે છે. પારાશર કહે છે કે, જે મનુષ્ય સદા એકાગ્ર મનથી અન્નનું દાન કરે છે તે દુઃખને પામતો નથી.

**૧૦૪ યુધિષ્ઠિર**-પિતામહ ! આ દાન દેવું, આ દાન દેવું એવી

વેદની ફરજ છે, પણ ઘણા દાનમાં કયું દાન વિશેષ છે તે કહો !

**ભીષ્મપિતામહ**–હે રાજા ! સઘળા દાનના મધ્યમાં પાપને નાશ કરનાર અને સ્વર્ગને દેનાર ભૂમિદાન સર્વોત્તમ છે, એમ મહાન્ પુરૂષો કહે છે. સર્વ દાનનો સમાવેશ પૃથ્વિમાં છે, માટે પૃથ્વિનો દાતા સર્વથી અધિક કહેવાય છે. સોનું, રૂપું, વસ્ત્ર આદિ બીજા નાના પ્રકારનાં રત્નોનાં દાન દેનારા લોકો પૃથ્વી પર્યંત નાશ પામતા નથી. તપસ્વી, યજન કરનાર, બહુશ્રુત અને ગુરૂદેવતાનું પૂજન કરનાર પૃથ્વીનું દાન આપે તો સર્વ કામનાને પામે છે. પૂર્વે **જમદગ્નિયે** આ સાંભળી **કશ્યપને** પૃથ્વીનું દાન આપ્યું છે અને પૃથ્વીયે પણ કહ્યું છે કે, આ લોકમાં મને આપીશ નહિ તો મને પામીશ નહિ; જો મને આપીશ તો પામીશ. આ જગોએ જુનો ઇતિહાસ છે; જેમાં **બૃહસ્પતિ** અને **ઇંદ્રનો** સંવાદ નીચે પ્રમાણે છે.

**૧૦૫ ઇંદ્ર**–જેનું દાન દેવાથી અક્ષય ફળ મળે અને સુખ ભોગવે તે દાન મને કહો ?

**બૃહસ્પતિ**–હે ઇંદ્ર ! આ દાન વિશે મેં પિતામહને પુછવાથી તેણે મને કહેલ તે હું કહું છું તે તમે સાંભળો. જે મ્હોલ સહિત પૃથ્વીનુ દાન આપે તે પુરૂષ પાંચ પેઢી ચાલી ગએલી, અને પાંચ હવે પછીની અને અગીયારમો પોતે સહિત તરે છે. જે શેરડી, યવ, અને ગોધુમ (ઘઉ) સહિત પૃથ્વીનું દાન આપે છે, તે સ્વર્ગને પામે છે. શંખ, સિંહાસન, છત્ર અને હાથીઓ આપે છે, તેને પૃથ્વીના સંકલ્પમાં કહ્યા પ્રમાણે ફળ મળે છે. જેમ શુકલ પક્ષમાં ચંદ્રમાં વૃદ્ધિ પામે છે, તેમ પૃથ્વીનું દાન દેનારા વૃદ્ધિ પામે છે. જેણે બ્રહ્મહત્યા, ગોહત્યા, પિતૃહત્યા અને ગુરૂ સ્ત્રી ગમન કર્યું હોય, તેણે સર્વ સદ્ગુણ સંપન્ન બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપવાથી પાપથી તે છુટે છે. જે મનુષ્ય ખેદ પામનાર, ચાકરવાળો અને અગ્નિને ધારણ કરનારને આજીવિકા રૂપ પૃથ્વીનું દાન આપે તો સુખી થાય છે. જે રાજાઓ સંકીર્ણ પાપ કરનારા અને

પાપ યુક્ત ચિત્તવાળા જો પૃથ્વીનું દાન આપે તો તે સર્વ પાપથી મુકાય છે. પૃથ્વીના સમાન કોઇ દાન નથી, અને તે સરખો કોઇ વિધિ નથી. સત્ય સમાન કોઇ ધર્મ નથી. સદ્‌ગતિ સમાન કોઇ ગતિ નથી.

૧૦૬ યુધિષ્ઠિર-પિતામહ ! પૃથ્વિના દાન દેવામાં ગુણ શું, અને અપહરણ કરવામાં પાપ શું તે તમે કહો ?

**ભીષ્મપિતામહ**–પૃથ્વીનું દાન દેનાર સાઠ હજાર વર્ષ પર્યંત સ્વર્ગમાં વસે છે અને પૃથ્વીનું અપહરણ કરનાર તથા તેમાં મદદ કરનાર તેટલાજ વર્ષ સુધી નરકમાં પડે છે. કોઇએ કોઇના નિર્વાહરૂપ પૃથ્વી ઝોટી લેવી નહીં. વેદપરાયણ, દરિદ્રી અને ભોળા કુટુંબવાળાને પ્રતિજ્ઞા કરી પછે પૃથ્વીનું દાન દેતો નથી તેનું પાપ સમગ્ર કુળનો નાશ કરે છે. મહાન્ પાપનું નિવારણ સ્મૃત્યાદિકમાં કહેલ છે. પણ બ્રાહ્મણના દ્રવ્યને હરણ કરનારનું નિવારણ દેખાતું નથી. જે મનુષ્ય પોતે આપેલા અથવા બીજાએ આપેલ જે પૃથ્વીને ઝોટી લે છે તે પેટે ચાલનાર જંતુનો અવતાર ભોગવી વારંવાર મરણ પામે છે. જે પૃથ્વી સંબંધી આજીવિકાને હરણ કરનારા કોઇ મનુષ્ય રાજ્ય કે હુદ્દા ભોગવનારા દેખાતા નથી, તેનું સ્થાન બીજા રાજા હરણ કરી લે છે. માટે તમે પૃથ્વીનું દાન આપો. પૂર્વે આપેલી પૃથ્વીને કોઇ રાજા પ્રતિપાલન કરતો નથી, તે રાજા દુઃખી થાય છે; માટે દાન દેવાથી તેનું પ્રતિ પાલન કરવું તે ઉત્તમોત્તમ છે. સગરાદિ રાજાઓએ પૃથ્વીનું દાન આપ્યું છે. જ્યારે જેની પૃથ્વી તેને તેના દાનથી ફળ મળે છે. જેને શાશ્વત ગતીની ઇચ્છા હોય તો કોઇ દિવસ બ્રાહ્મણની પૃથ્વીનું હરણ કરવું નહીં, બ્રાહ્મણની પૃથ્વી સાથે સીમાડા બાબત તકરાર ચાલે તો પૃથ્વી દેવી પણ હરણ કરવી નહીં; કેમ જે હરણ કરવાથી મહાન નરકની પ્રાપ્તી થાયછે.

**ગાયનું દાન વિશે યમ અને નાચિકેતનો સંવાદ.**

૧૦૭ યુધિષ્ઠિર–પિતામહ ? મહાત્માઓ ગાયના દાનને મહાદાન કહે છે, તો તેનું ફળ અને મહાત્મ્ય વિસ્તારથી મને કહો ?

**ભીષ્મપિતામહ**-ગાયના દાનથી ઉત્તમ બીજું દાન નથી એમ મારી બુદ્ધિ છે. ન્યાયથી પ્રાપ્ત કરેલી ગાય જો દાનમાં આપે તો આખા કુલને તારે છે.

બ્રહ્માએ ગાયના દુધને અમૃત કહેલ છે, તો જે ગાયને આપે છે તે અમૃતપણાને પામે છે. જે કોઇ વાછડાં સહિત, ગુણયુક્ત વસ્ત્ર સહિત અને સોનાના શૃંગ સહિત કપિલા (એકવર્ણી) ગાયને આપે તો તે સ્વર્ગ લોકમાં પુજાય છે જ્યાં સુધી અર્ધપ્રસુત છે ત્યાં સુધી પૃથ્વી કહેવાય છે, એવી ગાયનું દાન આપે તેણે પૃથ્વીનું દાન દીધું એમ કહેવાય છે. જે દશ ગાય દેવાની ઇચ્છા કરે, તેણે અર્ધ પ્રસુત એક ગાય દેવી, જેને સો ગાયો દેવાની ઇચ્છા હોય, તેણે દશ ગાય દેવી, જેને હજાર ગાય દેવાની હોય તેણે સો ગાય દેવાથી સમાન ફળ થાય છે.

**૧૦૮ યુધિષ્ટિર**–પિતામહ ! કેવા લક્ષણવાળી ગાયો દેવી, અને કેવા લક્ષણવાળી તજવી, અને કહેવા લક્ષણવાળા બ્રાહ્મણને દેવી, અને કેવાને ન દેવી તે તમે મને કહો ?

**ભીષ્મપિતામહ**–જુવાન, રૂપસંપન્ન, સારા શીળવાળી, દુઝણી, ન્યાયથી આવેલી અને વાછડાંવાળી ગાયો બ્રાહ્મણને દેવી. વૃદ્ધ, રોગી, ઓછા અંગવાળી, બાંગરી, મરેલ વાછરડાંવાળી, છેટે રહેલી અને અન્યાયથી મેળવેલી કોઇ કાળે દેવી નહીં, ગુણ યુક્ત ખેદપામેલ, ઘણાક ગુણ યુક્ત, વેદ ભણનાર, અગ્નિહોત્રી, અતિથિપ્રીય અને ઇંદ્રિઓ નિગ્રહ કરનારને દેવી. કુળ વગરનો, લોભિયો, ચાડિયો અને જે દેવઅન્ન અને પિતૃઅન્નથી પતિત છે તેને કોઇ દિવસ ગાય દેવી નહી. ગાયોના દાન દેનારા જ્યાં સુવર્ણના મેહેલ, રત્નથી ઉજવળ શય્યા અને ઉત્તમ અપ્સરાના ગણ છે એવા લોકમાં જાય છે. ગાયના દાનથી સુવર્ણ સરખા વિમાનમાં બેસી, સારો વેષ ધારણ કરી અને અપ્સરાના ગણોથી વ્યાપ્ત થઇ બ્રહ્મ લોકમાં જઇ ત્યાં દેવાંગના સાથે રમે છે. આંહિ એક જુનો ઇતિહાસ કહેવામાં આવે છે, જેમાં ઉદ્દાલક અને નાચિકેત ઋષિનો

સંવાદ છે. ઉદ્દાલકે પુત્રને મંત્રનો ઉપદેશ આપી કહ્યુ કે તું સેવા કર. એમ કહિ પોતાનો નિયમ સમાપ્ત કરી, તે પછે વેદાધ્યનમાં સંપન્ન પુત્રને ફરીથી કહે છે. હે પુત્ર! નદીને કાંઠે સમીધ, દર્ભ તથા જળનો લોટો હું ભુલી ગયો છઉં તે તમે લઇ આવો. એવાં વચન સાંભળી ત્યાં જઇ તે પદાર્થો ન દેખવાથી પાછા આવી પિતાને કહ્યુ એ મને ત્યાં મળ્યાં નહીં. આવાં પુત્રનાં વચન સાંભળી ભુખ તરસથી અને ક્રોધથી વ્યાપ્ત ઉદ્દાલકે પુત્રને કહ્યુ કે **यमं पश्य** મરી જા. તે પછે શાપ દીધેલા પુત્રે હાથ જોડી પ્રાર્થના કરી. હે ભગવાન્! પ્રસન્ન થાઓ, એમ બોલે છે; તેટલામાં ચેતન વગર પૃથ્વીમાં પડી ગયો. મરણ તુલ્ય થએલા પુત્રને દેખી શોકમાં અરે! હાય હાય, આ મેં શું કર્યું એમ કહિ પુત્રને ખોળામાં લઇ રૂદન કરવા લાગ્યા. તેના રૂદનને સાંભળી તપોવનના રૂષિઓ ત્યાંહાં આવી બાળકને વીટીને ઉભા. એમ રૂદન કરતાં તેના પિતાના અશ્રુપાતથી પાછલી રાતે વૃષ્ટિમાં છોડની પેઠે **નાચિકેત** જાગૃત થયા. તે પછે સુતેલો જેમ જાગે તેમ જાગૃત થયેલ પુત્રને પુછે છે. હે પુત્ર! તમે શું જોયું તે કહો?

**નાચિકેત**–હે પિતા? હું યમરાજા પાસે ગયો; ત્યારે યમે મને કહ્યુ કે તું ઉદ્દાલકનો પુત્ર છે અને તારા પિતાએ તુને કહ્યુ કે **यमं पश्य** તો તમે પિતાના વચનને અન્યથા કરવા સમર્થ ન થઇ મને તમે જોયો; માટે હે સૌમ્ય! પાછા જાઓ, તમારો પિતા શોક કરે છે અને તમારા મનનું હું પ્રિય કરૂં, તમે અતિથિ પરમ વાલ્હા છો; જેથી જે ઈચ્છિત હોય તે માગી લ્યો! તે પછે મેં યમરાજાને આવું વચન કહ્યુ કે, ગાયોનાં દાન દેનારનાં સ્થાનકો દેખાડો. તે પછે મને વિમાનમાં બેસીને અતિ અદ્ભૂત લોકને દેખાડયાં. જે લોકમાં વૈડુર્યમણિ સરખાં અને સુવર્ણમય સેંકડો વિમાનને દીઠાં, તેમજ દિવ્ય ગૃહોને જોયાં. મધ, દુધ, ઘૃત અને દહિને વહન કરનારી નદીઓ દીઠી. ભક્ષ્ય અને

ભોજ્ય પદાર્થના પર્વતો જોયા, એથી મનમાં વિસ્મય પામી ધર્મરાજાને પુછ્યું "આ કેવા ધર્મનું ફળ છે? આ દુધ, મધ અને ઘીની નદીઓ દેખાય છે, એ પણ કેવા ધર્મના ફળરૂપ છે ?" ત્યારે યમરાજાએ કહ્યું કે, "જે સાધુ પુરૂષો ગોરસ (દુધ, દહિ, અને ઘી) આપે છે, તેને સારૂં આ ભક્ષ્ય અન્નના પર્વતો છે. જે ગાયોનાં દાન આપે છે તેને વાસ્તે શોક વગરના, અવિનાશી દેવલોકો છે. એવાં વચન સાંભળી ફરીથી **યમરાજાને** પુછ્યું. હે યમરાજ ? ગાયનાં દાન દીધા વગર તેવા લોકને કેમ પ્રાપ્ત થવાય ?

**યમ**–હે **નાચિકેત** ! ગાયના અભાવમાં યથા વિધિ પ્રમાણે તિલધેનું **(તિલનું ભરેનું પાત્ર)** આપવાથી સર્વ કામનાને વહન કરનાર નદીઓને પામે. જો તિલનો અભાવ હોય તો એકાગ્રતાથી **જળધેનું** દેવાથી સર્વ કામનાને પામે છે એમાં કાંઇ સંશય નથી. કોઇ **ઘૃતધેનું, જળધેનું** અને તિલધેનું આપે તો સ્વર્ગથી હેઠા પડતા નથી. જે કોઇ સાવધાનથી જિતેન્દ્રિય, શાંત અને વિષ્ણુ ભક્તને **ઘૃતધેનું** આપે તો વિષ્ણુની સાયુજ્ય મુકિતને પામે. **ઘૃતધેનુના** દાનથી પિતામહને તેમજ સત્યોતેર પેઢીને તારે છે. એમ મને કહ્યા પછી ફરીથી મને કહ્યું. હે **નાચિકેત** ! મેં કહેલા દાનમાં યત્નવાળા થાઓ અને વિશેષથી ગાયનું દાન આપો. સારા ગુણવાળી, કાંસાના દોહનપાત્ર સહિત, સોનાના શૃંગયુક્ત અને વસ્ત્રસહિત જો આપે તો ગાયના શરીરમાં જેટલાં રોમ છે, તેટલા વર્ષ પર્યંત સ્વર્ગમાં સુખ ભોગવે છે, શ્રુતિ જાણનારને જો ગરીબ, ભારકઢો, બળવાન, જુવાન, કુળની આજીવિકા કરનાર અને ગર્ભ ધારણ કરનાર ખુંટિયો આપે તો દશ ગાયના દાન બરોબર ફળ મળે છે. હે પિતા ! એમ ધર્મરાજાએ મને કહ્યું ત્યારે, તે મહાત્માને મસ્તકથી પ્રણામ કર્યાં પછી તેણે આજ્ઞા આપેલો હું તમારા ચરણ સમીપ આવ્યો છઉં. તમે મને જે શાપ દીધો તે તો અનુગ્રહરૂપ થયો કેમ જે, **યમદેવનું** મને દર્શન થયું. યમ લોકમાં ગાયોના દાનની પુષ્ટિને જોઇ હવે હું નિરંતર

ગાયોનાં દાન આપીશ. જો વિષ્ણુના ભક્તને ગાયનાં દાન આપે તો વિષ્ણુના લોકને પામે છે.

**અન્નદાનનું મહાત્મ્ય અને બટુ પક્ષીનો સંવાદ.**

૧૦૯ યુધિષ્ઠિર—હે પિતામહ! મહત્ફળને દેનારૂં અને તત્કાળ પ્રીતિને કરનારૂં શું દાન છે તે કહો?

**ભીષ્મપિતામહ**—અન્નદાનથી બીજું કાંઇ દાન વિશેષ નથી. અન્નથી ચરાચર જગત ધારણ થાય છે. **બ્રહ્માએ** કહ્યું છે કે " અન્ન છે તે પ્રાણીના પ્રાણ છે" હે રાજા! તમે અન્ન દ્યો, જે અન્નના દાતા છે, તે પ્રાણને દેનારા છે; એમ વિવેકીજન કહે છે. જેણે અન્નદાન દીધેલ છે તે પશુ, ધન, રૂપ, આયુષ્ય અને બળવાન્ થઇ મરણ પછી સુખી થાય છે. જે સમાહિત થઇ અતિથિને અન્ન આપે છે તે બ્રહ્મ લોકમાં જાય છે, એમ **પારાશર** રૂષિ કહે છે. અન્ન સમાન દાન કોઇ થયું નથી અને થાશે નહીં; માટે સાધુ પુરૂષે વિશેષથી અન્નદાન આપવું. જે મહા પાપ કરનાર હોય અને અન્ન દેનારો થાય તો તે સર્વ પાપથી રહીત થઇ વિષ્ણુલોકમાં જાય છે. જેમ ખેડુત વૃષ્ટિની ઇચ્છા કરે છે તેમ પિતૃઓ એવી ઇચ્છા કરે છે કે, અમારો કોઇ વંશી પુત્ર અથવા પૌત્ર અન્નદાન આપશે! જે મનુષ્ય કલેશ વિના શ્રાંત*થયેલ અને દીન વદન-વાળાને અન્ન આપે છે તે પવિત્ર ગતીને પામે છે. કોઇ અજાણ્યો મનુષ્ય આવીને અન્નની યાચના કરે કે તેને નામ, ગોત્ર અને અધ્યયન પુછ્યા વગર તે અતિથીને અન્ન આપવું. વૈશ્વદેવની અંતે કોઇ દુષ્ટ વૃતવાળો, સારા વૃતવાળો, મૂર્ખ અને પંડિત પ્રાપ્ત થયો તે સ્વર્ગ દેનારો થાય છે. કોઇ દિવસ ન દીઠેલો, દીઠેલો, મિત્ર, સુહૃદ અથવા શીળ-સંપન્ન બ્રાહ્મણ આવ્યો તેને અન્નથી જમાડવો. ઇશ્વર સર્વના હૃદય સ્થાનમાં રહ્યા છે; માટે અતિથિ સાક્ષાત્ શીવરૂપ સમજવો, બ્રાહ્મણનાં ગૃહસ્થે વિશેષથી પગ ધોવા, સશિરથી નવરાવવા, દાન દેવું અને સત્કાર પૂર્વક પૂજન કરી મીષ્ટાન્નથી જમાડવા. જે ગૃહસ્થ અતિથિના પૂજનમાં

તત્પર, સંતોષી, જિતેંદ્રિય, તપસ્વી અને સ્વાધ્યાય સંપન્ન છે. તેને સ્વર્ગ દૂર નથી જે પૂરૂષ લોભી, વિષયમાં આસકત અને અતિથિનો સત્કાર કરતો નથી તે નરકને પામી પેટે ચાલનારની યોનિમાં અવતરે છે. આંહી એક પુરાતન ઇતિહાસ છે જેમાં **બટુ** અને **બભ્રુનો** સંવાદ નીચે પ્રમાણે છે તે સાંભળો.

**૧૧૦ બભ્રુ** નામે રૂષિ સંન્યાસ લઇ પ્રયાગમાં રહેતા, તેની પાસે તેનો **બટુ** નામનો શિષ્ય તેની નિરંતર સેવા કરતો, કોઇ દિવસે ભુખથી દુર્બળ થયેલા ગુરૂને જોઇ બોલ્યો કે હે ગુરો? ક્ષુધાથી થતી વ્યાધીની વેદના મને કહો?

**બભ્રુ**–હે શિષ્ય ! જે ક્ષુધાની વેદના છે તે શકિત, શૂળ, ગદા, ચક્ર, તરવાર, તોમર અને બાણોથી ભેદ પામેલા શરીરની વેદનાને જીતે છે. દમ, ક્ષય, તાવ અને અપસ્માર આદિ રોગોથી થયેલી જે વ્યાધી છે તેને ક્ષુધા જીતે છે. રત્નાદિકથી વિચિત્ર અલંકાર યુકત, મસ્તક ઉપર મુકુટ ધારણ કરેલ અને કાનમાં કુંડળ હોય તો પણ ક્ષુધિત પુરૂષને સારાં લાગતાં નથી, ઉલટાં દુઃખદાયક થાય છે. જેમ પૃથ્વીમાં રહેલા જળને સૂર્યનાં કીરણો શોષણ કરે છે, તેમ શરીરમાં રહેલા ધાતુ રસને જઠરાગ્નિ શોષણ કરે છે. ક્ષુધાથી પીડાએલો પુરૂષ સાંભળવા, સુંઘવા અને જોવાની ક્રિયા કરતો નથી. ઉલટો બળે છે, કંપે છે અને સોષણ પામે છે. ક્ષુધાવિષ્ટ મનુષ્ય પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર દિશાને જાણતો નથી અને વારંવાર બબ્યા કરે છે. ભૂખથી મુગો, બેરો, જડ, પાંગળો આચારભ્રષ્ટ અને મર્યાદા રહિત થાય છે. ભૂખથી પીડિત પુરૂષ પિતા, માતા, પુત્ર, સ્ત્રી, દિકરી, ભાઇ અને કુટુંબ વર્ગને નાશ કરે છે. ક્ષુધાવિષ્ટ મનુષ્ય પિત્રિઓનું અને ગુરૂઓનું વિધિ પ્રમાણે પૂજન કરતો નથી. એવી રીતનાં ક્ષુધાનાં દુઃખો થાય છે, અને તૃપ્ત થએલાને તેથી ઉલટાં થાય છે.

**બટુ**-હે ગુરૂ ? તમે ક્ષુધાની વેદના કહી, અને હવે અન્નના મહાત્મ્યનું તત્વ સાંભળવા ઇચ્છા રાખું છું.

**ભક્ષુ**-હે પુત્ર ? અન્નના દાનથી બીજું દાન આ લોકમાં કોઇ અધિક થયું નથી અને થાશે નહીં, જે અન્ન છે તે સર્વ જગતનું મૂળ છે. અન્નથી સર્વની પ્રતિષ્ઠા છે. પિત્રિઓ, દેવ, દૈત્ય, યક્ષ, રાક્ષસ, કિન્નર, મનુષ્ય અને પિશાચઆદિ સર્વ જણાઓએ અન્નની ઉપાસના કરેલા છે. સર્વ પ્રકારે બ્રાહ્મણને અન્નદાન આપવાથી શાશ્વતી ગતી પ્રાપ્ત થાય છે. કન્યાદાન, વૃષોત્સર્ગ અને અતિથિ સેવા આદિ અન્નદાનની સોળમી કળા બરોબર નથી. અન્નથી પ્રાણ, બળ, તેજ, વીર્ય, સ્મૃતિ અને ધારણા થાય છે. અશ્વમેધ, ષોડશી, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, અને વિવિધ પ્રકારના જે અન્ય યજ્ઞો છે તે પણ અન્નથી વિસ્તારપણાને પામે છે. જે વિવેકી અન્નને આપે છે તેજ પર્વત, વન, દ્વીપ અને સમુદ્ર સહિત પૃથ્વીને આપી એમ કહેવાય છે. હે વત્સ ? એવી રીતે અન્નદાનનો મહિમા મેં તુંને કહિ બતાવ્યો; માટે ભૂખ્યાને થોડું થોડું પણ અન્ન તું જે જમે છે તેજ આપજે. એવી રીતે ગુરૂના ઉપદેશથી શિષ્યે ભૂખ્યાને અન્ન આપ્યું. ભૂખ્યાને અન્ન આપવાથી બ્રહ્મહત્યાદિક પાપ જ્યારે નાશ પામે છે ત્યારે બીજાં પાપ તો કેમ નાશ ન થાય ? દક્ષિણા સહિત જે અશ્વમેધ યજ્ઞ છે તે સરખું અન્નદાન છે. માટે ભૂખથી પીડાએલાને જે અન્ન આપે છે તેણે સર્વ દાન, દક્ષિણા સહિત યજ્ઞ અને તીર્થમાં સ્નાન કર્યું એમ જાણવું. જે શ્રદ્ધા યુક્તથી ભૂખ્યાને અન્નદાન આપે છે તે બ્રહ્મલોકમાં બ્રહ્માની સાથે આનંદ પામે છે.

## તિલદાનનું મહાત્મ્ય, યમરાજા અને બ્રાહ્મણનો સંવાદ

**૧૧૧ યુધિષ્ઠિર**—હે પિતામહ ! તલને અત્યંત પવિત્ર કહેછે, તો તેના દાનનું જે ફળ હોય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**—સર્વ પાપને હરનાર, પવિત્ર અને સ્વર્ગને દેનાર તિલદાન મહાફળદાયક છે. આ ઠેકાણે ધર્મરાજા અને બ્રાહ્મણ-

ના સંવાદરૂપ જુનો ઈતિહાસ છે તે તમે સાંભળો. ગંગા અને યમુનાના મધ્યમાં પણશોળા નામે મોટું ગામ છે, જેમાં ઘણાક વિદ્વાન્ બ્રાહ્મણો વસેછે, તે ગામને જોઈ **યમરાજાએ** વર્ણથી શ્યામ, લાલ નેત્ર, ઉંચા રોમ અને કાગતુલ્ય પગ, આંખ અને નાક છે જેનું એવા પોતાના દૂતને આવું વચન કહ્યું. હે દૂત ? તું બ્રાહ્મણના ગામમાં જા, અને ત્યાં અગસ્ત્ય ગોત્રી શકતી નામે બ્રાહ્મણ છે તેને લઇ આવ ! એમ જ્યારે આજ્ઞા કરી ત્યારે તે દૂત ગામમાં જઇ શકતી નામનો બીજો બ્રાહ્મણ તેનીજ પડોસમાં રહેનાર રૂપ, ગોત્ર, કુળ અને ગુણથી તેની બરોબર હતો તેને પોતાની ભૂલથી લઇ આવ્યો; ત્યારે યમરાજાએ લઇ આવેલા બ્રાહ્મણને જોઇ તેનું પૂજન કરી દૂતને કહ્યું કે, હે દૂત ! આ બ્રાહ્મણ બીજો લાવ્યો; માટે આને પાછો મુકી આવો. એમ જ્યારે દૂતને કહ્યું, ત્યારે તે બ્રાહ્મણ મનમાં વૈરાગ્ય પાંમીને યમરાજાને કહે છે. હે યમ ! હવે જે મ્હારો શેષ કાળ હોય તે હું આંહીંજ ભોગવીશ પણ પાછો જાઇશ નહીં.

**યમ**—હે દ્વિજ ! કાલ વિના કોઇને હું આંહી પ્રાપ્ત કરતો નથી. કેમ કે, જે ધર્મને ત્યાગ કરી ચાલેછે તેને ઇશ્વર જાણે છે; માટે તમે તમારે ઘેર પાછા જાઓ ! અને તમને જે પ્રિય હોય તે તમે બોલો. તે હું પ્રિય કરીશ.

**બ્રાહ્મણ**-તમે સર્વ પ્રાણીના ધર્મ અને અધર્મના નિર્ણયને જાણો છો, માટે શું દાન કરવાથી મ્હોટું પુણ્ય મળે ?

**યમરાજા**-હે દ્વિજ, પ્રાણી માત્ર **યમ યમ** એ વચન સાંભળી વૃથા ભય પામેછે. કેમ કે, જેણે પોતાના આત્માને નિયમમાં રાખ્યો છે તેનોજ આત્મા યમ કહેવાય છે. અઘાતકીપણું, સહનતા, સત્ય, અહિંસા, ઇંદ્રિયનિગ્રહ, અવક્રભાવ, દાન, કૃપા, મધુરતા અને કોમળભાવ એ દશ યમ કહેવાય છે. પવિત્રતા, યજન, તપ, સત્યતા, સ્વાધ્યાય, વિષય, ઇંદ્રિયોનો નિગ્રહ, વ્રત, ઉપવાસ, મૌન, અને સ્નાન એ દશ

નિયમ છે. જે પુરૂષ કહેલા **યમ** અને નિયમ પ્રમાણે સેવન **કરી મનને** રોકે તો યમને જોયા વગર બ્રહ્મલોકમાં જાય છે. હે બ્રાહ્મણ ! તમને હું રહસ્ય કહું તે તમે સાંભળો. જે તિલ છે તે અત્યંત પવિત્ર છે એમાં કોઇ સંશય નથી. આ તિલ મહાત્મા **કશ્યપના** શરીરથી ઉપ્તન્ન થયેલા છે, તો તેના દાનથી સ્વર્ગને પમાય છે. જેને શ્રેયની કામના હોય તેણે તિલ ખાવા, હોમવા અને બ્રાહ્મણને દાનમાં દેવા. જો કોઇ માઘ માસના શુકલ પક્ષમાં ગોમયનું માંડલું કરી તેની ઉપર કાળીયાર મૃગનું ચર્મ પાથરી તેની પર નવું વસ્ત્ર પાથરી તે ઉપર આઢક અથવા દ્રોણ ( શેર ૧ પકકો અથવા અધમણ ) તિલનું અષ્ટદળ કરી તે ઉપર ત્રણ ગદીયાણાં સોનું, નીલમણી અને મોતી મુકી તેમજ તેની આસપાસ એક સેર તિલ, ઘી અને દહી મુકી તેની પડખે ૧૬ ધાન્યના ઢગલા કરી તેની વિધિ પ્રમાણે પૂજા કરી એક રાત્રી, બે રાત્રી, અથવા ત્રણ રાત્રી પર્યંત ભકતીથી આરાધના કરતાં પેહેલે દિવસે તિલાહાર, બીજે દિવસે જલાહાર અને ત્રીજે દહાડે ઉપવાસ કરી પોતાની શુદ્ધી સારૂ વાસુદેવ ભગવાનનું ચિતવન કરી, શંખ, ચક્ર, ગદા અને પદ્મ સહિત પરમેશ્વર આ કમળમાં બીરાજેલા છે એવું ધ્યાન ધરી વારંવાર નમસ્કાર કરી, તે પછે રાગદ્વેષથી રહિત, જિતેંદ્રિય, શાંત અને પ્રસન્ન વૃત્તિવાળા બ્રાહ્મણને તિલપાત્ર આપી તે પછે તિલનું જે કમળ અને તેના મધ્યમાં જે પદાર્થ તે અર્પણ કરી **प्रीयतां माधवो देवः** એમ કહી અર્પણ કરવાથી દુઃખરૂપ નરકમાં પડતો નથી. કોઇ ધનની ઈચ્છાથી અને મોક્ષની ઇચ્છાથી કરે તો તેને તે પ્રાપ્ત થાય છે. આ દાનને દેનારો પોતે પવિત્ર થઇ પિતા અને પ્રપિતામહને તારે છે. બ્રહ્મહત્યા, માતૃહત્યા, ગુરૂસ્ત્રી ગમનાદિ જે મહાપતક છે તેથી મુકત થાય છે. પિતૃ દેવતાઓ એવી ઇચ્છા કરે છે કે, મારો પુત્ર, પૌત્ર પ્રપૌત્ર, અથવા કોઇ વંશી જો તિલદાન આપે તો તૃપ્ત થાય; માટે હે દ્વિજ ! તિલદાન

હમેશાં આપવું, તે આપવાથી સર્વ કામનાને પામે છે. કોઇ મનુષ્ય કાળિયાર મૃગના ચર્મ ઉપર તિલ, ઘી, મધ અને સુવર્ણ મુકીને બ્રાહ્મણને દાન આપે તો સર્વ પાપથી રહિત થાય છે. જેણે ગામમાં, નગરમાં અને જળ રહિત અરણ્ય સ્થાનમાં પાપ કર્યું હોય તેણે તે દાન દેવાથી પવિત્ર ગતિને પમાય છે. જે મનુષ્ય વાયુ, વર્ષાદ અને તડકાથી રક્ષા કરે છે તે સર્વ વ્યાધિથી રહિત થઇ કલ્યાણ અને પુત્રને પામે છે. જે પગથી બળતા બ્રાહ્મણને કાંટારખાં પેરાવે છે તેના મનનો દાહ કોઇ દિવસ થાતો નથી. ઘરનો પદાર્થ અથવા પદાર્થ સહિત ઘરને આપે, અને વિવાહનો પદાર્થ આપે તો તે વિચિત્ર વિમાનમાં બેસી ઇંદ્રના ભવનમાં જાય છે. નિરંતર પાણી, દીપ, અન્ન અને આશ્રય આપે છે તેનાં ધન અને ગૃહ અશૂન્ય થાય છે; માટે જે કાંઇ વાલ્હો પદાર્થ અને ઉપકારકારક હોય તે પદાર્થ બ્રાહ્મણને આપવો. યમરાજાએ કહેલાં વચન સાંભળીને શમિ નામે બ્રાહ્મણ પ્રસન્ન થઇ પોતાને ઘેર આવી, યથાવિધિ પ્રમાણે ધર્મનું આચરણ કરી ઉત્તમ ગતિને પામ્યા. માટે હે રાજા! તમે પણ તિલદાન આપો. જે મનુષ્ય તિલદાન પરાયણ થાય છે તે સ્વર્ગને પામે છે.

## અતિથિની સેવા અને સકતુપ્રસ્થ બ્રાહ્મણનો મહિમા.

**૧૧૨ જન્મેજય**–હે વૈશંપાયન! મારા પિતામહના યજ્ઞમાં જે કાંઇ આશ્ચર્ય થયું હોય તે કહો?

**વૈશંપાયન**–બ્રાહ્મણો, ગરીબ લોકો, આંધળા અને કૃપણાદિકને જ્યારે અન્નાદિકથી તૃપ્ત કર્યા, ત્યારે ચારે દિશામાં મનુષ્યના જય જયના પોકાર થાવા માંડયા અને જ્યારે ધર્મરાજાના મસ્તક ઉપર પુષ્પની વૃષ્ટિ થવા માંડી; તેટલામાં એક બોણુમાંથી સુવર્ણના વર્ણની આકૃતિવાળું અર્ધ શરીરથી નોળીયું બહાર નીકળી હર્ષથી મ્હોટા નાદથી આવું બોલે છે.

**નકુળ**–આ પુષ્પ વૃષ્ટિ શા માટે થાય છે? અને જય જયના મ્હોટા શબ્દ કેમ થાય છે? આ યજ્ઞ કુરક્ષેત્ર નિવાસી ઉચ્છવૃત્તિ બ્રાહ્મ-

ણુના પ્રસ્થમાત્ર (૪૦ રૂપૈયા ભાર )સાથુના દાનની બરાબર નથી. એવાં **નકુળનાં** વચન સાંભળી યજ્ઞમાં બેઠેલા બ્રહ્મ રૂષિઓ આશ્ચર્ય પામી ભેળા થઇ નકુળને પુછે છે.

**બ્રાહ્મણો**–હે નકુળ ! તમે અદ્દભુ આકૃતિવાળા કોણુત છો ? અને ક્યાંથી આવો છો ? અને ધર્મરાજાના યજ્ઞની કેમ નિંદા કરો છો ?

**નકુળ**–હે મહર્ષિઓ, હું ક્રોધથી, દ્વેષથી કે, મત્સરથી કહેતો નથી. જેમ પૂર્વનું વૃત્તાંત થયું છે તે સર્વને હું કહિ બતાવું; તે તમે સાંભળો. કુરૂક્ષેત્રમાં એક **ઉંચ્છવૃત્તિ** દ્વિજ હતો તે ષટકર્મ પરાયણ થઇ પોતાની સ્ત્રી, તથા પોતાનો પુત્ર અને પુત્રની સ્ત્રી સહિત નિર્વાહ કરતા હતા. એમ કરતાં કોઇ સમયમાં દુષ્કાળ પડયો, જે વખતમાં સર્વ પ્રાણીઓ ક્ષુધાની અત્યંત પીડાથી પ્રાણ જાવાના કષ્ટમાં પડયા. આ મહા તપસ્વી બ્રાહ્મણ પણ પોતાના કૂટુંબ સહિત બહુજ દુઃખિત થવા લાગ્યો. એમ કરતાં કોઇ દિવસ **યવનો** સાથુ શેર એક મળ્યો. તે સાથુને વિધિ પ્રમાણે ચાર ભાગ કરી ભૂખથી દુબળાં થયેલાં ચારે જણાઓ જમવાનો આરંભ કરે છે; તેટલામાં કોઇ એક અતિથિ આવ્યો, તે અતિથિનું વિધિ પ્રમાણે પૂજન કરી મનમાં અતિ પ્રસન્ન થઇ, તેના મનને પ્રિતીકારક નમ્ર વચનથી પુછે છે.

**બ્રાહ્મણ**–હે મહર્ષિશ્રેષ્ટ ! હું ધન્ય છઉં, આજ મારો અનુગ્રહ કર્યો. કેમ કે, અતિથિની વેળામાં તમે પધાર્યા તો બહુ સારૂં થયું. હવે અમને સનાથ કરો, બીરાજો અને ભોજન કરો. જેના ઘરમાં તમ સરખા મહાત્માઓ વિશ્રામ લે છે તેનાં ઘર તથા સ્ત્રી પુત્રાદિકને ધન્ય છે.

**અતિથિબ્રા**–દ્વિજ ! જે ગૃહસ્થાશ્રમિ નિર્ધન છતાં જેના ઘરમાં અતિથિના પૂજનથી દિવસો શૂન્ય જાતા નથી તે ગૃહસ્થ ભાગ્યવાન્ જાણવો. કહ્યું છે કે, સત્પુરૂષના ઘરમાંથી આસન, જમિન, પાણી અને ચોથી મનોહર વાણી એટલાંનો કોઇદી ઉચ્છેદ થાતો નથી; માટે ગૃહસ્થે દુઃખિતને શયન, થાકી ગયેલાને આસન, તરશાને પાણી અને ભુખ્યાને ભોજન અવશ્ય દેવું.

**નકુલ**–હે દ્વિજો! આવાં વચનો જ્યારે કહ્યાં; ત્યારે ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણે અતિથિની યથાવિધ પ્રમાણે પૂજા કરી પોતાનો ભાગ વિપ્રને આપ્યો, તે ભાગ જમીને બ્રાહ્મણ તૃપ્ત ન થયા. ત્યાર પછી ભૂખથી દુબળી તપસ્વીની, અને શરીરથી કંપતી સ્ત્રી પોતાના પતિને આવું વચન કહેછે. હે ધર્મજ્ઞ! આ સાધુ છતાં કેમ ઉદાસ થયા છો ? અતિથિને તૃપ્તિ સારૂં મારો ભાગ આપો.

**બ્રાહ્મણ**–હે શોભને ! કીટ, પતંગ અને મૃગાદિક પણ પોતાનાં પોષ્ય વર્ગનું પાલન કરેછે; માટે આમ કેવાને તું લાયક નથી. ધર્મ, અર્થ, કામ, ઘરનાં કાર્ય, કોઇ અતિથિની સેવા, સંતાન, પિતૃને સ્વર્ગ અને પોતાને જે સ્વર્ગ એ સર્વ મળવું સ્ત્રીને આધીન છે. જે પુરૂષ સતી સ્ત્રીનું પોષણ કરતો નથી, તે પુરૂષ મ્હોટા અપયશ અને નરકને પામે છે.

**બ્રાહ્મણી**–હે સ્વામિ ! વિધાતાએ સ્ત્રીને 'સહધર્મચરી' નિર્માણ કરેલ છે; માટે આ મહાન્ ધર્મમાં મને બહિર્ભૂત કરવાને તમે લાયક નથી. સ્ત્રીને પતિજ પરમ ધર્મ, દેવતા, પરમ બુદ્ધિ અને પરમ ગતી પણ તેજ છે. સ્ત્રીને જો પતિ પ્રસન્ન થાય તોજ ધર્મ, અર્થ, કામ, યશ અને સ્વર્ગ ગતિ મળે છે. જે સ્ત્રી કાયા, વાણી અને મનથી પતિને અનુસરી ચાલે છે, તે મ્હોટા ભાગ્યવાળી સ્ત્રીને દેવતાઓ પણ પુજે છે.

**નકુલ**–હે દ્વિજો! એવાં વચન કહિ સ્ત્રીએ પોતાનો ભાગ અતિથિને આપ્યો. તે ભાગ અતિથિ જમીને તૃપ્ત જ્યારે ન થયા; ત્યારે ધર્મવેત્તા પુત્રે પિતાને કહ્યું, હે પિતા ! અતિથિને સંતોષ સારૂં મારો ભાગ આપો.

**પિતા**–હે પુત્ર ! જો તું સો વર્ષનો છે તો પણ મારો બાળક છો અને વળી બાળકને ક્ષુધા બલિષ્ટ હોય છે; માટે હે પુત્ર તું જમ.

**પુત્ર**–હે તાત ! જે પિતા છે તે ગુરૂ, દેવતા અને સનાતન ધર્મ

છે. જો પિતા પ્રસન્ન થાય તો સર્વ દેવતા પ્રસન્ન થાય છે. જેની કૃપાથી શરીર, સંપત, સ્ત્રી, સુત અને લોક પ્રાપ્ત થાય છે, એવા પિતાથી આ જગતમાં બીજો કોણ પૂજ્ય છે? પેહેલી અવસ્થામાં પિતા પુત્રનું પોષણ કરેછે અને ઉત્તર અવસ્થામાં પિતાની પુત્ર સેવા કરે છે; માટે મારો પણ સાથુ આ અતિથિને આપો.

**નકુલ**–હે બ્રાહ્મણો ! એવાં વચન કહી અતિથીને સાથુ આપ્યો. અતિથિ સાથુ ને જમ્યા તો પણ તૃપ્તિ ન થઇ. તે પછે દીકરાની વહુ પ્રસન્ન થઇ સસરાને કહે છે, હે મહાભાગ ! આ બ્રાહ્મણને મારો પણ ભાગ આપો.

**સસરો**–હે પુત્રિ ! જે દીકરાની વહુ બાળક હોય, સારાં લક્ષણ-વાળી, નિયમ વ્રતથી દુબળી થયેલી અને જે કુળની સંતતીનો હેતુ છે, તેની તો સર્વદા રક્ષા કરવી જોઇએ. વળી તું સેવા કરવાથી, ભુખથી પિડાએલી તપસ્વીની અને દીન વદન થએલીને જોઇ મારૂં મન પીડા પામે છે.

**વહુ**–હે પુજ્ય ! આપ સ્વામીના સ્વામી છો, દેવના દેવ છો અને ગુરૂના ગુરૂ છો; માટે આપ ના કહેવાને લાયક નથી. તમારે તો મારી ઉપર અનુકંપા કરી પોતાની ભક્ત છે એમ જાણી સાથુ આપી દીનનો અનુ-ગ્રહ કરો.

**નકુળ**–હે બ્રાહ્મણો ! તે પછે તેનો પણ સાથુ લઇને અતિથિને આપ્યો. તે અતિથિ સર્વના ભાગને ભોજન કરી ગયા; અને તે બ્રાહ્મણ તો કુટુંબ સહિત ક્ષુધાગ્નિથી પરિતાપ પામ્યા, તો પણ મ્હોટો અનુગ્રહ માનતા પર્વતની પેઠે નિશ્ચિંત થયા. તે પછે તે બ્રાહ્મણે ધર્મરાજાના સ્વરૂપથી દર્શન આપી આવું વચન બોલ્યા, હે દ્વિજ ! દમ, તપ, દયા, દાન, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, સત્ય, ક્ષમા, આર્જવ, અને જ્ઞાન એટલાં મારા શરીર છે; માટે જે મનુષ્ય એકાગ્ર મન રાખી ભક્તિથી જે ભજે તેને હું પ્રસન્ન થઇ ઇચ્છીત ગતીને આપું છું, એ સારૂં હે બ્રાહ્મણ ! તમે

જે કાંઇ અન્ન ભેળું કર્યું હતું તે સર્વ અન્ન મને અર્પણ કર્યું માટે આંહીથી સ્વર્ગમાં ચાલો. જે તમે મને દાન આપ્યું તે દાનની સ્વર્ગમાં રહેલા સર્વ દેવતાઓ, સિદ્ધો અને બ્રહ્મર્ષિઓ સ્તુતિ કરે છે. તમારો જન્મ સફળ થયો, તમારૂં બ્રાહ્મણપણું પણ સફળ થયું. એમ જેવું ધર્મરાજાએ કહ્યું તેવીજ આકાશથી પુષ્પ વૃષ્ટિ થઇ અને તેથી તેણે સ્વર્ગને જીત્યું. એની સ્ત્રી, પુત્ર અને દીકરાની વહુ તે પણ ધર્મ, સારૂ સુખનો તૃણની પેઠે ત્યાગ કરી સ્વર્ગને જીત્યાં. શ્રદ્ધારૂપી જળમાં બોળેલા દાનથી ધર્મ રાજા જેવા તૃપ્ત થાય છે તેવા શ્રદ્ધા વગરના મહાદાનથી તૃપ્ત થાતા નથી. શ્રદ્ધા વગરનું દાન કરવું તે પાપ છે. શ્રદ્ધા છે તે પાપને નાશ પમાડનારી છે. જીર્ણ કાંચળીને સર્પ જેમ ત્યાગ કરે તેમ શ્રદ્ધાવાન પુરૂષ પાપનો ત્યાગ કરેછે. ઘણું દેવું તે પણ શ્રદ્ધા વગરનું નાશ પામે છે, શ્રદ્ધાથી જળ પણ અનંતગણું થાય એમ વિવેકી પુરૂષો કહે છે. પૂર્વે **રંતીદેવ** નામે રાજા હતા તે પણ શ્રદ્ધાથી જળ અર્પણ કરી સ્વર્ગમાં ગયા. ઉશીનર દેશના **શિબિરાજા** પોતાનું માંસ આપીને સર્વ દુઃખથી રહિત થઇ દેવતાની પેઠે ઘણાક કાળ આનંદ પામ્યા. ઘણાક રાજસૂય યજ્ઞો અને સેંકડો અશ્વમેધ કરવાથી આ સાથુના દાન તુલ્ય નથી. હે દ્વિજ! તમારે વાસ્તે પ્રાપ્ત થયેલા આ વિમાનને જુવો. તમે તમારી સ્ત્રી, પુત્ર અને પુત્રની સ્ત્રી સહિત વિમાનમાં બેસી સ્વર્ગમાં ચાલો.

**નકુળ**–હે વિપ્રો! એવી રીતનાં સાક્ષાત્ ધર્મનાં વચનથી સંતોષ પામી કુટુંબ સહિત વિમાનમાં બેસી સ્વર્ગ પ્રત્યે ગયાં. તે પછે હું દરમાંથી નીકળી ઉતાવળો થઇ દેવતાઇ પુષ્પ યુક્ત સાથુના પાણીમાં આળોટિયો તે પછે ધર્મની કૃપાથી, મુનીના તેજથી અને દેવતાઇ પુષ્પના મર્દનથી મારૂં એક પડખું સોનાનું થઇ ગયું, પછે મેં મારા મનમાં વિચાર કર્યો કે, હવે આ બીજું પડખું સોનાનું કેમ થાય! એ વિચાર કરી કેટલાંક તપોવનમાં, તિર્થોમાં અને યજ્ઞોમાં ફરતાં ફરતાં આ ધર્મરાજાના યજ્ઞને સાંભળી સોનાના સરખું પડખું થાવાની આશાયે હર્ષથી આવી

બધી યજ્ઞની ભુમિમાં આળોટિયો તો પણ મારૂં અંગ સોનાનું થયું નહિ, તેથી તમારી સમક્ષ મેં એવું વચન કહ્યું કે 'આ યજ્ઞ ઉંચ્છ વૃત્તિ બ્રાહ્મણના એક સેર સાથુની બરોબર નથી ?

**વૈશંપાયન**–હે જન્મેજય ! એવાં વચન કહિ નકુલ જેમ આવેલ તેમ ચાલ્યો ગયો. બ્રાહ્મણો પણ એ આશ્ચર્ય જોઇ પોતાને ઘેર ગયા. હે **જન્મેજય** ! તમે મને યજ્ઞમાં જે આશ્ચર્યની વાત પુછી તે મેં કહિ બતાવી. હે રાજા ! આમાં તમારે વિસ્મય પામવું નહિ. કેટલાક મુનિઓ યજ્ઞ કર્યા વગર કેવળ સર્વ પ્રાણી ઉપર દ્વેષ રહિત, સંતોષ, સાચું બોલવું, કોમળ ભાવ, ઇંદ્રિઓનો જય, સહનતા અને તપથી સ્વર્ગમાં ગયા છે. હે રાજા ! તમે પણ દુઃખથી ભેળું કરેલું નાણું થોડું પણ દાનમાં આપો જે દેવાથી મહાન્ ફળ થાય છે. જુવો આ બ્રાહ્મણ નિસ્પૃહવાન્ થઇ, સાથુ આપી કુટુંબ સહિત સ્વર્ગમાં ગયાં.

**૧૧૩ યુધિષ્ઠિર**–પિતામહ ! ભૂમિદાન શ્રેષ્ટ, અન્નદાન શ્રેષ્ટ કે, વિદ્યાદાન શ્રેષ્ટ તે મને કહો ?

**ભીષ્મપિતામહ** !–ભૂમિદાનથી બીજું શ્રેશ્ઠ નથી, પણ વિદ્યાદાન તેથી સર્વોત્તમ અધિક છે.

અન્નદાન કરતાં મોટું વિદ્યાનું દાન છે, કારણ કે અન્નવડે ક્ષણિક તૃપ્તિ થાય છે, અને વિદ્યાથી તો જીવિત પર્યંત તૃપ્તિ રહે છે. વળી આ લોકમાં વિદ્યાદાન દેનારા તથા ગુરૂએ કરેલા ઉપકારના ભારને જીવિત પર્યંત કદી પણ ભુલશો નહિં અને તેવા દયાળુ ગુરૂરૂપ રત્નને આપનારા, તથા અપાવનારા, સદ્‌ગુરૂના પણ ગુરૂશ્રી પાર્વતી પતિ ચંદ્રશેખર **શ્રીશંકરની** સદા સેવા કરશો. હે **સરસ્વતિ** ! તારો ભંડાર તો કોઇ અપૂર્વ છે, કારણ કે ધન ભંડાર જ્યારે ખરચતાં ખૂટે અને સંચતાં વધે ત્યારે તારો ભંડાર તો સંચીને દાબી રાખવાથી ખૂટે છે અને ખરચતાં વાપરતાં વધે છે, માટે વિદ્યાદાન સર્વ દાન કરતાં સર્વોત્તમ દાન છે. માટે દરેક ગૃહસ્થે વિદ્યાદાન આપવું એ સર્વોત્તમ દાન છે.

**૧૧૪ યુધિષ્ઠિર**–પિતામહ ! જગતમાં પ્રાણદાનથી બીજું અધિક દાન કયું તે મને કહો ?

**ભીષ્મ પિતામહ**–આ જગતમાં પ્રાણદાનથી અધિક દાન બીજું એક પણ દાન થયું નથી તેમ થશે પણ નહીં; કારણ કે આ લોકમાં આત્માથી અધિક પ્રીય બીજું કંઇ નથી એ નિશ્ચય છે; પ્રાણી માત્રને મરણ અપ્રિય લાગે છે, કારણ કે મરણ વખતે તેમને તત્કાળ કંપ છુટે છે માટે અન્ય પ્રાણીની રક્ષા કરવી એ જેવું બીજું ઉત્તમ દાન એક પણ નથી.

**૧૧૫ યુધિષ્ટિર**–પિતામહ ! ઇન્દ્રિયનિગ્રહ એટલે શું અને તેને કેમ જિતાય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–પંડિતો, જે અગીયાર ઇન્દ્રિયો કહી ગયા છે, તે ઇંદ્રિયો, મનુષ્યોને સમજવા સારૂં કર્મો અને નામોની સાથે અનુક્રમે યથાર્થ રીતે કહું છું. શ્રોત્ર (કાન) ત્વક્ (ચામડી), ચક્ષુષ્ (આંખ), જિહ્વા (જીભ), અને નાશિકા (નાક), એ પાંચ તથા પાયુ (ગુદા), ઉપસ્થ (શિશ્ન), હાથ, પગ, અને વાચા, એ પાંચ મળીને દશ ઇન્દ્રિયો સમજવી. એમાં પેહલી પાંચને એટલે શ્રોત્રાદિકને જ્ઞાન ઇંદ્રિયો કહે છે, અને પાયુ, ઉપસ્થ આદિ પાંચને કર્મ ઇંદ્રિયો કહે છે. તથા અગીયારમું મન જાણવું. તે સંકલ્પ વિકલ્પ રૂપ પોતાના ગુણને લીધે કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિ, બન્નેને પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરાવનારૂં છે, તેથી જો મન જિતાયું તો દશય ઇંદ્રિયો જિતાયલી સમજવી. ઇંદ્રિયોના પ્રસંગને લીધે જીવાત્મા અવસ્ય દોષને પામે છે. માટે તેઓને જો વશ કરી રાખી હોય તો તેથી જીવને મોક્ષ મળે છે; માટે ઇંદ્રિયોને વશમાં રાખવી. ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, આદિ સર્વે વિષયોમાં ઇચ્છાથી આસક્ત થવું નહી. તેમ ઇંદ્રિયોના વિષયોનો ઉપભોગ કરવા સારૂ તેમાં અતિ આસકત ન થવું, પરંતુ ઇંદ્રિયો અસ્થિર છે અને સ્વર્ગ તથા મોક્ષ સુખની પ્રાપ્તિને માટે વિરોધી છે, એવી ભાવના કરીને વિષયોના અતિ પ્રસંગમાંથી મનને

પાછું હઠાવવું. જેમ રથે જોડેલા ઘોડાઓને સારથી કબજામાં રાખે છે, તેમ મનને, હરણ કરી જનારા વિષયોમાં ફરનારી ઇંદ્રિયોને, પંડિત પુરૂષે પોતાના તાબામાં રાખવાનો પ્રયત્ન કરવો. વિષયોનો ઉપભોગ કરવાથી, કામના કદાપિ શાંત પડતી નથી, પણ ઉલટી વધે છે: જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિનું બળ વધતું જાય છે, તેમ વિષયોને સેવવાથી કામ ઉલટો વધે છે. જે માણસ આ સર્વ કામનાને પૂરી પાડે છે અને જે મનુષ્ય આ સર્વ કામનાઓનો કેવળ ત્યાગ કરે છે, એ બન્નેમાં, કામનાઓના ત્યાગ કરનારને શ્રેષ્ટ જાણવો, કારણ કે સર્વ કામનાને ભોગવવા કરતાં તેઓને તજવી એ મોટાઇ છે. વિષયોમાં આસક્ત થયેલી ઇંદ્રિયોનું દમન, બ્રહ્મજ્ઞાને કરીને તથા વિષયોના વારંવાર દોષો જાણવાથી અને તે તે દોષો નજર આગળ રાખવાથી, જેવું થઇ શકે છે, તેવું તે ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરવાથી થતું નથી. (એટલે તે વશ રાખવાનો સારો ઉપાય એજ છે કે, તેના વિષયોના દોષો નજરમાં રાખવા, વિષયોના દોષો જાણ્યા વિના વિષયો ઉપર ત્યાગ બુદ્ધિ થતી નથી.) વેદાધ્યયન, દાન, યજ્ઞ, નિયમ અને તપ, એ સર્વેય, જેનો સ્વભાવ દુષ્ટ થયો હોય અર્થાત્ જે ઇંદ્રિયાધીન થઇ ગયો હોય, તેને કદી પણ મોક્ષે પહોંચાડી શકતા નથી. જે પુરુષ, સાંભળવાથી, સ્પર્શ થવાથી, જોવાથી, ખાવાથી અથવા તો સુંઘવાથી હર્ષ પામતો નથી, તેમ ખેદ પણ પામતો નથી, તેને જિતેંદ્રિય જાણવો. જેમ પાણીના ઘડામાં છિદ્ર પડયું હોય તો તેમાંથી ધીરે ધીરે પાણી જતું રહે છે, તેમ સર્વે ઇંદ્રિયોમાંથી એક પણ ઇંદ્રિય જો પોતાના વિષયમાં લાગી તો તે મનુષ્યની બુદ્ધિનો નાશ થાય છે. યોગ ક્રિયાથી શરીરને જોખમ ન પહોંચે તેમ ઇંદ્રિયોને વશ કરીને અને મનને નિયમમાં રાખીને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એમ સર્વે અર્થો સાધવા એમ મારો મત છે. મનુસ્મૃતિમાંથી.

**૧૧૬ બલરામ**–શ્રી કૃષ્ણ છ પ્રકારની પોતાની વૃદ્ધી કઇ તે કહો ?

**શ્રીકૃષ્ણ**–પોતાની વૃદ્ધિ, મિત્રની વૃદ્ધી, મિત્રના મિત્રનો ઉદય, શત્રુનો

ક્ષય, શત્રુના મિત્રનો ક્ષય, શત્રુના મિત્રના મિત્રનો ક્ષય, એ ૭ પ્રકારની પોતાની વૃદ્ધી સમજવી.

**૧૧૭ યુધિષ્ઠિર**–કૃપાચાર્યજી ! મુઝાયેલા મનુષ્યે શું કરવું !

**કૃપાચાર્ય**–પોતાના સ્નેહિ સંબંધીને કે મિત્ર વર્ગને પુછવું એટલે તેઓ પોતાની બુદ્ધિથી નિશ્ચય કરી રસ્તો બતાવે તે પ્રમાણે વર્ત્તવાથી મનુષ્યની મુઝવણ દૂર થાય.

**૧૧૮ જનમેજય**–વૈશંપાયન ! સારા નરસાના સંગથી શું ફળ પ્રાપ્ત થાય છે ?

**વૈશંપાયન**–પાંડવો વનમાં ગયા ત્યારે તેની પાછળ બ્રાહ્મણો ગયા અને તેમણે પાંડવોને નીચે પ્રમાણે કહ્યું કે—મનુષ્યોમાં પણ સંગત પ્રમાણે ગુણ દોષ આવે છે, મુર્ખ મનુષ્યોની સોબતમાં મનુષ્ય નાના પ્રકારની જાળમાં ફસાય છે અને વિદ્વાનોની સંગતમાં નિરંતર ધર્મિષ્ટ થાય છે. માટે બુદ્ધિવાન, વૃદ્ધ, રૂડા સ્વભાવવાળા, અને તપસ્વી મનુષ્યોંએ સમદૃષ્ટિવાળા સત્પુરૂષોનો સદૈવ સંગ કરવો.

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જેઓ વિદ્યા, કર્મ તથા કુળ પ્રાપ્ત થએલા હોય તે સતપુરૂષો કહેવાય છે.

પાપી મનુષ્યોની સંગતથી પાપ કરતાં શીખે છે, અને પાપીયા કહેવાય છે.

વ્યભિચરાદિ દુષ્ટ કર્મો કરનારની સંગતથી, દર્શનથી, તેમના સ્પર્શથી તેમની સાથે ભાષણ કરવાથી, અને તેમની સાથે બેસવાથી બુદ્ધિ હણાઇ જાય છે.

મધ્યમ મનુષ્યોના સંગથી મધ્યમ ગુણો આવે છે, અને ઉત્તમ પુરૂષોના સંગથી ઉત્તમ ગુણો આવે છે; એ પ્રમાણે સંગદોષ થાય છે એમ બ્રાહ્મણોએ પાંડવોને કહેલું છે, તેજ પ્રમાણે મારો મત છે.

**૧૧૯ યુધિષ્ઠિર–બ્રાહ્મણો** ! પોતામાં પ્રીતી રાખનારા પ્રત્યે કેમ વર્ત્તવા આપણો ધર્મ છે ?

બ્રાહ્મણો-પોતામાં પ્રીતી રાખનારાઓને દેવતાઓ પણ છોડતા નથી માટે તેવાઓને કદી પણ છોડવા નહીં એમ મારો મત છે.

૧૨૦ યુધિષ્ટિર-બ્રાહ્મણો બુદ્ધિવાન તથા મુર્ખને શોક કરવા સરખાં કારણો છે કે નહીં તે મને કહો?

બ્રાહ્મણો-મુર્ખ મનુષ્યોને દિવસે દિવસે શોકનાં હજારો તથા ભયનાં સેંકડો કારણો પેદા થાય છે, તેમ બુદ્ધિવાનને પેદા થતાં નથી, માટે તે બંન્નેનાં શોકનાં કારણો સરખાં થાયજ નહીં.

વળી રોગ, કંટકાદિ અનિષ્ટ પદાર્થનો સ્પર્શ. શ્રમ અને પ્રીય વસ્તુનું પ્રાપ્ત ન થવું, એ ચાર કારણોથી શરીરને તથા તેમાં મમતા રાખનારા મનને દુઃખો પેદા થાય છે, પણ બુદ્ધિવાન મનુષ્યો તે શરીરનાં દુઃખોને ઔષધીઓએ કરીને તથા મનનાં દુઃખોને અષ્ટાંગ યોગના સેવને કરીને શાન્ત કરે છે, શરીર જડ છે. તેને દુઃખ થવું સંભવતું નથી પણ તપેલો લોઢાનો ગોળો જેમ પાણીમાં નાંખ્યો હોય તેથી તે પાણી તપી જાય છે, તેમ મનને લીધે શરીરમાં દુઃખ પેદા થાય છે, માટે પાણીથી જેમ અગ્નિ શાંત થાય છે, તેમ મનનાં દુઃખોને જ્ઞાને કરીને બુદ્ધિવાન શાંત કરે છે અને મુર્ખ તે પ્રમાણે કરી શકતા નથી, વળી તે શાંત થવાથી શરીરનાં દુખો તેની મેળેજ શાન્ત થાય છે.

૧૨૧ યુધિષ્ટિર-વ્યાસજી! જગત્‌ની ઉત્પતિનો શું ક્રમછે તે મને કહો?

વ્યાસજી-આ જગત્ પૂર્વે પ્રલય કાળમાં, માયામાં સુક્ષ્મ રૂપે લય પામેલું (છુપાયલું,) પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ અને અર્થાપત્તિ વગેરે પ્રમાણોથી જાણી શકાય નહીં તેવું તથા ચારે તરફથી જાણે નિદ્રાનાં ગરક થઇ ગયું હોય (એટલે પોતાનું કાર્ય કરવાને અ-સમર્થ હોય) એવું હતું. તે મહા પ્રલયનો સમય પૂરો થયા પછી નેત્ર આદિ બાહ્ય ઇંદ્રિયોથી જાણી શકાય નહીં એવા (એટલે ફક્ત યોગાભ્યાસથીજ જાણી શકાય એવા,) સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં જેનું અપ્રતિહત સામર્થ્ય છે એવા અને પ્રકૃતિને પ્રેરણા કરનારા એવા ભગ-

વાન્ પરમાત્મા, પંચ મહાભુતો (આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વી) ને તથા મહદાદિક તત્વોને સ્થૂલ આકારમાં પ્રકટ કરીને પોતે પોતાની મેળે પ્રગટ થયા. પછી તે પરમાત્માને એવી ઇચ્છા થઇ કે, મારા પોતાના શરીરમાંથી અનેક જાતની પ્રજા ઉત્પન્ન કરવી, તે ઉપરથી તેણે મનમાં સંકલ્પ કરતાં વેંતજ પહેલું જળ (પાણી) ઉત્પન્ન કર્યું અને તે જળમાં પરમાત્માએ શક્તિરૂપી બીજ રોપ્યું. પછી તે બીજમાંથી પરમેશ્વરની ઇચ્છાથી હજાર કિરણવાળા સૂર્ય સરખી કાંતિવાળું સોનાનું, ઈંડું ઉત્પન્ન થયું, અને તે ઈંડામાંથી સર્વ લોકના પિતામહ (પેદા કરનારા) બ્રહ્મા પોતાની મેળે જન્મ્યા-ઉત્પન્ન થયા. તે બ્રહ્માએ, પોતાના દેહના બે વિભાગ કર્યા, તેમાંથી અર્ધા ભાગમાંથી પુરૂષ થયો અને અર્ધા ભાગમાંથી સ્ત્રી થઇ, તે સ્ત્રીને વિષે મૈથુન ધર્મથી બ્રહ્માએ વિરાટ્ નામના પુરૂષને ઉત્પન્ન કર્યો. એ વિરાટ્ પુરૂષે પોતે તપશ્ચર્યા કરીને જે પુરૂષને પેદા કર્યો હતો, તે હું આ મનુ, સર્વ જગતનો ઉત્પન્ન કર્તા છું, એમ હે મહર્ષિઓ ! તમે મને જાણજો.

પ્રજા ઉત્પન્ન કરવાની મારી ઇચ્છા થઇ, તેથી મેં ઘોર તપ કરીને પ્રથમ દશ મોટા રૂષિઓ (જેઓને પ્રજાપતિ કરી કહેછે), તેઓને સર્જ્યા. તેઓનાં નામ :—મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા, વસિષ્ઠ, ભૃગુ અને નારદ છે. ત્યાર પછી એ મરીચિ આદિએ, યક્ષ, રાક્ષસ, પિશાચ, ગંધર્વ, અપ્સરા, અસુર, નાગ (વાસુકી વગેરે), ગરૂડ અને પિતૃઓના પૃથક્ ગણોને બનાવ્યા. પશુઓના ગણો બન્ને તરફ દાંતવાળાં ફાડી ખાનારાં સિંહાદિક પ્રાણીઓ, રાક્ષસો, પિશાચો તથા મનુષ્યો, એ સર્વ જરાયુજ પ્રાણી કહેવાય છે.

પક્ષીઓ, સર્પો, મગરો, માછલાં અને કાચબા, એ સર્વ અંડજ છે, એટલે ઇંડામાંથી ઉત્પન્ન થાય છે, તથા બીજાં પણ સ્થળમાં અને જળમાં રહેનારાં જે પ્રાણીઓ ઇંડામાંથી ઉત્પન્ન થાય છે, તેઓ પણ અંડજ કહેવાય છે. ડાંસ, મચ્છર, જુ, માંખી,

માંકડ તથા બીજાં એવાં જે કોઇ પ્રાણીઓ ગરમીથી થએલા પરસેવાથી ઉત્પન્ન થાય છે, તે સ્વદેજ કહેવાય છે. જે સ્થાવર પદાર્થો પૃથ્વીને ફાડીને ઉત્પન્ન થાય છે, તે સર્વેને ઉદ્દભિજ કહેવામાં આવે છે, તે ઉદ્દભિજના બે ભેદ છે. એક બીજ જમીનમાં વાવવાથી ઉગે છે, તેને બીજ પ્રરોહી કહે છે તથા બીજાં ડાળ રોપ્યાથી થાય છે તેને કાંડ પ્રરોહી કહે છે.

જે ઉદ્‌ભિજને પુષ્કળ ફુળો તથા ફળો આવે છે અને ફળો પાકયા પછી જેઓનો નાશ થઇ જાય છે, તેઓને ઓષધિ કહે છે. જેમકે જવ, ઘઉં, વગેરે. જેઓને ફુલ આવ્યા વગર ફળ આવે છે તેઓને વનસ્પતિ કહે છે અને જેઓને ફુલ તથા ફળ બન્ને આવે છે, તેઓને વૃક્ષ કહે છે. જેના મૂળમાંથી જુદી જુદી ડાંખળીઓ પેદા થાય છે, તેને ગુચ્છ કહે છે, અને જેના મૂળમાંથી એકજ સાંઠો ઉત્પન્ન થાય છે તથા જેનાં થડ એકઠાં થઇને ઉગે છે, તેને ગુલ્મ કહે છે, (જેમ કે શેલડી) અનેક પ્રકારનાં ગુચ્છ, ગુલ્મ, તૃણની જાતિ તેમજ જમીનપર ફેલાઇને ચાલનારાં પ્રતાનો તથા ગળો વગેરે વેલાઓ, એ સર્વ બી વાવવાથી અથવા તો ડાળ રોપવાથી પણ ઉત્પન્ન થાય છે. એ સર્વ વનસ્પતિઓમાં પૂર્વ જન્મનાં કર્મને લીધે તમો ગુણ આધક રહે છે, જો કે તેઓને બહાર હાલવા ચાલવા વગેરેનું ચૈતન્ય હોતું નથી, પરંતુ તેઓની અંદર ચૈતન્ય હોય છે, તે કારણથી તેઓને સુખ દુઃખનું જ્ઞાન થાય છે.

સદાય નાશવંત અને ભયંકર એવાં આ પ્રાણીઓના સંસારમાં બ્રહ્માથી માંડીને સ્થાવર સુધી આ જગતની ઉત્પત્તિનો ક્રમ કહી બતાવ્યો. એ પ્રમાણે ઉત્પત્તિ કહીને હવે અવાંતર પ્રલયની દશા કહું છું. એવી રીતે અચિંત્ય પરાક્રમવાળા બ્રહ્મા ઉપર કહ્યા પ્રમાણે આ સ્થાવર જંગમ સર્વ જગતને તથા મને ઉત્પન્ન કર્યા પછી આવાંતર પ્રલયકાળ વડે આ સૃષ્ટિનો નાશ કરીને પાછા પોતે પોતામાં શરીરના ત્યાગરૂપે અંતરધાન થઇ જાય છે.

બ્રહ્મા સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મહત્તત્વને પ્રેરણા કરે છે

તે ઉપરથી મહત્તત્વ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. મહત્તત્વમાંથી અહંકાર, અહંકારમાંથી સૂક્ષ્મ ભૂત રૂપ શબ્દ અને શબ્દમાંથી આકાશ ઉત્પન્ન થાય છે અને તેના ગુણને મહાત્માઓ શબ્દ કહે છે. આકાશ વિકાર પામે છે ત્યારે સુગંધ દુર્ગંધને લઇ જનારો પવિત્ર અને બળવાન એવો વાયુ ઉત્પન્ન થાય છે અને તેના ગુણને મહાન્ પુરૂષો સ્વર્ગ કહે છે.

વાયુ પણ જ્યારે વિકાર પામે છે ત્યારે સર્વ વસ્તુને પ્રકાશ કરનારૂં, અંધકારનો નાશ કરનારૂં, અને ચળકતું એવું તેજ ઉત્પન્ન થાય છે, અને તેના ગુણને મહાત્માઓ રૂપ કહે છે. તેજ જ્યારે વિકાર પામે છે, ત્યારે તેમાંથી જળ ( પાણી ) ઉત્પન્ન થાય છે, તેનો ગુણ રસ છે અને જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થાયછે, તેનો ગુણ ગંધ છે. મહાપ્રલય પછી થનારા અવાંતર પ્રલયોમાં જગતનો પ્રથમથી ઉત્પત્તિનો અનુક્રમ આ પ્રમાણે છે. મનુસ્મૃતિ.

**૧૨૨ યુધિષ્ઠિર**-ગુરૂજી ! વિદ્યા ભણવાથી શું લાભ અને ન ભણવાથી શું ગેરલાભ તે કહો ?

**શુક્રાચાર્ય**-વિદ્યામાં કામધેનુંના સમાન ગુણ છે; કારણ કે દુષ્કાળ માં પણ તે ફળ આપે છે. વિદેશમાં વિદ્યા માતા સમાન છે માટે વિદ્યાને ગુપ્ત ધન કહેલ છે. એટલુંજ નહી પણ વિદ્યાજ નરનું અધિકરૂપ તથા ઢાંકેલુ ગુપ્તધન, ભોગ, યશ તથા સુખને આપનારી, ગુરૂની પણ ગુરૂ, પ્રવાસમાં બંધુજન સમાન અને પરમ દેવરૂપ છે; રાજ દરબારમાં વિદ્યાજ પૂજ્યાય છે, ધન પૂજાતું નથી, માટે વિદ્યાહીનને પશુ સમાન જાણવો. વળી વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને મટાડી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે અને સર્વ દિશામાં કીર્ત્તિને વિસ્તારે છે; માટે તે કલ્પલતાની પેઠે શું શું નથી આપતી ? અર્થાત્ સઘળું મેળવી આપે છે. તે અનેક સંશયને [illegible]રૂં તથા પરોક્ષ અર્થને દેખાડનારૂં શાસ્ત્ર સર્વનું નેત્ર છે, માટે તે જન નથી, તે આંધળો છે. વિદ્યા મનુષ્યને અતુલ્ય કીર્ત્તિ આપનારી,

પડતી દશામાં આશ્રયરૂપ, કામદુધાની પેઠે ઇચ્છિત ફળ આપનારી, સ્નેહિઓના વિયોગ સમયે પણ આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ, માન અપાવનારી, કુળનો મહિમા વધારનારી તથા રત્ન વિનાનું ભૂષણ છે; માટે સઘળું પડતું મેલી વિદ્યા સંપાદન કર. કારણ કે વિદ્યારૂપી ધન ચોર તથા રાજાથી લેવાતું નથી, ભાયોથી ભાગ લેવાતો નથી, કંઇ ભાર કરતું નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધે છે, માટે વિદ્યાધન સર્વ ધનમાં મુખ્ય છે કદરૂપાનું વિદ્યા, તપસ્વિનં ક્ષમા, કોયલનું સ્વર, સ્ત્રીનું પતિવ્રત, રૂપ છે, જે વિદ્યાભ્યાસ કરી તેનો અર્થ જાણતો નથી, તે આ વૃથા ભાર ઉપાડનાર થાંભલા સરખો છે અને જે અર્થ જાણનાર હોય, તે જ્ઞાને કરી ધોવાઇ ગયેલા પાપવાળો થઇ, ઉતમ લોકને પામી સમગ્ર સુખ ભોગવે છે. જે વિદ્યા ભણેલો તથા કળામાં કૂશળ હોય, તે સર્વનો ગુરૂ થઇ શકે, પણ વગર ભણેલો કેવળ જાતિવડે ગુરૂ થવા યોગ્ય નથી. વિદ્યા મનુષ્યને વિનય શિખવે છે, વિનયથી મનુષ્ય યોગ્યતા મેળવે છે, યોગ્યતાથી ધન મેળવે છે. ધનથી પરોપકારાદિક ધર્મ કર્મ કરી શકે છે અને ધર્મથી આ લોકમાં અને પરલોકમાં સુખ પામે છે. વિદ્વાનપણું અને નૃપતિપણું એ બન્ને તુલ્ય નથી. કારણ કે રાજા તો પોતાના દેશમાંજ પૂજાય છે અને વિદ્વાન સર્વ સ્થળે પૂજાય છે અર્થાત્ વિદ્વાન શ્રેષ્ઠ છે.

વિદ્યા ધન સર્વ ધન કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે તે અક્ષય, ચોરી ન જવાય એવું અને અમૂલ્ય છે. જેની પાસે વિદ્યા છે. તે નીચ જાતિમાં ઉત્પન્ન થયો હોય તો પણ જેમ સમુદ્રના પાણીમાં નદીનું પાણી જાય છે, તેમ તે વિદ્વાન મનુષ્ય રાજાઓને અવશ્ય મળે છે. પછી ધન મળવું ન મળવું તે તો ભાગ્યને આધીન છે. વિદ્યા અને વિનયવાન પુરૂષ કોણના ચિતને હરણ કરતો નથી ? દાખલા તરીકે સુવર્ણમાં જડેલો મણિ કોના નેત્રને આનંદ પમાડતો નથી ? બાળક, જુવાન, અને વૃદ્ધ થાય ત્યાં સુધી પણ શ્રેષ્ટ વિદ્યાનો સંગ્રહ કરે. વિદ્યાનો માહમા

એવો છે કે વિદ્યાવાને જેવો પુરૂષાર્થ કરેલો છે તે પ્રમાણે તે ઉત્તરોત્તર ઉત્તમ અધિકારને પામી છેડે પરમાત્માના સ્વરૂપને પામે છે. એ પ્રતાપ સર્વ વિદ્યાનોજ સમજવો. અનેક સંશયોને ટાળનારૂં તથા પરોક્ષ અર્થને પણ દેખાડનારૂં શાસ્ત્ર એજ સર્વના નેત્રરૂપ છે. માટે તે જેને નથી તે આંધળોજ છે.

સારા કુળમાં બ્રાહ્મણ જન્મ તે સાથે વિદ્વત્તા અને વિનય વગેરે સદ્ગુણો અને તેમાં પણ જો દીનતાનો અભાવ હોય તો એ કંઇ થોડા તપનું ફળ નથી અર્થાત્ એ બધું મોહોટા તપને અંતે પ્રાપ્ત થાય છે.

હે સમિત્રો ! ગુરૂકૃપાથી નિર્દોષ સુંદર વિદ્યા મેળવીને તરતજ કાયા, વાણી અને મનવડે આ ભારત ભૂમિ રૂપ માતાનો ભાગ્યોદય કરવામાં આગ્રહી થાઓ.

વાહવાહ ! શી મજા **વિદ્યાભ્યાસ**માં છે. શ્રી **વિદ્યાદેવી**ની કૃપાદૃષ્ટિરૂપ અમૃતવૃષ્ટિના સુખદપ્રવાહથી મનુષ્ય પ્રાણી કેવી તરેહનાં સુખ સંપાદન કરી આલોક તથા પરલોકનું સાફલ્ય કરે છે ! માટે આ સંસારમાં મનુષ્યાવતાર પામી જેણે સારી રીતે વિદ્યાભ્યાસ નથી કર્યો તેમજ વિદ્યાભ્યાસ કરી તેનો ખરી રીતે ઉપયોગ નથી કર્યો તેનું જીવવું અન્ય પ્રાણીની પેઠે વૃથા ગયું એમ સમજી પ્રિય સ્વદેશી, સદ્વિદ્યાપ્રિય સદ્બાંધવો અને વિદ્યાર્થિઓએ સાવધાન રહી પોતાનો અમૂલ્ય વખત વૃથા ન જવા દેતાં વિદ્યાદેવીનુંજ આરાધન કરવું જોઇએ. અને તેથી તે વિષે થોડુંએક અત્રે લખવામાં આવે છે.

વિદ્યાદેવીનાજ પ્રભાવથી ભગવાન્ **વાલ્મીકિ** કે જેને ન હતી માતા કે ન હતો પિતા, ન હતો કોઇ સગો કે ન હતો કોઇ સંબંધી, તેમ છતાં પણ તેઓ આખા ભૂમંડલના અને સર્વ કવિઓના ગુરૂરૂપ ગણાયા અને કવિત્વ સૃષ્ટિના આદિ વિધાતા ગણાયા ! વિદ્યાદેવીનાજ પ્રભાવથી ભગવાન્ **પાણિનિ**, ભગવાન્ **વરરૂચિ** અને ભગવાન્ **ગુણાઢ્ય** આજ સૂધી પોતાના યશરૂપ શરીરથી અજર અને અમર છે. વિદ્યાદે-

વીનાજ પ્રભાવથી **એક** વેદના ચાર ભાગ કરનાર અને મહાભારત જેવા ઇતિહાસ રત્નના ઉત્પન્ન કરનાર **વ્યાસજી** કોઇ પ્રકારની સંપત્તિ પોતાને અનુકૂલ ન છતાં સર્વ જગતને વંદનીય થયા. વિદ્યાદેવીનાજ **પ્રભાવથી** સદ્‌ગુરૂ **શંકરાચાર્યજી**એ સર્વ આર્ય લોકોનું ગુરૂપદ મેળવ્યું. વિદ્યાદેવીનાજ પ્રભાવથી કવિકુળના શિરોમણિરૂપ **કાલીદાસ** કે જે કોઇ દુર્બળ સ્થિતિના બ્રાહ્મણથી જન્મ લઇ સોળ વર્ષ સુધી તો અક્ષર જ્ઞાનમાં પણ અજાણ્યા હતા, છતાં પોતાનો વિવાહ થયા પછી પોતાના અર્દ્ધાંગરૂપ **માઘ**કવિની સર્વ વિદ્યામાં કુશળતા જોઇ નિષ્પ્રતિમ પ્રયત્નો, નિરવધિ શ્રમ અને નિર્મળ ગુરૂભક્તિવડે થોડા દિવસમાં કવિચક્રના ચક્રવર્તી ગણાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **ભવભૂતિ** કવિશિરોમણિ **કાળીદાસથી** પણ અધિક ગણાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **મુરારિ** શાસ્ત્રોરૂપ સાગરમાં મંદરાચલ જેવા તલસ્પર્શ કરનાર કેહેવાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી કવિ કુલના તિલકરૂપ **બાણકવિ** કવિતારૂપ કામિનીના કામદેવરૂપ ગણાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **દંડી, વાલ્મીકિ** અને **વ્યાસજી**ની તુલ્ય ગણાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **ધાવક** અનેક આપત્તિમાં મગ્ન છતાં **શ્રીહર્ષ** જેવા મહારાજાનાં નામને અજર અને અમર કરનારા થયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **ભારવિ** નામના મહાકવિ અર્થ ગૌરવવડે પ્રખ્યાત થયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **માઘ, ભોજ**રાજા જેવાના ચિત્તને આશ્ચર્યકારક થયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **જયદેવે** પોતાની મરણ પામેલી પતિવ્રતા પત્ની **પદ્માવતીને** સજીવન કરી. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **ભીષ્મપિતામહ** મહાભારતના યુદ્ધને વિષે **શ્રીકૃષ્ણપરમાત્મા**ની પ્રતિજ્ઞાને નિવારણ કરીને પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી, આવેલા મૃત્યુને પાછું વાળી, આપેલી અવધિ પ્રમાણે મકરરાશિના ઉત્તરાયણ સૂર્યમાં ધર્મ કાર્ય કરી શરીરનો ત્યાગ કરી મોક્ષને પ્રાપ્ત થયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **સુબંધુએ** પ્રત્યક્ષ શ્લેષમય રચનાથી **વાસવદત્તા** નામની કથા રચી, જેથી કવિઓના

અહંકાર નિશ્ચય ગળી ગયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **અમરકવિ** કવિ-સિંહ ગણાયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **વરાહમિહિર** નામના મહાકવિએ વારાહી સંહિતા રચી લોકનો ઉપકાર કીધો. વિદ્યાદેવીનાજ પ્રભાવથી મહાકવિ **મયૂર** માત્ર એક સો શ્લોકથી **શ્રીસૂર્યદેવ**ની સ્તુતિ કરી મહારોગથી મુક્ત થયા. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **ભસિકવિએ** જગપ્રસિદ્ધ કીર્તિ મેળવી. વિદ્યાદેવીનાજ પ્રભાવથી **ભાસ્કરાચાર્યે** ખગોળનું અપ્રતિમ જ્ઞાન મેળવી પોતાના યશઃ શરીરને અને નામને અમર કર્યું. વિદ્યાદેવીનાજ પ્રભાવથી અનેક શાસ્ત્રકારો થઇ ગયા છે, અનેક ગ્રંથકારો થઇ ગયા છે, અનેક સૂત્રકારો થઇ ગયાછે, અનેક વાર્તિકકારો થઈ ગયા છે અને અનેક ભાષ્યકારો થઇ ગયા છે. વિદ્યાદેવીનાજ પ્રભાવથી કવિ **રાજશેખર**, મહારાજ **ભર્તૃહરિ**, પરાક્રમી **વિક્રમાદિત્ય**, **જનકરાજા** અને ધારાધિરાજ **ભોજરાજા** આદિ રાજાઓનાં પવિત્ર નામો અમર રહેલાં છે, એટલુંજ નહિ પણ વિદ્યાદેવીનાજ પ્રભાવથી રાંક લોકો પણ રાજા જેવા થઇ ગયા છે, થાય છે અને થાશે એ નિઃસંદેહ વાત છે. આપણે એવા કેટલા કેટલા નથી જોયા કે જેઓ વિદ્યાભ્યાસના સમયમાં થોડો પણ આશ્રય મળવાની આશાથી રાજાઓની દોઢીએ, કારભારીઓને આંગણે અને સદ્‌ગૃહસ્થોને ઘેર રોજ આંટા ખાતા હોય તે છતાં જેને કોઇ ચાર કે પાંચ રૂપીયાની સ્કોલરશિપ આપવા હા પાડતા ન હોય તેઓજ જ્યારે વિદ્યાદેવીના કૃપાપાત્ર થાય છે ત્યારે તેને ઘેર રાજાઓ, કારભારીઓ અને સદ્‌ગૃહસ્થો આંટા ખાય છે અને તે સાથે વાત કરવાનો પણ એ વિદ્વાનને આવકાશ નથી મળતો. એ પણ વિદ્યાદેવીનોજ પ્રભાવ જાણવો. વિદ્યાદેવીનાજ પ્રભાવથી વિદ્વાન થએલા વિષે રાજનીતિ નિપુણ ચાણાક્ય લખે છે કે "રાજા પોતાનાજ દેશમાં પૂજાય છે અને વિદ્વાન સર્વત્ર પૂજાય છે." એવા અનેક દાખલા છે.

જે વિદ્યાદેવીના આવા અનેક પ્રભાવો જગપ્રસિદ્ધ છે તે વિદ્યાદેવીની મન, વચન અને કર્મથી કોણ ઉપાસના ન કરે? તે વિદ્યાદેવીને કોણ

સ્વાધીન કરવા ન ઇચ્છે ? તે વિદ્યાદેવીનાં એવા અદ્ભુત ગુણોમાં કોણ ન લોભાય ? આવા આવા વિદ્યામાં ઉત્તમોત્તમ ગુણો ભરેલા છે. તે વિદ્યા પ્રાપ્ત થવાથી જે વિદ્વાન થાય તે સદ્‌ગુણીજ હોય. એનામાં દુર્ગૂણનો લેશ પણ હોયજ નહિ. માટેજ વિદ્વાન શબ્દમાં સર્વ સદ્‌ગુણોનો સમાવેશ થઇ જાય છે.

**વિદ્વાનની રક્ષા. સાત્વિક ગુણો, સુવ્રતા અને યમરાજાનું વૃત્તાંત.**

યુધિષ્ઠિર હે પિતામહ ! વિદ્વાનની રક્ષા કરવાથી જે ફળ છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ઠિર ! વિદ્વાનના રક્ષણનો મહિમા કહું તે સાંભળો, સુવ્રતા નામે કન્યા કર્મના બંધનથી છુટી થઇ તે વિશે સુવ્રતા અને યમ રાજાનો સંવાદ. પૂર્વે .સુવ્રતા નામે ઉત્તમ, ગુણથી શોભિત અને સૌંદર્યતા યુક્ત કન્યા હતી, જેના પિતા સર્વ શાસ્ત્રવેત્તા, જપ અને વેદાધ્યયનમાં આસ્થાવાળા હતા. તેની સ્ત્રી પતિવ્રતા અને રૂડા લક્ષણવાળી હતી, તે એકજ દીકરીને મુકી મરણ પામી. તે પછે તે બ્રાહ્મણ વનમાં જઇ ધ્યાન યોગમાં આસ્થા રાખી તપ તપવા લાગ્યા દીકરીના સ્નેહને લીધે સન્યાસ પણ લીધો નહિ, તેવા સમયમાં કાળની પ્રેરણાથી માતા વગરની પુત્રીને ત્યાગ કરી સ્વર્ગ લોકમાં ગયા. તે પછે મા-બાપ વગરની તે પુત્રી શોકના દરિયામાં પડી વિલાપ કરવા મંડી. હે તાત ! સર્વ રીતે મારૂં હિત કરનારા તમે મારો ત્યાગ કરી પરલોકમાં કેમ જાઓ છો ? હે પિતા ! દુઃખથી પીડા પામનારી હું શરીર ધારણ નહિ કરૂં કેમકે મારૂં જીવિત વૃથા છે. જેણે બાલ્યાવસ્થામાં રક્ષણ કરી મ્હોટી કરી તેના વિયોગથી હવે હું કેમ જીવું ? આશ્રય વિનાની નદીમાં, અગ્નિમાં અથવા પર્વત ઉપરથી પડીને પણ પ્રાણનો ત્યાગ કરીશ એમાં કાંઇ સંશય નથી. એમ શોક અને અત્યંત વિલાપ કરે છે, તેવા સમયમાં આસપાસ રેહેનારા ઋષિઓ વિલાપ સાંભળી સ્ત્રીઓ સાથે આવીને તેને સમજાવે છે, તોપણ ન સમજી વિલાપ કરે છે. તેવામાં સર્વ જગ-

તનું હિત ચાહનાર યમરાજાને દયા આવવાથી વૃદ્ધ બ્રાહ્મણનો વેશ ધારણ કરી ત્યાં આવી હિતકારક વચન કહે છે.

**વૃદ્ધ બ્રાહ્મણ**–હે બાળા ! રોદન કરવાથી નિવૃત્તિ પામ, કેમ જે રોદન કરવાથી તારા પિતાને દેખીશ નહિ. હે પુત્રી ! આ જગતમાં યૌવન, રૂપ, આયુષ્ય, આરોગ્યતા અને પ્રિયનો સમાગમ અનિત્ય છે; માટે શોક કરવા લાયક નથી. તેં પૂર્વે જન્મમાં એવું કર્મ કર્યું હશે કે, જેથી આ અરણ્યમાં પિતાની સાથે તુંને વિયોગ થયો છે. અરે ! હવે તું વિધિના બળથી પાછા તેને દેખીશ નહિ; માટે શોક કરમાં. તેમ વળી કહ્યું છે કે, "આ કાર્ય મેં કર્યું, આ કરવા લાયક છે, અને આ થોડુંક બાકી કરવાનું છે એમ વિચાર કરનાર મનુષ્યને કાળ વશ કરે છે" માટે હે દુર્મતિ તું ! દુઃખનો ત્યાગ કરી જે કર્મથી તારાં મા–બાપનો વિયોગ થયો તે વચન સાંભળવા યોગ્ય છો. પૂર્વ જન્મમાં તું સુંદરી નામે વેશ્યા હતી તે નૃત્ય, ગાયન, તેમજ વીણા અને વાંસળી આદિ વાદિત્રમાં કુશળ હતી. રૂપ અને ડહાપણવાળી તું શાપને લીધે સ્વર્ગથી નીચે પડેલી ગંધર્વની સ્ત્રી હોય એવી વસ્ત્ર, અને અલંકારથી સુશોભિત હતી. તે પછે કોઇ દિવસે રૂપ અને વેશના ગુણયુક્ત તુંને જોઇ કોઇ ગુણ સંપન્ન બ્રાહ્મણ અચાનક કામ મોહિત થઇ ગયો. તું પણ તે બ્રાહ્મણને કામ વશ થયેલો અને રૂપ દ્રવ્ય સંપન્ન જાણી અને તારા મનમાં વિચાર કરી સખીઓ દ્વારાયે તેને વશ કરી પોતાને ઘેર તેડી લાવી. તે મૂઢ મતિ બ્રાહ્મણે પોતાની નવ વર્ષની સ્ત્રીને મુકી દઇ તારી સાથે ચાર વર્ષ પર્યંત કામ સુખ ભોગવ્યું; જેથી એમાં જેટલા ગુણ હતા અને જે દ્રવ્ય હતું તે નાશ પામી ગયું. તે પછે કોઇ કામી શૂદ્ર હતો તેણે તારાજ ઘરમાં તે બ્રાહ્મણને મારી નાંખ્યો જેથી તે નરકમાં પડયો. તે પછે તેનાં મા બાપ અને દીકરાની વહુ વિલાપ કરતાં તારી પાસે આવ્યાં તેમાં તેની મા મ્હોટા ક્રોધથી વ્યાપ્ત થઇ આવું વચન કહે છે.

**માતા**–હે દુષ્ટચારિણી ! તેં મારા પૂત્રને ઔષધના યોગથી વશ

કરી અમારો વિયોગ સારૂં છેતર્યો તેવી રીતે તારી માતાનો વિયોગ તુંને થાશે.

**પિતા**—હે બાલે ? તારી બાલ્યાવસ્થામાંજ પિતાના વિયોગને પામી કુટુંબ જનથી પણ દૂર થાઇશ.

**દીકરાની વહુ**—હે ચંડિ ! તું તારા વિવાહથી બહિષ્કાર પામી કન્યા રૂપે રહિશ શોક અને પરિતાપ પામી દુખણી થાઇશ.

**વૃદ્ધ બ્રાહ્મણ**—એવી રીતે તેનાં માબાપ અને પતિવ્રતા સ્ત્રીયે ક્રોધથી શાપ દીધો; તે કારણથી હે અબળા ! આ જન્મમાં દુઃખ પામીને કન્યા રહિ છો.

**સુવ્રતા**—હે ભગવન્ ! તમે મારા પૂર્વ જન્મનું કૃત્ય કહ્યું. હવે હું તમને પુછું છું કે, એવી રીતે ઘોર કર્મ કરનારી અને પાપાચરણ કરનારી હું બ્રાહ્મણના કુળમાં કેમ જન્મ ધારણ કરનારી થઇ. દશ સૂના (જીવના વધનું સ્થાન) તે એક સૂના કહેવાય એવા દશ સૂના બરોબર એક ચક્રી (કુંભાર) એવા દશ ચક્રી સમાન એક ધ્વજી (ઢેઢ) દશ ધ્વજી સમાન એક વેશ્યા છે એમ ધર્મ શાસ્ત્ર જાણુનારા બ્રાહ્મણો કહે છે. તો મારો ઉત્તમ કુળથી જન્મ કેમ થયો તે મને કહિ બતાવો.

**વૃદ્ધ બ્રાહ્મણ**—હે શુચિસ્મિતે ! તું પાપનું આચરણ કરનારી હતી તોપણ ઉત્તમ બ્રાહ્મણના કુળમાં તારો જન્મ થયો તેનું કારણ કહું તે તું સાંભળ. હે મહાપ્રાજ્ઞે ! બ્રાહ્મણના કુળમાં જન્મ થાવાનો હેતુ એટલો છે કે, કોઇ એક બ્રહ્મવેત્તા, જ્ઞાનસંપન્ન, સત્ય બોલનાર, નિંદા રહિત, પ્રાણીમાત્રમાં સમ જોનાર, જ્ઞાનની પ્રાપ્તીથી પાપરહિત, જ્ઞાન સંપન્ન બ્રાહ્મણ, મૂર્ખ, ગાય, હાથણી, કુતરી, અને ચાંડાળમાં પણ આત્મા સરખો છે એમ જોનાર, જિતેન્દ્રિય, પ્રાણિમાત્રમાં એકજ ઇશ્વર છે અને જેની સત્તાથી સ્થાવર જંગમ આખું જગત વ્યાપ્ત થઈ રહ્યું છે એમ જાણુનાર, બ્રહ્મને વિશે સ્થિતિ હોવાથી આખા જગતને બ્રહ્મરૂપ દેખે છે, પ્રિય વસ્તુ અને અપ્રિય વસ્તુમાં જેનું ચિત્ત ઉદ્વિગ્ન

નથી, સ્થિર બુદ્ધિ, વિવેકી બ્હારની ઈન્દ્રિયોના વિષયથી નિવૃત્ત થઇ અને વિષયના ભોગની ઉત્પત્તિને દુઃખરૂપ જાણી, જગતનાં સુખને અનિત્ય માની, કામ, ક્રોધ, અને અંતઃકરણનાં સુખનો ત્યાગ કરી કેવળ સુખની સ્પૃહાવાળા, ભય અને ગર્વથી રહિત, દુષ્ટના સંગથી અળગા થઇ, પ્રાણ અને અપાનની ગતિને સમ કરી, વિધિ પ્રમાણે ચક્ષુની દ્રષ્ટિને બ્રહ્મરંધ્રમાં રાખી નિર્દોષ પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરી આ પૃથ્વિમાં ઘેલાની પેઠે ભ્રમતાં એક શેહેરમાં પાંચરાત્રી નિવાસ કરતા વિચરે છે. તે બ્રાહ્મણ પૃથ્વિમાં ફરતા કોઇ દિવસે જે નગરમાં તું રહેતી તે નગરમાં ફરતા ફરતા તારા ઘરની બાહારના પડથાર ઉપર આવી સુતા. અને જ્યારે મધ્યરાત્રી થઇ ત્યારે હથિયાર ધારણ કરેલા અને બખતર ભીડેલા રાજાના દૂતો ત્યાંહા આવ્યા અને બાહાર સુતેલા, મલીન વસ્ત્ર, શરીરથી દુર્બળ અને ભસ્મથી લીપ્ત પુરૂષને જોઇ આ ચોર છે એમ જાણી તેની પાસે આવીને પુછે છે કે તું કોણ છો? કેમ સુતો છો? કેનો છો? કયાંથી આવ્યો છો? એમ તેને પુછીને દુષ્ટચિત્તવાળા પાપીયાઓએ મહાબુદ્ધિવાન બ્રાહ્મણને દોરડાવતી બાંધી લીધી. ત્યારે તે બ્રાહ્મણે રાજાના દુતોને સારૂં અથવા નરસું વચન બોલ્યા શિવાય મુંગાની પેઠે બેઠા રહ્યા, કેમ જે પોતે પોતાનાં પૂર્વ જન્મના કર્મને જાણે છે. તે પછે બ્હાર થાતો કળકળાટ અને મહાત્માની સ્થિતિ સાંભળી પોતાનાં અદ્રષ્ટને લીધે પોતાના ચાકરને ભેળો લઇ ઘરમાંથી બ્હાર નીકળી દીવાવતી તે મહાત્માને જોઇ કહ્યું કે, હે રાજપુરૂષો ઉભા રહો! ઉભા રહો! આ ધર્મત્મા છે ચોર નથી; આણે જો ચોરી કરી હોય તો મેં કરી છે, એમ માની આને છુટો કરી તમે પાછા ચાલ્યા જાઓ. એમ પાસથી છોડાવી તેને પોતાના ઘરમાં લઇ આવી તે પછી તેને ધૂપ, દીપ અને નૈવેદ્યાદિક ઉપચારથી યથાવિધિ પ્રમાણે પૂજા કરી. ફરીથી નમસ્કાર કરી હાથ જોડી ધર્મરૂપ આવું વચન કહ્યું. હે બ્રહ્મન્! આપના મનમાં જે કાંઇ ભોજન,

આચ્છાદનાદિકની ઇચ્છા હોય તો માગી લ્યો તે હું તમને આપીશ. હે પ્રભો ? તમે દુર્બળ દેખાવછો અને મલીન વસ્ત્રવાળા છો; માટે મારી ઉપર અનુગ્રહ કરી આપની ઇચ્છા પ્રમાણે આંહી નિવાસ કરી જ્યારે આપનું શરીર સ્વસ્થ થાય ત્યારે પધારજો. એમ જ્યારે ધર્માત્માને નિર્મળ મનથી કહ્યું; ત્યારે સર્વ સ્વાર્થથી નિસ્પૃહ બ્રાહ્મણે આવું વચન કહ્યું.

**વૃદ્ધ બ્રાહ્મણ**–હે બાલે ? એમ જ્યારે ધર્માત્માને શુદ્ધ અંતઃકરણથી પુછ્યું ત્યારે સર્વ કામના રહિત બ્રાહ્મણે કહ્યું કે, હે સુંદરિ ? હું ક્ષુધાને લીધે કે, તરશને લીધે આવ્યો નથી, કેવળ અદૃષ્ટને લીધે આવ્યો છઉં. હવે મારે કાંઇ આકાંક્ષિત નથી, માટે તમે તમારા મંદિરમાં જઇ પતિને યોગ્ય શયાનો આશ્રય લઇ, પતિની શેવા કરી સુખેથી સુઇ રહો. હે દયાર્દ્રમાનસે મારે કંઈ કૃત્ય નથી. તમે પરમ ભક્તિથી મારી સેવા કરી છે, જેથી તારૂં સુકૃત થાશે ! હે સુંદરિ ! તેં જે મારૂં પાલન કર્યું છે, એવું બીજો કોણુ પાલન કરશે ? સાધુ પુરૂષો તો ચંદનની પેઠે પોતે દુઃખિત થઇ પારકાનો ઉપકાર કરે છે. જેવી રીતે પોતાનું મન પોતાના દેહની રક્ષા કરવામાં તત્પર રહે છે તેવી રીતે તિર્યંગાદિ જાતિ (પશ્વાદિક) ને રક્ષણ કહે છે, તેમાં પોતાનું હિત રહ્યું છે. જેની દ્રવ્યની સંપત્તિ પારકા ઉપકાર સારૂં થાય છે, અને દયાથી જેનું મન આર્દ્ર હોય છે તેને ધન્ય છે. જેના ઘરમાં પૂર્વનાં કરેલાં કર્મથી ધન, ધાન્ય અને ગોધનથી ભરપૂર છતાં કોઇ અતિથિનો આદર સત્કાર કરતો નથી, તેનું જીવવું આ લોકમાં વૃથા છે અને જીવે છે તો નિંદિત છે. આશ્ચર્ય છે કે, જે પુરૂષ દ્રવ્યાદિકથી હીન છે તો પણ પારકાનો ઉપકાર કરવાને તત્પર રહે છે તેને ધન્ય છે. કેમ જે રસ્તામાં રહેલું સ્વાદિષ્ટ ફળવાળું વૃક્ષ કૃશ છે; તો પણ પારકાનો ઉપકારરૂપ થઇ પડે છે, જેનો સ્નેહ પ્રાણી ઉપર હમેશાં વૃદ્ધિ પામે છે, સંપત્તિ ધર્મને અર્થે હોય છે, દ્રવ્ય પણ ધર્મને અર્થે થાય છે; તેના સમગ્ર પદાર્થો વૃદ્ધિ પામે છે શુભ કરનારની સંપત્, ભોગવવાથી નાશ પામતી નથી, ઉલટી વૃદ્ધિ પામે છે. જે તુચ્છ

મનવાળો છે તે એમ માને છે કે, વૈભવ ભોગવવાથી મારૂં દ્રવ્ય નાશ પામશે. જે લોભી છે તેનું નાણું જળમાં રહેલાં જળજંતુને કાંઠે રહેલા બગલાદિ પાક્ષિઓ હરણ કરે છે તેમ તેનું નાણું અન્ય હરણ કરી લઇ જાય છે. જે ધર્મ કરતા નથી અને અધર્મથી વર્તે છે, તે યમના સ્થાનમાં જાય છે. એમ છે તો પણ ધર્મથી વિમુખ વરતનાર પુરૂષોનું ધન, શરીર, સ્વજન, જીવિત પ્રિય અને મિત્ર એ બધાં તેનાં વૃથા જાય છે. જે મૂઢ પુરૂષ પદાર્થને ચિરકાળ સ્થાઇ દેખે છે તે સમાન બીજો કોઇ દુર્મતિ નથી. આ બધું ચરાચર જગત્ અનિત્ય છે અને ઉત્પત્તિ સ્થિતિસાળું છે. હે સુંદરી ! હવે ઝાઝું કહેવાથી કાંઇ લાભ નથી, જે આ સંસારને ત્યાગ કરે છે તેનેજ પંડિત કહેવો. જો ફળની ઇચ્છા હોય તો પોતાનાં કરેલાં કર્મજ તેને ફળ આપે છે. જે નિષ્કામનાથી આચરણ કરેલો ધર્મ છે, તે સંસાર સમુદ્રનું શોષણ કરે છે. હે સુંદરિ ! તારા આત્માની શુદ્ધિ કારક અને હિતરૂપ વચન કહું તે ઉપર તું ધ્યાન દે. આ જગતમાં કેટલાક મનુષ્યો સ્પૃહા વગરના છે તોપણ ભાવિ કર્મમાં પક્ષપાત રાખી મલીન, સેંકડો દુઃખને વહન કરનાર, માયાજન્ય, અને મલીન શરીરના સંસ્કારમાં પરાયણ થઇ વૃથા કલેશ પામે છે. અહર્નિશ પુણ્ય કર્મમાં પ્રવેશ થયેલા અને શુદ્ધ કર્મવાળા મહાત્માને દુઃખો ઉત્પન્ન થાય છે તો પણ તેમાં બંધાતા નથી. જે દુર્મતિ છે તે તો શરીરના બંધકારકના ત્યાગની ઇચ્છા કરતો નથી, તેમજ તેને અપાર અને જન્મ મૃત્યુઆદિ દુઃખ દેનારૂં સંસારનું બીજ થાય છે. વળી શરીર અત્યંત દુઃખનું ઠેકાણું છે અને આટલા ક્ષણ સુધી રહેશે એવો નિશ્ચય થઈ શકતો નથી, એ તો અનિશ્ચતિ છે એમ જાણી શરીરથી વૈરાગ્ય પામવો. જે દેહ છે તે આત્માના બોધનું સાધન છે, એમ જાણી આત્મ તત્વનો વિચાર કરવો. કેમ કે જેનાથી તત્વવેત્તા પુરૂષો પરમગતિને પામ્યા છે, અને વિપરીત બુદ્ધિવાળા નાશ પામ્યા છે. શુદ્ધ આત્મજ્ઞાનરૂપ વિવેક ચક્ષુને, જોઇ શકે છે. આ નથી, એવા વિવાદરૂપ અં-

ધકારનો યથાર્થ જ્ઞાનરૂપ સૂર્યના ઉદયવિના નાશ થાતો નથી. સૂર્યનો ઉદય થયો કે કોઇ સૂક્ષ્મ દૃષ્ટિવાળો હોય અથવા મંદ દૃષ્ટિવાળો હોય તો પણ અંધારૂં તેની પાસે રહેતું નથી. તેમ તત્વ વસ્તુમાં જેને આસ્થા થઇ કે વિપર્યય અજ્ઞાન નાશ થાય છે. હે સુંદરિ ! જ્યારે ઉત્તમ માર્ગમાં પ્રવૃત્ત થાવા સારૂ વિવેક રૂપ નેત્રનો ઉદય થાય ત્યારે, જેટલા દોષ છે, તે બધા નાશ પામે છે. જ્યારે માયાના દોષથી મુક્ત થયો કે, ઝટ યોગમાં પ્રવૃત્ત થાય છે, તે પછે શરીરને આહારાદિ જન્ય જે દોષ છે તે નાશ પામે છે. દુઃખનો નાશ થયો કે, તેને મુક્તિ છેટી રહેતી નથી. જ્યારે યમાદિક યોગ સાધનમાં મનને પ્રવેશ કરે છે ત્યારે યોગના આશ્રયથી સિદ્ધિને પામે છે, તેમાં સંશય નથી. યોગાભ્યાસી જ્યારે આત્મતત્વમાં મનને જોડે છે, ત્યારે તેના મનમાં વેદવાકય પ્રમાણભૂત છે કે, અપ્રમાણભૂત છે. તેમાં વળી વિકલ્પ અને અજ્ઞાન થાય છે. કયારેક પૂર્વના અનુભવથી તે યોગરૂપ થાય છે. કુત્સિત વૃત્તિવાળુ મન, જ્યારે પંચકોશના વિવેકથી ત્યાગ કરશે, ત્યારે તેનું મન આત્મનિષ્ટ થઇ સ્થિરતા પામશે. હે શોભને ! એવી રીતે આત્મનિષ્ઠ થયેલાં મનને હૃદયમાં ધારણ કરી એકાંતમાં બેશી, સર્વથી નિસ્પૃહ કરી અને બ્હારની ઇંદ્રિયના વિષયોનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં નિષ્ટા થાય ત્યારે અમૃતભાવને પામે છે.

**વૃદ્ધ બ્રાહ્મણ**–હે સુવ્રતે ! આ પ્રમાણે જ્યારે પરમાર્થ જાણનાર બ્રાહ્મણે વચન કહ્યું ત્યારે તગે ફરીથી પુછ્યું.

**સુવ્રતા**–હે વિપ્ર ! હું સરખાં ભૃત્યજનને આપ સરખા દયાળુ પુરૂષ દયાના પાત્ર રૂપ જાણી ભક્ત જનનું અચિંત્ય દુઃખને નાશ કરવા કૃપા કરો છો, અને વળી એકાગ્ર વૃત્તિથી પુરૂષાર્થના સાધનભૂત પરમાર્થની સિદ્ધિ કહિ બતાવવા યોગ્ય છો, હું સરખી નીચ કર્મ કરનાર શ્રમવિના સંસાર સમુદ્રને કેમ તરૂં ? માટે હે દ્વિજોતમ ! ભક્તજનને પ્રસન્ન થાઓ. તમસરખા મહત્ પુરૂષો પ્રાણી માત્રના ઉદ્ધાર કરવા

સારૂં ઉદ્યમ કરો છો, એવી રીતે બોલતી સુવ્રતાનાં વચન સાંભળી દયાથી આવું વાક્ય કહે છે.

**વિપ્ર**-હે સુંદરિ ! જે તારૂં ઇચ્છિત હોય તે કહું છું તે સાંભળ ! પ્રથમ મેં પુરૂષાર્થનું સાધન કહ્યું છે, તે ટુંકથી સાંભળો. પ્રથમ ગુરૂ જે કહે તેજ વચન પ્રમાણરૂપ છે, એમ જાણી ચિતની વૃાત તેમાં રાખવી. તે પછે શાસ્ત્ર (વેદ) કહે તેજ સત્ય માનવું. જે માન વગરના અને દંભ વગરના છે તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે કોઇની હિંસા કરતા નથી, સહનશીલ, સુખ દુઃખમાં સમતા, સરલ સ્વભાવ અને વિષયમાં ઇચ્છા રહિત છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. સ્થિર સ્વભાવવાળા, પવિત્ર, સદાચરણી, ગુરૂની સેવામાં પ્રીતિવાળા, નિરંતર એકાંત સેવન કરનારા અને ઇશ્વર સંબંધી કથામાં પ્રીતિવાળા હોય તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. હમેશ ચિત્તને રોકવામાં તત્પર રહે, સ્ત્રી પુત્રાદિમાં મમતા રહિત અને પવિત્ર બુદ્ધિવાળા છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે નાશ અને ઉત્પત્તિવાળા પદાર્થની સ્થિતિને, દુઃખોને, શરીરની અસ્થિરતા અને જે જન્માદિક થાય છે તેનો જે વિચાર કરે છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે ગર્ભમાં પ્રવેશનાં, બ્હાર નીકળવાનાં, બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થાનાં દુઃખને જાણે છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે અખંડિત જ્ઞાનમાં પ્રીતિવાળા અને નિરંતર પોતાના સ્વરૂપને જોનારા છે તે સંસાર સમુદ્રને તરે છે. જે માણસ હે વિશ્વેશ્વર ? હે ત્રણ લોકના સાક્ષિ ! હે વિષ્ણો ? હે ત્રિવિક્રમ ? હું નિરંતર દંડવત પ્રણામ કરૂં છું એમ પ્રાર્થના કરે છે, તે સંસાર સમુદ્રને તરે છે. જે એક ચિત્તથી વિષ્ણુને ભજે, કર્મ પણ તેને અર્થે કરે અને રાગાદિક ગુણથી રહિત થઇ વર્ત્તે છે, તે સંસાર સમુદ્રને તરેછે. જે લોભ, મત્સર, તૃષ્ણા, અને વિષયની ઇચ્છાને ત્યાગ કરી ધર્મને ઉપાર્જિત કરવામાં તત્પર છે, તે સંસાર સમુદ્રને મેહેનત વગર તરે છે. જે નિરંતર અભેદતાથી યજ્ઞરૂપ, કમળ-નેત્ર, વર દેનાર, અને જે સનાતન દેવ છે, તેને જે ભજે તે સંસાર સમુદ્રને તરે છે.

**વૃદ્ધ બ્રાહ્મણ**–હે સુંદરિ ! એ પ્રમાણે ધર્માત્મા વિપ્રે અનુગ્રહથી દુઃખ રૂપ સંસારને તરવાનો ઉપાય બતાવી સવારના પોહોરમાં જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. તે પછી તે દિવસથી હે સુંદરિ ! તું સંસારના સુખનો અને સર્વ વૈભવનો ત્યાગ કરી ધર્મમાં પ્રીતિવાળી થઇ. હે સુવ્રતે ! એ પછે ઘરનો જે પદાર્થ છે, તે બધો બ્રાહ્મણ, ગાય અને દેવતાને અર્થે ત્યાગ કરીને મહાત્માએ કહેલા વાકય પ્રમાણે સર્વ કામનાનો ત્યાગ કરી, સુવર્ણ અને મૃત્તિકાને સમાન જાણી, શરીરની નીંદા અને ધિઃકારીને તેં પોતાના પાપના નિવારણ રૂપ કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રતો કરી દેહનો ત્યાગ કરી દીધો. તે માટે હે સુંદરિ ! પૂર્વ જન્મના કર્મથી અને મહાત્માના ઉપદેશથી બ્રહ્મવેત્તા બ્રાહ્મણના કુળમાં જન્મ થયો, તું સત્યવક્તા બ્રાહ્મણની સ્ત્રી તેમજ તેના દીકરાની વહુના શાપરૂપ વચનથી તેનું ફળ ભોગવે છે, તો પણ તે બ્રાહ્મણના અનુગ્રહથી બ્રાહ્મણના કુળમાં તારો જન્મ થયો અને જયારે શરીરનો કાળ આવશે; ત્યારે કર્મબંધનથી મુક્ત થઈ બ્રહ્મપદને પામીશ.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ઠિર ! આવાં વૃદ્ધ બ્રાહ્મણનાં વચન સાંભળી સુવ્રતા વિસ્મય પામી નીચે પ્રમાણે પુછે છે.

**સુવ્રતા**–હે ભગવાન્ ! હે સર્વ ધર્મજાણનાર ! તમે મારા જન્માતરને જાણનારા ઘણા તેજસ્વી કોણ છો ? કેમ જે થઇ ગયેલું, થાય છે અને થાશે તેમજ સ્થૂલ, સૂક્ષ્મ, પાસે રહેલા અને અંતરાયવાળા પદાર્થને યોગિયો જાણે છે, માટે વેદવેત્તા નિર્મળ અંતઃકરણવાળા કોણ છો ? એ વાત મારી ઉપર અનુગ્રહ કરી મને કહો ?

**વૃદ્ધ બ્રાહ્મણ**–હે સુંદરી ? હું યમરાજા તારો અનુગ્રહ કરવા સારૂં આવ્યો છું, તારૂં કલ્યાણ થાઓ, તુને જે કાંઇ ઇચ્છા હોય તે માગી લે.

**સુવ્રતા**–હે ભગવાન્ ! જો આપ મને પ્રસન્ન થયા હોય તો મારાં માતા, પિતા, બાંધવો અને કુટુંબજન તમારી પુરીમાં આવ્યા હોય અને હવે પછે જે આવે તે સ્વર્ગ લોકમાં પ્રાપ્ત થઇ પ્રલય પર્યંત સુખ ભોગવો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! આમ તેનાં વચન સાંભળી પરના હિત ચાહનાર યમરાજાએ 'તેમ થાઓ' એ પ્રમાણે કહિ અને તેનાથી વિધિ પ્રમાણે પૂજા પામી અંતરધ્યાન થઇ ચાલ્યા ગયા. તે પછે મ્હોટા ભાગ્યવાળી સુવ્રતા સર્વ કામનાનો ત્યાગ કરી તેજ વનમાં તપ કરવા બેઠી. કર્મના ફળની તૃષ્ણાને ત્યાગ કરી, મહાત્માની સેવામાં તત્પર થઇ, શાકપત્ર અને મૂળનો આહાર કરી પોતાનો નિર્વાહ ચલાવતી, વ્રતોપવાસ અને દેવતાના પૂજનમાં તત્પર રહિ થોડાક કાળમાં જ્ઞાનવાન થઇ, બ્રહ્મવેત્તાઓના ઉપદેશ પ્રમાણે વૃત્તિ રાખી. તેમજ પૂર્વજન્મમાં બ્રહ્મવેત્તા બ્રાહ્મણે કહેલા માર્ગથી, વિવિધ પ્રકારનાં દાનથી અને યથાવિધિ પૂજન કરવાથી વિષ્ણુપદને પામી. હે રાજા ! તમે પણ સાત્વિક બુદ્ધિને આશ્રય કરી ક્રોધ અને લોભથી રહિત થઇ પારકાનું હિત કરનાર, સત્યરૂપ ધર્મને જાણનાર અને જગત નિયંતાની પરમભક્તિ યુક્ત થઇ યથાશક્તિ બ્રાહ્મણોને દાન, માન અને અર્ચનથી સેવા કરો. જેને બ્રાહ્મણો પ્રસન્ન થાય છે તેને વિષ્ણુ પ્રસન્ન થાય છે; માટે બ્રાહ્મણોની સેવા કરવાથી પરબ્રહ્મને પામે છે. હે રાજા ! તમે જુઓ કે આ સુંદરી નામે વેશ્યા પાપનું આચરણ કરનારી, અને પારકાના દ્રવ્યને હરણ કરનારી હતી, તો પણ બ્રાહ્મણની આરાધના કરી કર્મના બંધનથી છુટી થઇ. જે પરનું હિત કરનારા, ધર્મના કામમાં પ્રીતિવાળા અને સર્વ ગુણસંપન્ન છે તેને ક્રમથી મુક્તિ માટે છે એમ બ્રહ્મવેત્તા કહે છે. હે રાજા ! જે પરની રક્ષા કરે છે તે મુકિત પામે છે.

**૧૨૪ ધૃતરાષ્ટ્ર**–વિદુરજી, કોણ કોને શીક્ષા કરી શકે છે ?

**વિદુરજી**–ગુરૂ, સ્વાધિન મનના શિષ્યને શિક્ષા કરે છે, રાજા દુરાચરણી અથવા ગુન્હેગારને શિક્ષા કરે છે, અને યમરાજ ગુપ્ત પાપ કરનાર મનુષ્યને શિક્ષા કરે છે.

**૧૨૫ યુધિષ્ટિર–ભિષ્મપિતામહ** ! અસત્ય વચન છતાં, હાંની થતી નથી એ વચન કયાં માનવાં ?

**ભીષ્મપિતામહ**-૧ જે વચન હાસ્ય મશ્કરીમાં કહ્યું હોય તે; ૨ જે વચન વિના સમયે કહ્યું હોય તે; ૩ જે વચન ગુરૂના હીત અર્થે કહ્યું હોય તે, ૪ જે વચન પોતાની જીવીકાને અર્થે કહ્યું હોય તે; ૫ જે વચન સ્ત્રી આગળ કહ્યું હોય તે; એ પ્રમાણે પાંચ જગે વચન કહ્યાં હોય તે અસત્ય વચન છતાં હાંની થતી નથી.

૧૨૬ **યુધિષ્ઠિર-ભીષ્મપિતામહ**! વૈસ્ય કયારે હથીઆર ધારણ કરી શકે?

**ભીષ્મપિતામહ**-ગાય અને બ્રાહ્મણના રક્ષણ માટે, વર્ણસંકરપણું અટકાવવા માટે, અને પોતાની જાતનું રક્ષણ કરવા માટે, વૈસ્ય પણ હથીઆર ધારણ કરી શકે છે.

૧૨૭ **જનમેજય**-વૈશંપાયન દુર્યોધનનો નાશ શાથી થયો?

**વૈશંપાયન**-તેના ગુણોયે કરી તેની મોટી સમૃદ્ધિ છતાં નાશ થયો છે, કારણ તે મોહોટાઓનો દ્વેશ કરનાર, આચાર હીન, ધનનો લોભી, અભીમાની, નીચ અને સ્વભાવથી નિર્દય હતો, માટેજ તેનો નાશ થયેલો છે.

## અભિમાનથી ભીમનું બંધાવું, નહુષ અને યુધિષ્ઠિરનો સંવાદ.

૧૨૮ **જનમેજય**-વૈશંપાયન! દશ હજાર હાથીના જોરવાળા મહા પરાક્રમી ભીમસેન સર્પને કેમ વશ થયા તે મને કહો?

**વૈશંપાયન**-કોઇ દિવસ અભિમાની ભીમ પોતાની ઇચ્છાથી ધનુષબાણ વિગેરે હથીઆર લઇ એકાએક વનમાં મૃગયા કરવા ગયા. ફરતાં ફરતાં એક પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો, ત્યાં પર્વત સરખો સાક્ષાત્ કાળ જેવા અજગર સર્પને દીઠો, અને પાસે જાય છે તેટલામાં દૈવપ્રેરીત સર્પે ભીમને વીટી લીધા, તે પોતાના બળના અભિમાની હતા તો પણ તેને નિર્બળ કરી મુકયા. તે સમયમાં યુધિષ્ટિરને ઘોરરૂપ મ્હોટા ઉત્પાત ચારે તરફથી થાવા લાગ્યા. તે ઉત્પાતને જોઇ મનમાં શંકિત થઇ ભાઇઓ

સામું જોએ છે તેટલામાં ભીમને ન દીઠા. તેથી દ્રૌપદીની રક્ષા સારૂ અર્જુનને આજ્ઞા આપી ને ધૌમ્યગુરૂ સહિત ભીમના પગના પ્રહારથી ભગ્ન થયેલા વૃક્ષોવાળા રસ્તાને જોતા જાય છે તેવામાં પર્વતની ગુફામાં સર્પથી વીટાયેલા ભીમને દીઠા. તે પછે શોક અને દુઃખથી પીડા પામી પુછે છે. હે ભાઇ ! તમને આ દુઃખ કયાંથી પ્રાપ્ત થયું અને આ સર્પ કોણ છે ? એમ જ્યારે યુધષ્ટિરે પુછયું ત્યારે ભીમે પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું. તે પછે યુધિષ્ટિરે સર્પને તેનું વૃત્તાંત પુછયું.

**૧૨૯ યુધિષ્ટિર**–હે પન્નગ ! તમે દેવ કે દાનવ છો અને મારા ભાઇને કેમ ગ્રહણ કર્યો છે તે મને કહો ?

**પન્નગ**–હે રાજા ! હું તમારો પૂર્વજ ચંદ્રવંશી પાંચમો આયુનો વંશ કર્ત્તા નહુષ નામે દીકરો હતો. તે મેં તપ, યજ્ઞ, વિદ્યા, કુટુંબજન અને પરાક્રમથી ત્રણ લોકનું ઐશ્વર્ય (ઇંદ્રપદ) મેળવ્યું. તે પછે સર્વ રાજાનો મદ મારામાં આવ્યો, જે મદથી એક હજાર મુખ્ય મુખ્ય બ્રાહ્મણોની પાસે મારી પાલખીને વહન કરાવી, તે પ્રસંગમાં મારા મહાન્ દોષથી મહાત્મા અગસ્ત્ય મુનિએ ક્રોધથી રાજ્યભ્રષ્ટ કરી દૈવના બળથી આવી ગતીને પમાડયો. જે દૈવગતીને બુદ્ધિ, ઉત્સાહશકતી, સહાયતા અને બળથી કોઇ ઉલંઘન કરી શકતું નથી. તે દૈવને સુખ દુઃખ ઉત્પન્ન કરવામાં કાંઇ ભાર નથી, જેનાથી હું દેવતાનો રાજા હતો તો પણ ક્ષણ માત્રમાં સર્પપણાને પામ્યો. જો બુદ્ધિ શૌર્યતા અને સંપત્ હોય તો પણ દૈવની આગળ કોઇ પહોચી શકતું નથી. બુદ્ધિવાળા, શૂરવીર પુરુષો દુઃખિત દેખાય છે, બીકણ અને મૂર્ખ જનતો સુખી દેખાય છે; માટે દૈવજ કારણ છે. જે કાંઇ આ લોકમાં પ્રાણી માત્રને વિપત્તિ અથવા ચિંતા થાય છે તે દૈવથીજ થાય છે. એવી રીતે જ્યારે વિમાનમાંથી હેઠો પડગો ત્યારે અગસ્ત્યમુનિએ મનમાં દયા લાવી શ્રાપના અંત રૂપ મને વચન કહ્યું "હે રાજા ! તમે ધર્મરાજાને જે પ્રશ્ન પુછશો અને તેનો જે ઉત્તર આપશે તે પછે થોડા વખતમાં શ્રાપથી મુકત થાશો, અને મારી

કૃપાથી તમને સ્મૃતિનો નાશ થાશે નહીં, સર્પના શરીરમાં પણ બળની ક્ષીણતા થાશે નહીં, અને બળવાન કોઇ જંતુને ગ્રહણથી વશ કરશો ” એવી રીતે મહાત્માઓએ વચન કહ્યાં. તે પછે વિમાનમાંથી હેઠો પડયો અને મારા શરીરને સર્પ રૂપ જોયો. હે રાજા ! હવે જે જે પ્રશ્ન હું પુછું તેનો ઉત્તર જ્યારે આપશો, તે પછે તમારા ભાઇને મુક્ત કરીશ. અન્યથા કરીશ નહીં.

યુધિષ્ટિર–હે તાત ! તમારી ઇચ્છા પ્રમાણે પ્રશ્ન પુછો. હું મારી બુદ્ધિ અનુસાર પ્રશ્નનો ઉત્તર આપીશ.

**૧૩૦ નહુષ**–હે નિષ્પાપ ! સર્વ દેવતાઓ અને રૂષિઓ ધર્મનાં વખાણ કરે છે માટે સંક્ષેપથી મને કહો ?

યુધિષ્ટિર-જે સત્ય, દમ, તપ, પવિત્રતા, સંતોષ, લાજ, ક્ષમા, કોમળતા, દયા અને ધ્યાનને પાળે તે સનાતન ધર્મ કહેવાય છે.

**૧૩૧ નહુષ**–હે રાજા ! સત્ય અને દમ કોને કહે છે, કેવા લક્ષણ-વાળું તપ છે અને શૌચ કોને કહે છે ?

યુધિષ્ઠિર–પ્રાણી ઉપર દયા રાખવી તે સત્ય, મનને રોકવું તે દમ, સ્વધર્મ પાળવો તે તપ, વર્ણસંકરથી રહિત થાવું તે શૌચ.

**૧૩૨ નહુષ**–હે રાજા ! સંતોષ, લાજ, ક્ષમા, અને કોમળતા કોને કહેછે?

યુધિષ્ઠિર–વિષયનો ત્યાગ તે સંતોષ, નરસા કામથી નિવૃત્ત થાવું તે લાજ, સુખ દુઃખાદિ દ્વંદને સહન કરવું તે ક્ષમા અને બધે ઠેકાણે સમાનચિત્ત તેને કોમળતા કહે છે.

**૧૩૩ નહુષ**–હે રાજા ! જ્ઞાન, શમ, દયા, અને ધ્યાન કોને કહે છે ?

યુધિષ્ઠિર–આત્મતત્વને જાણવું તે જ્ઞાન, ચિત્તની પ્રસન્નત્તા તે શમ, સર્વમાં સુખરૂપ દ્રષ્ટિ તે દયા અને મનને વિષયથી રહિત કરવું તે ધ્યાન.

**૧૩૪ નહુષ**–દુર્જન શત્રુ કોણ અને અનંત વ્યાધ કોને કહે છે, સાધુ તે કોણ અને અસાધુ કોને કહેવાય છે ?

યુધિષ્ટિર–દુર્જન શત્રૂ તે ક્રોધ, અનંત વ્યાધિ તે લોભ, સર્વ પ્રાણીનું હિત ચાહનાર તે સાધુ, નિર્દય તે અસાધુ.

૧૩૫ નહુષ–હે રાજા ! મોહ, માન, આળસ્ય, અને શોક કોને કહે છે?

યુધિષ્ટિર–ધર્મમાં મૂઢપણું તે મોહ, પોતામાં અભિમાન તે માન, ધર્મનું વેહેંચવું તે આળસ્ય અને અજ્ઞાન તે શોક.

૧૩૬ નહુષ–સ્થૈર્યતા, ધૈર્યતા, સ્નાન અને દાન તે શું ?

યુધિષ્ઠિર–પોતાના ધર્મમાં મુંઝાવું નહિ તે સ્થૈર્યતા, ઇંદ્રિયનો નિગ્રહ તે ધૈર્યતા, મનના મળનો ત્યાગ તે સ્નાન અને અભય દક્ષિણા દેવી તે દાન કહેવાય છે.

૧૩૭ નહુષ–પંડિત, મૂર્ખ, સંસારનું કારણ અને હૃદયનો તાપ કોને કહે છે ?

યુધિષ્ઠિર–ધર્માત્મા તે પંડિત, નાસ્તિક તે મૂર્ખ, વાસના તે સંસારનું કારણ, પારકું સારૂં દેખી ન શકવું તે હૃદયનો તાપ જાણવો.

૧૩૮ નહુષ–અહંકાર, દંભ, અભ્યસૂયા અને ચાડી કોને કહે છે ?

યુધિષ્ટિર–મોહ જાળ તે અહંકાર, ધર્મનો ઢાંગ કરવો તે દંભ, ગુણમાં દોષ દૃષ્ટિ તે અભ્યસૂયા અને પરનાં દૂષણ જોવાં તે ચાડી સમજવી.

૧૩૯ નહુષ–ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનો પરસ્પર નિત્ય વિરોધ છે તો તેનું ભેળાપણું કેમ થાય ?

યુધિષ્ઠિર–જો પતિ અને પત્નિ પરસ્પર સ્નેહથી વર્ત્તે તો ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો સમાગમ થાય છે.

૧૪૦ નહુષ–અક્ષય નરક કોને કહે છે તે યથાર્થ મને કહો ?

યુધિષ્ઠિર–જે યાચના કરનાર અને વળી દુર્બળ બ્રાહ્મણને બોલાવી પછી કેહશે કે હવે નથી, તે અક્ષય નરકને પામે છે. જે કોઇ મનુષ્ય સાક્ષીના સમયમાં ઉભો થઇ ભયથી અથવા લોભથી ખોટું બોલે તે અક્ષય નરકને પામે છે. જે ભૂખ્યો અને તરશો આવેલો અતિથીને જોઇ યથાશક્તિ

તેનો સત્કાર કરતો નથી તે અક્ષય નરકને પામે છે. જે ક્ષત્રિયાદિક વર્ણ બ્રાહ્મણની સ્ત્રીનું ગમન કરે છે તે અક્ષય નરકને પામે છે. જે પોતાનો આશ્રિત થઇને રહેલ અને આજીવિકાથી રહિત થયેલાનો ત્યાગ કરી અને અન્યનો સત્કાર કરે તે અક્ષય નરકને પામે છે. દેવ નિંદા, વેદ નિંદા, અને સંન્યાસીની નિંદા કરે તે અક્ષય નરકને પામે છે. હે રાજા ! પુરાણ પુરૂષ, લોક નાથ, આદિ અંત રહિત, જગતના કારણ રૂપ, પરમાત્મા વિષ્ણુનું પૂજન કરતા નથી તે અક્ષય નરકને પામે છે. જે દ્વિજ ધનાઢ્ય છતાં પ્રતિગ્રહ લેવામાં પ્રીતિ રાખે છે તે અક્ષય નરકને પામે છે. જે ચાડી કરનાર અને બ્રાહ્મણનાં છિદ્ર જોનાર છે તે નરકને પામે છે. જે સ્ત્રી નીચ પુરૂષ સાથે ચાલે અને પોતાના પતિથી અવળી ચાલે તે અક્ષય નરકને પામે છે. જે સ્ત્રી પોતાના પતિયે શયનમાં બોલાવ્યા છતાં સૌભાગ્યનાં ગર્વથી પતિની પાસે જાતી નથી તે અક્ષય નરકને પામે છે. જે સ્ત્રી પોતાના પતિ અને પુત્રાદિકને છેતરી ખાવાના સ્વાદથી પોતે મિષ્ટાન્ન ખાય છે તે અક્ષય નરકને પામે છે. જે સ્ત્રી આવેલા અતિથિના અપમાનમાં તત્પર થાય છે તે અક્ષય નરકને પામે છે. હે રાજા ! જે કર્મથી અક્ષય નરક મળે છે તે વાત મેં યથાર્થ કહિ બતાવી.

**૧૪૧ નહુષ**–હવે કયા કર્મથી અક્ષય સ્વર્ગને પામે તે તમે મને કહો ?

યુધિષ્ટિર–જે યજ્ઞ, હોમ, જપ, સ્નાન, દેવપૂજન અને દાનમાં તત્પર રહે તે અક્ષય સ્વર્ગને પામે છે. જેના ઘર આગળથી વિદ્વાન બ્રાહ્મણ નિરાશ થઇ પાછો જાતો નથી તે અક્ષય સ્વર્ગને પામે છે. જે પારકા દોષને ત્યાગ કરી ગુણને ગ્રહણ કરે છે તે અક્ષય સ્વર્ગને પામે છે. જે યાચના કરનાર પ્રાણીને તે પદાર્થ અર્પણ કરી તેને પ્રિય વચનથી પ્રસન્ન કરે છે તે અક્ષય સ્વર્ગને પામે છે. જે ચાલતાં, સુતાં જાગતાં અને ઉભતાં પારકા હિતની ઇચ્છા કરે છે તે અક્ષય સ્વર્ગને પામે છે, જે શિવ અને વિષ્ણુની પરમ ભક્તિમાં તત્પર રહી નીતિ

કર્મથી નિવૃત્ત રહે તે અક્ષય સ્વર્ગને પામે છે. જે સ્ત્રી કાયા, વાણી અને મનથી પતિની સેવામાં તત્પર રહે છે તે અક્ષય સ્વર્ગને પામે છે. યૌવન, રૂપ અને દ્રવ્ય છતાં ગર્વ રહિત થઇ જિતેંદ્રિય રહે તે અક્ષય સ્વર્ગને પામે છે. જે શૂદ્ર જાતિ છે તે ત્રણ વર્ણની કાયા, વાણી અને મનથી સેવા કરે છે તે અક્ષય સ્વર્ગને પામે છે. હે રાજા ! જે કર્મથી અક્ષય સ્વર્ગ પમાય છે તે વાત મેં તમને યથાર્થ કહી બતાવી.

**૧૪૨ નહુષ**–શ્રાદ્ધનો અને દાનનો જે કાળ હોય તે મને કહો ?

**યુધિષ્ઠિર**–જે કાળે શ્રુતિ જાણનાર, પાપ રહિત, રાગ-દ્વેષ રહિત, ગમે તે સ્થળનો નિવાસી અને વિષ્ણુભક્ત આવે તે કાળ શ્રાદ્ધ દાનનો હું માનું છઉં.

**૧૪૩ નહુષ**–જાતિ, કુળ, આચરણ, વેદાધ્યયન અને શ્રવણછે એઓના મધ્યમાં કયા લક્ષણથી બ્રાહ્મણપણું જણાય છે તે તમે મને કહો ?

**યુધિષ્ઠિર**-બ્રાહ્મણની જાતિ, કુળ, વેદાધ્યન, અને શ્રવણાદિ જોવાનું નથી કેવળ તેનું આચરણ જોવાનું છે. કેટલાક મુનિઓએ તિર્યકયોનિનો આશ્રય કરેલો છે; તો પણ સ્વધર્મના આચરણથી બ્રહ્મલોકમાં ગયા છે. નટની પેઠે દુષ્ટ અંતઃકરણવાળાને વેદાધ્યનથી કાંઇ ફળ નથી. જેણે આચરણ પાળ્યું તેનેજ અધ્યયન અને શ્રવણ ફળરૂપ થાય છે. જેમ કપાળમાં (મનુષ્યની ખોપરીમાં) અને કુતરાના ચર્મના પોટલીયામાં રહેલું પાણી સ્થાનના દોષથી દુષ્ટ છે તેમ આચરણવિના શ્રવણાદિ વૃથા છે. માટે વર્તણુંકની યત્નથી રક્ષા કરવી. જેમ દ્રવ્ય આવે અને જાય છે તેમ વૃતથી ઉત્તમ અને વૃત્તના નાશથી નાશ પામે છે. દુરાત્માને ઘણો ઉપદેશ દેવાથી તથા કુળથી કાંઇ પ્રયોજન નથી, કેમ જે સુગંધી પુષ્પોમાં પણ જંતુઓ ઉત્પન્ન થાય છે. આ જગતમાં ભણનારા, ભણાવનારા અને શાસ્ત્રનું ચિંતવન કરનારા પણ વ્યસનથી મૂર્ખો દેખાય છે એટલા વાસ્તે જે સદાચરણી છે તેને પંડિત સમજવો, હે રાજા ! ચાર વેદ ભણ્યો

હોય અને દૂરાચરણી થાય તો તેને શૂદ્રથી અતિ પાપી જાણવો. અગ્નિ હોત્ર પરાયણ, ઇંદ્રિય નિગ્રહ કરનાર, સંતોષી, પવિત્ર, તપસ્વી અને વેદાધ્યયનમાં શીળવાળાને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. ગમે તેવા વસ્ત્રથી શરીરને ઢાંકનાર, ગમે તેવા અન્નથી પ્રાણને સંતોષ કરનાર અને ગમે ત્યાં શયન કરનાર તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. જેને નારાયણમાં ભક્તિ અને જેનામાં આ કહેલા સદ્ગુણો છે એવો પુરૂષ આ લોકમાં અતિશે દુર્લ્લભ છે એમાં સંશય નથી. જે સર્વ સુખ-દુઃખાદિકને સહન કરનાર, ધૈર્યતાવાળો, દુષ્ટ સંગથી રહિત, સર્વ પ્રાણી ઉપર મૈત્રી ભાવવાળો તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. જેને સર્પથી ભય તેવોજ ધનથી રહે છે, જેને મરણથી ભય તેમ સન્માનથી ભય રહેછે, જેની માંસમાં દુષ્ટતા તેવીજ સ્ત્રીમાં દેખે છે તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. સત્ય, દમ, તપ, દાન, અહિંસા અને ઇંદ્રિયનિગ્રહ દેખાય છે તેને બ્રાહ્મણ જાણવો. બ્રાહ્મણ હોય અને તેમાં સદાચરણ ન હોય તો તે શૂદ્ર સમજવો અને સારા આચરણવાળો શૂદ્ર હોય તો તે બ્રાહ્મણ સરખો જાણવો. જેનામાં કામ, ક્રોધ, અનૃતપણું, દ્વેષ, લોભ, મોહ અને મદાદિ નથી તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. હે તાત ! એ માટે જાતિ છે તે કારણ નથી, કેવળ સદ્ગુણ છે તે કલ્યાણના હેતુ છે. જુઓ મહા તપસ્વી વિશ્વામિત્ર ક્ષત્રિના કુળમાં અવતરયા વ્યાસજી ભીલની કન્યાથી થયા શૃંગી ઋષિ મૃગીના પુત્ર થયા, તેમજ પૃથ્વી અને દધીચિઋષિ શું આચરણથી શુદ્ધ નહોતા ? હે રાજા ! રાક્ષસો પણ સદાચરણની પ્રશંસા કરે છે. થોડું પણ જે વેદાધ્યયન છે તેને વૃત્ત કહે છે. અગ્નિહોમ અને વેદાધ્યયન તો રાક્ષસોનાં ઘર ઘર પ્રત્યે દેખાય છે પણ તેઓનામા દયા, પવિત્રતા અને સત્યતા દેખાતી નથી.

૧૪૪ નહુષ—હે રાજા ! પ્રિય વચન બોલનાર, વિચારીને કામ કરનાર, ઘણાક મિત્ર કરનાર, તપ અને ધર્મ કરનાર શું ફળ પામે છે?

યુધિષ્ટિર—પ્રિય વચન બોલનાર પ્રિયતાને પામે છે, વિચારીને

કાર્ય કરનાર અધિક ફળ પામે છે, મિત્ર કરનાર સુખ પામે છે અને તપરૂપ ધર્મ આચરણ કરનાર સારી ગતી પામે છે.

**નહુષ**–હે પ્રશ્ન જાણવામાં ઉત્તમ ! આપે મારાં પ્રશ્નનો ઉત્તર બરાબર આપ્યો. હવે તમારા બાંધવને મુકી દઉં છું.

**વૈશંપાયન**–હે રાજા ? તે પછે **નહુષે** છુટા મુકેલા ભીમસેનને માન સહિત હૃદયમાં મળી નહુષ રાજાની પૂજા કરી. તેવામાં નહુષ રાજા પણ અગસ્ત્ય મુનિના શ્રાપથી મુક્ત થઇ, દિવ્યરૂપ ધારણ કરી નીચે પ્રમાણે વચન કહે છે.

**નહુષ** હે રાજા ! આ જગતમાં એવી કહેવત છે કે, 'સાધુ પુરૂષની સાથે સંભાષણ કરવું તે પુણ્યદાયક છે' તમારી સાથે ભાષણ કરી હું સર્પપણાથી મુક્ત થયો તે તમે જુઓ છો. મનુષ્યો ધર્મથી રૂડા પુત્રને પામે છે. ધર્મરાજાએ એવું કયું પૂણ્ય કર્યું હશે કે, જેનાથી તમ સરખા પાત્ર પામ્યા. તમારી પ્રજાને પણ ધન્ય છે કેમ જે જેના ધર્મપરાયણ રાજાઓ ઘણા જોયા છે પણ તમ સરખા કોઇ દીઠા અને સાંભળ્યા નથી.

યુધિષ્ટિર–હે નૃપોતમ ! આજ હું કૃતાર્થ થયો. કેમ જે તમે મને ગુણથી પ્રસન્ન થયા છો. તમ સરખા દેવતાઓ જેને પ્રસન્ન થાય છે તે અલ્પ ભાગ્યનું ફળ નથી ? સાધુનું સાધુપણું એટલુંજ છે કે, મહતના ગુણનું વર્ણન કરવું તેજ છે તો પણ હે રાજા ! એક મારા મનમાં કોતુહળ થાય છે તો તમને સ્નેહથી પુછું છું, કાંઇ નિંદાથી પુછતો નથી. સર્વ શાસ્ત્ર જાણનાર, ત્રણ લોકના રાજાએ સત્કાર કરાએલા તમને નીચ પુરૂષની પેઠે મોહે કેમ પરાભવ કર્યો !

**નહુષ**–હે કોંતેય ! શિલ, સંતોષાદિક આચરણ યુક્ત, તપસ્વી, હિત અને અહિત જાણનાર પુરૂષોથી વિંટાએલા હોય તો પણ તેને સમૃદ્ધિ મોહ પમાડે છે. હે રાજા ! જેના ચિત્તમાં દારૂણ મદરૂપ શત્રુ નિવાસ કરતો નથી તેને દાનાદિ, વ્રતાદિ અને રાજ્યાદિકથી કાંઇ પ્રયોજન

નથી. રાજાઓને તો દારૂણ મદ છે જે મદથી રાજાઓ રાજ્યભ્રષ્ટ અને સ્વર્ગ સર્વભ્રષ્ટ દેખાય છે. જો રાજાઓ રાજ્યાસન ઉપર બેઠા છતાં ધર્માચરણ કરે તો તે સ્વર્ગ પામે, સ્વર્ગથી મોક્ષ પામે છે. જે રાજા છે તે એક દિવસમાં ધર્મ અને અધર્મ એટલો કરે છે કે, ઇતરજન ઘણાક કાળ સુધી કરે તો પણ તેની તુલનાને પોહોચતો નથી. જેમ અગ્નિમાં ઉષ્ણતા, વાયુમાં ચપળતા, ચંદ્રમામાં શીતળતા, તેમ ઐશ્વર્યમાં મદ રહ્યો છે. જેમ મદીરાના પાનમાં મત્ત થયેલો પુરૂષ પાપને દેખતો નથી તેમ ઐશ્વર્યના મદમાં આસક્ત થયેલો મહાત્માને દેખતો નથી. ઐશ્વર્યરૂપ અંધારામાં રહેલો નિર્મળ વસ્તુને જોવા સારૂ જ્યારે હેઠા પડવા રૂપી અંજન આંજે ત્યારે નેત્રવાળો થયો અને તમે મને જાગ્રત કર્યો છે. બન્ને લોકના હિતની ઇચ્છા કરનાર કોણ મદને નાશ ન કરે ? પણ ઘણાખરા પંડિતો, શૂરવીરો અને રાજાઓ તો મદથી પરાધીન થઇ રાહુથી સૂર્યની પેઠે ગળાઇ જાય છે; માટે બંને લોકનો નાશકારક મદ કરવો નહિ. આ તો મેં પ્રત્યક્ષજ દીઠું, એટલા વાસ્તે ત્રણ લોકમાં પૂજવા લાયક બ્રાહ્મણોનું અપમાન કરવું નહીં, અને તેઓની દાન, માન, અને અર્ચનથી પૂજા કરવી. જેણે અગ્નિને સર્વ ભક્ષી કર્યો, વિંધ્યાચળની જેણે વૃદ્ધિ મટાડી, સમુદ્રનું પાન કર્યું અને ચંદ્રને ક્ષયરોગી કર્યો એથી બીજો આ જગતમાં કોણ અતિશે પૂજવા લાયક છે ? જે બ્રાહ્મણના મુખથી દેવ પિત્રિઓ **हव्य कव्य** નામે અન્ન જમે છે તેથી અધિક બીજું કોણ દૈવત છે ? જેને સર્વ દેવતાઓ અને ચાર વર્ણો પણ સર્વદા પૂજન કરે એથી બીજા કોણ પૂજન કરવા લાયક છે ? જેને પરમેશ્વરના અવ્યય પદની ઇચ્છા હોય તેણે સર્વ ઉપાયથી બ્રાહ્મણનું પોષણ કરવું. તેમ વળી દેવના દેવ વિષ્ણુયે મારી પાસે કહેલ કે "મને અને રૂકમણીને રથની સાથે જોડીને ચલાવ્યા" એવા બ્રાહ્મણના અપરાધથી કોણ જીવી શકે ? વળી **બળભદ્રે** કૃષ્ણની પાસે એમ કહેલ છે કે "બ્રાહ્મણ કોઇ શ્રાપ દીયે અથવા કઠોર વચન બોલે તો પણ બ્રાહ્મણને નમસ્કાર કરવા.

જે નમસ્કાર કરતા નથી તે પાપ કરનાર બ્રાહ્મણના વચનરૂપી અગ્નિથી દગ્ધ થઇ યમદંડને ભોગવે છે, એમાં કાંઈ વિસ્મય કરવો નહિ. જે મને પરમ ભક્તિથી આરાધના કરવાની ઇચ્છા કરે છે તેણે બ્રાહ્મણની પૂજા કરવી. બ્રાહ્મણના પૂજનથી હું પ્રસન્ન થાઉં છુ."

**વૈશંપાયન**–હે જન્મેજય ! આવાં વચન કહિ **નહુષ** સ્વર્ગમાં ગયા. યુધિષ્ટિર પણ ભીમને તેડી પોતાના આશ્રમમાં આવી મુનિઓની સમીપે પોતાના બાંધવો અરજુન, નકુલ અને સહદેવ સાંભળતાં ભીમસેનની વાત કહી બતાવી. હે જન્મેજય ! મહાબલીષ્ટ **ભીમને** મહાવનમાં જેવી રીતે અજગરે પકડેલ તેને ધર્મરાજાએ મુકાવ્યા તે વાત મેં તમને કહી બતાવી.

**૧૪૫ યુધિષ્ઠિર**–બ્રાહ્મણો, ત્યાગી પુરૂષ કોને માનવો ?

**બ્રાહ્મણો**–જે મનુષ્યોને પદાર્થો કદી ન મળતા હોય તે જગતમાં હું ત્યાગી છઉં એમ કહે પણ તેને ત્યાગી માનવો નહીં, પણ જે પુરૂષ પ્રાપ્ત થએલા વિષયાદિકમાં પ્રીતિ ન કરતાં ઔદાસિન્ય ધારણ કરે તેજ ખરો ત્યાગી સમજવો.

**૧૪૬ યુધિષ્ટિર**–ગુરૂ મહારાજ ! ગાયત્રીજપનું ફળ તથા માહાત્મ્ય મને કહો ?

**શુક્રાચાર્યજી**–કર્મ યજ્ઞો (જેવા કે દર્શ, પૌર્ણમાસાદિ) ના કરતાં જપ યજ્ઞનું એટલે ગાયત્રીના જપનું ફળ દશ ગણું વધારે છે, ઉપાંશુ જપનું એટલે પાસે બેઠેલો પણ ન સાંભળે એવા જપનું ફળ સો ગણું વધારે છે તથા માનસિક જપનું એટલે હોઠ પણ હાલે નહીં તેમ મનમાં કરેલા જપનું ફળ હજાર ગણું અધિક છે, એમ શાસ્ત્રમાં કહેલું છે.

કર્મ યજ્ઞની સાથે એટલે દર્શ પૌર્ણમાસ વગેરે યજ્ઞોની સાથે ચાર પાક યજ્ઞો જેવા કે વૈશ્વદેવ, હોમબલિ કર્મ, નિત્ય શ્રાદ્ધ, અને અતિથિ ભોજન, એ સર્વે યજ્ઞોનું ફળ જપ યજ્ઞના સોળમા હિસ્સા જેટલું પણ નથી. ગાયત્રીના જપે કરીનેજ બ્રાહ્મણ મોક્ષ પામવાને યોગ્ય થાય છે;

એમાં કંઇ સંદેહ નથી. પછી તે બીજું વૈદિક કર્મ (એટલે યજ્ઞ યા-ગાદિ) કરો કિંવા ન કરો પરંતુ બ્રાહ્મણ સર્વ પ્રાણીઓનો મિત્ર ગણાય છે કારણ કે હિંસા પ્રધાન યજ્ઞો ન કરતાં જપથી પણ તે મુક્તિ પામે છે.

૧૪૭ યુધિષ્ઠિર–ગુરૂ મહારાજ ? પાંચ મહા યજ્ઞો કયા અને તે કરવાનું શું ફળ તે કહો ?

**શુક્રાચાર્યજી**–ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાનાં સ્થાન છે; જેવાં કે ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ, તથા સાંબેલું અને પાણીનું ઠામ, આટલાંનો ઘરના કામમાં ઉપયોગ કરવાથી ગૃહસ્થ પાપવડે બંધાય છે. એ પાંચેય હિંસાના પાપોમાંથી છૂટવા વાસ્તે ગૃહસ્થે હર હમેશ પાંચ મહા યજ્ઞો ક્રમવાર કરવા, એમ મહર્ષિઓએ કહેલું છે. તે આ પ્રમાણે છે:–૧ અધ્યાપન એટલે વેદ ભણવો તથા ભણાવવો તેનું નામ બ્રહ્મ યજ્ઞ ૨ અન્નથી અથવા પાણીથી પિતૃઓનું તર્પણ કરવું તેનું નામ પિતૃ યજ્ઞ. ૩ અગ્નિમાં હોમ કરવો, તેનું નામ દેવ યજ્ઞ. ૪ જીવતાં પ્રાણીને ભોજન આપવું, તે ભૂત યજ્ઞ. ૫ અને અતિથિઓની સેવા કરવી. તે મનુષ્ય યજ્ઞ કહેવાય.

૧૪૮ યુધિષ્ઠિર–પિતામહ ! ઉપનયન (જનોઇનો) કાળ અને અવધિ કયાં સુધી તે કહો ?

**ભીષ્મપિતામહ**–ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, ગર્ભથી અગ્યારમે વર્ષે ક્ષત્રિને અને ગર્ભથી બારમે વર્ષે વૈસ્યને જનોઇ દેવી. સોળ વર્ષ પછી બ્રાહ્મણને, બાવીસ વર્ષ પછી ક્ષત્રિયને અને ચોવીસ વર્ષ પછી વૈસ્યને જનોઇ લેવાનો કાળ વીતી જાય છે, સમય વીતિ ગયા પછી ધર્મ ભ્રષ્ટ થાય છે એટલે નિંદાપાત્ર થાય છે. મનુસ્મૃતિ.

૧૪૯ યુધિષ્ઠિર–પિતામહ ! વિવાહ કરવાનું પ્રયોજન શું તે કહો ?

**ભીષ્મપિતામહ**–આ જગતમાં ઇશ્વરે ગર્ભ ધારણ કરવા સ્ત્રી-ઓને ઉત્પન્ન કરેલી છે, અને ગર્ભાધાન કરવા વાસ્તે પુરૂષોને સરજેલા

છે; માટે પુરૂષે સ્ત્રીની સાથે રહીને સઘળા સાધારણ ધર્મ પાળવાનું વેદમાં કહેલું છે. મનસ્મૃતી.

૧૫૦ યુધિષ્ઠિર–પિતામહ ! આઠ પ્રકારના વિવાહ કયા કેહવાય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ, એમ આઠ પ્રકારના વિવાહો કહેલાછે; તેમાં આઠમો પૈશાચ વિવાહ અતિ અધમ છે. જે આઠ નીચે પ્રમાણે છેઃ—

**બ્રાહ્મવિવાહ**–એટલે વિદ્યા ભણેલા ઉત્તમ સદાચારવાળા તથા માગણી નહીં કરનારાં એવા નરને તેડાવી, વર કન્યાને લુગડાં, ઘરેણાંઓ પહેરાવી, વરનું સન્માન કરીને તેને જે કન્યાદાન દેવામાં આવે છે, તેને બ્રાહ્મવિવાહ કહે છે.

**દૈવ વિવાહ**–એટલે જ્યોતિષ્ટોમ આદિક વિસ્તારવાળો યજ્ઞ થતો હોય, તે વખતે તેમાં કર્મ કરાવનારા ઋત્વિજને એટલે યજ્ઞ કરાવનારા બ્રાહ્મણને, કન્યાને શણગારીને આપવી, તેને દૈવ વિવાહ કહે છે.

**આર્ષ વિવાહ**–એટલે ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વરની પાસેથી એક અથવા તો બે ગાયો અને બળદો લઇને તેને કન્યાદાન કરવું તેને આર્ષ વિવાહ કહે છે.

**પ્રાજાપત્ય વિવાહ**–એટલે કન્યાદાન આપતી વખતે "તમે બન્ને જણાં સાથે રહીને તમારો ધર્મ પાળો" એવું વચન કહી, વર કન્યાની પૂજા કરીને વરને કન્યા આપવી, તેને પ્રાજાપત્ય વિવાહ કહેછે.

**આસુર વિવાહ**–એટલે કન્યાના સંબંધિઓને ધન આપીને તથા કન્યાને, પોતાની શક્તિ પ્રમાણે પલ્લું આપીને સ્વચ્છંદ રીતે (શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધ) જે વિવાહ કરવામાં આવે છે, તેને આસુર વિવાહ કહેછે.

**ગાંધર્વ વિવાહ**–એટલે વર કન્યાની ઈચ્છાથી પરસ્પરમાં જે સંબંધ થાય છે, તેને 'ગાંધર્વ વિવાહ' કહેછે. એ વિવાહને બન્નેની કામ વૃત્તિપરથી થયેલો જાણવો.

**રાક્ષસ વિવાહ**–એટલે કન્યાનાં સંબંધિઓને મારી નાખીને, કન્યા રોતી રસળતી હોય અથવા તો બુમ પાડતી હોય, તોપણ તેને બળાત્કારે હરણ કરી લાવીને તેની સાથે લગ્ન કરવાં, તેને રાક્ષસ વિવાહ કહે છે.

**પૈશાચ વિવાહ**–એટલે સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં અથવા તો બેભાન થઇ ગએલી કન્યાની સાથે એકાંતમાં ભોગ કરવો, તેને પૈશાચ વિવાહ કહે છે. બધા વિવાહોમાં આ વિવાહ મહા પાપી અને અધમ ગણાય છે.

નિર્દોષ વિવાહોથી મનુષ્યોને નિર્દોષ પ્રજા ઉત્પન્ન થાય છે, અને નિંદિત વીવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે, માટે કોઇએ પણ નિંદિત વિવાહ કરવા નહીં. મનુ અ. ૩–૪૨

૧૫૧ **યુધિષ્ઠિર**–અમુક કાર્ય કરવા ધાર્યું તો તે ઘણાઓમાં કોને કરવા કહેવું ?

**ભીષ્મપિતામહ**–જો તે કાર્ય એકજ મનુષ્યથી બની શકે તેવું હોય તો તે એકનેજ કહેવું, કેમકે એમ ન કરતાં તે જો ગુપ્ત કાર્ય ઘણા જણને કહેવામાં આવે તો એક બીજાના કામને એક બીજા ત્રોડી પાડે છે અને તે કામ અંતે માર્યું જાય છે; માટે જે કામ જેનાથી લેવાતું હોય તેની પાસેજ કરાવી લેવું.

૧૫૨ **ધૃતરાષ્ટ્ર**–વિદુરજી, કયો મનુષ્ય કમાઇ શકે છે ?

**વિદુરજી**–શૂરવીર, બુદ્ધિમાન્ અને સેવા કરી જાણનાર, આ ત્રણ પુરૂષો સુવર્ણનાં પુષ્પોથી ભરેલી પૃથ્વીમાંથી સોનુ એકઠું કરે છે, જે કામ, બુદ્ધિથી બની શકે તેવું હોય તે ઉત્તમ ગણાય છે; જે કામ બાહુના બળથી કરી શકાય તેવું હોય તે મધ્યમ ગણાય છે; અને જે કામ કપટાદિથી બની શકે તેવું હોય તે હલકું ગણાય છે; અને જે કામ ઘણા સંકટથી કરી શકાય તેવું હોય તે કામ બહુજ હલકું ગણાય છે?

૧૫૩ યુધિષ્ઠિર-પિતામહ, ક્યાં આઠ જ્યાં ન હોય ત્યાં સારા મનુષ્યોએ રેહેવું (વસવું) નહીં તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-વિદ્યા એટલે ઇશ્વરી જ્ઞાન, પ્રભૂ એટલે રાજા, નીતિ એટલે કપટ વગરનો ચોખો વહેવાર, લાભ એટલે દ્રવ્ય તથા કીર્તિ આદિ, વિપ્ર એટલે સ્નાન સંધ્યાદિક કર્મનીષ્ટ બ્રાહ્મણ, માન એટલે સામો આદર કરી રૂપ ઓળખે તે, વૈદ્ય એટલે આયુરવેદનો જાણનારો, આયુર્વેદ એટલે આયુષ્યનું સારૂં અથવા નરતું રોગનું નીદાન જાણનારો તેને આયુર્વેદ કહીએ. જ્ઞાતી એટલે પરંપરા આપણા વંશજને જાણે અથવા આપણે તેના વંશજને જાણીએ તે, એ આઠ ન હોય તે નગ્રમાં સારા મનુષ્યોએ રેહેવું નહી.

૧૫૪ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ! કયાં પાંચ વ્યર્થ ગણાય તે કહો ?

વિદુરજી-નિર્ગુણની સુંદરતાજ વ્યર્થ છે, શીળ વગરનું કુળ નિંદનીય છે, સિદ્ધિ વગરની વિદ્યા નકામી છે, ભોગ વગરનું દ્રવ્ય નકામું છે અને અગ્નિહોત્ર વગર વેદનું ભણવું વ્યર્થ છે.

૧૫૫ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ! કયાં ચાર પવિત્ર ગણાય તે કહો ?

વિદુરજી-પૃથ્વી ઉપર પ્રવાહમાં ચાલતું જળ પવિત્ર છે, પતિવૃતા સ્ત્રી પવિત્ર છે, કલ્યાણ કરવાવાળો રાજા પવિત્ર છે અને બ્રાહ્મણ સંતોષી હોય તે પવિત્ર શુદ્ધ છે.

૧૫૫ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ! કયાં પાંચ શ્રેષ્ટ ગણાય તે કહો ?

વિદુરજી-સર્વ ઔષધોમાં ગળ શ્રેષ્ટ છે, સર્વ સુખોમાં ભોજન શ્રેષ્ટ છે, સર્વ ઇંદ્રિયોમાં આંખ ઉત્તમ છે, સર્વ અંગોમાં મસ્તક શ્રેષ્ટ છે, અને સર્વ પદાર્થોમાં ધન શ્રેષ્ટ છે કારણ કે જેની પાસે ધન છે તેના મિત્ર થાય છે, જેની પાસે ધન છે તેના બંધુ થાય છે, જે પાસે ધન છે, તેનીજ પુરૂષોમાં ગણના છે, જે પાસે ધન છે તેજ જીવતો છે, અને જે પાસે દ્રવ્ય છે તેજ પંડિત ગણાય છે. ચાણાક્યનીતિ.

૧૫૬ યુધિષ્ઠિર–પિતામહ! આજીવિકા ચલાવવા માટે આપનો શો અભિપ્રાય છે તે મને કહો?

**ભીષ્મપિતામહ**–ધર્મના આચરણથી જે ધનનો લાભ થાય છે, તે ધનનો લાભ ખરો ગણાય છે, પરંતુ અધર્મથી જે ધન મેળવવામાં આવે છે, તેને ધિક્કાર છે. જગતમાં ધર્મજ ખરૂં ધન છે, માટે ધનની ઇચ્છાથી ધર્મનો નાશ કરવો નહીં, કારણ કે વિદ્યા, હુન્નર, પગાર, સેવા, ચાકરી, ગાય વગેરે પશુપાલન, વ્યાપાર, ખેતીવાડી, સંતોષ, ભિક્ષા અને વ્યાજ વટંતરનો ધંધો. એ દશ ઉપાયોથી પ્રાણુનો નિર્વાહ થાય છે. જેમ તલમાંથી તેલ, ગાયમાંથી દૂધ અને કાષ્ટમાંથી અગ્નિ કાઢવાના ઉપાયો શોધી કાઢયા છે તેમ બુદ્ધિમાન પુરૂષે આજીવિકાની સિદ્ધિને માટે પણ ઉપાયો શોધી કાઢવા જોઇએ. પુરૂષ કૂમાર્ગે ગએલી કોડીને પણ હજાર મહોરના સમાન ગણીને પાછી કાઢી લે છે અને યોગ્ય વખતે કરોડો સોનામહોર વાવરવામાં પણ હાથ છૂટો મુકે છે, તે રાજસિંહનો, લક્ષ્મી (ધન) ત્યાગ કરતી નથી. ધનની વૃદ્ધિ કરવામાં તથા રક્ષણ કરવામાં કાળજી રાખવી. કારણ કે, આવક વિના ખરચ થવા માંડે છે, તો મોટા પરવતો પણ ખુટી જાય છે. આવકને જોયા વિના પોતાની મરજી પ્રમાણે ખરચ કરનારો કુબેર જેવો ધનવાન્ હોય તો તે પણ દરિદ્ર થાય છે. મનુષ્યો કંઇ પણ ધંધો કરતાં નથી, તેઓની કોઇ પણ વૃત્તિ ચાલતી નથી; માટે ધંધાને કદી પણ મૂકી દેવો નહીં પરંતુ કર્યાજ કરવો. સંપત્તિને ઇચ્છનારા પુરૂષે, નિદ્રા, સુસ્તાઇ, ભય, ક્રોધ, આળસ અને કામ કરવામાં ઢીલ આ છ દોષનો ત્યાગ કરવો જોઇએ. વનપર્વમાંથી.

૧૫૭ ધૃતરાષ્ટ્ર–વિદુરજી! કોણ કોનાથી નષ્ટ થઇ જાય છે તે કહો!

**વિદુરજી**–આલસ્યથી વિદ્યા નષ્ટ થઇ જાય છે, અન્યના હાથમાં જવાથી ધન નિરર્થક થઈ જાય છે, બીજ વગરનું ખેતર ખરાબ થઇ જાય છે, અને સેનાપતિ વગર સેના મારી જાય છે.

૧૫૮ ધૃતરાષ્ટ્ર-વિદુરજી ! ક્યા મનુષ્યને સઘળું તૃણવત્ત છે તે કહો ?

**વિદુરજી**-બ્રહ્મજ્ઞાનીને સ્વર્ગ તૃણવત્ત છે, શૂરવીરને જીવન તૃણવત્ત છે, ઇંદ્રિયોને વસ્ય કરેલ છે તેને સ્ત્રી તૃણના સમાન જણાય છે અને નિસ્પૃહને તો આખું જગત્ પણ તૃણ સમાન છે.

૧૫૯ ધૃત્તરાષ્ટ્ર-વિદુરજી ! ક્યાં છ, વગર અગ્નિએ શરીરને બાળનારાં છે તે કહો ?

**વિદુરજી**-કુગ્રામમાં નિવાસ, કુલહીનની સેવા, કુભોજન, કજીઆળી-કુલટા સ્ત્રી, મુર્ખ પુત્ર અને વિધવા દીકરી એ અગ્નિ વગર શરીરને બાળનારાં છે. જેમ એકજ સૂકાં ઝાડથી આખું વન બળી જાય છે, તેમ કુપૂત્રથી આખું કુળ બળી જાય છે.

૧૬૦ યુધિષ્ટિર-પિતામહ ! જગત્ કેવું છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-જગત્માં કોના કુળમાં દોષ નથી ? વ્યાધિએ કોને પીડા કરી નથી ? કોને દુઃખ પ્રાપ્ત થયું નથી ? અને કોને સદા સુખજ રહ્યું છે ?

૧૬૧ યુધિષ્ટિર-પિતામહ ! મહાત્માઓ કોને કહેવા તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-પ્રલયના સમયમાં સમુદ્ર પોતાની મર્યાદાનો ત્યાગ કરી દે છે, અને સાગર ભેદની ઇચ્છા પણ રાખે છે; પરંતુ મહાત્મા લોકો પ્રલય થયા છતાં પણ પોતાની મર્યાદાનો ત્યાગ કરતા નથી, એજ મહાત્માઓ કહેવાય છે.

૧૬૨ યુધિષ્ટિર-પિતામહ ! કોણ કોનો ગુરૂ કહેવાય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-સ્ત્રિયોનો ગુરૂ પતિજ છે, અભ્યાગત સર્વનો ગુરૂ છે, બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્યના ગુરૂ અગ્નિ છે, અને ચારે વર્ણના ગુરૂ બ્રાહ્મણ છે.

૧૬૩ યુધિષ્ટિર-પિતામહ ! કોણ કોનાથી વૃદ્ધિ પામે છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-શાકથી રોગ વૃદ્ધિ પામે છે, દૂધથી શરીર વૃદ્ધિ

પામે છે, અને ઘીથી વીર્ય વૃદ્ધિ પામે છે, અને માંસથી માંસ વૃદ્ધિ પામે છે.

**૧૬૫ યુધિષ્ઠિર** પિતામહ! સંસારમાં રહેનારે કેવા નવ સન્મિત્રો કરવા તે કહો?

**ભીષ્મપિતામહ**-રાજા અથવા રાજ્ય સત્તાવાળો. વૈદ્ય, ધર્મ-પાળનારો, એટલે ધર્મ અધર્મને જાણનારો, જોશી, કવિ એટલે સારી નરતી રચના કરનાર અથવા સાંભળીને કેનાર, પૈશાપાત્ર, અને જેની બુદ્ધિનો અંત નથી તેવો, બુદ્ધિમાન, દાતા એટલે પાત્ર ઓળખીને આપનાર તથા અપાવનાર, આવા નવ સન્મિત્રો કરવા એમ મારો મત છે.

**૧૬૬ યુધિષ્ઠિર**-પિતામહ! મિત્રનો પરસ્પરે કેવો ધર્મ છે તે મને કહો?

**ભીષ્મપિતામહ**-લોકોને સ્વાભાવિક મિત્ર ઉપર જેટલો વિશ્વાસ હોય છે તેટલો વિશ્વાસ મા ઉપર હોતો નથી, સ્ત્રી ઉપર હોતો નથી, ભાઇઓપર હોતો નથી, તથા પોતાના આત્મા ઉપર પણ હોતો નથી. પાપ કર્મથી વારે, હિતમાં જોડે, છાની વાત ઢાંકી રાખે, ગુણોને પ્રગટ કરે, આપત્સમયે છોડે નહિ, વખતસર મદદ કરે, એ સત્પુરૂષોએ સન્મિત્રનાં લક્ષણ કહ્યાં છે, વળી અપવિત્રતા, ઉદારતા, શૌર્ય, સુખ દુઃખમાં સમાનપણે વર્તવું, નિપુણતા, પ્રેમ અને સત્યતા એ મિત્રના ગુણો છે. મનુષ્યને જે અપ્રિય પણ હિતકારક વચન કહે છે, તેજ મિત્ર કહ્યા છે, બીજા મિત્ર તો નામ ધારક જાણવા, કારણ કે દૂધે પોતામાં મળેલા જળને પ્રથમ પોતાના સર્વ ગુણ આપ્યા, તેથી તે જળે દૂધમાં ઉષ્ણતા જોઇ પોતાના આત્માને અગ્નિમાં હોમ્યો, અથાત્ પોતે બળવા માંડ્યું; ત્યારે તે દૂધે મિત્રની આપત જોઇ અગ્નિને ઠારવા માટે તે પ્રત્યે જવાનું મન કર્યું, અર્થાત્ ઉભરાવા માંડ્યું. પણ ફરી જળ રૂપ મિત્ર સહાય થવાથી અર્થાત્ તેમાં પાણી નાખવાથી શાંત થયું; એવી સત્પુરૂષોની મિત્રાઇ હોય છે. જે જેનો પરાભવ ઇચ્છતો ન હોય; તેણે તેને

પ્રિય, અપ્રિય, સારૂં વા નરતું લાગે, તોપણ પૂછયા વગર હિત વાક્ય કહેવું. કેમકે જે હિત ઇચ્છનાર મિત્રોનું કહેવું સાંભળતો નથી, તેને વિપત્ પાસે આવે છે, ને તેના શત્રુ રાજી થાય છે.

આપત્ કાળમાં જેમ પોતે મિત્ર પાસેથી સુખ દુઃખની વાત કરી સંતોષ તથા સહાયતા મેળવવી, તેમ તેમને પણ જરૂર સમયે પોતાથી બને તે રીતની સહાયતા કરવી; એ સન્મિત્રનો પરસ્પર ધર્મ છે. સંસારમાં સ્નેહિ તો ઘણા થાય છે, પણ ખરો સ્નેહી તો જેની સાથે મન મળે છે, તેનીજ સાથે થાય છે, બીજા સાથે થતો નથી. સૃષ્ટિ નિયમ પ્રમાણે કોઇ વસ્તુ દ્વંદ્વ વગરની હોતી નથી. જેમ રાગ દ્વેષ, લાભ હાનિ તથા શુભાશુભ રૂપ દ્વંદ્વ છે તેમ પદાર્થ માત્રમાં સારા નરસા રૂપ દ્વંદ્વ હોય છે. જેથી મનુષ્ય પણ સારાં નરસાં થાય છે, માટે કામ પડે જે મિત્ર અહિત કરનાર જણાય તથા જે દુર્જન જણાતા હોય તેનો દુરથીજ ત્યાગ કરવો. ચાણાકયનીતિ.

૧૬૭ ધૃતરાષ્ટ્ર–વિદુરજી ! કયાં કોણ મિત્ર ગણાય તે કહો ?

વિદુરજી–વિદેશમાં વિદ્યા મિત્ર ગણાય છે, ઘરમાં ભાર્યા મિત્ર ગણાય છે, રોગીને ઔષધ મિત્ર ગણાય છે અને મરણને ધર્મ મિત્ર ગણાય છે.

૧૬૮ ધૃતરાષ્ટ્ર–વિદુરજી ! કહી મતિ સુખાકારી યણાય તે કહો ?

વિદુરજી–દેવતાઓ ગોવાળની માફક હાથમાં લાકડી લઇને પુરૂષોનું રક્ષણ કરતા નથી, પણ તેઓ તો જેની રક્ષા કરવાની ઇચ્છા કરે છે તે માણસોની બુદ્ધિમાંજ વધારો કરે છે. મનુષ્ય જેમ જેમ શુભ કર્મ કરવામાં મન કરે છે તેમ તેમ તેનાં સર્વ કામ સિદ્ધ થાય છે તેમાં સંદેહ નથી.

૧૬૯ ધૃતરાષ્ટ્ર–વિદુરજી ! તજવા લાયક વસ્તુઓ કહિ કહેવાય તે કહો ?

વિદુરજી–મદિરાપાન, કલહ, ઘણા સાથે વૈર કરવું, સ્ત્રી પુરૂષનો વિયોગ કરાવવો, જ્ઞાતિમાં કલહ કરવો, રાજાના શત્રુનો સંગ કરવો અને

સ્ત્રી-પુરૂષ વચ્ચે કલહ કરાવવો, આટલી વસ્તુ ત્યાગ કરવી કહેલ છે અને જે માર્ગમાં ભય હોય તે માર્ગ પણ ત્યાગ કરવા કહ્યો છે.

**૧૭૦ ધૃતરાષ્ટ્ર**–વિદુરજી ! કેવા પુરૂષને ઘરમાં આવવા દેવો નહીં તે કહો ?

**વિદુરજી**–ખરાબ કર્મ કરનાર, ઘણું ભોજન કરનાર, ઘણા લોકોનો શત્રુ, ઘણો કપટી, અતિ ક્રુર, દેશ તથા સમયથી અજાણ્યો, મૂર્ખ, નઠારો પોશાક પેહેરનાર આટલા લોકોને ઘરમાં રહેવા દેવો નહિ. ઘરમાંથી રજા આપવી. વનપર્વ.

**૧૭૧ યુધિષ્ઠિર**–પિતામહ ! અપંગ જનોના પોષણ વિષે ગૃહસ્થોનો શું ધર્મ છે તે કહો ?

**ભીષ્મપિતામહ**–જે પોતાનો નિર્વાહ ચલાવવા અશકત હોય એવા અપંગ મનુષ્યોનું શક્તિમાન્ ગૃહસ્થે પોતાથી બની શકે તે રીતે પાલન કરવું અવશ્યનું છે. કેમકે આંધળાં, લુલાં, લંગડાં અને મહા રોગવાળાં અપંગ મનુષ્યોના જીવિતનો સર્વ આધાર શક્તિમાન મનુષ્યો ઉપર રહેલો છે, માટે જે ગૃહસ્થો સુખી છે, તેમણે પોતાની શક્તિ પ્રમાણે દુ:ખીયોનાં દુ:ખ ટાળવામાં સદા તત્પર રહી બનતો આશ્રય આપવો એ ગૃહસ્થોનો મુખ્ય ધર્મ છે. માટે રોગથી પીડિતને ઔષધ, થાકયાને આશન, તર્ષ્યાને પાણી અને ભુખ્યાને ભોજન ગૃહસ્થે અવશ્ય દેવું જોઇએ. અનુશાસન પર્વ.

**૧૭૨ દ્રૌપદિજી**–મહારાજ પક્ષીનો અવતાર કયારે આવે છે ?

**યુધિષ્ઠિર**–કોઇ મનુષ્યે ધર્મના કામમાં કે ધર્મમાં શંકા ન કરવી; એવી શંકા કરનારને પક્ષીનો અવતાર આવે છે.

**૧૭૩ દ્રૌપદિજી**–મહારાજા ધર્મમાં શંકા રાખનારને ન રાખનાર જેટલું ફળ મળે ?

**યુધિષ્ઠિર**–ના ન મળે; કારણ ધર્મમાં શંકા રાખનાર મનુષ્યો ધર્મમા આસ્થા રાખનારને ગાંડા ગણે છે, પણ જયારે ધર્મિષ્ટ મનુષ્યોને તેનું

કાંઈ ફળ મળે છે તે મળવા પોતે આશા રાખે છે પણ તે મળી શકતું નથી.

વનપર્વ.

**૧૭૪ યુધિષ્ટિર**–બ્રાહ્મણો કોણ કોનું બળ કહેવાય તે કહો?

**બ્રાહ્મણો**–બ્રાહ્મણોનું બળ વિદ્યા, રાજાનું બળ સેના, વ્યાપારિઓનું બળ ધન અને શુદ્રોનું બળ સેવા કહેવાય છે.

**૧૭૫ યુધિષ્ટિર**–પિતામહ ! જે કોઇ ધર્મ સંબંધી શાસ્ત્રમાંથી ખુલાસો ન મળે તો શું કરવું તે કહો?

**ભિષ્મપિતામહ**–જે ધર્મો ધર્મશાસ્ત્રોમાં ન કહ્યા હોય, તેવા ધર્મોના સંબંધમાં સંશય ઉભો થાય ત્યારે શિષ્ઠ બ્રાહ્મણો જેને ધર્મ કહે તે શંકા વગર ધર્મ ગણાય છે.

**૧૭૬ દ્રૌપદિજી**–રાજાજી ઉદ્યોગ કરવા માટે આપનો શો મત છે?

**યુધિષ્ટિર**–દ્રવ્ય (પૈસાની) રક્ષા કરવા સારૂ તથા વૃદ્ધિ કરવા સારૂ ઉદ્યોગ અવશ્ય કરવો; ઉદ્યોગ કર્યા શીવાય પૈસો મનુષ્ય ખાધા કરે તો મોટા પર્વત જેટલો પૈસાનો ઢગલો પણ નાશ પામે છે, મતલબ ઉદ્યોગ (ધંધા) વિના સર્વ નાશ પામે છે, જો ધંધો કરવો વૃથા હોય તો જગતમાં કોઇ પણ મનુષ્યો પૈશાપાત્ર (દ્રવ્યવાન) થવા સંભવેજ નહીં. ઉદ્યોગ કરવાથી આપણે જોઇતી દરેક ચિજો મેળવી શકીયે છીએ. દૈવ ઉપર આધાર રાખી જે પુરૂષ ઉદ્યોગ કરતા નથી તે મૂર્ખ કહેવાય છે. જે મનુષ્ય અદ્રશ્ય ઉપર શ્રદ્ધા રાખી ધંધો કર્યા વિના સુખે સૂઇ રહે છે તે મનુષ્ય કાચી માટીના ઘડાની પેઠે તરત નાશ પામે છે. મતલબ અદ્રશ્યનો આધાર રાખી દેવતાઓને સેવતાં દ્રવ્ય મળે તે દૈવે ધન પ્રાપ્ત કર્યું એમ માને છે. ઉદ્યોગથી ધન મળશે એમ માની જે ઉદ્યોગ કરે છે ને તેથી જે પૈસા મળે છે તે તેના પ્રાક્રમથી ધન મળ્યું એમ કહે છે. એની મેળે દ્રવ્ય આવી મળે છે તેને પૂર્વના કર્મે મળ્યું એમ માને છે. શૂરવીર, બુદ્ધિમાન્ અને નોકરી કરી જાણનારાઓ ત્રણ મનુષ્યો સુવર્ણના પુષ્પોથી ભરેલી પૃથ્વીમાંથી સોનું એકઠું કરે છે, એ સર્વ માન્યતા પણ

સાચી છે એમ મારો મત છે. વળી કહ્યું છે કે ઉદ્યોગ કરવાથી દરિદ્રતા થતી નથી, જપ કરવાથી પાપ થતું નથી, મૌન રહેવાથી કલહ થતો નથી અને જાગવાવાળા પાસે ભય આવતો નથી.

મનુષ્યો વૃદ્ધાવસ્થા સુધી ભાગ્ય તથા પુરૂષાર્થ, એમ બન્ને કાર્યમાં બંધાયલા છે. એ બે કર્મ સિવાય બીજું કોઇ પણ કર્મ નથી. એકલા દૈવથી અથવા તો એકલા પુરૂષ પ્રયત્નથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી, પણ એ બન્નેનો એકત્ર સંબંધ થવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે.

દુઃખને અંતે સુખ મળે છે, આલસ્યથી દુઃખ પેદા થાય છે અને ડહાપણથી સુખનો લાભ થાય છે મંગળ અને લક્ષ્મી ડાહ્યા મનુષ્યોમાં વાસ કરે છે, પણ આળસુમાં વાસ કરતાં નથી. સર્વદા આલસ્યથી સૂતેલાને અલક્ષ્મી પ્રાપ્ત થાય છે અને ડાહ્યો માણસ પોતાનાં કાર્યનું અવસ્ય ફળ મેળવીને ઉન્નતિને પામે છે. જાતે પ્રયત્ન કરવો, કારણ કે, પ્રયત્ન કરનારો, માણસ કદી પણ નિરાસ થતો નથી. તેમજ મનુષ્યે જરા, મરણ, રોગ વગેરેથી પોતાના પ્રિય આત્માનો બચાવ પણ કરવો. આ લોકમાં સમૃદ્ધિ ઇચ્છનારે નિદ્રા, સુસ્તિ, ભય, ક્રોધ, આલસ્ય તથા દીર્ઘસુત્રતા, એ ૭ દોષો ત્યાગ કરવા. જે માણસ ટાઢ, તડકો, ભય, પ્રેમ, સમૃદ્ધિ અથવા તો દરિદ્રતાને લીધે પોતાનું કાર્ય છોડી દેતો નથી, તે પંડિત કહેવાય છે.

શાંતિપર્વ.

**૧૭૭ દ્રોપદિજી**-રાજાજી ઉદ્યોગ નિષ્ફળ જાય તો શું કરવું ?

**યુધિષ્ઠિર-** ખેતી કરનાર મનુષ્ય હળથી પૃથ્વીને ખેડી, પછી તેમાં બીજ વાવીને શાંત થઇ બેસે છે કેમકે, તેમાં પાકાદિ થવાનું કારણ વરસાદ છે ને તે પુરૂષના દોષને લીધે વરસાદ નહિ થવાથી પેદાશ થતી નથી, તો તે માને છે કે બીજાઓએ જેવી રીતે ઉદ્યોગ કર્યો હતો તેમ મેં પણ ઉદ્યોગ કર્યો છતાં ફળની સિદ્ધિ થઇ નહીં તેમાં હવે મારો કશો દોષ નથી એમ માની તે ધૈર્યવાન મનુષ્ય ખેદ પામતો નથી પણ ઉદ્યોગ કરવાથી ગરિબમાં ગરિબ

મનુષ્ય કદાપિ જો કીર્તિ મેળવતો નથી તો પણ આબરૂ ઇજત તો મેળવેજ છે. તેમ ઉદ્યોગ કર્યા છતાં કદાચ ફળ નહીં થાય તો તેનો ખેદ તમોને થશે નહીં.

ઉદ્યોગમાં તત્પરતા એ લક્ષ્મીનું, લાભનું અને કલ્યાણનું મૂળ છે. ઉદ્યોગમાં તત્પર થએલો મનુષ્ય મોટો થઇ પડે છે અને અપાર સુખ ભોગવે છે. તમે ગમે તેટલી વિદ્યા ભણેલા હશો તથાપિ ઉદ્યોગ રહિત હશો તો પછી તમારામાં બીજા ગમે તેટલા ગુણો હશે તો પણ તમે મુરખમાં ખપશો. કેમકે ઉદ્યોગી મનુષ્ય અભણ છતાં પણ ડાહ્યો ગણાય છે. કારણ કે ઉદ્યોગ કરવાથીજ મનુષ્ય તવંગર, તંદુરસ્ત, અને ડાહ્યા ગણાય છે. માણસે કાર્યનો આરંભ કર્યા પછી થાકી ગયા છતાં પણ ફરીને વારંવાર કામનો આરંભ કરવો, કારણ કે, લક્ષ્મી, જે પુરૂષ નિત્ય ઉદ્યમ કરનારો હોય છે, તેની સેવા કરે છે.

**૧૭૮ દ્રૌપદી-ધૌમ્યરૂષિ** ! કયા અપલક્ષણને સ્ત્રીએ તજવા અથવા કયા છ ગુણ સ્ત્રીઓને દુષણ રૂપ છે તે કહો !

**ધૌમ્યરૂષિ**-જે સ્ત્રી બહુધા હસ્યા કરે, પારકાં બાળકોને બહુ ચુંબન કરે, કોઇ અવર પુરૂષને જોઇને ચાલતાં ઠેસો ખાય, મોટા રાગડા તાણીને ગાય, પોતાના કાન ખંજવાળ્યા કરે તથા કેડ હલાવ્યા કરે, મસ્તક ઉપર પુરૂં વસ્ત્ર ઓઢે નહિં, અને વૃથા હાસ્ય કરે, વળી નકામી પારકે ઘેર આથડે, વૃથા પરપુરૂષને જોવા ઉભી રહે, સોયાણી આદિ નીચ સ્ત્રીઓ સાથે માતા જેવો સ્નેહ રાખે-એવા પ્રકારની સ્ત્રી હલકી કહેવાય. વળી સ્વતંત્રતા, પિતાને ઘેર નિવાસ, મનુષ્યના મેલાવડામાં તથા ઉત્સવમાં એકલું જવું, પરપુરૂષ સાથે છાની વાતો, મર્યાદા મુકી વર્તવું, ઘણું કરી પતિનો પરદેશમાં વાસ, વારંવાર નીચ સ્ત્રીના સોબત, પોતાના ભરણ પોષણની ક્ષતિ, પતિની વૃદ્ધ અવસ્થા, તથા ઇચ્છા પ્રમાણે પ્રવાસ-એ સ્ત્રીઓને ભ્રષ્ટ થવાનાં કારણ છે.

**મદિરાપાન, દુર્જનની સોબત, પતિનો વિયોગ, રખડવું, સમય વિના**

સુવું, તથા પારકા ઘરમાં પેસવું–એ ૭ સ્ત્રીઓને દૂષણ રૂપ છે. વળી ઘણું કરી સ્ત્રીઓને પુરૂષ કરતાં આહાર બમણો, લજ્જા ચાર ગણી, સાહસ ૭ ગણું તથા કામ આઠ ગણો હોય છે. એટલુજ નહીં પણ અસત્ય, વગર વિચારે કોઇ કામ કરવા ત્વરાથી તત્પર થઇ જવું, છળ, મૂર્ખતા, લોભ, અપવિત્રતા અને નિર્દયતા એ સ્ત્રીઓના સ્વાભાવીક દોષો છે.

**૧૭૯ યુધિષ્ટિર**-વિદુરજી–પાંચ પ્રકારનાં બળ કહ્યાં તે કહો ?

**વિદુરજી**–૧ બુદ્ધિબળ, ૨ સનમિત્રનું ૩ ધન લાભ, ૪ ઉત્તમ કુળનું. ૫ બાહુ બળ (ભુજાનું બળ) આ પાંચ બળવડે સઘળાં બળનો સંગ્રહ થઇ શકે છે, શસ્ત્રથી મારેલો મનુષ્ય જીવી શકે છે, પણ પાંચ બળમાં બુદ્ધિબળથી હણેલો તો પુનઃ ઉભો થવા પામતોજ નથી.

**૧૮૦ યુધિષ્ટિર**–કેટલા જણને રાજાએ પણ ચાલવાનો રસ્તો દેવા ફરજ છે ?

**અષ્ટાવક્ર**–આંધળાને, બેરાને, સ્ત્રીઓને તથા ભાર ઉપાડનાર મજુરને, એ ચારને તો રસ્તો આપવા રાજાઓની પણ ફરજ છે.

**૧૮૧ યુધિષ્ટિર**–પિતામહ ? સર્વથી હલકું શું તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–તૃણ સર્વથી લઘુ છે, તૃણથી રૂ હલકું છે, રૂથી પણ હલકો યાચક છે. તો વાયુ તેને કેમ ઉડાડીને લઈ જતો નથી ? તો કહે છે કે વાયુને ડર લાગે છે કે એ મારી પાસે પણ માગશે. જે ડરથી વાયુ યાચકને ઉપાડી જતો નથી, અથાત્ યાચક ઘણો હલકો છે.

**૧૮૨ યુધિષ્ટિર**–પિતામહ ! સંસાર રૂપ કડવાં વૃક્ષનાં અમૃત સમાન બેજ ફળ શું તથા સ્તુતી અને નિંદીત શું તે કહો ?

**ભીષ્મપિતામહ**–એક તો રસીક પ્રિય વચન અને બીજું સજ્જનની સોબત. જો લોભજ છે તો બીજા દોષથી શું ? જો ચાડી કરવાની ટેવ છે તો અન્ય પાપોથી શું ? જો સત્યતા છે તો તપથી શું ? જો મન સ્વચ્છ છે તો તીર્થથી શું ? જો સજ્જનતા છે તો અન્ય

ગુણોથી શું ? જો મહિમા છે, તો ભૂષણોથી શું ? જો ઉત્તમ વિદ્યા છે તો ધનથી શું ? અને જો અપયશ છે તો મરણથી શું ?

**અલર્કરાજા-ગુરૂદત્તાત્રેય** ! હું મમતાથી અત્યંત દુઃખી છું, માટે દુઃખથી મુક્ત કરો !

ગુરૂ દત્તાત્રેય-પુત્ર ! દુઃખ થવાનાં સ્થાનક દેહ, ઇંદ્રિયો, અને મન એ ત્રણ છે. તું દેહથી જૂદો, ઇંદ્રિયોથી જૂદો, અને મનથી પણ જૂદો છું. માટે તુંને શું દુઃખ છે ? કાંઇજ નથી. ઝીણી નજરથી વિચાર કરતો દુઃખ પદાર્થ કાંઇ છેજ નહિ અને જેઓ તેનો વિચાર નથી કરતા તેઓ દુઃખના દરિયામાં ડુબેલા છે. મનુષ્યને જ્યાં જ્યાં મમતા બંધાય છે ત્યાં ત્યાં દુઃખ ઉત્પન્ન થાય છે, માટે મમતામાંજ દુઃખ રહ્યું છે. મમતા મેલી દેવાથીજ મનુષ્યના દુઃખનો નાશ થાય છે. મમતાનું મૂળ અજ્ઞાન છે. અજ્ઞાનનો નાશ થવાથી મમતા પણ મટે છે. અને મમતા મટયાથી દુઃખ પદાર્થ દેખવામાંજ આવતો નથી. વળી પણ જ્ઞાનનો ઉપદેશ કરવા કહ્યું કે દુઃખ એ અજ્ઞાનકૃત મનોવિકાર છે. પણ જગત્માં દુઃખથી પરાભવ ન પામે એવા આત્મવેત્તા ઘણા વિરલ હોય છે; કેમકે તે અતિ ઉત્તમ સ્થિતિના વિદ્વાનોથીજ બની શકે છે. એ અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચાર છે તેથી સાધારણ સ્થિતિના મનુષ્યોના અનુભવમાં આવેજ નહિ. માટે ઉત્તમ સ્થિતિના વિદ્વાનોથી તે શાસ્ત્રરૂપ દૃષ્ટિથી જોઇએ તો વિપત્તિ એ પૂર્વ જન્મનાં પાપનો ક્ષય કરનારી છે. માટે વિપત્તિની વેળાએ કુલીન અને વિદ્વાન્ મનુષ્યોએ પ્રતિદિવસ વધતો ઉત્સાહ રાખી વિપત્તિએ આપેલાં દુઃખો વિષે પણ સુખબુદ્ધિ રાખી આકુળ વ્યાકુળ ન બની જતાં. ધર્મ, ધીરજ અને સાહસથી તેની સામું થવું જોઇએ. તથા સંપત્તિ એ પૂર્વ જન્મનાં પુણ્યનો ક્ષય કરનારી છે. માટે સંપત્તિના સમયમાં દિવસે, દિવસે, પહોરે, પહોરે, ઘડિએ, ઘડિએ, ક્ષણે ક્ષણે, અને ટુંકામાં મિનીટે મિનીટે, પણ સચિંત અને સવિચાર રહી,-ઉચ્છૂંખલ, અહંકારી, મદાંધ કે પંડિતમન્ય ન બની જતાં,-સત્સંગ,

સદ્વિચાર, અને શાસ્ત્રસંગથી ધર્મ કર્મમાં પ્રવૃત્તિ રાખી પુણ્યનો સંચય
કરવામાં પરાયણ રેહેવું, દુઃસંગ અને દુરાચારથી દૂર રેહેવું અને સંપ-
ત્તિએ આપેલાં સુખમાં દુઃખ બુદ્ધિ રાખી હર્ષથી ઉન્મત્ત ન થઇ જવું,
એજ બુદ્ધિરૂપ ધનને ધરનાર ધીર અને વીર મનુષ્યનું કામ છે.

**૧૮૪ યુધિષ્ઠિર**-પિતામહ ! સત્પુરૂષોનાં આચરણ તથા સદ્વર્ત્તન
કેવાં જોઈએ તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-મનુષ્ય સદ્વર્ત્તનનું આચરણ કરવાથી આરોગ્ય
અને ઇંદ્રિયવિજય બન્નેને એક સાથેજ મેળવે છે. તે વિષે **પુનર વસ્સુએ**
**અગ્નિવેશ્યને** જે કહેલ છે તે સંપૂર્ણ રીતે હું નીચે પ્રમાણે કહું છું:-દેવ,
ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, સિદ્ધ પુરૂષ અને આચાર્ય, એટલાનું પૂજન કરવું,
પ્રાતઃકાળે સાયંકાળે અગ્નિમાં હોમ કરવો, રોગાદિક મટાડનારી ઉતમ
ઔષધિઓને શરીરપર ધારણ કરવી, પ્રભાતે અને સાયંકાળે સ્નાન સંધ્યા
કરવાં, મળને નિકળવાના ગુદા, ઉપસ્થ વગેરે માર્ગોને તથા બન્ને પગોને
વારંવાર ધોઇને સાફ રાખવા, પખવાડીયામાં બે કે ત્રણ વખત માથાના
વાળ, ડાઢી, મૂછ તથા કાખ વગેરેના વાળ ઉતરાવવા અને નખો કઢાવી
નાખવા, હમેંશાં સ્વચ્છ અને સાંધાવિનાનાં કપડાઓ પહેરવાં, મનને
પ્રસન્ન રાખવું, ચંદન વગેરે સુગંધિ પદાર્થો લગાડવા ને શરીરને સુગંધિ
રાખવું, સભ્યતા ભરેલો પોશાક પહેરવો, માથાના વાળ ઓળીને સાફ
રાખવા, માથામાં, કાનમાં, નાકમાં અને પગોમાં હમેશાં તેળ ચોળવું,
દુગ્ધપાન કરવું, કોઇને પણ મળતી વખતે પ્રથમ બોલવાની ટેવ રાખવી,
મુખને પ્રસન્ન રાખવું, વિપત્તિમાં આવી પડેલા મનુષ્યોને આશ્રય આપવો,
હોમ કરવો, યજ્ઞ કરવો, બ્રાહ્મણ, દરિદ્ર વગેરેને દાન દેવું, ચૌટાને નમસ્કાર
કરવા, ચૌટામાં બળીદાનો મુકવાં, અતિથિઓની સેવા કરવી, પિતૃઓને
પિંડ દાન કરવું, યોગ્ય સમયે હિતકારક, થોડું, કામ જોગું મધુર અને
પ્રયોજનવાળું વાકય બોલવું, ઇંદ્રિયોને વશમાં રાખવી, ધર્મમાં
મન રાખવું, બીજાને વિદ્યા, ધન, ધર્મ વગેરે મળે તો તે જોઇને તેનાં

વિદ્યા, ધન વગેરેની ઇર્ષ્યા કરવી નહીં, પરંતુ તેને મળેલાં વિદ્યા, ધન વગેરેનાં કારણોની ઇર્ષ્યા કરવી એટલે કે તેણે જે ઉપાયોથી વિદ્યા વગેરે મેળવેલાં હોય, તે ઉપાયોથી હું પણ વિદ્યા વગેરે મેળવું એવી ઇર્ષ્યા કરવી, ચિન્તા કરવી નહીં, નિર્ભય રહેવું, લોક લજ્જા રાખવી, બુદ્ધિમાન્ થવું, ક્ષમાશીળ થવું, ધાર્મિક થવું, આસ્તિક થવું, જેઓ, વિનય, બુદ્ધિ, વિદ્યા, કુલિનતા અને ઉમ્મરમાં પોતાથી અધિક હોય, તેઓની, સિદ્ધ પુરૂષોની અને આચાર્યોની સેવા કરવી, બહાર જતી વખતે અંગપર સ્વચ્છ વસ્ત્રો પહેરવાં, માથે પાઘડી પહેરવી, છત્રી ઓઢવી, હાથમાં લાકડી રાખવી, પગમાં પગરખાં પહેરવાં તથા ચાર હાથ જેટલા દૂર ભાગ સુધી નજર રાખીને ચાલવું, મંગળ જનક આચારોનું સેવન કરવું, જે ઠેકાણે ખરાબ લુગડાં, હાડકાં, કાંટાઓ, અપવિત્ર વસ્તુઓ, વાળ, ફોતરાં, કાંકરા, રાખ અને ઠીકરાંઓ પડેલાં હોય, તે ઠેકાણે જવું નહીં, નાહાવાની જગ્યાએ પણ કારણ વગર જવું નહીં, થાક લાગ્યા પહેલાંજ કસરત બંધ કરી દેવી, સર્વ પ્રાણીઓ તરફ બંધુભાવથી વર્તવું, કોપાયમાનોને સમજાવીને શાંત કરવા, બીનેલાઓને ધીરજ આપવી, ગરીબોને આશ્રય આપવો, પ્રતિજ્ઞાને ખરી પાડવી, શાંતિને મુખ્ય ધારણ કરવી, પારકાનું તીક્ષ્ણ વચન સહન કરવું, ઇર્ષ્યાને તજી દેવી, શાંતિને ગુણ તરીકે જોવાની ટેવ રાખવી તથા રાગ અને દ્વેષનાં કારણોનો નાશ કરવો. જુઠું બોલવું નહીં, કોઇનું પણ ધન ચોરવું નહીં, પારકી સ્ત્રીની અથવા તો પારકાં ધનની ઇચ્છા કરવી નહીં, કોઇની સાથે વૈર કરવાની ઇચ્છા રાખવી નહીં, પાપ કર્મ કરવું નહીં, પાપ કરવાનો સમય આવી લાગ્યો હોય તો પણ પાપ કર્મ કરવું નહીં, બીજાના દોષો ગાવા નહીં, કોઇની છુપી બાબત બહાર લાવવી નહીં, અધર્મિક પુરૂષોની સાથે, રાજદ્રોહીઓની સાથે, ઉન્મત્ત પુરૂષોની સાથે, પતિતોની સાથે, ગર્ભ પાડનારાઓની સાથે, ક્ષુદ્ર (હલકાં આચરણવાળા) પુરૂષોની સાથે તથા દુષ્ટ પુરૂષોની સાથે બેસવું નહીં, બેકેદા ઘોડા વગેરે વાહનપર બેસવું નહીં, ગોઠણ સુધી ઉંચા અને

કઠણુ આસન ઉપર બેસવું નહીં; જેના ઉપર ઓછાડ (ચાદર) બીછાવેલી ન હોય, જેની નીચે ઓસીકું ન હોય, જે નાની હોય તથા જે ઉંચી નીચી હોય એવી પથારીપર સુવું નહીં, પર્વતનાં ઉંચા નીચાં શિખરો ઉપર ફરવું નહીં, ઝાડ ઉપર ચઢવું નહીં, પાણીના ઘણા વેગમાં નાહાવા પડવું નહીં, નદીના તીરપર આવેલાં ઝાડની છાયામાં બેસવું નહીં, જ્યાં આગ લાગેલી હોય, તેની આજુબાજું જવું નહીં, ઉંચે સ્વરે ઘણું હસવું નહીં, શબ્દ થાય તેમ અધોવાયુ છોડવો નહીં, હાથ વગેરેથી મોઢાને ઢાંકયા વગર, બગાસું અને છીંક ખાવી નહીં, તેમ હસવું પણ નહીં, પ્રયોજન વગર નાકને ખોતર્યા કરવું નહીં, દાંતોને પરસ્પર અથડાવ્યા કરવા નહીં, હાડકાંવાળા ભાગ ઉપર મારવું નહીં, પ્રયોજન વિના જમીન ખોતરવી નહીં, નખથી તણખલાં તોડવાં નહીં, માટીનાં ઢેફાંઓને ભાંગવાં નહીં, શરીરના કોઇ પણ અવયવોથી હલકી ચેષ્ટાઓ કરવી નહીં, ગ્રહોને, અનિષ્ટ વસ્તુઓને, અપવિત્ર વસ્તુઓને અને અમંગલ કરનારી વસ્તુઓને જોવી નહીં, મુડદાંનું અપમાન કરવું નહીં, ગામમાં મુખ્ય વૃક્ષની દેવસ્થાનોની, ધ્વજાની, ગુરૂની, પૂજ્યની અને ચાંડાલાદિ અસ્પૃશ્ય જાતિની છાયાને ઉલ્લંઘવી નહીં, રાત્રે દેવાલયમાં, ગામનાં મુખ્ય વૃક્ષની નીચે, ચોરામાં ચોટામાં, બગીચામાં શ્મશાનમાં અને વધસ્થાનમાં રેહેવું નહીં, ઉજ્જડ ઘરમાં અથવા અરણ્યમાં એકલાં જવું નહીં, સ્ત્રી, મિત્ર અને નોકરો, પાપ કર્મ કરનારાં હોય તો તેઓનો ત્યાગ કરવો, મોટા પુરૂષોની સાથે વિરોધ કરવો નહીં, નીચ પુરૂષોની સેવા કરવી નહીં, કપટી પુરૂષો પ્રત્યે પ્રેમ રાખવો નહીં, અનાર્ય પુરૂષોનો આશ્રય કરવો નહીં, કોઇને ભય ઉત્પન્ન કરવો નહીં, સાહસ, અતિ નિદ્રા, અતિ જાગરણ, અતિ સ્નાન, અતિ પાન અને અતિ ભોજન પણ કરવું નહીં, ઉભા ગોઠણ રાખીને ઘણો વખત સુધી બેસવું નહીં, હિંસક પ્રાણીઓ, ડાઢવાળાં પ્રાણીઓ અને શિંગડાં વાળાં પ્રાણીઓની પાસે જવું કે ઉભવું નહીં, પૂર્વ તરફનો વાયુ; તડકો

ઝાકળ અને અતિ પ્રચંડ વાયુનું સેવન કરવું નહીં, કજીઆનો આરંભ કરવો નહીં, ગાફલ થઇને અગ્નિની પાસે બેસવું નહીં, એકે મોઢે અગ્નિની ઉપાસના કરવી નહીં, અગ્નિને નીચે રાખીને પગનાં તળીયાં તપાવવાં નહીં, થાક ઉતર્યા પેહેલાં નાહાવું નહીં, મોઢું ધોયા વિના નાહાવું નહીં, નગ્ન રહીને નાહાવું નહીં, નાહાવાનાં લુગડાંથી માથું લુવું નહીં, માથાના વાળના છેડાને ઝાટકવા નહીં, નાહ્યા પહેલાં અથવા તો નાહાતી સમયે જે વસ્ત્ર પેહેર્યાં હોય તે નાહ્યા પછી પહેરવાં નહીં, રત્ન, ઘી, પૂજ્ય એવા વડીલ જન, મંગળ જનક વસ્તુઓ તથા પુષ્પો, આટલાંનો સ્પર્શ કર્યા વિના બહાર નીકળવું નહીં. બહાર જતી વખતે પૂજ્યોને તથા મંગળકારક વસ્તુઓને ડાબે પડખે રાખીને જવું નહીં, તેમ હલકા લોકોને તથા અમંગળ વસ્તુઓને જમણે પડખે રાખીને જવું નહીં, હાથમાં રત્નોનાં આભૂષણો પેહેર્યા વિના, સ્નાન કર્યા વિના, સ્વચ્છ વસ્ત્રો પહેર્યા વિના, ગાયત્રી આદિ મંત્રોનો જપ કર્યા વિના, દેવતાઓને આહુતિ આપ્યા વિના, પિતૃઓનું તર્પણાદિ કર્યા વિના, ગુરૂ, અતિથિ અને આશ્રિત જનોને અન્નદાન આપ્યા વિના, ચંદનાદિ સુગંધી દ્રવ્યના લેપથી શરીરને સુગંધી કર્યા વિના, પુષ્પોની માળા પહેર્યા વિના, હાથ, પગ અને મોઢું ધોયા વિના, આચમનથી મુખને શુદ્ધ કર્યા વિના, ઉત્તર દિશા તરફ મોઢું કર્યા વિના, મનને પ્રસન્ન રાખ્યા વિના, પરિચારકો, ભક્તિ હીન, અનિષ્ટ, અપવિત્ર અને ભૂખ્યા હોય તેવે વખતે તથા ભોજનપાત્ર અપવિત્ર હોય ત્યારે ભોજન કરવું નહીં, અયોગ્ય અને ઘણાં માણસોથી ભરપૂર હોય તેવા ભોજન સ્થાનમાં તથા સમય વગર ભોજન કરવું નહીં, ભોજન પ્રથમ અગ્નિને અર્પણ કર્યા વિના, વેદોક્ત વિધિ પ્રમાણે જલથી અન્નને અભિમંત્રિત કર્યા વિના ભોજન કરવું નહીં, પ્રતિકૂળ પ્રાણીઓ પાસે બેઠાં હોય ત્યારે ભોજન કરવું નહીં. ખરાબ અન્ન તથા શત્રુઓએ આપેલું અન્ન પણ ખાવું નહીં, વાસી અન્ન ખાવું નહીં, પરંતુ માંસ, આદુ વગેરે લીલાં શાકો, કાચરીઓ અને ફળો,

એ ભોજ્ય પદાર્થો વાસી હોય તોપણ ખાવા, વાસણમાં પીરસેલું સઘળું અન્ન ન ખાઇ જતાં તેમાંથી કંઇક બાકી રાખવું, પરંતુ દહીં, મધ, મીઠું, સાથવો, અને ઘી, એટલી વસ્તુઓ પડી રાખવી નહીં, રાત્રે દહીં ખાવું નહીં, ઘી સાકર વગેરે મેળવ્યા વિના એકલો સાથવો ખાવો નહીં, રાતના સાથવો ખાવો નહીં, જમ્યા પછી સાથવો ખાવો નહીં, માત્રા કરતાં વધારે સાથવો ખાવો નહીં, દીવસમાં બે વખત સાથવો ખાવો નહીં, સાથવો ખાતી વખતે વચ્ચે પાણી પીવું નહીં.

શરીરને વાંકું રાખીને, છીંક ખાવી નહીં, ભોજન કરવું નહીં, તથા સુવું પણ નહીં. મળ મૂત્રનો ત્યાગ કરવાની ઇચ્છા થઇ હોય તો તેનો ત્યાગ કર્યા વિના બીજું કામ કરવું નહીં, વાયુ, અગ્નિ, જળ, ચંદ્ર, સૂર્ય, બ્રાહ્મણ અને ગુરૂ, એઓની સામે થુંકવું નહી. અધોવાયુ મૂકવો નહીં તથા મળ મૂત્રનો ત્યાગ કરવો નહીં, માર્ગમાં મૂતરવું નહીં, મનુષ્યોના સમૂહમાં, ભોજન સમયે તથા જપ, હોમ, વેદાધ્યયન, બલિદાનને સમયે તથા મંગળ ક્રિયા વખતે નાકમાંથી લીંટ કાઢયા કરવી નહીં.

સ્ત્રીઓનું અપમાન કરવું નહીં, સ્ત્રીઓનો સંપૂર્ણ વિશ્વાસ કરવો નહીં, સ્ત્રીઓને છુપી વાત સંભળાવવી નહીં, તેમ તેઓને અધિકારી પણ બનાવવી નહીં. વળી સત્પૂરૂષોની અને ગુરૂઓની ખોટી નિંદા કરવી નહીં, અપવિત્ર હોઇએ ત્યારે મોહન વગેરે અભિચાર કર્મ, ચૈત્યની તથા પૂજ્યની પૂજા અને વેદાધ્યન કરવું નહીં.

વર્ષાઋતુ વિના વિજળીઓ થતી હોય ત્યારે, દિશાઓમાં દાહ થતો હોય ત્યારે, આગ લાગી હોય ત્યારે, ભૂમિકંપ થતો હોય ત્યારે, મોટા ઉત્સવોના દિવસોમાં, ઉલ્કાપાત થતો હોય ત્યારે, ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ હોય ત્યારે, ચંદ્રના ક્ષયવાળી તિથિને દહાડે, (કૃષ્ણપક્ષની ચૌદશ અને અમાવાસ્યાને દહાડે તથા શુકલપક્ષના પડવાને દાહાડે) પ્રભાતની તથા સાયંકાળની સંધિ વેળાએ, ગુરૂની પાસેથી પાઠ લીધા વિના, પોતે જાતે ભણવું નહીં. કારણ કે, ગુરૂ વગર જાતે ભણવાથી અધ્યયનમાં

પ્રમાદિ થવાનો સંભવ રહે છે. ભણતી વખતે વચ્ચેથી અક્ષરો પડે તેમ, બહુ જોરથી ધીમા સ્વરથી, તરડાઇ ગયેલા સ્વરથી, પદો આડાં અવળાં બોલાય તેમ, બહુ ઉતાવળથી, બહુ ધીરે ધીરે, ક્ષીણ સ્વરથી તથા બહુ ઉંચા અથવા તો બહુ નીચા સ્વરથી અધ્યયન કરવું ભણવું નહીં." તેમ ઘણા લોકોએ એકઠા મળીને કરેલા નિયમ (ઠરાવ) ને તોડવો નહીં, સામાન્ય નિયમને પણ તોડવો નહીં, રાત્રિએ બહાર ફરવા જવું નહીં, અજાણી જગોએ ફરવું નહીં, સંધ્યાકાળે ભોજન, અધ્યયન, સ્ત્રી પ્રસંગ અને નિદ્રા, આટલાં કામ કરવાં નહીં, બાળક, વૃદ્ધ, લોભી, મૂર્ખ, સાથે મિત્રતા કરવી નહીં, દારૂમાં, જુગારમાં તથા વેશ્યામાં આસક્તિ રાખવી નહીં, છૂપી વાત બહાર પાડવી નહીં. કોઇનું પણ અપમાન કરવું નહીં. અભિમાની થવું નહીં, કર્મમાં અકુશળ રહેવું નહીં, અપ્રસન્ન રહેવું નહીં, પારકાના ગુણો ઉપર દોષનો આરોપ કરવો નહીં, બ્રાહ્મણોની નિંદા કરવી નહીં, ગાયોના ઉપર લાકડી ઉગામવી નહીં, વૃદ્ધોની, ગુરૂજનોની, મનુષ્યોના સમુદાયોની અને રાજાઓની નિંદા કરવી નહીં, બહુ બોલ્યા કરવું નહીં, ભાઇઓ, પોતાના ઉપર પ્રીતિ ધરાવનારાઓ, દુ:ખને વખતે સહાય કરનારાઓ તથા છૂપી વાત જાણનારાઓને દૂર કાઢી મૂકવા નહીં. અધીરા થઈ જવુ નહીં. ઉન્નત મનના પણ થઇ જવું નહીં, પોષ્ય વર્ગ (સ્ત્રી, પુત્ર, નોકર તથા ચાકર વગેરે)નું પોષણ કરવું, પોતાનાં માણસોનો અવિશ્વાસ કરવો નહીં, એકલાએ સુખ ભોગવવું નહીં, સ્વાભાવિક આચરણ, શાસ્ત્રોમાં કહેલો આચાર તથા વિવેકાદિ દુ:ખદાયક થઇ પડે તેવાં પાળવાં નહીં, સઘળાઓનો વિશ્વાસ કરવો નહીં, તેમ સઘળાઓની શંકા રાખવી નહીં, તથા હર વખત વિચાર કર્યા કરવો નહીં. કામ કરવાના વખતને વ્યર્થ ગુમાવવો નહી., અજાણ્યા સ્થાનમાં પ્રવેશ કરવો નહીં, ઇંદ્રિયોને વશ થવું નહીં. ચંચળ એવાં મનને વધારે ચંચળ કરવું નહી, ક્રોધને તથા હર્ષને તાબે થવું નહીં, શોક કરવો નહીં કાર્ય સિદ્ધ થાય ત્યારે હર્ષ પામવો નહીં તેમ કાર્ય સિદ્ધ ન થાય ત્યારે ખેદ પણ કરવો નહીં.

હમેશાં જગતનાં કારણ રૂપ પ્રકૃતિ પંચભૂતાત્મક છે અર્થાત્ અ-નિત્ય છે, એમ મનમાં વિચાર કર્યા કરવો કે જેથી રાગ, દ્વેષ મનનો પરાભવ કરે નહીં. જેવું કારણ હોય છે, તેવુંજ તેનું કાર્ય પણ હોય છે એ બાબતમાં નિશ્ચય વિચાર રાખવો. હેતુમાં અને કાર્યારંભમાં તત્પર રહેવું અર્થાત્ જયાં સુધી આરંભેલાં કાર્યનું ફળ મળે નહીં, ત્યાં સુધી ક્રિયા કર્યાજ કરવી, અમુક કામ તો હું કરી ચૂકયો છું, એમ વિશ્વાસ રાખવો નહીં અર્થાત કાર્યસિદ્ધિ થતાં સૂધી કાર્ય કર્યા કરવું. પરાક્રમનો ત્યાગ કરવો નહીં. અપવિત્ર હોઇએ ત્યારે ગાયનું ઘી, ચોખા, તલ, દર્ભ અને સર્ષપનો અગ્નિમાં હોમ કરવો નહીં, અર્થાત્ પવિત્ર થયા પછી હોમ કરવો, હોમ કર્યા પછી નીચેનાં વચનોથી પોતાને આશીર્વાદ આપવો :–અગ્નિ, મારા શરીરમાંથી દૂર નહિ થાઓ, વાયુ, મારે વિષે પ્રાણોનું આધાન કરો. વિષ્ણુ. મને બળ આપો, ઇંદ્રિ, મારામાં વીર્યનું આધાન કરો અને કલ્યાણકારક જળ, મારા શરીરમાં પ્રવેશ કરો. આ રીતે આશીર્વાદનાં વચનો બોલી રહ્યા પછી **आपोहिष्ठा** ઇત્યાદિ મંત્રો ભણીને માર્જન કરવું અને પછી આચમન કરીને બેવાર હાથવતી હોઠને લુંછી નાખવા, તે પછી જપ વડે બન્ને ચરણોનું પ્રોક્ષણ કરીને નેત્ર વગેરે ઇંદ્રિયોને, આત્મા હૃદય અને મસ્તકને, જળના સ્પર્શથી તૃપ્ત કરવાં, આ ગૃહસ્થાશ્રમીઓનું સદ્દૃત્ત કહ્યું. હવે બ્રહ્મચર્યાદિ બીજા આશ્રમીઓનું સદ્દૃત્ત કહું છું :– બ્રહ્મચર્ય, શાસ્ત્રજ્ઞાન, દાન, મૈત્રી (સર્વ પ્રાણીઓમાં આત્મ બુદ્ધિ,) કરૂણા હર્ષ, ઉપેક્ષા (લાભ, હાનિ, જય, પરાજય, માન, અપમાન એ સર્વમાં સમભાવ) અને પરમ શાંતિ (સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય,) આ બાબતોમાં બ્રહ્મચારી વગેરેએ પણ પરાયણ રહેવાની જરૂર છે.

ચરક–સૂ. અ. ૮.

**૧૮૫ દ્રૌપદી**–ધૌમ્યઋષિ ! સ્ત્રી પુરૂષનો પરસ્પર શું ધર્મ છે તે કહો !

**ધૌમ્યઋષિ**-લગ્ન કર્યા પછી સ્ત્રી પુરૂષે પરસ્પર પ્રીતિથી રેહેવું. મરતાં સુધી બન્નેનો પરસ્પર ભાવ ચાલુ રહે, એજ તેમનો સંક્ષેપથી પરમ ધર્મ જાણવો, માટે પરણેલાં સ્ત્રી પુરૂષનાં જોડાએ, એક બીજાથી જુદાં પડતાં પણ, જેમ પરસ્પરે અભાવ ન આવે, તેવી રીતે સદા યત્ન કરવો. જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત્ બન્નેને પરસ્પરે પ્રીતિ હોય છે, તે કુળનું સદા કલ્યાણજ થાય છે. જેમ પુરૂષ સ્ત્રીના તેમ સ્ત્રી પુરૂષના સુખ દુઃખમાં ભાગ લેનારી હોવાથી અર્દ્ધાંગના એટલે પુરૂષનું અરધું અંગ કહેવાય છે. જ્યાં સુધી પુરૂષ સ્ત્રી પરણ્યો નથી, ત્યાં સુધી અર્ધો કેહેવાય છે; કારણ એકલા પુરૂષથી પ્રજા ઉત્પન્ન થતી નથી, પણ સ્ત્રીને પરણી પૂર્ણ થાય ત્યારે તેનાથી પ્રજા ઉત્પન્ન થઇ શકે છે; ઘરને ઘર નથી કેહેતા પણ સ્ત્રીજ ઘર કેહેવાય છે, કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું લાગે છે. સ્ત્રી ધર્મ અર્થ તથા કામ સમય પુરૂષને સહાય કરનારી છે અને પરદેશમાં જવા સમય તેને વિશ્વાસ કરવા લાયક પણ તેજ છે તેમજ રોગથી પીડાએલા તથા કષ્ટને પામેલા દુઃખી પુરૂષને નિરંતર સ્ત્રી સમાન બીજું કંઇ પણ ઔષધ નથી. પુરૂષને લોકમાં સ્ત્રી સમાન કોઇ સગું, ગતિ તથા ધર્મ સંગ્રહ કરવામાં સહાય કરનાર નથી. વળી મરતાં સુધી સ્ત્રી પુરૂષે એક બીજાથી જુદાં પડીને ન રેહેવું, એ સ્ત્રી પુરૂષનો ટુંકામાં પરમ ધર્મ જાણવો. ધણી ધણીયાણીએ સારી રીતે ધર્મ, અર્થ તથા કામ મેળવવામાં હમેશાં એક ચિત્ત થઇને • સમાન આચરણથી અને સમાન વૃત્તિથી વર્તવું.

**૧૮૬ દ્રૌપદી**-ધૌમ્ય ઋષિ ! પતિના ગુણો સ્ત્રીમાં આવે કે નહિ તે મને કહો ?

**ધૌમ્યઋષિ**-શાસ્ત્રોકત વિધિથી જે પૂરૂષની સાથે જે સ્ત્રી પરણે છે, તે પુરૂષના જેવા ગુણ હોય તેવા ગુણ તેની સ્ત્રીમાં પણ આવે છે. જેમ કે, નદી સમુદ્રની સાથે મળે છે ત્યારે સમુદ્રના ગુણો નદીમાં

આવે છે. કેમકે અક્ષમાલા, નીચ કુળની સ્ત્રી હતી પરંતુ વસિષ્ઠ ઋષિને પરણેલી હતી તથા સારંગી મંદપાળ ઋષિને પરણી હતી, તેથી તે બન્ને સ્ત્રીઓ પૂજ્ય પદવીને પામી હતી. આ સ્ત્રીઓ તથા બીજી ઘણી સ્ત્રીઓ નીચ જાતીમાં જન્મી હતી, તોપણ પોત પોતાના સ્વામીના સારા ગુણોને લીધે જગતમાં મોટાઇને પામી હતી. મનુસ્મૃતિ.

૧૮૭ **દ્રૌપદી**–ધૌમ્ય ઋષિ ! સ્ત્રી પ્રત્યે ભર્તારનું શું કર્તવ્ય છે તે મને કહો ?

**ધૌમ્યઋષિ**–પુરૂષને રોજગારને અર્થે પરદેશ જવું પડે તો તેણે પોતાની સ્ત્રીના ભરણ પોષણનો બંદોબસ્ત કરીને પછી પરદેશમાં જઇને રહેવું, કારણ કે સ્ત્રી ગમે તેવી સદ્ગુણી હોય તોપણ તેને જો ખાધા પીવાના સાંસા પડે છે તો તે આડે માર્ગે વર્ત્તવા માંડે છે. જે પુરૂષ પોતાની સ્ત્રીની સંભાળ રાખીને તેને, દુરાચરણને રસ્તે જતાં અટકાવે છે, તો તે પુરૂષ પોતાની પ્રજા ઉપર કલંક આવવા દેતો નથી, પોતાનાં ચરીત્રને એટલે આચારણને જાળવી શકે છે, કુળની પ્રતિષ્ઠા વધારે છે, આત્માને પ્રસન્ન રાખે છે અને સ્વધર્મનું પાલન કરી શકે છે. ધણીએ પૈસાને સાચવી રાખવાના કામમાં, નવરાવવાના કામમાં, ધર્મનાં કાર્યોની વ્યવસ્થા કરવાના કામમાં રસોઇના કામમાં, અને ઘરનાં વાસણ કુસણને સાફ સુફ રાખવાના કામમાં સ્ત્રીની નિમણુંક કરવી. મનુ અ. ૯

૧૮૮ **દ્રૌપદી**–ધૌમ્યરૂષિ ! સ્ત્રીઓનો શું ધર્મ છે તે જાણવા ઇચ્છું છું ?

**ધૌમ્યરૂષિ**–હે સૌભાગ્યપ્રદે ! આ ગૃહસ્થાશ્રમમાં પ્રથમ વિદ્વાન લોકો ઉત્તમ સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે તથા શરીરોથી શરીરોનો સ્પર્શ કરે છે, તેમ વિવિધ મનોહર રૂપ ધારણ કરવાવાળી સત્કારને પ્રાપ્ત થઇને સૂર્યની કાંત્તિ સમાન પોતાના સ્વામીની સાથ મળીને પ્રજાને પ્રાપ્ત કરવાવાળી તથા મરતાં સુધી સ્ત્રી-પુરૂષનો પરસ્પર પ્રેમ–ભાવ ચાલુ રહે, એજ તેમનો સંક્ષેપમાં પરમ ધર્મ જાણવો.

સ્ત્રીને પોતાના સ્વામિથી જુદો યજ્ઞ વ્રત કે ઉપવાસ કરવાની જરૂર નથી, કિંતુ સ્વામિની સેવા-શુશ્રૂષા કરવાથીજ તેને સ્વર્ગ (વિશેષ સુખ) મળે છે.

જે સ્ત્રી પતિ પ્રત્યે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ એક ચિત્ત રાખનારી, તથા પ્રસન્ન મુખવાળી હોય તે ધર્મચારિણી જાણવી. કારણ-સ્ત્રીઓને પતિજ દેવ, સ્નેહી તથા ગતિ છે. પતિના સમાન કોઇ બીજું ગતિ તથા દૈવત નથી, કારણ કે જગત્‌માં પ્રત્યેક સ્ત્રીઓને પોતપોતાનો પતિ પરમેશ્વર તુલ્ય સેવ્ય છે અને સ્ત્રી તેની સેવક છે. અનેક ધર્મશાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસોથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓને પોતાનો પ્રાણનાથજ પરમેશ્વર છે, સ્ત્રીઓને પોતાનો પ્રાણનાથજ દૈવત છે અને સ્ત્રીઓને પોતાનો પ્રાણનાથજ સંસારનું સર્વસ્વ છે. સ્ત્રીઓને પોતાના પ્રાણનાથની ભક્તિ વિના નથી જપ કરવો ઘટિત કે નથી તપ કરવું ઘટિત, નથી દાન કરવું ઉચિત કે નથી વ્રત કરવું ઉચિત, નથી દેવ દર્શન કરવાં યોગ્ય કે નથી તીર્થ કરવાં યોગ્ય, નથી શ્રવણ કરવું લાયક કે નથી મનન કરવું લાયક, નથી નિદધ્યાસ શોભતો કે નથી ઇશ્વરાર્ચન શોભતું. સ્ત્રીઓ ગમે તેટલાં તપ કરે, ગમે તેટલા જપ કરે, ગમે તેટલાં તીર્થોમાં આથડે, ગમે તેટલાં દાન કરે, ગમે તેટલી દયા કરે, ગમે તેટલાં વ્રતો કરે અને ગમે તેટલાં શાસ્ત્રો સાંભળે, પણ પોતાના પ્રાણનાથમાં નિષ્કપટ મન-વચન-કર્મથી પ્રેમ બાંધ્યાવિના, તેની પૂર્ણ ભક્તિથી સેવા કર્યાવિના, અને સર્વ પ્રકારે તેના મનને સંપૂર્ણ સંતોષ કરાવ્યા વિના, લાખો અથવા ક્રોડો વર્ષ પણ શું પરમકલ્યાણનું પાત્ર થાય છે? શું સ્વર્ગ સુખને યોગ્ય થાય છે, કે શું અપવર્ગપાત્રના (મોક્ષપાત્રના) વર્ગમાં ગણાય છે? અથવા તે આમુષ્મિક સિદ્ધિની વાત તો દૂર રહી પણ શું ઐહિક એટલે અહિંના વર્તમાનકાળના પણ કોઇ પ્રકારના સુખના લાભને યોગ્ય થાય છે? કદિ નહિ. આ સંસારમાં અ-

નેક પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પ્રાણનાથની પરમેશ્વર તુલ્ય પૂજા કરી નિઃશ્રેયસ અભ્યુદયની સિદ્ધિને પ્રાપ્ત થયેલ છે, તે કોઇનું અજાણ્યું નથી તો પણ કેટલાક દાખલાઓથી નિવેદન કરૂં છું.

સતીશિરોમણિ **અનુસૂયાએ** પોતાના પ્રાણનાથની સેવારુપ સનાતન ધર્મથી ન ચૂકવાનેજ સો સો વર્ષ સુધી અનાવૃષ્ટિના અસહ્ય દુઃખ સહન કરેલ છે. મહાસતી **અરૂંધતીએ** તેજ ધર્મ જાળવવા પોતાના સો સો પુત્રનો નાશ થવા છતાં ધીરજ ધરી પોતાના પતિને ધીરજ આપેલ છે પરમ પવિત્ર **લોપામુદ્રાએ** તેજ ધર્મ નિષ્પ્રમાદપણે સેવી અદ્ભૂત કીર્ત્તિ મેળવી છે. સૌભાગ્યના ભુષણને ઇચ્છનારાં **ભોગવતીએ** ભારે ભયંકર **નાગરૂપ** પતિની પણ પરમેશ્વર બુદ્ધિથી પ્રેમ પૂર્વક પૂજા કરીને એજ ધર્મનો ચમત્કાર દેખાડયો છે. નીતિના નિવાસરૂપ **નર્મદાએ** ગલત્કુષ્ટી, ક્રોધી, ક્રૂર, અને કપટી **કૌશિક** નામના પોતાના પ્રાણનાથને માથા ઉપર ઉપાડી પ્રત્યેક પુણ્યતીર્થમાં ફરીને એજ ધર્મને પલ્લવિત કર્યો છે. મહા-પ્રતાપવાળાં **મદાલસાએ** પોતાના પ્રાણનાથ **કુવલયાશ્વનું** દંભી દાનવથી ખોટું અહિત સાંભળી પોતાનાં પ્રાણ પરહરીને તેજ ધર્મની દ્રઢતા કરી છે. જગજ્જનની સતીએ પોતાના પિતા **દક્ષપ્રજાપતિના** મુખથી પોતાના પ્રાણનાથ **સદાશિવની** નિંદા સાંભળતાંજ પોતાના પ્રિય પ્રાણોને પરલોકના પ્રવાસી કરી તેજ ધર્મની મહત્તા બતાવ્યામાં બાકી રાખી નથી. એટલુંજ નહિ પણ ફરીથી **હિમાચળને** ઘેર જન્મ લઇ જન્માંતરમાં પણ તેજ પ્રાણનાથની પ્રાપ્તિ માટે બાર બાર વર્ષ સુધી દુષ્કર તપ કરી છેવટ તપનું ફળ પ્રાપ્ત ન થતાં ચિતા ખડકીને તેમાં પોતાના કોમળ શરીરની આહુતિ આપવાની તૈયારી કરવાથી પણ ઉપરના ધર્મનો ચમત્કાર લોકોના ચિત્તમાં ચિતરેલ છે. પવિત્ર સતી **સા-વિત્રીએ** યમરાજના દુર્ભેદ પાશના બંધનથી પોતાના પ્રાણનાથ **સત્યવાનને** છોડાવી તેજ ધર્મની ચડતી આબાદી અને કલ્યાણ કરવાપણું પ્રસિદ્ધ કરેલ છે. સતીજન શિરોમણિ સતી **સીતાજીએ** રાજ્ય સુખને ત્યાગ

કરી બાર વર્ષની બાલ્યાવસ્થામાં રઘુકુલતિલક **રામચંદ્રજી**ની સાથે ચૌદ વર્ષ સુધી વનવાસના દુઃખનો ભાગ લઇ ઉપરનાજ ધર્મની સર્વોત્તમ મહત્તા દર્શાવી છે. સદ્‌ગુણી **દમયંતી**એ પોતાના પ્રાણનાથ પુણ્યશ્લોક **નળરાજા** સાથે, રાજ્યસુખ અને પ્રાણતુલ્ય પોતાનાં બાળકોને પણ મેલી દઇ વનવાસનાં દુઃખનો ભાગ લીધો. એટલુંજ નહિ પણ **કળિના** આવેશથી અર્ધ રાત્રિને સમયે **નળરાજા** પોતાને ભરનિદ્રામાં ભયંકર વનમાં એકલી મેલી ક્યાંઇ જતાં રહ્યા, તેમ છતાં તેની ઉપર ઇર્ષ્યા કે દ્વેષનો લેશ પણ ન લાવતાં પોતાના પિતાને ઘેર જઇ હજારો પ્રયત્ન કરી **નળ**ને તેણે ત્યાગ કરવાથી પોતાની ઉપર પડેલા દુઃખોને નહિ સંભારતાં **નળરાયમાં** નિઃસીમ પ્રેમ રાખી શું ઉપરના ધર્મની ઓછી પુષ્ટી કરી છે? રાજ્યપુત્રી **રૂકિમણીજી**એ પોતાના વિવાહની વખતે પોતાના પ્રાણનાથ **શ્રીકૃષ્ણ**ને આવતાં વિલંબ થવાથી તે સમયે પોતાના પ્રાણનો નાશ કરવાની તૈયારી કરીને તથા પોતાના સોદરભાઇ **રૂક્મી**નો વધ કર્યો તો પણ તે વિષે દ્વેષ કે ઔદાસ્ય ન લાગતાં ઉલટી **બળભદ્ર** વિષે યાવતજીવિત પ્રતિ દિવસ વધતી માન્ય બુદ્ધિ રાખીને તેજ ધર્મને ટેકો આપેલ છે. આ શિવાય અનેક પતિવ્રતા સ્ત્રીઓએ પણ અનેક દુઃખો ભોગવી તેજ ધર્મની ધુરંધરતા સિદ્ધ કરી આપી છે. એથી સિદ્ધ થાય છે કે સ્ત્રીને પોતાનો પ્રાણનાથ **સેવ્ય** છે અને સ્ત્રી **સેવક છે.** માટે કુલીન સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ હોય, કે અપંગ હોય, કુબડો હોય કે કુરૂપો હોય, મુંગો હોય કે મન ફરેલો હોય, રોગી હોય કે રીસાળ હોય, ક્રૂર હોય કે કપટી હોય, જડ હોય કે જુગટિયો હોય, ટુંકામાં એટલુંજ કે સર્વ દુર્ગુણનો પાત્ર હોય, દરિદ્ર હોય અને દુરાચારી હોય, તો પણ તેને પોતાના પરમેશ્વર, પોતાનું દૈવત અને પોતાનું સર્વસ્વ માનવો; તેમજ મન-વચન-કર્મથી સેવા કરતાં તેનું પ્રિય અને હિત થાય તેમ કરવું. એજ સ્ત્રીઓનો સર્વ સુખને વધારનાર અને કલ્યાણ કરનાર શુભ ધર્મ છે.

અનુશાસનપર્વ.

**૧૮૯ સત્યભામાજી-દ્રોપદીજી**! મહા શૂરવીર તમારા પતિ પાંચ પાંડવોને તમે શી રીતે વશ કર્યા છે તે મને કહો ? માહારી સમજ પ્રમાણે ઘણું કરી નીચે બતાવેલા ઉપાયથી પતિ વશ થાય છે.

૧ કંઇ સોમવાર આદિ વ્રત કરવાથી; ૨ કંઇ ઉપવાસ આદિ તપ કરવાથી; ૩ સંગમ સમયે સ્નાન આદિ સુગંધી પદાર્થથી; ૪ વશીકરણના મંત્ર યુક્ત ઔષધીથી; ૫ કામશાસ્ત્રની ક્રિયાથી; ૬ રજસ્વલા થયા પછે સ્નાન કરી પતિ પાસે જઇ પોતાના પગની પેનીએ કરી તેના શીસ્નનો સ્પર્શ, જપ, હોમ, તથા સેવનાદિ કરવાથી.

ઘણે ભાગે ઉપર પ્રમાણે યત્ન કરવાથી પોતાનો પતિ વશ થાય છે, આમ મારી સમજ છે. તે પ્રમાણે તમે કાંઇ ઉપાય કરી તમારા પતિને વશ કરો છો કે કંઇ વશ કરવાના બીજા અન્ય ઉપાય છે તે મને કહો. પતિ સુંદર હોય વા કરૂપો હોય, રાંક હોય વા રાજા હોય, તથાપિ સતી સ્ત્રીએ તો ગમે તેવો તોપણ પોતાનો પતિજ નારાયણ માની તેની આજ્ઞામાં રેહેવું.

**દ્રોપદીજી-સત્યભામાજી**, હું ઘણી દલગીર છું કે, તમે **શ્રી કૃષ્ણનાં** અર્ધાંગના થઇ, આવા ઉપાય બતાવો છો, આ જેટલા ઉપાય તમે કહ્યા એ તો નાલાયક સ્ત્રીઓ માટે છે; કારણ જે નાલાયક સ્ત્રીઓ હોય તે દોરા ધાગા અને મંત્ર જંત્ર જેવા ઉપાયો પોતાના પતિને (કામણ) વશ કરવા માટે કરે છે. સાંભળો; જે ઉપાય તમે બતાવ્યા એમાંનો કંઇ ઉપાય વશ કરવા માટે કોઇ સ્ત્રી કરે, અને તેનો પતિ તે વાત જાણે તો જેમ સર્પને ઘરમાં આવેલો જોઇ ઉમંગ થાય તેમજ પોતાના સ્વામીને થાય, અને તે પોતાને દુઃખી માને, માટે સ્ત્રીને વશ મંત્રથી કદી પોતાનો સ્વામી થતો નથી; વળી મૂર્ખ અને નીચ સ્ત્રીઓ પોતાના ધણીને વશ કરવાના બીજા નીચે જણાવેલો ઉપાય કરે છે.

કોઇની પાસે ઔષધ કરાવી, પોતાના સ્વામીને તે ખવરાવે છે, એ ખાવાથી પતિ નાશ પામે છે, અગર બેભાની થઇ વધારે દુઃખી

થાય છે; અને કોઇ વાર તો તેથી આંધળા, બેહેરા, જલંદરવાળા, કોઢીઆ, બળ વગરના, પુરૂષાર્થ વીનાના થઇ જાય છે, માટે સ્ત્રીઓએ પોતાના પતિનું કદી અવળું કરવું નહીં. હવે હું જે ઉપાય કરી મારા પતિને વશ કરૂં છઉં તે સાંભળોઃ–

૧ મારા સ્વામીનાથ સાથે હું અહંકારથી કદી પણ બોલતી નથી; ૨ જરા પણ ક્રોધથી કોઇ દિવસ મારા પતિ સામું બોલતી નથી; ૩ તેઓ દુરથી બોલાવે તો તુરત લાખ કામ છોડી દઇ તેઓ પાસે જાઉં છઉં; ૪ ઇસારેથી પોતાની આંખની કટાક્ષથી અભિપ્રાય જણાવે કે તુરત સમજી જાઉં, અને તે પ્રમાણે ઝડપથી અમલ કરૂં છઉં; પણ ગમે તેવો શૂરવીર, પરાક્રમી, રૂપવાન, ગુણવાન, સારા પોશાકવાળો પુરૂષ દેખું તો પણ મારા પતિ પાસે હું તેને તુચ્છ ગણું છઉં, અને મને એમ તો થાયજ નહીં કે, અમુક પુરૂષ મારા સ્વામી કરતાં સરસ છે; ૬ મારા સ્વામી જમ્યા ન હોય તો હું તેના પેહેલાં કોઇ દિવસ જમતી નથી, મારા પતિ ઉભા હોય તો હું પણ ઉભી રહું છઉં. ૭ મારો પતિ બહારથી ઘરમાં આવે છે તે વખતે હું ઘરમાંથી સર્વે કામ છોડી તેની પાસે આવી, તેને બેસવા માટે વિનંતી કરી આશન આપી બેસારૂં, અને પાણી આપી પીવા વિનંતી કરી આશન આપી બેસારૂં, અને પછે તે ખુશીમાં આવ્યા છે કે કંઇ વિચારમાં છે કે કંઇ ચિંતામાં છે તે જાણું, અને તે બાદ તેની સાથે સમયાનુસાર અતિ નમ્રતાથી વાતચીત કરૂં; ૮ ઘરમાં સાહિત્ય ઠામ વાસણ વિગેરે કુલ સાફ અને સ્વચ્છ રાખું છઉં; ૯ મારે હાથે રસોઇ કરી પ્રીતીથી તેની મરજી અનુસાર જમાડું છઉં; ૧૦ ઘરમાં ધાન્ય આદિ પદાર્થ સાચવી સંભાળી સારાં રખાવું છું; ૧૧ તિરસ્કાર પૂર્વક હું કોઇની સાથે બોલતી નથી; ૧૨ દુષ્ટ કે ખરાબ સ્ત્રીઓની સોબત કદી હું કરતીજ નથી; ૧૩ ઘરમાં કે બહાર કોઇ જગ્યોએ હું પુરૂષ સાથે એકાંતમાં રહેતી નથી, તેમ હાસ્ય કરી કોઇ સાથે કદી બોલતી નથી; ૧૪ ઘરના બારમાં હું ગમે તે કામ હોય તો પણ ઉભતી નથી; ૧૫

અતિ હાસ્ય કોઇ વખત કરતી નથી, અતિ રોષ રાખતી નથી, ક્રોધ તો જરા પણ રાખતી નથી, એ બધું તજીને શુદ્ધ અંતઃકર્ણથી સ્વામીની સેવા કરૂં છું; ૧૬ મારા સ્વામીની જેમાં પ્રીતિ નહોય તેમાં હું પણ ચીત કે પ્રીતિ રાખતી નથી. સ્ત્રી તિર્થ, દાન અને તપ ઇત્યાદિથી પવિત્ર થાય છે તેના કરતાં પતિની ભક્તિ વધારે પવિત્ર થાય છે. પતિ એજ સ્ત્રીના પરમેશ્વર છે.

વળી હે **સત્યભામાજી**, જ્યારે મારા સ્વામી પરદેશ પધારે, ત્યારે નીચે પ્રમાણે હું વર્તણુંક રાખું છઉં:– ૧ પુષ્પ કે ચંદન આદિ સુગંધી પદાર્થને પસંદ કરતી નથી. તે વિનાની વ્રતવાન થઇ રહું છઉં. ૨ મારા સ્વામી મને શરીર સારૂં રહેવા માટે કહી જાય કે તમારે અમુક પદાર્થ ખાવો કે ન ખાવો તે પ્રમાણે હું વરતું છઉં. ૩ નીતિ બરાબર રાખું છઉં. ૪ હું મન-કર્મ વચને પતિજ દેવતા અને ગતી રૂપ છે એમ માનું છઉં. વળી ગુણ ગ્રહી ચાલું છઉ તે પણ તમોને કહુ છઉં. ૫ મારા પતિની મરજી પ્રમાણે અલંકાર, વસ્ત્ર વગેરે પહેરૂં છઉં. ૬ મારી સાસુ સસરાની નિંદા કોઇ દિવસ કરતી નથી. ૭ મારી સાસુને ખાન પાન કરવાના પદાર્થ, વસ્ત્ર તથા જણસ ભાત તેની મરજી અનુસાર હાજર કરૂં છઉં. ૮ મારી સાસુ જે માગે તે હાજર કરવામાં જરા પણ કસુર કરતી નથી, તથા તેની સામું તાણીને કે ખેંચાઇને હું કોઇ દિવસ બોલતી નથી.

વળી મારે તમને જણાવવું જોઇએ કે, આપણા પતિ રાજા છે, તો આપણે રાજ્યકાજ વિશે સઘળું જાણવાની જરૂર છે તે પ્રમાણે હું શું શું જાણું છું તે તમને કહું છું તે સાંભળો.

૧ રાજ્યમાં જે જે દાસ કે દાસીઓ છે તેનાં સર્વનાં નામ, ગુણ, તેનાં ભોજનનાં સાહીત્ય, તેમને પેહેરવાનાં વસ્ત્ર તથા તે કોણ-ક્યા કામને લાયક છે તે સર્વ જાણું છઉં.

૨ મારા સ્વામીની રાજ્યની આવક તથા ખર્ચની શું વ્યવસ્થા છે, તે તમામ જાણું છઉં.

૩ મારા પતિ ( રાજા ) જ્યારે પોતાની ગેરહાજરીમાં જે જે કાર્યો સંભાળવાને સોંપી જતા તે સર્વ હું મારાં પોતાનાં સઘળાં કામો તજીને તે સંભાળતી હતી, તથા રાજ્યના ભંડારમાં શું શું છે તે તમામ હું જાણતી હતી.

મારા પતિની સહાયતામાં કે મદદમાં રાત દિવસ કોણ કોણ રહે-નાર છે તે તમામને હું સારી રીતે જાણતી હતી. મારા સ્વામી ઉઠયા પહેલાં હું હમેશાં ઉઠું છઉં, અને સુતા પછે સુવું છઉં. એ પ્રમાણે મારી રેહેણી કેહેણી તથા વર્તણુંક છે, જે ગુણને લઇ મારા પતિ મને વશ થએલા છે, કાંઇ તમે બતાવ્યા પ્રમાણે હીલ ચાલ કરે વશ થએલા નથી, માટે હે સત્યભામાજી ! તમે ઉપર પ્રમાણે રહેણી રાખો તો તમારા પતિ તમને વશ થાશે, છતાં પણ તમારે તમારા સ્વામી **શ્રી કૃષ્ણ** સાથે નીચે પ્રમાણે વર્તવું, તેથી તે વશ થાશે. મતલબ આપણે આપણા સ્ત્રીઓના જે ખાસ ધર્મ છે તે પ્રમાણે વર્તતાં આપણા પતિ આપણે વશ ન થાય તો પછે તે કેમ વશ ન થાય તેનો વિચાર કરો, છતાં પણ તમારે કેમ વર્તવું તે કહું છઉં.

હે પ્રીય સખી ! **સત્યભામાજી** ! સ્ત્રીઓનું સર્વ દૈવત પતિ સમાન દેવતા સહિતમાં કોઇ છેજ નહીં, જેના ક્રોધથી સર્વ નાસ થાય છે અને જેની ખુશીથી સર્વ રીતે સ્ત્રીઓનું કલ્યાણ થાય છે, સ્વામીની પ્રસન્નતાથીજ સ્ત્રીને, પુત્ર, સારાં વસ્ત્રાલંકાર આદિ અનેક પ્રકારના આનંદ પ્રાપ્ત થાય છે, માટે **શ્રી કૃષ્ણને** એમજ થાય કે હુંજ આને એટલે તમને પ્રીય છું. એમ તમે તેની સાથે વર્તીને શુદ્ધ અંતઃકર્ણથી સેવા કરો. જ્યારે **શ્રી કૃષ્ણ** બાહારથી આવે કે ઝટ તમારે તેની સામે જવું, પધાર્યા કહી બેસવા આસન દેવું અને પાસે ઉભવું તથા સારી રીતે માન આપવું. પતિ ચાકરને કે હરકોઇ માણસને કાંઇ કામ ચીંધે ત્યાં

તરત પોતે વચમાંથી તે કામ કરી ઉભું રહેવું. તેથી પતિને એમ જણાય કે, આ સ્ત્રી મારી ઠીક ચાકરી કરે છે.

તમારા સ્વામી કંઇ છાની વાત કહે અને તે પછી ફરી તમને એમ કહે કે, આ વાત ગુપ્ત રાખી મનમાંજ સમજશો. કયાંઇ કેશોમાં તો તમારે કોઇને નજ કહેવી. તમારા સ્વામીને જે વાતમાં પ્રીતિ હોય. તેમાં તમારે પણ પ્રીતિ રાખવી. જે તમારા સ્વામીના મિત્રો અને ભાઇઓ વગેરે હોય તેને તમારા સ્વામીની આજ્ઞા પ્રમાણે ભોજનાદિકથી સંતુષ્ટ કરો અને તમારા સ્વામીથી વિરૂદ્ધ હોય તેના માટે મનમાં ભય પામો. તમારા પુત્રાદિકથી માંડીને તમારે કોઇ સાથે એકાંતમાં રેહેવું નહીં,

**૧૯૦ સત્યભામાજી**-પ્રીય બેહેન દ્રૌપદી! સ્ત્રીનું શું કર્તવ્ય છે તે મને કહો?

**દ્રૌપદિજી**-સ્ત્રીનો ગુરૂ, માતા પિતા, વિદ્યા શિક્ષક, વિદૂષી વનીતા અને પતિ વગર બીજો કોઇ થઇ શકતો નથી; તેમ પતિ પ્રેમ પાઠ અને પતિ પ્રેમ જાપ અને પતિ પ્રેમ ભકિત અને પતિ દર્શન-એજ તેનું ભણતર કે ધર્મધ્યાન જે કહો તે છે.

સાસુ સસરાને માબાપ સમાન સમજીને પ્રેમથી તેમની સેવા પૂજા કરવી, અને સૌથી પહેલું પતિનું કાર્ય પ્રસન્ન ચિત્તે કરવું.

ઘરમાં જે નિત્ય પ્રત્યે ખર્ચ થાય તે યાદ રાખવો અથવા લખી રાખવો અને દરેક સંધ્યાએ પોતાના પતિને સંભળાવવો. આવક કરતાં ખર્ચ વધારે ન થાય એવો પ્રબંધ રાખવો. પતિની ગેરહાજરીમાં ઘેર મેમાન આવે તો પોતાની આબરૂ સાચવતાં, પોતાના ઘરની શકિત અને આબરૂ પ્રમાણે પરોણાગત સારી રીતે કરવી.

જે વસ્તુ ધાન્ય વગેરે ઘરમાં હોય તે બગડી કે સળી ન જાય તેની કાળજી રાખવી, શું શું વસ્તુ ઘરમાં નથી અને મંગાવવી છે, તેની સંભાળ રાખવી. ઘરનાં સૌ જમીને ઉઠે ત્યારે પોતે ભોજન કરવું.

પતિથી કોઇ પણ પ્રસંગે રીસાવું નહિ તથા વસ્ત્ર કે ઘરેણાં યા

કાંઇ વસ્તુ બાબત હઠ અને કંકાસ કરવો નહિ. જો કાંઇ કસુર થઇ હોય તો તે માની જવી અને તેની માફી માગવી.

પતિનો કે ઘરનો ગુપ્ત ભેદ ભરમ—મોભો—એબ કોઇ આગળ ન કહેવાં એટલુંજ નહિ પણ તેની કોઇને પણ ખબર પડવા ન દેવી. પતિપર અંતરમાંથી ખરેખરો પ્રેમ રાખશો તો તે તમારે આધીન રહેશે અને તેની આગળ તમારો મરતબો વધશે. પતિની સાથે વિનયથીજ બોલવા ચાલવાનો અભ્યાસ રાખવો. ક્રોધથી તડકીને કદાપી ન બોલવું.

**૧૯૨ દ્રૌપદી**—ધૌમ્યઋષિ! જેનો પતિ પરદેશ ગયો હોય તે પ્રોષિતભર્તૃકા સ્ત્રીનો શું ધર્મ છે તે મને કહો?

**ધૌમ્યરુષિ**—દ્રૌપદી પતિ બહાર ગામ જવાને નિકળે ત્યારે સ્ત્રીએ અપશુકનનાં વચનો કહેવાં નહીં; તેને ના પાડીને જતાં અટકાવવો પણ નહીં; તેમ તે વખતે રડવું નહીં. પતિ પરદેશ ગયો હોય ત્યારે સ્ત્રીએ નિત્ય શરીરપર તેલ વગેરે ચોળીને નાહાવું નહીં. પણ શુદ્ધિને માટે સાધારણ સ્નાન માત્રજ કરવું તથા પતિના આયુષ્યની રક્ષા માટે નિત્ય સૌભાગ્ય વ્રતો કરવાં. સ્ત્રીએ હમેશાં ઘરેણાં પહેરવાં નહીં પરંતુ થોડાં માંગલિક આભૂષણોજ પહેરવાં તથા દેવતાઓની આરાધના કરવામાં અને પતિનું હિત કરવામાં તત્પર રહેવું. જો પતિ ભરણપોષણનો બંદોબસ્ત કરીને પરદેશ જાય, તો જયાં સુધી તે પરદેશમાં રહે ત્યાં સુધી સ્ત્રીએ પતિવ્રતાના નિયમો પાળીને રહેવું, પરંતુ ભરણપોષણને માટે કંઇ બંદોબસ્ત કર્યા વિનાજ પરદેશ જાય તો પછી સ્ત્રીએ રેંટીઓ કાંતીને અથવા તો બીજો નિર્દોષ ધંધો કરીને પોતાનો નિર્વાહ કરવો. પતિ પરદેશ જાય ત્યારે સ્ત્રીએ સાસુની પાસે સુવું, પરંતુ તેનાથી દૂર બીજી જગ્યાએ સુવું નહીં, તથા દરરોજ પ્રયત્ન પૂર્વક પતિના સમાચારો મંગાવ્યા કરવા. સ્ત્રીએ પતિના કુશળ સમાચાર જાણવા માટે તેની પાસે સેવકો મોકલવા. પ્રસિદ્ધ પ્રસિદ્ધ દેવોની પતિના કલ્યાણને માટે પ્રાર્થના પણ કરવી. શરીરપર ચંદનાદિક સુગંધી પદાર્થો લગાડવા નહીં, ફુલની માળા પહેરવી નહીં,

આંખમાં આંજણ આંજવું નહીં, નખ ઉતરાવવા નહીં, માથાના વાળને ઓળીને બહુ શોભા કે ઠાઠમાઠ કરવો નહીં તથા દાંતને રંગ વગેરે લગાડીને શોભાયમાન કરવા નહીં. જેનો ધણી પરદેશ ગયો હોય તેવી સ્ત્રીએ રમત ગમત, શરીરનો શૃંગાર. સભાઓમાં જવું, ઉત્સવો જોવા જવા, બહુ હસવું તથા પારકે ઘેર જવું, આટલી બાબતનો ત્યાગ કરવો. તેમ દાંત કાઢવા નહીં, પરપુરૂષોની સાથે મશ્કરીઓ કરવી નહીં, પારકી ચેષ્ટાઓ જોવી નહીં, મરજી પ્રમાણે ભટકવું નહીં તથા પરપુરૂષના શરીર વડે પોતાનું શરીર દબાય તેમ બેસવું નહીં. એક વસ્ત્ર પહેરીને ભટકયા કરવું નહીં, પરંતુ અંદર ઘાઘરો પહેરવો, નિર્લજ્જ રીતે માથાપરનો છેડો ઉતરી જાય અથવા તો ચોળી ખસી જાય તેમ બેસવું ઉઠવું નહીં, તથા મરજી મુજબ ભટકયા કરવું નહીં, કારણ કે આ દોષો સ્ત્રીઓને હમેશાં દુઃખ દેનારા કહેલા છે. બૃહન્નારદીયપુરાણ.

**૧૯૨ દ્રૌપદી**-ધૌમ્યરૂષિ ! ગર્ભવંતી સ્ત્રીનું શું કર્ત્તવ્ય છે તે કહો?

**ધૌમ્ય રૂષિ**-સ્ત્રી જયારે ગર્ભવતી થાય છે ત્યારે તેણે નીચે પ્રમાણે નિયમો પાળવા. ગર્ભવતીએ હમેશાં મોહોડું પ્રસન્ન રાખવું, સ્વધર્મમાં પરાયણ રેહેવું, બહારથી તથા અંદરથી સ્વચ્છ રેહેવું, ગર્ભનું રક્ષણ કરવું, સુંદર વસ્ત્રાભુષણ પેહેરીને શણગાર સજવો. ગર્ભવંતીએ દુષ્ટ સ્ત્રીઓની સાથે વાતચીત કરવી નહીં, સુપડાંનો પવન લેવો નહીં, જેનાં છોકરાં મરી જતાં હોય તેવી સ્ત્રીઓની સાથે બેસવા ઊઠવાનો સંબધ રાખવો નહીં તથા પારકે ઘેર જમવું કરવું નહીં. બહુ લુખો ખોરાક ખાવો નહીં, બહુ ખોટો ખોરાક પણ ખાવો નહીં, તથા ભારે ખોરાક પણ ખાવો નહીં. ગર્ભવતીએ પંચમાસીધી ક્રિયા થઇ ગયા બાદ ઉગ્ર ઓષધો અને ખાર ખાવા નહીં, મૈથુન સેવવું નહીં, તેમ ભાર ઉપાડવો નહીં. ગર્ભિણી સ્ત્રીએ અમાંગલિક વાણી બોલવી નહીં, વધારે હાસ્ય કરવુ નહીં, મોહોડું ચઢાવવું નહીં, નાહાવું હોય, ત્યારે પાણીમાં સર્વૌષધિ નાંખીને તે પાણીથી નાહાવું. ઝાડપર ચઢવું નહીં, ટીલાપર ચઢવું નહીં,

સમુદ્રમાં પ્રયાણ કરવું નહીં તથા ઉંડી ખાઇને પણ ઉલ્લંઘવી નહીં. આ પ્રમાણે જે આચરણ કરે છે તે, જે પુત્રને જન્મ આપે છે તે ઉત્તમ ગુણવાળો થાય છે.

## ૧૯૩ માર્કંડેયમુનિયે પતિવ્રતાના પ્રભાવ વિષે કૌશિક બ્રાહ્મણને કહેલો ધર્મબોધ.

કૌશિક નામનો કુળવાન અને વેદવેત્તા તથા તપનો ભંડાર ધર્મનિષ્ટ બ્રાહ્મણ હતો તે વેદના મંત્રોનું અધ્યયન કરતો કરતો કોઇ ઝાડ નીચે બેઠો, તે ઝાડ ઉપર બેઠેલી એક બગલીએ કૌશિકની ઉપર ચરક નાખી તે જોઇ કૌશિક ઘણો ક્રોધાયમાન થયો અને ઉંચું જોયું તો બગલીને દીઠી. પોતાની ક્રૂર (શ્રાપ લાગે એવી) દૃષ્ટિને લીધે તે બગલી જમીનપર પડતાં વેતજ મરણ પામી. તે જોઇ કૌશિકને દયા આવી અને મનમાં શોકાતુર થઇ ખેદ કરવા લાગ્યો કે મારા ક્રોધથી ન કરવાનું કાર્ય થયું. અરે ! મેં નિરપરાધી બગલીને મારી મારા જેવો પાપી આ જગતમાં કોઈ નથી. એમ મનમાં અત્યંત શોકાતુર થતો ગામમાં ભિક્ષા માગવા ગયો. પ્રથમ જે ગૃહસ્થને ત્યાં ગયો હતો ત્યાં જઇ ભિક્ષા માગી, ત્યારે સ્ત્રીએ કહ્યું કે મહારાજ ! ઉભા રહો હું ભિક્ષા આપું છું. પતિવ્રતા સ્ત્રી ભિક્ષા આપવા વાસણ લેતી હતી તેટલામાં તે સ્ત્રીનો પતિ ઘરમાં આવ્યો. તેને જોઇ પતિની સેવામાં પરાયણ થઇ બ્રાહ્મણને ભિક્ષા આપવાનું ભૂલી ગઇ.

પતિની વિધિપૂર્વક સેવાનો નિયમ હતો તે પ્રમાણે જે કાંઇ આહારને માટે ભક્ષ્ય પદાર્થ લઇ ભોજન કરાવતી હતી અને બાકી રહે તે પોતે ભોજન કરતી હતી. કારણ કે પતિવ્રતાના ધર્મ પ્રમાણે મન, વાણી, અને કાયાથી પણ પર પુરૂષનું ચિંતવન ન કરતાં કેવળ સ્વામિભક્તિમાં રહેતી હતી. કારણ કે સ્વામીથીજ આ જગતમાં સ્ત્રીઓને સર્વ સુખ તથા કીર્ત્તિ મળે છે. સ્વામી ભક્તિમાં તત્પર રહી પોતાના સ્વામીનું શુભ ચિંતવન કરતી હતી. તેટલામાં યાચના કરનાર કૌશિક બ્રાહ્મણને

જોઇ મનમાં વિચાર કરવા લાગી કે પતિની સેવામાંજ તત્પર રહી એટલે બ્રાહ્મણને ભિક્ષા આપવી ભૂલી ગઇ તેથી લજ્જા પામી તરત ભિક્ષા લઇ બ્રાહ્મણને આપવા ગઇ. તે જોઇ કૌશિક ક્રોધાતુર થઇ બોલ્યો કે, હે સતિ ! તમે બોલ્યાં કે હે મહારાજ ! ઉભા રહો હું ભિક્ષા આપું છું. આમ કહ્યા છતાં આવું વિપરીત કાર્ય શું કર્યું ? જો તમે મને ના પાડી હોત તો હું ખોટી ન થાત. આમ ક્રોધાતુર થઇ સ્રીને કહેવા લાગ્યો તેટલામાં સ્ત્રી મનમાં ખેદ પામી કૌશિકને શાંત કરી નમ્રતાથી બોલવા લાગી. હે મહારાજ ? અપરાધ ક્ષમા કરવા આપ સમર્થ છો. કારણ કે પતિવ્રતા સ્ત્રીઓને આ જગતમાં પતિ સમાન દૈવત બીજું કોઇ પણ નથી, માટે તેની સેવા કરવામાં હું આપને ભિક્ષા 'આપવાનુ' ભૂલી ગઇ તેથી મારો અપરાધ ક્ષમા કરો. સ્રીનું વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો હે સતિ ? મારા જેવા વિદ્વાન્ બ્રાહ્મણો શુ શ્રેષ્ટ ગણાતા નથી ? કે તું તારા પતિને વિશેષ માની મારી નિંદા કરે છે ? વળી ગૃહસ્થાશ્રમમાં રહી કોઇને ભિક્ષા આપવાનું કબુલ કરીને તેનો ત્યાગ કરી તારા સ્વામીને વધારે મોટો માને છે ?

કૌશિક-હે પતિવ્રતા સ્ત્રી ! તે કોઇ મહાત્માની પાસે ધર્મનો બોધ લીધો નથી એમ મને લાગે છે. કારણ કે વિપ્રને ઇંદ્ર સરખા દેવતા પણ માને છે, તો મનુષ્ય નમે તેમાં કાંઇ પણ સંદેહ નથી. વળી હે સતી ધર્મ પાળનારી સ્ત્રી બ્રાહ્મણો અગ્નિ પ્રમાણે તેજસ્વી ગણાય છે. જેમ સઘળી વસ્તુ અગ્નિ બાળી નાખે છે તેમ બ્રાહ્મણોને જ્યારે ક્રોધ ચઢે છે ત્યારે પૃથ્વી પણ બાળી મુકે છે. માટે જગતમાં બ્રાહ્મણ સમાન કોઇ શ્રેષ્ટ નથી. એમ કૌશિકનું વચન સાંભળી પતિવ્રતા સ્ત્રી તેને ઉત્તર આપે છે.

**પતિવ્રતા**-તપના ભંડાર રૂપ હે દ્વિજોતમ ! તમે ક્રોધ કરી તમે બગલીને બાળી મુકી તેમ મને બાળી મુકશો નહીં અને તમારો ક્રોધ શાંત કરો. કારણ કે ક્રોધ દૃષ્ટિથી મને શું કરશો ? વળી બ્રાહ્મણો

દેવતા સમાન ગણાય છે અને મારો કાંઇ તમારા સરખા મહાત્માનું અપમાન કરવાનો ધર્મ નથી. તમારા સરખા બ્રાહ્મણોનાં તેજનો મહિમા મને ખબર છે, માટે મારો જે અપરાધ થયો હોય તે ક્ષમા કરો અને આ ભિક્ષાને ગ્રહણ કરો. જેઓનું મહાન્ તપ શું ન કરી શકે ? જેમ અગસ્ત્યઋષિ સમુદ્રનું પાન કરી જઇ પાછો મૂત્રદ્વારા કાઢી નાખ્યો એથી ખારો થઇ ગયો. માટે અપરાધ ક્ષમા કરો. તમારા જેવા મહાન્ પુરૂષોના પ્રતાપ હજુ સુધી પણ જગતમાં વિખ્યાત છે. હે દ્વિજોતમ ! આ જગતમાં મહાત્માને કોઇ પણ પ્રકારને ક્રોધ થતો નથી, અને વખતે ક્રોધ આવે છે તો માત્ર થોડો વખત રહે છે, તમે આવા સમર્થ છતાં પણ ક્રોધ વિશેષ કરો છો એ યોગ્ય નથી માટે મારો જે અપરાધ હોય તે ક્ષમા કરો, ને ભિક્ષા ગ્રહણ કરો. હે મહારાજ ! મને સ્વામિ સેવા શિવાય બીજો કોઇ પણ ધર્મ વિશેષ લાગતો નથી. કારણ કે સર્વ દેવતમાં સ્વામી સમાન પરમ દૈવત બીજું કોઇ પણ નથી એમ હું માનું છું. માટે સ્વામી ભક્તિમાં હું તત્પર હતી તેથી તમને ભિક્ષા આપવાનું હું ભૂલી ગઇ.

**પતિવ્રતા**–હે મહારાજ ! જેમ બની શકે તેમ પતિ સેવા કરવી એજ મારા જેવી સ્ત્રીઓનો ધર્મ છે. અને પતિ સેવા કરવાથી શું ફલ થાય છે તે સાંભળો. તમે ક્રોધાયમાન થઇ ઝાડપર જે બગલી બેઠી હતી તેને તમે બાળી મુકી તે સર્વ વૃતાંત મેં કેવળ પતિ ભક્તિથીજ જાણ્યું છે કારણ કે મનુષ્ય માત્રનો શત્રુ ક્રોધ સમાન બીજો કોઇ પણ નથી. માટે તમારા શરીરમાં રહેલા ક્રોધ રૂપી શત્રુને દૂર કરો. કારણ કે બ્રાહ્મણનું લક્ષણ નિચે પ્રમાણે છે.

**પતિવ્રતા**–હે મહારાજ ? જે ક્રોધ તથા અહંકાર છોડી દે છે, તથા દરરોજ સાચું બોલે છે અને ધર્મપર પ્રીતિ રાખી જગતમાં સદાચાર પાળી વર્તે છે તથા વેદ ભણે છે તેને બ્રાહ્મણ કહે છે વિગેરે અનેક પ્રકારનાં ધર્મનાં દૃષ્ટાંતો આપી કહ્યું કે મારી બુદ્ધિ એમ પોંહોચે

છે કે તમે બરાબર ધર્મને જાણતા નથી. નહી તો તમે આટલો ક્રોધ કરી મારી સાંમ બોલો પણ નહીં. તમે આ ધર્મ જાણવા ઇચ્છતા હો તો હું તમને એક નગર બતાવું છું ત્યાં જઇ બરોબર ધર્મ શીખો. જેથી કોઇ પણ પ્રાણીપર ક્રોધ કરશો નહીં, મિથિલા નગરીમાં જઇ એક **ધર્મવ્યાધ** છે તેને જઇ ધર્મ પુછો કારણ કે જગતમાં માતા પિતાનું પૂજન કરવું. સત્યપણે બોલવું, અને જીતેંદ્રિયપણે રેહેવું એ નિયમો તે **વ્યાધ** પાળે છે. તે પારાથી હજુ પણ તે નગરીમાં છે અને તે તમને ઉત્તમ ધર્મનો બોધ કરશે, માટે હે દ્વિજોતમ ! તમે ત્યાં જાઓ તમારૂં કલ્યાણ થશે. હું જે અયોગ્ય વચન તમારા આગળ બોલી હોઉં તે ક્ષમા કરશો કારણ કે જેઓ પોતાના સદાચરણમાં રહે છે તેઓથી મારા જેવી સ્ત્રીઓનો વધ થતો નથી. જેમ તમે વિદ્વાન છો તેમ હું પણ પતિભક્તિથી તથા સદાચરણ પાળવાથી પતિવ્રતા ગણાઉં છું. આમ સતીનાં વચન સાંભળી તે બ્રાહ્મણ નિચે પ્રમાણે બોલી પોતાને ઘેર જવા નિકળે છે.

**કૌશિક**–હે સતિ ! તારાં વચન સાંભળી મારા મનનો ક્રોધ શાંત પામ્યો છે, અને તમારાપર પ્રસન્ન થયો છું, કારણ કે તમારામાં કાંઈ પણ ખરાબ દોષ નથી. વળી તેં મારૂં કલ્યાણ કર્યું કે તેં પોતાના પતિ સેવાનો ખરો ટેક રાખ્યો, કારણ કે સ્ત્રીઓને જગતમાં પતિ સમાન બીજો ધર્મ નથી અને હું મિથિલા નગરીમાં જઇ સઘળો ધર્મ શિખીશ.

**માર્કંડેયઋષિ**–હે યુધિષ્ટિર ! આ પ્રમાણે તે બ્રાહ્મણ પોતાના આત્માનો તિરસ્કાર કરતો ઘેર ગયો, માટે પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના સ્વામી શિવાય બીજાની સાથે કુકર્મની ઇચ્છા રાખવી નહીં. આ જગતમાં પતિ ભક્તિ કરશે તેના પોતાના મનોરથ સિદ્ધ થશે અને આ લોક પરલોકમાં ઉત્તમ સુખ મેળવશે.

**૧૯૪ યુધિષ્ઠિર**-પિતામહ ! પરસ્ત્રીમાં આસક્તિ (વ્યભિચાર)થી શું હોય તથા હાની થાય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-વ્યભિચાર થવાનું કારણ સ્ત્રીઓ છે, કેમકે તેમના હાવભાવથી પુરૂષો લલચાઇને ફસાઇ જાય છે. પણ વિચાર દૃષ્ટિથી જોતાં સ્ત્રીઓ કંઇ વ્યભિચારનું કારણ ભાસતી નથી; કેમકે તેઓ જેમ અનેક ચેષ્ટાઓથી પુરૂષોનાં મન ખેંચે છે, તેમ પુરૂષો પણ પોતાની ચેષ્ટાથી સ્ત્રીઓનાં મન હરણ કરે છે. એ તો બન્નેમાં સરખુ છે, માટે બુદ્ધિમાન પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે જવું નહીં, કેમકે તેથી દુઃખ થાય છે. વળી જેને ઘણું જીવવાની ઇચ્છા હોય, તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો; કારણ આહીં ! હરિણી સરખાં નેત્રવાળી **સીતા** નિમિત્ત રાવણનાં દશ મસ્તક પણ રખડયાં, નીચ મનુષ્યોએ એકાંતમાં કરેલું જારકર્મ, ખાધેલાં લસણની પેઠે લોકમાં જાહેર થઇ જાય છે, માટે બુદ્ધિમાને સકલજનોએ ધિઃકારેલું તે કર્મ કરવું નહીં; કેમ જે ક્ષણમાત્રના સુખ વાસ્તે પ્રતિષ્ટા તથા ધનનો નાશ થાય છે વળી સીતાનું હરણ કરવાથી રાવણ, તારાને હરી લેવાથી વાલી, અને દ્રૌપદીની છેડ કરવાથી કીચકો મરણ પામ્યા; તેથી કોઈ કાળે પણ પર સ્ત્રીમાં પ્રિતિ કરવી નહીં. પારકી સ્ત્રીની અપ્રાપ્તિ જાણવા છતાં પણ જે પુરૂષ તેને જુવે છે તથા તે વિષે ઇચ્છા પ્રમાણે મનોરથ કરે છે, તે વૃથા પાપ ભોગી થાય છે. જે પુરૂષ પાણી ભરવાને માર્ગે, ગામની બહાર, જંગલમાં અથવા નદિયોને કાંઠે પરસ્ત્રી સાથે ખરાબ નિષ્ટાથી ભાષણ કરે તે વ્યભિચાર કર્યાના દોષને પામે છે. પારકી સ્ત્રીને ભેટ મોકલવી, તેની સાથે હસવું, બોલવું તથા રમત કરવી, અડકવું અને તેની સાથે ઢોલીયા ઉપર બેસવું એ સર્વે વ્યભિચાર કહેવાય છે વળી ન અડકવાને ઠેકાણે જે પરસ્ત્રીને સ્પર્શ કરે અથવા પોતે તેણે કરેલા સ્પર્શને સહન કરે, તો એવી પરસ્પરના અનુમતથી, થતી સર્વે ક્રિયા વ્યભિચાર કહેલ છે.

સ્ત્રી પુરૂષનું આકર્ષણ લોહચુંબકની પેઠે કંઇ વિલક્ષણ પ્રકારનું છે. તેથી તે બન્ને કદાપી શુદ્ધ હોય, તોપણ લોક નિંદાને પાત્ર થાય છે.

**૧૯૫ યુધિષ્ઠિર**-પિતામહ ! અયોગ્ય અવસ્થાવાળાં ગૃહસ્થાશ્રમીનુ શું પરિણામ થાય તે કહો ?

**ભીષ્મપિતામહ**-વય વગરની સ્ત્રી પુરૂષની પ્રીતી સદા નભતિ નથી, ને તેમને શરીર સંબંધી હાનિ થવાનો સંભવ રહે છે. કારણ કે હાથમાં ગ્રહણ કરેલી, આગળ ધરેલી અને સ્નેહે કરી નિરંતર વૃદ્ધિ પમાડેલી દીવીની પેઠે, વૃદ્ધની સ્ત્રી પણ અવસ્ય પરોપકારને અર્થેજ હોય છે. ચંદ્રને વિષે ટાઢથી પીડાયલાનાં તથા રવીને વિષે ધામથી પીડાયલાનાં મનની પેઠે. જુવાન સ્ત્રીઓનું મન, જરાએ કરી જીર્ણ થયેલી ઇંદ્રિયોવાળા પતિને વિષે રમતું નથી. કેમકે અભ્યાસ વિનાશાસ્ત્ર, અજીર્ણમાં ભોજન, ભુખ્યાને વાર્તા તથા તરૂણીને વૃદ્ધ વિષ સમાન લાગે છે.

**૧૯૬ યુધિષ્ઠિર**-પિતામહ ! રજસ્વલા (અડકાએલી) સ્ત્રીઓનું શું કર્ત્તવ્ય છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-રજસ્વલા સ્ત્રી પ્રથમ દિવસે ચાંડાલણના જેવી સમજવી, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારી સ્ત્રીના જેવી જાણવી, ત્રીજે દિવસે ધોબણના જેવી જાણવી, અને ચોથે દિવસે સ્ત્રી શુદ્ધ થાય છે. માટે ત્રણ દિવસમાં અડકાયેલી સ્ત્રીને અડવું નહી. રજસ્વલા સ્ત્રીએ નાહાવું નહીં, બહુ પવિત્રપણે પણ રેહેવું નહીં, ગાવું, રડવું, હસવું, પંથ કરવો, શરીરે તેલનું મર્દન કરવું, અને શરીરપર ચંદનાદિક સુગંધી પદાર્થો ચોપડવા નહીં તથા દેવતાઓને નમસ્કાર કરવા નહીં. રજસ્વલાએ દિવસે સુવું નહીં, ત્રણ દિવસ કાષ્ઠનું દાતણ કરવું નહીં, કારણ કે વનસ્પપિ દેવરૂપ છે માટે તેના સ્પર્શથી પ્રાયશ્ચિત લાગે છે. કામનો મનમાં પણ વિચાર કરવો નહીં, તેમ વાણીથી પણ વિષયી બાબતોની વાતો કરતી નહીં, તથા દેવતાઓનું પૂજન કરવું નહીં. ત્રણ રાત્રી સુધી પોતાનું મુખ કોઇને પણ દેખાડવું નહીં, તેમ પોતાનો શબ્દ પણ કોઇને સંભળાવવો નહીં. તેણે ચોથે દિવસે સ્નાન કર્યા પછી પરપુરૂષનું મોહોડું જોયા પહેલાં સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી પંચગવ્ય કરીને પોતાના પતિનું મોહોડું જોવું. બૃહન્નારદીય પુરાણ.

**૧૯૭ યુધિષ્ઠિર**–પિતામહ ! વિધવા સ્ત્રીઓનો શું ધર્મ તથા કર્તવ્ય છે તે કહો ?

**ભીષ્મપિતામહ**–પતિ મરણ પામ્યા પછી તેની વિધવા સ્ત્રીએ બે કર્મો કરવાનાં કહ્યાં છે, કાં તો સારી રીતે વિધવા ધર્મ પાળવો અથવા તો સ્વામીની સાથે બળી મરવું. જે સ્ત્રી પતિના મરણ પછી સદાય વિધવા ધર્મ પાળે છે, તે સ્ત્રી પોતાના પતિને પરલોકમાં મળીને સ્વર્ગ લોકમાં જાય છે. પતિ મરી ગયા પછી વિધવા સ્ત્રીએ ફુલ, ફળ તથા મૂળ ખાઈને પોતાના શરીરને પાડી નાખવું, પરંતુ પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવું નહીં. સ્વામી મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળે છે, તે પુત્ર વિનાની હોય તોપણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે. વિધવા સ્ત્રીએ મસ્તકપર કેશ રાખીને તેનો અંબોડો વાળવો નહીં; કારણ કે અંબોડો વાળવાથી મરી ગએલો સ્વામી બંધનમાં પડે છે. માટે વિધવા સ્ત્રીએ સદા મસ્તકના વાળ ઉતરાવી નાંખવા. વિધવાએ સદા એકટાણું જમવું પરંતુ બીજી વખત કોઇ પણ દિવસ જમવું નહીં, અને પથારીએ સુવું. વિધવા જો ખાટલા કે પલંગપર સુવે છે તો પોતાના સ્વામીને નરકમાં નાખે છે. વિધવાએ પોતાના સ્વામીને સુખ મળે એમ વિચારી નિરંતર એક ભુક્ત કરવું, શરીર ઉપર તેલનું કે સુગંધી પદાર્થોનું મર્દન કરવું નહીં. જો પુત્ર ન હોય તો વિધવાએ દર્ભ તથા તિલથી હંમેશાં પોતાના સ્વર્ગવાસી સ્વામીનું તર્પણ કરવું. પોતાના સસરા અથવા તેમના પિતા મરણ પામ્યા હોય તો તેનું નામ તથા તેના પિતા અને તેના પિતાનું નામ પણ બોલીને નિત્ય તર્પણ કરવું તથા બ્રહ્મચર્ય પાળવું.

ગરૂડ પુરાણ.

**૧૯૮ યુધિષ્ઠિર**–પિતામહ, કયા સાત સાથે વિરોધન કે વાદ કરવો તે કહો ?

**ભીષ્મપિતામહ**–માતા, પિતા, ગુરૂ, સ્વામિ, ભ્રાતા, પુત્ર, તથા મિત્ર પ્રત્યે વિરોધ તથા અપકાર ન કરવો, તેમ સંબંધી સાથે વિરોધ,

બળવાન સાથે જાહેરમાં અદેખાઇ અને સ્ત્રી, બાળક, વૃદ્ધ તથા મૂર્ખ સાથે વાદ ન કરવો, સંબંધી સાથે વિરોધ કરવાથી એકલું પડી જવાય છે, લોકમાં અપકીર્તિ થાય છે અને વ્યવહારીક કામમાં મુંઝવણ આવેછે.

૧૯૯ યુધિષ્ઠિર-પિતામહ! ચિંતાથી કયા કયા ગેરલાભ થાય છે તે કહો?

**ભીષ્મપિતામહ**-ચિંતાતુરને સુખ તથા નિદ્રા, અર્થાતુરને સ્વજન તથા બંધુ, કામાતુરને ભય તથા લજ્જા અને ક્ષુધાતુરને બળ તથા તેજ હોતાં નથી માટે ચિંતા કરેથી કંઇ વળતું નથી, ઉલટું નુકસાન થાય છે અને બીજું કામ કંઇ સુજતું નથી.

૨૦૦ યુધિષ્ઠિર--પિતામહ! વૃદ્ધ કોણ કહેવાય તે મને કહો?

**ભીષ્મપિતામહ**-મોટું શરીર થયું એટલે તે કંઇ વૃદ્ધ ન કહેવાય, માથામાં ધોળા વાળ આવ્યાથી તે કંઇ વૃદ્ધ કહેવાય નહીં; પરંતુ બાળક છતાં જે જ્ઞાનવાન હોય તો તે વૃદ્ધ કહેવાય છે, અને દેવતાઓ પણ તેઓને વૃદ્ધ માને છે. વળી બુદ્ધિમાને શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા, ને વૃદ્ધ તથા ગુરૂના પણ દુર્ગુણ ત્યાગ કરવા, અને દેશ કાળને અનુસરી ચાલે તેજ વૃદ્ધ કહેવાય.

૨૦૧ યુધિષ્ઠિર-પિતામહ! લક્ષ્મી નીવાસ ક્યાં કરે છે તે કહો?

**ભીષ્મપિતામહ**-જ્યાં મૂર્ખનું પૂજન થતું નથી, ત્યાં અન્નનો સંગ્રહ થાય છે અને જ્યાં સ્ત્રી-પુરૂષમાં કલહ થતો નથી ત્યાં લક્ષ્મી પોતે પોતાની મેળે આવીને રહે છે.

૨૦૨ યુધિષ્ઠિર-**ભીષ્મપિતામહ**-શું અનુષ્ટાન કરવાથી મનુષ્ય ઉપવાસી અને બ્રહ્મચારી કહેવાય છે?

**ભીષ્મપિતામહ**-એકવાર દિવસમાં અને એકવાર રાત્રિમાં ભોજન કરનાર સદા ઉપવાસી કહેવાય છે. જે લોક સત્યવાદી અને જ્ઞાનનિષ્ટ થઇ કેવળ ઋતુકાળમાંજ પોતાની સ્ત્રી સંયોગ કરે છે તે સદા બ્રહ્મચારી કહેવાય છે.

શાંતિપર્વ.

**૨૦૩ યુધિષ્ઠિર**–પિતામહ! રાજનીતિ વિષે આપનો શું મત છે?

**ભીષ્મપિતામહ**–હે રાજન્! આ સંસારરૂપી સાગર તરવાને અસંખ્ય પ્રકારના વિઘ્નો નડે છે, માટે તેને દૂર કરવાને જ્ઞાનરૂપી નૌકાની ખરી અગત્ય છે. વાસ્તે દરેક મનુષ્યે (ભીખારીથી તે મોટા છત્રપતિ રાજા સુધી સર્વને) સુજ્ઞજનોની (પંડિતોની) આજ્ઞા પ્રમાણે વર્ત્તવું.

**૨૦૪ યુધિષ્ઠિર**–પિતામહ! રાજાનાં લક્ષણ વિષે આપનો શું મત છે?

**ભીષ્મપિતામહ–૧** જેમ વિજલી કાર્ય કરવામાં ઐશ્વર્ય રાખે છે તેવા ઐશ્વર્ય વાળો. **૨** જેમ વાયુ સૌને વ્હાલો લાગે છે તેમ બધાને પ્રિય અંતરની (હૃદયની) વાતોને તુરત જાણનાર, પક્ષપાત રહિત ન્યાય કરનાર; સૂર્ય સમાન ન્યાય અને ધર્મને પ્રકાશક, અવિદ્યા અને અન્યાય રૂપ અંધકારનો વિરોધી; અગ્નિ સમાન દુષ્ટ શત્રુને ભસ્મ કરનાર;વરૂણ સમાન દુષ્ટોને પકડીને બાંધનાર, ચંદ્રની સમાન વિદ્વાન, બુધ્ધિવાન સજ્જન શ્રેષ્ટ પુરૂષોને આનંદ આપનાર; કુબેર સમાન ભંડારને ભરપૂર કરનાર; સુર્યના તેજ સમાન સૌના મનને તપાવનાર એટલે જેની સાથે કોઇ પણ ક્રૂરદૃષ્ટિથી જોઇ ન શકે તેવો; ગંભીર એટલે મહાશય અભિપ્રાયવાળો; ધર્મયુકત ધર્માત્મા, કામ, વ્યસન ને ક્રોધ રહિત; તેજસ્વીને શૌર્યવાન; આળસ રહિત સ્ફુર્ત્તિવાળો; દાનશીલ; રક્ષાકારી; સામ, દામ, ભેદ, અને દંડમાં ચતુર; ઉન્નતિ અને પુરૂષાર્થમાં ઉત્સાહી; રાજ્ય અને પ્રજાનો સેવક પોતાને સમજનાર; વર્ણાશ્રમ, વ્યવહાર, નીતિ, ભૂગોળ, ઇતિહાસ, ગણિત, ધર્મશાસ્ત્ર, પદાર્થ, સૈન્ય, જલતરણ, અશ્વ, ન્યાય, રાજ સામુદ્રીક અને શસ્ત્ર અસ્ત્ર વિદ્યાઓમાં અતિ કુશળ, શુદ્ધ; સત્વ, રજ અને તમ એમાં જે શુદ્ધ ગુણ છે તેથી શોભીત; ન્યાય અને ધર્મમાં તત્પર, દેશ અને કાળને વ્યર્થ નિર્ગમન ન કરનાર; પ્રજા સાથે પુત્ર પુત્રી સમાન વર્તનાર અને તેની ઉન્નતિ અને સુખ વધારવામાં તત્પર; શરણાગત વત્સલ, અને

પ્રતિજ્ઞા પાળવામાં અડગ; મનસ્વીપણાથી રહિત થઇ સભા, અને પ્રધાનની સમ્મતી સહિત રાજ્યકાર્ય કરનાર; સર્વને પ્રિય અને માન્ય; દુરાચાર અને દુષ્ટાચાર રહિત; શુભ ગુણ કર્મથી શોભાયમાન; વિદ્વાન અને બુદ્ધિમાન એવા લક્ષણવાળો જે પુરૂષ હોય તેજ રાજા અને એવાં લક્ષણવાળાને રાજા સ્થાપવો જોઇએ.

**૨૦૫ યુધિષ્ઠિર**–ભીષ્મપિતામહ ! જગતમાં એકજ માણસે શા માટે **રાજ્ય** ચલાવવું ?

**ભીષ્મપિતામહ**–પ્રથમ રાજા નહોતા, સર્વ **પ્રજા** ધર્મ વડે કરીને એક બીજાનું પાલન કરતી હતી, પછી જેમ જેમ મનુષ્યો લોભી થતા ગયા તેમ તેમ રક્ષણ કરવાને માટે **રાજાની** જરૂર પડતી ગઇ અને **રાજ્ય** કરવાને વાસ્તે દેવતાઓએ દૈવી પુરૂષોને નીમ્યા. પાછળથી પુણ્યશાળી પુરૂષોએ પૃથ્વી ઉપર રાજા તરીકે અવતરવા માંડયું અને ગુણોએ કરીને શ્રેષ્ટ એવા **તે** માણસની આજ્ઞાનું **પ્રજા** પાલન કરવા લાગી. તેથી એમ કહેવાયું કે રાજા અને **દેવતાઓ** વચ્ચે કંઇ તફાવત **નથી.** એટલા માટે જગત્‌ના **સરજનારે** દુર્બળને અર્થે **રાજારૂપ** બળ ઉત્પન્ન કર્યું. ચારે **આશ્રમ** તથા ચારે ધર્મનો ક્ષત્રિય ધર્મમાં સમાવેશ થાય છે માટે રાજાએ સર્વ પ્રકારે પ્રજાનું પાલન કરવું જોઇએ. શાંતિપર્વ.

**૨૦૬ ધૃતરાષ્ટ**–નારદજી કેવા લક્ષણવાળો રાજા યોગ્ય ગણાય ?

**નારદજી**–નીચે પ્રમાણે લક્ષણવાળાને રાજા સ્થાપવો જોઇએ ?

૧ બોલવાની ચતુરાઇ; ૨ હિમત; ૩ તર્ક કરવામાં કુશળપણું; ૪ સ્મરણ શકિત; ૫ વિચાર શકિત; અને ૬ નિતિ શાસ્ત્ર જાણવાની કુશળતા એ છ રાજ્ય ગુણોછે, માટે રાજાએ કે અધિકારીએ એ ગુણો અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે.

રાજાઓએ **નીતિશાસ્ત્રનું** અવલોકન કરવું જોઇએ, કેમકે રૈયતનું **પુત્રની** પેઠે પાલન કરવા સારૂં **ન્યાય** શાસ્ત્ર, નીતિ શાસ્ત્ર અને **તર્ક** શાસ્ત્ર તો અવશ્ય કરીને જાણવાં જોઇએ. '**રાજનીતિ**' એજ રાજા-

ની જીવનમાળા ગણાય છે. માટે જે રાજાના રાજ્યમાં ન્યાય અને નીતિ હોય છે, તે રાજાનું રાજ્ય એક મોટી સમૃદ્ધિવાળું ગણાય છે.

જે રાજા અન્યાય કરવાથી ખેદ પામતો નથી, ખરાબ કૃત્યોથી લજવાતો નથી અને પારકા ધનથી ધરાતો નથી તે રાજા રાજ્ય કરવાને લાયક ગણાતો નથી.

જે રાજા પોતાનો વખત આળસાઇ, બેદરકારી અને નિશ્ચીંતાઇમાં ગુજારે છે તે રાજાના રાજ્યને મોટો ધકો પહોંચી બુરી અવસ્થા થાય છે માટે રાજાઓએ આળસુ થવું નહી જોઇએ,

રાજાએ એકલા અને એકાંતમાં વાદી કિંવા પ્રતિવાદીનું વૃત્તાંત સાંભળવું નહી, તેમજ તેમનું કાર્યપણ તપાસવું નહીં, અને નોકરોની સાંભળેલી વાત પ્રસિદ્ધપણે કરવી નહીં. કેમકે રાજ્યનું કામ ગમે તેવું નાનું કે મહોટું હોય તો પણ ગુપ્તપણે સાંભલવું જોઇએ. કાંકે પ્રસિદ્ધપણે કરવાથી માંહોમાહે કુસંપ તથા ફુટ થઇ સત્ય હકને અતિ નુકશાન થાય છે.

રાજા અને પંડિતોએ જે ભાષણ કરવું તે પરિપુર્ણ વિચારી કરવું કારણ કે રાજા મિથ્યા ભાષણ કરે તો અન્ય મિથ્યા ભાષણ કરનારનો ન્યાય કોણ કરે ! માટે રાજાઓએ તો અવસ્ય સત્યજ બોલવું જોઇએ. રાજા પ્રમાણિકપણે ચાલે તો તેની પ્રજા તેને તાબે રહેવાને ખુશી બતાવે છે. કેમકે રાજા ધર્માત્મા હોય તો પ્રજા પણ ધર્મત્મા થાય છે. કારણ કે **यथा राजा तथा प्रजा** જેવો રાજા તેવી પ્રજા થાય છે.

રાજાનું કામ એ છે કે તેણે હરકોઇ પાસેથી પણ પોતાનો સ્વાર્થ સાધી લેવો ! રિપુને મૂળથીજ ઉખેડી નાંખવો; અડગ–નિડર–સાવધ રહેવું; સંપત્તિની સદા ચાહના રાખવી; ક્રોધ, હાસ્ય, અરૂચી, શાંતિ, રાજીપો, પોતાના કાબુમાં રાખી સમયાનુસાર પ્રકાશવાં; પ્રજાની સર્વે પ્રકારે અભિવૃદ્ધિ થાય તેવીજ ઇચ્છા સદૈવ રાખીને પ્રયત્ન કરતા રહેવું; રિપુને ઘેર જઇ કુશળ છતાં પણ કુશળ પૂછવું; આળસ, નામર્દાઇ,

લોકાપવાદ, ભય અને પર આશા એ પાંચ વાતો રાખવી નહીં, પોતાના શરીરની રક્ષા કરવી અને પોતાના કલંકને ઢાંકવાં, અર્થપ્રાપ્તિ માટે અનીતિ ન કરતાં યથાર્થ પ્રપંચ કરવો અને કાગડા સમાન ચંચળતા રાખવી.

પરાક્રમ કરવાં; કોઇના ભરમાવ્યા કે ભમાવ્યાથી ભરમાવું કે ભમવું નહીં.

રિપુના પક્ષને આશાદેવી, પણ તે આશા નૈમિતિક આપવી અર્થાત્ કોઇ હેતુ લાવીને વિઘ્ન નાંખી દેવું. મતલબ કે તે સમય આવે પણ જાણે ચુકી ગયા હોઇએ, એવી રીત વાપરવી.

પુત્ર, પુતા, મિત્ર અને ગુરૂ પણ જો રાજ્યકાર્યમાં અનુચિત્ત વિઘ્ન કરે, તો મારી નાંખવા ઘટે છે.

કબજામાં આવેલ રિપુ અથવા દુષ્ટ ગમે તેવાં નમ્ર દયા ઉપજાવનાર દીન વચન કહે તથાપિ તેને મારી નાખ્યા શિવાય બીજો ખ્યાલ કરવો નહીં, તો આ ખોટી દયા તમને દળી નાંખશે. (જુઓ શાહાબુદીન ઘોરી-પર પૃથુરાજ ચૌહાણની દયાનું ફળ.)

**૨૦૭ યુધિષ્ઠિર**–પિતામહ ! આ લોકમાં અને પરલોકમાં રાજા સુખી કેમ થાય, એ ઉપાય બતાવો ?

**ભિષ્મપિતામહ**–છત્રીશ વાતો રાજધર્મની અવશ્ય ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવા ભલામણ કરૂં છું. કારણ કે રાજાની ફરજ છે કે તેણે પોતાના મુલકના સર્વ પ્રાણીની રક્ષા કરવી અને તેની આ ફરજ રાજા અદા કરે છે કે નહીં તેની કસોટી કાઢવાને ઇંદ્ર અને **અગ્નિ** એ બે દેવોએ ઇચ્છા કરી. ઇંદ્રે **શ્યેનનું** અને **અગ્નિએ કપોત** પક્ષીનું રૂપ લીધું. **કપોત** પક્ષીની પાછલ **શ્યેન** પક્ષીએ તે **કપોત** પક્ષીને પોતાનો શીકાર છે એમ કહી રાજા પાસેથી માગ્યું. પણ રાજાએ કહ્યું કે " તે **કપોત** પક્ષીએ મારો આશ્રય લીધો છે તેથી હું તને તે આપીશ નહીં " **શ્યેન પક્ષીએ** કહ્યું કે ભક્ષથી વિયોગ પામેલો હું મરણ પામીશ અને

એકની રક્ષા કરતાં તું ઘણાઓની રક્ષા કરતો નથી. રાજાએ **કપોત** પક્ષી આપવાની ના પાડીને કહ્યું કે હું તને બીજો ભક્ષ આપું. પછી છેવટે એવી શરતે **શ્યેને** કપોતપરથી હક છોડી દેવાનું કબુલ્યું કે રાજાએ તેને બદલે પોતાના શરીરનું **માંસ** તેની બરોબર તોળીને આપવું. રાજા ખુશીથી કબુલ થયો અને **કપોત** પક્ષીની સામે ત્રાજવામાં પોતાના શરીરનું થોડુંક માંસ મુક્યું પણ થોડું ખુટવાથી કટકે કટકે પોતાનું શરીરનું માંસ રાજા કાઢતો ગયો તો પણ **કપોત** પક્ષી ભારે થયું; છેવટે રાજા પોતે ત્રાજવામાં બેઠો. આ વખતે ઇંદ્ર અને **અગ્નિ** એ બન્ને દેવતાઓએ સાક્ષાત દર્શન દઇને અમે ઈંદ્રિ અને **અગ્નિ** છીએ એમ કહ્યુ અને પોતાના જોખમે શરણ આવેલાને બચાવ્યા તેથી તેઓએ આશિરવાદ આપ્યો. માટે નીચે જણાવેલી વાતો ધ્યાનમાં લેવી.

૧ રાગ, દ્વેષ, અને પ્રીતીનો ત્યાગ કરી સર્વે ધર્મનું આચરણ કરવું; ૨ આસ્તિક થાવું પણ સ્નેહ તજવો નહીં; ૩ દ્રવ્ય પેદા કરવું પણ ક્રુર થાવું નહીં, એટલે નિર્દય કૃત્ય કરી ધન લીધા કરવું નહીં, ૪ ધર્મ તથા અર્થનો ત્યાગ ન કરીને ઇંદ્રીયોને તૃપ્ત કરવી; ૫ મીઠું બોલવું પણ દીનતા દાખવવી નહીં; ૬ શૂરા થવું પણ આત્મસ્તુતિ કરવી નહીં; ૭ દાતા થવું પણ કુપાત્રને દેવું નહીં; ૮ બાહાદુર અને દ્રઢ થવું પણ નિર્દય થાવુ નહીં; ૯ સંધી કરવી તો સજ્જન જોઇને કરવી; ૧૦ વિગ્રહ કરવો તો બાંધવો સાથ કરવો; ૧૧ પુષ્કળ ખાવાનું આપ્યાવીના ચારોને કયાંય મોકલવો નહિ; ૧૨ પોતાનું કાર્ય કરી લેવું પણ કોઇને પીડા કરવી નહીં. ૧૩ પ્રયોજન કરવું હોય તો પણ આગળ્યાના સજ્જન પણાની પરીક્ષા કરી કહેવું, પણ અસત્ય પુરૂષને પોતાની મતલબ કહેવી નહીં. ૧૪ ગુણોનું વર્ણન કરવું પણ પોતાના ગુણનું વર્ણન કરવું નહીં; ૧૫ લઇ લેવું તો સત પુરૂષ પાસેથી નહીં, અર્થાત્ સતપુરૂષ પાસેથી લેવું નહી; ૧૬ અસત પુરૂષનો આશરો કરવો નહીં; ૧૭ તજવીજ કર્યા વીના દંડ કરવો નહીં; ૧૮ મંત્ર કે ગુપ્ત વાતનો બહાર પ્રકાશ કરવો

નહીં; ૧૯ લોભિઓને આપવું નહીં, ૨૦ અપકાર કરનારા ઉપર વિશ્વાસ કરવો નહીં; ૨૧ સ્ત્રીનું ઋણ કરવું પણ તેની અભીલાષા કરવી નહીં; ૨૨ રાજાએ શુદ્ધ થાવું અને અનીદીત થાવું; ૨૩ સ્ત્રીઓની અતિશય શેવા કરવી નહીં; ૨૪ મિષ્ટ પદાર્થ ખાવા પણ અહીત પદાર્થ ખાવા નહીં; ૨૫ અકડપણું તજીને માન્ય પુરૂષોનું પૂજન કરવું; ૨૬ કપટ તજીને ગુરૂઓનું સેવન કરવું; ૨૭ દંભ તજીને દેવતાઓનું અર્ચન કરવું; ૨૮ અનિંદીત કર્મથી પ્રાપ્ત થએલી લક્ષ્મીની ઇચ્છા કરવી; ૨૯ નમ્રતા ધારણ કરીને વડીલોની સેવા કરવી; ૩૦ સમયને ઓળખીને ચતુર થાવું; ૩૧ ફળ આપીને શાન્ત કરવો; ૩૨ મેહેરબાની કરીને પછે ઠબકો દેવો નહીં; ૩૩ શત્રુને જાણ્યા વીના મારવો નહીં; ૩૪ કારણ વિના ક્રોધ કરવો નહીં; ૩૫ અપકાર કરનારા ઉપર કોમળ થાવું નહીં; ૩૬

ઉપર પ્રમાણે છત્રીશ વાકય યાદ રાખી તે પ્રમાણે વર્તવાથી રાજા આ લોકમાં તેમજ પરલોકમાં સુધી થાય છે. આ શિવાય રાજાનાં આઠ કામ નીચે પ્રમાણે છે.

૧ દુષ્ટને દંડ આપવો, ૨ સુપાત્રને ધન આપવું, ૩ પ્રજાનું પાલન કરવું, ૪ રાજસૂય વિગેરે યજ્ઞ કરવા, ૫ ન્યાયથી ધન મેળવવું, ૬ બીજા રાજાઓને કર આપતા કરવાં, ૭ શત્રુઓનો સંહાર કરવો, અને ૮ પૃથ્વીમાં વારંવાર વધારો કરવો-રાજ્યની સીમામાં વધારો કરવો એ આઠ રાજાનાં કર્મ છે. શુક્રનીતિ.

૨૦૮ યુધિષ્ટિર-પિતામહ! બીજી શી શી રાજનીતિ જાણવી જોઇએ?

**ભિષ્મપિતામહ**-રાજાને ઘણી રાજનીતિ જાણવાની જરૂર છે કારણ કે તે રાજાની જીવનમાળા છે માટે તે દરેક પશુ પક્ષીમાંથી પણ રાજનીતિ જાણવાની છે, જુવો,—રાજાએ કોયલની માફક પોતાનું કલ્યાણ બીજાઓ પાસેથી સાધી લેવું. **વરાહ** જેમ જમીનમાંથી મૂળ ખોદી નાંખે છે, તેમ રાજાએ પોતાના દુશ્મનનું મૂળ ખોદી નાખવું. મેરૂ

પર્વતની માફક-રાજાએ પોતાના સ્થાનમાં સ્થિર રહેવું. બીલકુલ ડગવું નહિં. સુના ઘરની માફક રાજાએ સંપત્તિની ઇચ્છા કરવી. નટ જેમ નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે. તેમ રાજાએ વખતે ક્રોધી થવું, વખતે ક્રુર થવું, વખતે હાસ્ય મુખવાળા થવું, વખતે શાંત થવું; મતલબ જે વખતે જે રીતે કાર્ય સાધી લેવાય તેમ રૂપ કાઢવું, અર્થાત્ રાજા ઉત્તમ નિયમો પાળે ત્યારેજ તે સર્વ જગતમાં પૂજ્નય છે.

ભક્તિ કરનારનો મિત્ર જેમ ભક્તિ કરનારનું હિત ઇચ્છે છે, તેમ પોતે જેનું પાલન કરે છે, તેમ પ્રજાનો રાજાએ હમેશાં અભ્યુદય ઇચ્છવો.

નિરંતર ઉદ્યોગી થઇને શત્રુને ઘેર જવું. તથાપિ ભલે તેનું અદ્યપિ અકુશળ થતું હોય તથાપિ તેનું કુશળ પુછવું જે પુરૂષો આળસુ છે, જેઓ નામરદ છે, જેઓ લોક વાદથી ડરે છે, તથા જેઓ આશા રાખી નિરંતર બેસી રહે છે, તેમને અર્થ પ્રાપ્ત થતા નથી. કાચબાની માફક પોતાનું અંગ સંતાડવું તથા પોતાનું કલંક હોય તે ઢાંકવું.

બગલાની થાફક અર્થનું ચિંતવન કરવું. સિંહની પેઠે રાજાએ પરાક્રમ કરવું.

રાજાએ કોઇના ભમાવ્યા ભમવું નહિ; રાજાએ શત્રુ પક્ષવાળાને આશા આપવી પણ તેમાં અમુક વખત રાખવો, તે વખતમાં વિઘ્ન આણી મુકવું, તે વિઘ્ન થવાનું નિમિત યોજવું-તથા તે નિમિત પણ કોઇ હેતુથી ઉતપન્ન કરવું, એટલે તે નિમિત્તને પણ હેતુ જોઇએ, પોતાને માથે લેવું નહિં; જયાં સુધી ભય આવ્યો ન હોય ત્યાં સુધી પ્રત્યેક ક્રિયા જય પામેલાની પેઠે કરવી, પણ ભય આવ્યો એટલે પછી નિર્ભયના પેઠે તે ઉપર પ્રહાર કરવો. કોઇ પણ મનુષ્ય સંશય ઉપર સ્વાર થયાવીના સારું ફળ પામી શકતો નથી. જેથી ભય પ્રાપ્ત થયો નથી તેની ખબર મેળવી, ભય પ્રાપ્ત થાય તેને કબજામાં રાખવું, અર્થાત્ નાશ કરવો. જે પુરૂષની શંકા કરવી સંભવતી નથી તેની પણ સમય પ્રમાણે સંકા કરવી તથા જે આપણાથી શંકા રાખતો હોય તેની તો નિરંતર શંકાજ

રાખવી. જેની આપણે શંકા રાખતા નથી એવાથી જો ભય ઉત્પન્ન થયો હોય તો મૂળ સહિત નાશ કરે છે. જે પુરૂષ શત્રુ સાથે સંધી કરી તેના ઉપર વિશ્વાસ રાખી સુઇ રહે છે તે વૃક્ષની ટોચ ઉપર સુતેલા પુરૂષ જેવો જાણવો; જયારે તે પડે છે ત્યારેજ જાગે છે.

જે રાજા પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય; તેણે ગમે તો પોતાનો **પુત્ર** હોય, કે ગમે તો પોતાનો **પિતા** હોય, ગમે તો પોતાનો **મિત્ર** હોય પણ જો તે પોતાના કૃત્યમાં વિઘ્ન કરનારો હોય તો તેને રાજાએ હણવોજ જોઈએ.–વળી સામર્થ્યના યોગે કરી શત્રુ પણ મિત્ર થાય છે.

**૨૦૯ યુધિષ્ઠિર**–પિતામહ ! રાજ્યસત્તા અને રાજ્યવૃદ્ધિ માટે શું શું ઉપાય લેવા જોઇએ ?

**ભીષ્મપિતામહ**–રાજા પુરૂષ સ્વતંત્ર રહે તો રાજ્ય અને પ્રજા એ બન્નેનો નાશ થાય છે, અને જો રાજા એકલો સ્વાધીન રહે તો ઉન્મત્ત થઇને પ્રજાનો નાશ કરે છે; અને પ્રજાને દરેક રીતે હેરાન કરે છે. માટે રાજા પ્રજાસત્તાક રાજ્ય હોવાનું ઘણાં પ્રમાણોથી સિદ્ધ થાય છે, જેથી રાજાને પૂર્ણ વિદ્વાન રાજસભા વિના રાજ્યસત્તાને સ્વતંત્ર અધિકાર ન આપવો, કિંતુ રાજા, સભા અને પ્રજા પરસ્પર એક બીજાને આધીન રહી કારભાર ચલાવવો એ સર્વથી શ્રેષ્ટ છે. જો વધારે સભા ન કરી શકે તો પણ **વિદ્યા સભા, ધર્મસભા, રાજ્યસભા, સૈન્ય સભા,** અને પ્રજા રક્ષા તથા વેપાર સંબંધી તો અવશ્ય રાજાના સભાધ્યક્ષપણા નીચે થવી જોઇએ. તે સભાસદોનાં લક્ષણ કેવાં હોવાં જોઇએ તે નીચે પ્રમાણે.

**૨૧૦ યુધિષ્ઠિર**–પિતામહ ! સભાસદ કેવા જોઇએ તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–સભાસદ (મેંબર કૌંસિલ) અનેક વિદ્યા સંપન્ન; બુદ્ધિવાન; નાના અને મોટાં કામોનો અનુભવ કરેલ (તાલીમ પામેલા પક્ષપાત રહિત; ન્યાયી; વિશેષે કરીને સભાસદ તરીકે પસંદ પડેલ હોય; સ્વતંત્ર સમ્મતિ આપનાર, નિર્ભય, અલોભી, કુલીન, પરીક્ષક; ધર્મના યથાર્થ

લક્ષણ જાણીને તે પ્રમાણે વર્તનાર, ચતુર, પ્રમાદ રહિત, સત્યવકતા, દયાળુ, રાજા પ્રજાનો શુભચિંતક, દુષ્ટ કે ક્રુર વચન ન બોલનાર, ધૈર્યવાન, પ્રધાનથી અધિક વિદ્યા અને ગુણ સંપન્ન, સાલસ, શૂરવીર, તેમ રાજ્યનાં ગામો અને પ્રગણામાં ફર્યા હોય, વિવેકી, માણસને તુરત ઓળખી કાઢનારા, મગજની તીવ્ર સ્મરણ શક્તિવાન; દીર્ઘદર્શી હોય; નિષ્ફળ વિચાર ન કરનાર હોય, શ્રીમંત; પવિત્ર, સામદામાદિ ભેદમાં કુશળ; સૈન્ય વિદ્યા વિચક્ષણ ઇત્યાદી ગુણવાળા સભાસદ થવાને લાયક છે.

**૨૨૧ યુધિષ્ઠિર**–પિતામહ! પ્રધાન કેવો જોઇએ તે મને કહો?

**ભીષ્મપિતામહ**–પ્રધાન-(દીવાન) ધર્મ, નીતિ–ન્યાય, રાજય, ગણિત, વ્યવહાર, વ્યાપાર, ભૂગોળ, કૃષી, ઇતિહાસ, અને સામુદ્રિક વિદ્યામાં શિક્ષણ પામેલ તથા તે ઉપરાંત, વિવિધ વિદ્યાના સંગ્રહવાળો, પક્ષપાત રહિત, ન્યાયી, દયાળુ, પરોપકારી, નિર્લોભી, લાંચ ન લેનાર, નિરાલસ્ય–અપ્રમાદી, રાજા પ્રજાનું શુભ ચાહનાર, પ્રતાપી, તેજસ્વી; સત્વર મર્મ–હાર્દ સમજી જનાર, ગંભીર, તર્ક વિદ્યા, (ન્યાય લોજીક) જાણનાર, સત્ય વકતા, અને ધર્માત્મા હોય તે પ્રધાન પદનો અધિકારી છે.

વળી ચાર વર્ગના **દીવાન** થાય છે. પેહેલો **સાહાર્થ** બીજો **ભજમાન** ત્રીજો **સહજ** અને ચોથો **કૃત્રિમ**. હવે સહાર્થ એટલે બન્ને મળીને કોઇ શત્રુનું રાજ્ય લેવું અને લઇને અર્ધો અરધ વહેંચી લેવું. એવી શરત કરી કરેલો મિત્ર તે સહાર્થ. **ભજમાન** એટલે વંશ-પરંપરાથી જે રાજયકારોબાર કરતા આવેલા હોય તેવા. ત્રીજા **સહજ** એટલે સગાસંબંધીમાના કોઇ લાયક મળે તે; અને ચોથા કૃત્રિમ એટલે ધન આપીને રાખેલો; એ ચાર વર્ગમાંથી જે વંશપરંપરાથી રાજય સેવા **મંત્રી** તરીકે કરતા આવેલા હોય તેને રાખવા.

બીજે નંબરે સગાસંબધીમાં જે દીવાનની જગો આપવા લાયક હોય તેને આપવી એ ઉત્તમ છે.

**સહાર્થ અને કૃત્રિમ એ** બન્ને શંકા કરવા લાયક છે, કારણ

સહાર્થે જોરવાન હોય તો પ્રથમ અરધું અગર ઠરાવ પ્રમાણે આપવા કરાર કરી, સાથે મળી જીતે ને પાછળથી પોતે એકલો વખતે લઇ જાય ! તેમ કૃત્રિમને જો શત્રુ વધારે લોભ લાલચ કે પૈસા આપે તો અધવચ છોડી ચાલ્યા જાય એ પ્રમાણે મારો મત છે.

**મંત્રીએ**-આપત્તી સમય ઉપર પોતાનાં સ્ત્રી, પુત્ર ધન તથા પ્રાણ જતાં કરીને રાજાનો કે રાજયનો બચાવ કરવો. તેના દેશમાંથી લાંચ લેવી નહીં. અને રાજાને ઉલટું સમજાવવું નહીં. જે કામ કરવાથી રાજાનું હિત થતું હોય અને પ્રજાનું આહત થતું હોય તેવું કામ **મંત્રિએ** કરવું નહીં, કારણ કે રાજાના હિત માટે પ્રજા ઉપર નવા કર, જગાત વગેરે નાખવાથી પ્રજા રાજા ઉપર ઉદાસીન થાય ભ. તેવા રાજહિતથી છેટા રહેવું.

**૨૧૨ યુધિષ્ટિર**-પિતામહ ! સેનાપતિ કેવો જોઇએ તે મને કહો !

**ભીષ્મપિતામહ**-આ પ્રમાણેનાં લક્ષણ જેનામાં હોય તેને સેનાપતિ કરવા યોગ્ય છેઃ-શૂરવીર તેજસ્વી, હિમ્મતવાન, નિરાલસી, કુલીન, વિશ્વાસુ (ભરોસોદાર) રાજ્યનો શુભચિંતક, શસ્ત્ર અસ્ત્રાદિ પ્રયોગ અર્થાત ધનુર્વિદ્યામાં કુશળ, વ્યૂહરચના (કવાયત) વિશારદ, સદાચારી, દુરાચાર રહિત, ભૂગોળ અને સામુદ્રિક વિદ્યા જાણનાર, પ્રતિષ્ટિત, સ્વદેશી, અપક્ષપાતી, સામ; દામ-ભેદ અને દંડ નીતિ નિપુણ, અલુબ્ધ, ક્ષત્રીય (પહેલવાન) કઠોર, દેશાટણ કરેલો ગંભિર, નોટ વિનોટ વિદ્યા જાણનાર શસ્ત્રવિના પોતાનો બચાવ કરવો અને આગલ્યાના શસ્ત્ર ખુંચવી લઇ તેનેજ મારવો તે વિષયોમાં અનાસકત, તિતિક્ષાયુકત ઇત્યાદી.

**૨૧૩ યુધિષ્ટિર**-પિતામહ ! ન્યાયાધિશ કેવો જોઇએ તે મને કહો?

**ભીષ્મપિતામહ**-આવા લક્ષણવાળાને ન્યાય એટલે ઇન્સાફના કામમાં લાયક સમજવોઃ-સત્યવક્તા, નીતિન્યાય, તર્ક અને રાજ્ય વિદ્યામાં કુશળ, દયાળુ, નમ્ર તેમજ કઠોર, નિર્લોભિ, સ્વતંત્ર સ્વભાવવાળો, પક્ષપાત રહિત, વિચારવાન, ઉત્તમ મગજનો, ધર્મશાસ્ત્ર જ્ઞાતા, રીત-રીવાજ-રૂઢીમાં કુશળ,

સામ–દામ–ભેદ અને દંડ પ્રયોગ, પદ્ધતિ જાણનાર પ્રતિષ્ઠિત, કુલવાન, નાના પ્રકારનાં કાર્ય વિધાન જાણતો હોય, સંતોષી, રાજ્ય પ્રજાનો શુભ ચિન્તક, પોતાના દેશનો ભોમીઓ–ઇત્યાદિ.

**૨૧૪ યુધિષ્ઠિર**–પિતામહ! સૈનિક કેવો જોઇએ તે મને કહો?

**ભીષ્મપિતામહ**–આવાં લક્ષણવાળાને સૈનિક એટલે સિપાઇ લડવૈયા યોદ્ધા તરીકે પસંદ કરવો:–દુરાચાર રહિત મિથ્યા ન બોલનાર. શૂરવીર, શરીરે લાંબો પહોળો અર્થાત્ કદાવર, રાજરોગ એટલે ભગંદર, અર્શ, ધાતુક્ષીણ વા પ્રમેહ વગેરે રોગ રહિત, શક્તિવાન, બલિષ્ટ, તેજસ્વી, ઉગ્ર, હૃદયનો કઠણ. શસ્ત્ર અસ્ત્ર વિદ્યામાં કુશળ, લજ્જાવાન, છાતી પહોળી, પંડ મજબુત, ઘણું ખાનાર, દોડવામાં એકદમ હાંફી ન જનાર, તિતિક્ષા સહન કરી શકનાર, સેવા (નોકરી)માં સર્વદા સાવધાન, પોતાના કામનો બીજા ઉપર આધાર ન રાખનાર, દૃઢ, અશ્વહારી, કવાયતમાં કાબેલ, ચાલાક, ચુસ્ત, શ્વાન તુલ્ય નિદ્રાવાળો, ઉપરાંત નોટ વિનોટ તથા પટ્ટાની વિદ્યા જાણતો હોય તો ઘણું સારૂં.

**૨૧૫ યુધિષ્ઠિર**–પિતામહ! ખજાનચી કેવો જોઇએ તે મને કહો?

**ભીષ્મપિતામહ**–નીચે લખેલા લક્ષણવાળાને ખજાનચી એટલે ભંડારી બનાવવો ઉચિત છે:–ગણિત, જલ, વ્યાપાર, શિલ્પ. ભુસ્તર, અને સામાન્ય વિદ્યામાં ખાસ કુશળ અને તે સિવાય બીજી વિદ્યાઓનો સંગ્રાહક હોય, વ્યવહારમાં પ્રવિણ, સત્યવકતા, કુલીન, પુર્ણ વિશ્વાસુ, અજ્ઞાકારી, જાયદાદ, એટલે સીલ્કવાળો, ધર્મવાન, નીતિવાન, દુરાચાર (ચોરી જુગારી, યારી) અને નિમકહરામી તથા રજો ગુણ રહિત હોય ઇત્યાદી.

**૨૧૬ યુધિષ્ટિર**–પિતામહ? રાજાને વિવેકની જરૂર છે કે નહીં તે કહો?

**ભીષ્મપિતામહ**–રાજા પોતે નમ્રમ સ્વભાવનો હોય, તોપણ તેણે વૃદ્ધ અને વિદ્વાન પુરૂષોની પાસેથી હમેશાં રાજનીતિ અને વિનય શીખવો, કારણ કે રાજા નમ્ર હોય છે, તેના રાજ્યને હાની પહોંચતી નથી. ઘણા

રાજાઓ અવિનયને લીધે નાશ પામ્યા છે અને વનમાં રહેનાર ઘણા રાજાઓ વિનયથી રાજ્યાધિકારને પણ પામ્યા છે પૃથુ, રાજા તથા મનુ રાજાએ, વિનયથી રાજ્ય મેળવ્યુ હતુ અને ગાધિના પુત્ર વિશ્વામિત્ર ક્ષત્રિય છતાં વિનયથી બ્રાહ્મણપણાને પામ્યા હતા, અને વેન, નહુષ, સુદાસ, યવન, સુમુખ અને નિમિ, એઓ અવિનયથી વિનાશ પામ્યા હતા.

રાજાએ ચોર, કાર્યભારી, શત્રુ, હજુરી તથા પોતાના લોભથી પ્રજાની પિતાની પેઠે રક્ષા કરવી કેમકે રાજા અબંધુનો બંધુ, આંધળાની આંખ અને ન્યાય માર્ગે વર્તનાર સર્વેને માતા પિતા છે. મનુસ્મૃતિ.

**૨૧૭ યુધિષ્ઠિર**–ગુરૂ મહારાજ ! રાજ્યના અધિકારીઓ માટે કેવી ગોઠવણ કરવી અને કહ્યા ધોરણ પ્રમાણે અમલદારો વર્ત્તે એવો બંદોબસ્ત કરવો તે કહો ?

**શુક્રાચાર્યજી**-કોઇ અમલદારને પોતાના કરતાં વધારે બળવાન થવા દેવા નહિ પણ પોતાના સ્વાધિનમાં રાખવા. તેમજ પ્રધાન મંડળમાંના તથા બીજાને અધિકાર પરત્વે સમાન બળવાળા રાખવા. દરેક નોકરની કામ કરવાની તાકીદ તથા તેની વર્તણુંક ધ્યાનમાં લઇ ઘટિત અધિકારપર ગોઠવવા, અને અમુક વર્ષે નીમેલી જગોએ રાખી તેની બદલીઓ કર્યા કરવી. સદા કાળ એજ અધિકાર ઉપર રાખવો નહિ. જે નોકર કાર્ય કરવામાં ચાલાક જોવામાં આવે તેની અનુક્રમે મોટાં કામ ઉપર નીમણુંક કરવી. તે નીચેના નોકરો શક્તિવાળા ન હોય તો તેના હાથ નીચેના નોકરની તે જગોએ નીમણુંક કરવી.

તમારે તમારા અધિકારીઓ તરફથી હિત તથા અહિતની વાતો સાંભળવી. તમારે જે ફરમાન કરવું તે તાબાના નોકરો તરફ બનતાં સુધી લેખીત કરવું, તેમજ દરેક લખાણમાં સહી કે મહોર વાંચ્યા સિવાય ન કરવી, વગેરે વગેરે.

રાજાઓએ રાજ્ય અને રૈયત વચ્ચે એકસંપી રાખનાર, રાજ્યનો

ખજાનો તર રાખનાર, રાજકાજમાં કુશળ, વિદ્વાન, કુલિન, ધર્માતુર, અને દંભ, મોહ, ગર્વ, પાપકર્મ, રાજદ્રોહિ, ઘણા સાથે વૈર, મદ્યપાની અને અસત્ય ભાષણ કરનાર ઇત્યાદિ દોષોથી મુક્ત એવા મંત્રીઓ રાખવા. કેમકે રાજ્યકારભારનો ભાર મંત્રિ ઉપાડે તો પછી રાજ્યનું કોણ ભોગવે? માટે એવા ગુણવાળા કારભારીઓનેજ રાજકારભાર સોંપવો જોઇએ.

જે રાજા ગુણવાન પ્રધાનને આગળ રાખી સઘળી પ્રજાને પોત-પોતાના કામમાં પ્રવર્તાવે તે રાજાને તેની પ્રજા ઘરેણાની પેઠે હૃદયમાં અને કંઠમાં રાખે. મતલબ કે હૃદયમાં નિત્ય તેનું સ્મરણ કરે છે. તથા કંઠેવતિ તેની કીર્તિ ગાય છે. માટે રાજાઓએ રૈયત વિરૂદ્ધ કે ઉદ્ધત રીતે વર્તવું નહિ જોઇએ.

રાજા એક વૃક્ષરૂપ છે અને પ્રજા તે તેનાં મૂળીઆં છે. માટે વૃક્ષ જેમ મૂળીઆ વાટે થોડે થોડે રસ લેઇને ઘટ બને છે, તેમજ ભ્રમર પુષ્પમાંથી સુગંધ માત્ર લીયે છે, અને માળી વૃક્ષને મૂકી માત્ર ફુલ તથા ફળ લીએ છે તેમ રાજાઓએ પ્રજા પાસેથી તેમને દુ:ખ દીધા વગર રસાયણની પેઠે થોડે થોડે દ્રવ્ય લેવું જોઇએ. કારણ કે થોડે થોડે દ્રવ્ય લેનાર રાજા અતિ પુષ્ટિને પામે છે. અને જે રાજાઓ પોતાની રૈયતને દુ:ખ દઇને દ્રવ્ય મેળવી પોતાનો ખજાનો ભરે છે તે જેમ ઝાડનું કાચું ફળ ખાધાથી મીઠાશ મળતી નથી તેમ તેવા દ્રવ્ય-થી ખજાનામાં વધારો થતો નથી. મતલબ કે રાજા પ્રજા ઉપર પેટ ભરે છે, રોગી વૈદ્ય ઉપર, વાણીઓ ગ્રાહક ઉપર, વિદ્વાન મૂર્ખ ઉપર, ચોર નમ્રવશ ઉપર, ભિખારી ઘરબારી ઉપર, વેશ્યા કેફી ઉપર અને બીજાઓ જગત ઉપર એમ એક બીજા ઉપર પેટ ભરે છે. માટે રાજા-ઓએ પ્રજાને દુ:ખ દેવું એ પોતાના પેટ ઉપર પગ મુકીને પોતાનેજ દુ:ખ દીધા બરાબર છે.

**જે રાજા નીતિથી રાજ ચલાવી પોતાની પ્રજાનું સર્વદા સારી**

રીતે રક્ષણ કરે છે, તે રાજા અતિ કીર્તિમાન થઇ ત્રણે લોકનું રાજ્ય કરવા સામર્થવાન થાય છે, પણ તેથી ઉલટી રીતે જે રાજા અન્યાય, અધર્મ અને અનીતિથી પોતાનો ખજાનો તર કરવો ધારે છે, તેનો ખજાનો તર થવાને બદલે ઉલટો ખાલી થતો જાય છે.

૨૦ ચાકર, કારભારી કે કોઇ અધિકારી, કે કોઇ શેહેરના લોકોનો રાજાને પોતાની વિરૂદ્ધ હોવાનો ભય લાગે તેને પોતાના કબજામાં રાખવા. ઉપર પ્રમાણે ઉપાયો લેવા મારો મત છે. શાંતિપર્વ.

૨૧૮ યુધિષ્ટિર-પિતામહ ! રાજાએ કયા અઢાર વ્યસનથી દૂર રહેવું તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-રાજાએ પોતાની ઇંદ્રિયોને જિતવાનો હમેશ પ્રયત્ન કરવો, કારણ કે જેની ઇંદ્રિયો પોતાને વશ હોય છે, તે રાજા પ્રજાને વશ રાખી શકે છે. રાજાએ અઢાર પ્રકારનાં વ્યસનો પ્રયત્ને કરીને તજવાં જોઇએ. તેમાં દશ વ્યસનો કામ વૃત્તિથી ઉત્પન્ન થાય છે, અને આઠ ક્રોધથી ઉત્પન્ન થાય છે તેઓ પ્રથમ સુખ કર્ત્તા જણાય છે. પરંતુ પરીણામે દુઃખ દે છે. રાજા કામ વૃત્તિથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં લાગે છે, તો તેને, લક્ષ્મીનો અને ધર્મનો વિયોગ થાય છે અને ક્રોધથી ઉત્પન્ન થતા વ્યસનોમાં જો આસક્ત થાય છે, તો પોતાના દેહનો નાશ કરે છે.

મૃગયા એટલે શિકાર, અક્ષ એટલે જુગાર, દિવસે ઉંઘવું, પરિવાદ એટલે પારકી નિંદા, સ્ત્રીઓની સાથે સંભોગ કરવામાં અનીતિ, મદ એટલે મદ્યપાનથી ચઢતો નીસો, તાૈર્યત્રિક એટલે નૃત્ય, ગાયન તથા વાજિત્રમાં મચ્યા રહેવું તે, તથા નકામું ભટકયા કરવું આ દશ, કામ વૃતિથી ઉત્પન્ન થાનારાં વ્યસનો છે. પૈશુન્ય એટલે એકની છુપી વાત બીજાને કહેવી તે, સાહસ એટલે વિચાર વગર કામ કરવું તે, દ્રોહ એટલે કપટથી મારવું તે. ઇર્ષ્યા, અસુયા એટલે અન્યનો દોષારોપ કરવો તે, અર્થ દૂષણ એટલે પારકું દ્રવ્ય હરણ કરવું તે. ગાળો આપવી તથા માર, દોડવું, આ આઠ ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનો છે. આ

દુર્ગુણોની ઉત્પત્તિ લોભથી થાય છે. વ્યસન અને મૃત્યુ, એ બેમાં વ્યસનને વધારે દુઃખદાયક ગણ્યું છે. કારણ કે વ્યસની, મરણ પછી નરકમાં જાય છે.

જે રાજા, પોતાનાં કાર્યનું ભવિષ્યમાં થનારૂં સારૂં માઠું પરિણામ જાણતો હોય, વર્તમાન સમયમાં તુરતજ કાર્યના ગુણ દોષનો વિચાર કરીને કાર્ય કરતો હોય તથા કરેલાં કાર્યના ગુણને અને દોષને જાણતો હોય, તે રાજાને, તેના શત્રુઓ પરાસ્ત કરી શકતા નથી. મનુસ્મૃતિ.

**૨૧૯ ધૃતરાષ્ટ્ર**–આયપત તથા ખર્ચને માટે શું બંદોબસ્ત કરવો ?

**નારદજી**–આયપતના પ્રમાણમાં ખર્ચ રાખવું અને આયપત તથા ખર્ચનો લિખિત દાખલો એટલે નામું પૂરેપુરૂં રાખવું.

**૨૨૦ યુધિષ્ઠિર–વિદુરજી** ! રાજાએ રૈયત પાસેથી કર કેમ લેવો ?

**વિદુરજી**–જેમ ભ્રમર પુષ્પને બચાવતાં તેમાંથી રસ ગ્રહણ કરે છે તેમ રાજાએ રૈયતને નીચોવ્યા વિના તેમની પાસેથી કર લેવો. બગીચાના માળીની પેઠે વૃક્ષમાંથી ફૂલ ફળ લેવાં પણ કોલસા કરનારની પેઠે વૃક્ષને મૂળમાંથી કાપી ન નાખવું. રાજાએ એવી રીતે રૈયત ઉપર કર નાખવો કે તેમાં પોતાને તથા વ્યાપારીને પોત પોતાની મહેનતનું યોગ્ય ફળ મળે. વ્યાપારી અને શિલ્પી પાસેથી કમાઇનો પચાસમો ભાગ, અને ધાન્યમાંથી ખેડુતો પાસેથી વધારેમાં વધારે છઠો, આઠમો, કે બારમો ભાગ લેવો. ટુંકામાં કરથી પ્રજા દબાઇ ન જાય નિરધન ન થઇ જાય દુઃખ ન પામે તે ધ્યાનમાં રાખવું.

જે રાજા, પોતાની પ્રજા પાસેથી કર, તથા દાણ, જગાત, દરરોજ શાક ભાજી, ફળ ફૂલ તથા દંડ વગેરે લે છે, પરંતુ પ્રજાનું રક્ષણ કરતો નથી, તે રાજા, મુવા પછી તુરત નરકમાં જાય છે.

**૨૨૧ યુધિષ્ઠિર**–પિતામહ ! યુવરાજના શું ધર્મ છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–રાજકુમારે યુવરાજ પદ મેળવીને પણ અભિમાન કરવું નહીં તથા માતા-પિતાનું, ગુરૂનું, ભાઇ બહેનોનું, બીજા રાજ્ય

વર્ગી પુરૂષોનું અને દેશમાં વસતાં માન્ય પુરૂષોનું અપમાન કરવું નહીં, તેમ તેઓને દુઃખ પણ દેવું નહીં. મોટું ઐશ્વર્ય મળે તો પણ પિતાની આજ્ઞામાં વર્તવું એ પુત્રનું પરમ ભૂષણ ગણાય છે, પરશુરામે, પિતાની આજ્ઞાથી માતાનો નાશ કર્યો હતો અને રામ પિતાની આજ્ઞાથી ચૌદ વર્ષ વનમાં ગયા હતા. તેમાં પરશુરામે, પિતાનાં તપોબળથી માતાને તથા રામે, રાજ્યને ફરી મેળવ્યાં હતાં. માટે જે પુરૂષ શાપ દેવાને સમર્થ હોય છે, તેની આજ્ઞા મોટી ગણાય છે. યુવરાજે સઘળા સહોદરોને પોતાની પ્રભુતા બતાવવી નહી, તેમ તેઓનું અપમાન પણ કરવું નહી, કારણ કે દુર્યોધન રાજ્યનો અર્ધ ભાગ લેવાને યોગ્ય એવા પાંડવોનું અપમાન કરવાથી વિનાશ પામ્યો.

રાજ કુંવરો, ઉત્તમ પદવી મેળવ્યા પછી પણ જો પિતાની આજ્ઞાનું ઉલંઘન કરે, તો તેઓ દાસની માફક યયાતિના પુત્રોની માફક અને વિશ્વામિત્રના પૂત્રોની માફક રાજ્યપદથી ભ્રષ્ટ થાય છે; માટે રાજપુત્રોએ નિરંતર મન, વાણી અને કાયાથી પિતાની સેવામાં પરાયણ રેહેવું. જે કાર્ય કરવાથી પિતા પ્રસન્ન થાય, તે નિત્ય કરવું અને જેથી નારાજ થાય તે કામ કરવું નહીં. જેના ઉપર તેનો પ્રેમ હોય, તે ઉપર રાજ-પુત્રે પણ પ્રેમ રાખવો અને જેના ઉપર અપ્રીતી હોય, તેને પોતાનો શત્રુ ગણવો. જેમાં તેનો મત ન હોય અથવા તો પિતાથી વિરૂદ્ધ હોય તેવું કામ કરવુંજ નહીં. પિતા દૂતોથી ચાડી કરનારના દોષને લીધે પોતાથી વિરૂદ્ધ હોય તો, રાજ્ય મંડળનો વિચાર લઇને એકાંતમાં પિતાને સમજાવવા છતાં પણ પિતાને સંતોષ ન થાય તો ચાડી ખાનારા દુષ્ટ લોકોને શિક્ષા કરવી. રાજકુમારોએ નિરંતર રાજમંડળના મનનું કપટ જાણતાં રહેવું (કાર્યભારી વર્ગ કપટથી રમે છે કે નિષ્કપટથી રમે છે? તેની શોધ કરતાં રહેવું.) પ્રભાતમાં ઉઠી, નિત્ય પિતા, માતા તથા ગુરૂને વંદન કરી જે જે કામ કર્યાં હોય તે સર્વ દરરોજ રાજાને નિવેદન કરવાં, તથા પ્રેમ વડે, કામ વડે અને સારા સ્વભાવ વડે સર્વ

પ્રજાને રંજન કરવી અને ઉદારતા સાથે ઇનામો, બક્ષીસો આપવી. સત્યવાદી થઇ સર્વ મનુષ્યોને, પોતાને વશ કરવા આવાં આચરણ કરતો રાજકુમાર, શુકલ પક્ષના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે અને નિષ્કંટક રાજ્ય મેળવી, સારા સહાયકો તથા મંત્રીઓની સાથે રહીને ચિરકાળ સૂધી પૃથ્વીનું રાજ્ય ભોગવે છે. આ પ્રમાણે યુવરાજનાં લક્ષણ તથા ગુણ હોવા જોઇએ?

**૨૨૨ યુધિષ્ઠિર**–ગુરૂમહારાજ ! જે રાજ્યમાં કે કુટુંબમાં એક કરતાં વધારે ભાયાતો હોય ત્યારે ભાયાતોના સંબંધમાં કેવી રીતે વર્તવું તે કહો ?

**શુક્રાચાર્યજી**–ભાયાતોને પોતાના સમાન ગણી હરેક વૈભવ તમે ભોગવો તેજ પ્રમાણે ભાયાતો પણ વૈભવ ભોગવી શકે, તેવી યોગ્ય ગોઠવણો તમારે રાખવી તેમજ ભાયાતો સાથે હમેશાં એકસંપથી રહેવું, કેમ જે ભાયાતોમાં એકતાનો નાશ થાય તો તેના પરિણામમાં તેઓ તમારા શત્રુઓનો તથા બીજાઓનો આશરો યાને સલાહ લઇ તમોને અંતે નુકશાન કરશે, અને તમારા જીવને આનંદ રહેવા દેશે નહિ. માટે હમેશાં ભાયાતોને સારી રીતે સંતોષ અને આશ્રય આપી રાખવા.

**૨૨૩ ધૃતરાષ્ટ્ર**–નારદમુનિ ! આપ મહા ચતુર છો તો મારે રાજનીતિના આપના વિચારો જાણવાની ઘણી ઉમેદ છે માટે રાજ્યનીતિ વિશે આપ પોતાના વિચાર મને જણાવશો ?

**નારદજી**–આપ રાજ્ય ચલાવવાને લાયક છો તો રાજનીતિના થોડા મુદ્દા ઉપર હું મારા વિચાર આપને જણાવું છું. તે ધ્યાન દઇને સાંભળો.

૧ બહુ નિદ્રાવશ થવાની ટેવ ન રાખવી. ૨ આગલે દિવસે રાજ્ય પ્રકરણી વાતચિત પ્રધાનો સાથે થઇ હોય તેનો પાછલી રાત્રીએ ઉઠીને મન સાથે વિચાર કરવો. ૩ જે કામ કરવું તે ઘણા અધિકારીને સાથે રાખી કરવું નહીં તેમ તમારે એકલાએ પણ ન કરવું, પણ જે કામ કરે

વામાં જે આધકારીની સલાહની જરૂર હોય તેની સાથેજ સલાહ કરી તે કામ કરવું. ૪ જેની સાથે જે કામ જાણે તેની સાથે તે કરવું. ૫ મહેનત થોડી ને ફળ ઘણું એવાં કામો તરત કરવાં. ૬ પ્રધાન બુદ્ધિમાન, શુરવીર, શુદ્ધઅંતકરણવાળો અને વિચક્ષણ રાખવો, કારણ આવા ગુણવાળા પ્રધાન સમૃદ્ધિની પ્રાપ્તિ કરાવી શકે છે. ૭ તમારે નીચે લખ્યા અમલદારો પાસે ખાનગી ચારો-ડીટેક્ટીવ રાખીને તેમની બાતમીઓ લેતાં રહેવું.

૧ તમારી ફાૈજમાં જે મુખી સૈન્યાધિપતિ (કમાન્ડીંગ ચીફ) હોય તેની.

૨ તમારો છડીદાર જે રાત્રી દિવસ તમારા પાસે રહેનારો હોય તેની.

૩ ખાનગીમાં જે તમારી પાસે અવનાર જનાર હોય તેની.

૪ તુરંગ ઉપર જે જેલર રાખવામાં આવ્યો હોય તેની.

૫ તીજોરી ઉપર જે અધિકારી (તીજોરી ઓફીશર) નીમેલ હોય તેની

૬ હરેક કામ તમારૂં કરવા માટે જે તમારા તાબાના નોકરો ઉપર જે હુકમ આપનાર જમાદાર વગેરે જે તમારી પાસે રહેતા હોય તેની.

૭ ન્યાયખાતાના ઉપરી અધિકારી એટલે સરન્યાયાધીશ જે હોય તેની.

૮ ધર્મનો અધિકારી હોય તેની.

૯ આપની હજુરમાં કે સભામાં બેસનારા હોય તેની

૧૦ આપના ગામોના ફાૈજદારોની.

૧૧ દરવાજાની તથા કીલાઓની ચોકી રાખનાર મનુષ્યોની.

૧૨ શહેરમાં જે ચોકી રાખનાર પોલીસ હોય તેની.

૧૩ મ્યુનીશીપાલ એટલે સુધારાવાળા જે અધિકારી હોય તેની.

ઉપર લખ્યા અમલદારો પોતે પોતાની ફરજ કેવી રીતે અદા કરે છે તેની બાતમીઓ પોતાના ભરોસાનાં માણસો રાખી જાણ્યા કરવી. અને મરજી અનુસાર ખાતાવાર રીતસર બંદોબસ્ત કર્યા કરવો.

આપનું લશકર કેટલું છે. તે તથા આપના મનની ઇચ્છા શું છે. તે આપના શત્રુના જાણવામાં ન આવવાં દેવા.

શત્રુના માણુશોથી હમેશાં સાવધાન રહેવું તેમજ શત્રુના છીદ્રો જોયાં કરવાં.

વનપર્વ.

**૨૨૪ ધૃતરાષ્ટ્ર**—નારદમુનિ આપનો મત સાંભળી મને ઘણી ખુશી પ્રાપ્ત થાય છે. વારૂ મારા સવાલના આથી પણ વિશેષ ખુલાસા કરવા માગું છઉં, મારા વિચાર પ્રમાણે લશ્કર ઉપર અને સૈન્યના વડા અધિકારી ઉપર રાજ્યનો મુખ્ય આધારછે તો સેનાધિપતિ કેવા રાખવા?

**નારદજી**—ધૃતરાષ્ટ્ર, લશકરના સેનાધ્યક્ષ-વા અમલદાર મુખ્યત્વે રૂવે રૂંવે શુરવીરતાવાળા, મહાવીર, બુદ્ધિમાન, ધૈર્યવાન, પવિત્ર, કુળવાન પોતાના પ્યારા પ્રાણની પણ દરકાર કરે નહીં તેવા અને આપના, ઉપર પૂર્ણ પ્રીતિ રાખનારા તેમ વળી સર્વ કાર્ય કરવામાં શકિતવાળા હોય તેવા, પોતાના રાજ્યમાં જન્મેલા, યુદ્ધ કળામાં પ્રવિણ, રણસંગ્રામમાં ઉત્સાહથી આગળ વધનારા શૂરવીર લડવૈયા રાખવા. સભાપર્વ.

**૨૨૫ યુધિષ્ટિર**—નારદજી ! સેનાધિપતિ સાથે અમારે કેમ વર્તવું ?

**નારદજી**—તમારે તેમને પુરા પગાર આપવા. પ્રસંગે ઇનામ અકામો પુરતાં આપવાં, તેમજ તેઓનું માન બરાબર સાચવવું. અર્થાત દ્રવ્ય બાબત કે માન બાબત જેમ તેઓ તમારાથી ખુશી થાય તેમ રાખવા.

**૨૨૬ યુધિષ્ટિર**—નારદજી સેના કેવી રાખવી ?

**નારદજી**—સદા ઘોડેસ્વાર કરતાં ચોગણું પાયદળ રાખવું, એક પંચમાંશ બળદો તથા એક અષ્ટમાંશ ઉંટો રાખવાં, ઉંટનો એક ચતુર્થાંશ હાથી અને હાથીની શેના કરતાં અર્ધો અર્ધ રથ રાખવા ને નિરંતર રથ કરતાં બમણી જંજાળ શસ્ત્રધારી સેના રાખવી. સેનામાં પાળાઓ વિશેષ રાખવા. શૈન્યબળ વિનાનો રાજા એક બાળક જેવો

ગણાય છે માટે રાજાઓએ સૈન્યબળ રાખવું કેમકે રાજાઓએ પોતાની સત્તા લશકરથીજ મેળવેલી હોય છે.

૨૨૭ યુધિષ્ઠિર–નારદજી! લશકરમાં નાયકો કેવા રાખવા?

**નારદજી**—સર્વ પ્રકારની લડાઇની કવાયત (વ્યુહરચના) કરવામાં પૂરા, માહીતગાર હોય, બળવાન હોય, કપટ વગરના હોય, અને પુરા પરાક્રમી હોય, તેઓને રાખવા અને તેના પોશાકો પણ વિચિત્ર રાખવા.

૨૨૮ યુધિષ્ઠિર–નારદજી! તેની સાથે અમારે કેવી રીતે વર્તવું?

**નારદજી**—લડાઇમાં જવું હોય ત્યારે પાછલો પ્રબંધ કરવો, રાજ્ય રક્ષા કરવી; યુદ્ધ યાત્રાની યથાયોગ્ય પૂરી સામગ્રી (સેના, વાહાણ, વાહન, શસ્ત્ર–અસ્ત્ર, ખોરાક, અને મેગેજીન ઇત્યાદિ) સાથે લેવી.

ચારે તરફ (ગુપ્ત દૂત) રાખવા અને વેશ બદલાવીને તેને રિપુના શેહેર અને સેનામાં મોકલવા. તેઓ સમાચાર મોકલે તે ઉપર શત્રુ સાથે સંગ્રામ કરવાનું કે પરાજ્ય કરવાનું અથવા તેનો પ્રબંધ કરવાનું સુગમ થઇ પડશે.

પ્રજા અને રાજપુરૂષ સર્વ યુદ્ધ વિદ્યામાં કુશલ હોવા જોઇએ. શૈનાને વ્યુહ રચના એટલે કવાયત શીખવ્યા પ્રમાણે રણશીંગાં (બ્યુગલ) ના સંકેતોથી સર્વ સૈનાને સમજાવી—સાવધ રાખવી.

જ્યારે રિપુના ઘોડેસ્વારનો હુમલો થાય, ત્યારે આપણા પાયદલ સ્વારોનો કોટ બનાવીને સંગીન આગળ ધરી રાખવાં.

સૈનાધિપતિ સેનાની મધ્યમાં રહે અને તેની ચારે તરફ મોં રાખી સેના ઉભી રહે કારણ કે જે તરફથી રિપુના હલ્લા આવે તે તરફ તુરત તુટી પડે.

ફોજની પાછળ ડાબી જમણી પાસા દુર દુર પર છુપા દુત રાખવા અને તેની પાસે બ્યુગલ રહે અને રિપુને આવતા જોઇ તુરત ખબર આપે.

**જ્યારે પોતાનાથી અધિક રિપુની સાથે લડવું પડે ત્યારે બધાએ**

જુથ્થ થઇને લડવું. અને જરૂર લાગેથી તુરત વીખરાઇ જવું; પણ તોપની સામે ભેળા થઇને કદી લડવું નહીં.

શત્રુના બ્યુગલના જે સંકેતો હોય તેનાથી ભોમીયા થઇને વખત-પર ઉપયોગ લઇ લેવો.

શત્રુના નગર યા ગઢમાં પ્રવેશ કરવાનો મામલો હોય તેવે વખતે બે બાજુ ધારવાળા ખાંડાની પેઠે સૈન્યને ગોઠવીને લાવવું એટલે બન્ને તરફ લડતાં અને કાપતાં અંદર પેસતા જાય અને પ્રસંગ અનુસાર કામ કરે.

મેદાનની લડાઇમાં તોપ બાણ અને બંદુકથી કામ લેવું તથા રથ ઘોડા અને પાયદળ સૈન્યથી લડાઇ કરવી. ક્ષત્રીને સેનાપતિ અથવા સૈન્ય સંબંધી કામ સોંપવા ચુકવું નહીં.

શત્રુ બલિષ્ટ હોય તો તાકડા (વખત)પર સંતાઇ જવું અથવા દબાઇ જવું પણ મૂર્ખતાથી મરવું નહીં. તેમ યુદ્ધમાંથી લડતી વેળા નાસવું યા દબાવું તે ક્ષત્રીનું કામ નથી પણ નામરદનું કામ છે.

નારદજી—એકતો પગાર દરમાસે આપ્યા કરવો તેમાં વિલંબ જરાપણ ન કરવો. પગાર આપવો તે પેટ પૂર આપવો. વળી નાય-કોનો સત્કાર બરાબર રાખવો, તે એવી રીતે કે તમારા તરફથી મળતા માનમાં તેઓ જેમ બને તેમ મગરૂર રહે તેમ કરવું.

૨૨૯ યુધિષ્ઠિર—નારદજી ! હજુ તમારો રાજનીતિ સંબંધી વધારે અભિપ્રાય જાણવા માગું છું.

નારદજી—તમારા જેવા ચક્રવર્તીરાજા આવી રાજનીતિની વાતોની જીજ્ઞાસા રાખે તે વાત ખરેખર ઘણી ખુશી ઉપજાવનારી છે સાંભળો ત્યારે મારા બીજા અભિપ્રાય જણાવું છું.

૧ કોઈ તમારા તાબાના અધિકારી પોતાના બાહુબળથી માન મળે તેવાં કામ કરીને આપને રોશન કરે તે વખતે તમારે તેની હકી-કત સાંભળી માન દેવું. તેમજ પાયરીએ ચઢાવવા લાયક કામ કરેલું

હોય તો તેમ કરવું. ઇનામ આપી રાજી કરવા લાયક કામ હોય તો ઇનામ આપવું, મતલબકે તેવા લોકોની કદર કરવા માટે ચુકવું નહીં. ૨ તમારે માટે લડાઇમાં જે પુરૂષ મરણ પામે તેના કુટુંબનું પોષણ કરવું. લડાઇમાં જે મનુષ્ય ઘવાય તો તેમનાં બચ્ચાઓનું પાલન કરવું કે તેમનો દાખલો લેઈ પોતાનો પ્રાણ અર્પણ કરવાને પછાત રહે નહીં. અને શરણે આવેલા શત્રુઓનું તમારે પુત્ર માફક રક્ષણ કરવું. રાજાઓએ પોતાના લશકરને પોતાના પ્રાણની માફક પાળવું જોઇએ. ૩ નીચેના દશ વ્યસનો રાજાને કે તેના અધિકારીને મારી પાડે છે માટે તે તજી દેવાં.

૧ પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો. ૨ જુગાર રમવો. ૩ મૃગયા કરવી. ૪ નાચના ગાયન સાંભળવાં ૬ વૃથા ચર્ચા કરવું. ૭ વાજીંત્રો વગાડવાં અથવા સાંભળવાં. ૮ કોઇની નીંદા કરવી. ૯ દિવસે નિંદ્રા કરવી

એટલાં વ્યસનો તજી દેવાં. તમારા રાજ્યની આયપત તથા ખર્ચનો હિસાબ રાખનાર, રોજમેળ રાખનાર તથા બીજા નામાંવહી (હીસાબી અધિકારી) તમને નિત્ય સાંજે હીસાબ આપે એવો બંદોબસ્ત કરવો.

૫ આપની મહેરબાનીના જે મનુષ્યો હોય તેનો અપરાધ જોયા વિના તમારે નીચી પાયરીએ તેમને ન નાંખી દેવા.

૬ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ જેવા વર્ગના નોકરો હોય તેને તે પ્રમાણે રાજ્યમાં જગો આપવી.

૭ તમારા જેવા રાજાઓ અથવા તેવા મોટા પુરૂષો કબુલ કરે તેવો યશ વધારવા અભિમાન રાખવું.

૮ પરગણાં (મહાલોમાં) વહીવટદાર, ન્યાયાધીશ, ફોજદાર, હીસાબી અધિકારી, અને નોકરો સઘળા એકમતથી પ્રજા સુખી થાય તેમ વર્તે છે કે નહીં. તેનો તપાસ રાખવો.

૯ કોઇ અમલદાર, કે પોતાનું વિશ્વાસુ માણસ તમારા હીતની

જયારે જયારે વાત કહે ત્યારે તે વાત લક્ષ દઇને સાંભળવી અને તે બાબત પોતાના હિતના કંઇ ઉપાય કરવા ઘટે તે તુરત કરવા, પણ તેવા હિતનું કહેનાર મળે ત્યારે તેનો તિરસ્કાર કરી નિરાંતે નિદ્રા કરવી નહિં.

૧૦ આપ જયારે રાજયગાદી ઉપર બેસો અથવા સ્વારીએ જયારે બહાર જાઓ ત્યારે તમારી ચોકી માટે ખુલ્લી તરવારથી સારા ભભકાદાર પોશાકથી સ્વારો રાખવા.

૧૧ વૈદ્યો (ડાકતરો) રાખો તેમાં નીચેના ગુણ હોવા જોઇએ.

રોગીના નાડી, મૂળ, મળ, જિવ્હા, નેત્ર, રૂપ, શબ્દ અને સ્પર્શ એ આઠ પ્રકારની પરીક્ષા કરવામાં કુશળ હોય, તેમજ આપના હિતમાં અપાર સ્નેહ રાખી આપના શરીરનું બરાબર શુધ્ધ અંઃતકરણથી હિત ઇચ્છે એવા વૈદ્યોને પાસે રાખવા. સભા પર્વ.

૧૨ રાજાએ નીચે જણાવેલા ગુણોથી હમેશાં ૧૪ મુદ્દાની વાતો લક્ષમાં રાખી વર્તવું જોઇએ. જે રાજા બળવાન, બુધ્ધિમાન, અને શૂરવીર હોય, પરાક્રમનો યોગ્ય ઉપયોગ કરી જાણતો હોય તે રાજા ચક્રવતી થઇને ધનથી પૂર્ણ ભરેલી સમસ્ત પૃથ્વીનું રાજ્ય કરી શકે છે.

૧ રાજાએ નાસ્તિકપણું ન રાખવું. ૨ ખોટું કદી બોલવું નહીં. ૩ ક્રોધ રાખવો નહીં. ૪ ગફલત રાખવી નહીં. ૫ હરકાંઇ કાર્ય કરવામાં વિલંબ કરવો નહીં. ૬ બુધ્ધિમાન પુરૂષોનું માન બરાબર રાખવું. ૭ આળસ જરાપણ ન રાખવું. ૮ ઇંદ્રિઓને નિયમમાં રાખવી. ૯ હરેક કામ કરવાનો મનસુબો સાવ એકલાંએ નહિ કરવો. ૧૦ મુર્ખ પુરૂષો સાથે મસલત નહીં કરવી. ૧૧ જે કામ કરવા ચોકસ સિદ્ધ થાય તે કામ તરતજ કરવું. ૧૨ જે મનસુબો કર્યો હોય તે બહાર પડતાં સુધી ગુપ્ત રાખવો. ૧૩ દેવ સેવા વગેરે સુકૃત્યો શ્રધ્ધાથી કરવાં ૧૪ શત્રુઓનું બળ જણાય ત્યાંથી ભાગી જવું નહીં.

યુધિષ્ટિર—મહામુનિ આપનો અભિપ્રાય દરેક રાજયકર્ત્તા રાજાઓ એ તેમજ તેમના મુખ્ય સતાવાળાઓએ અવસ્ય સાંભળી ગ્રહણ કરવા

જેવો છે, એટલુંજ નહીં પણ જયાં સુધી આવા રાજનીતિના મુદ્દા દીલમાં રાખી રાજ્ય ચલાવવામાં ન આવે ત્યાં સુધી નિશ્ચય રાજા કે તેમના **દીવાન** કે બીજા અમલદારો ભૂલ ખાઇ જાય તેમાં નવાઇ નથી.

**મહાત્મા નારદમૂનિ**–આપે જે અભિપ્રાય અમોને રાજ્ય ચલાવવાના સંબંધમાં આપ્યો છે તે બરાબર લક્ષમાં રાખેલા છે અને તેજ પ્રમાણે રાજ્ય ચલાવવાને માટે અમે ધારેલું છે.

(યુધિષ્ઠિરના આ વચન સાંભળી **નારદજી** ઘણાક ખુશી થયા.)

**૨૨૯ યુધિષ્ટિર–ભીષ્મપિતામહ** ! રાજાએ રિપુને જીતવા પહેલાં શું કરવું ?

**ભીષ્મપિતામહ**–પ્રથમ તો રાજાએ સર્વદા પોતાના ચિત્ત ઉપર જય મેળવવા અને પછી દુશ્મનોને જીતવા કારણ જે રાજાનું ચિત્ત પોતાના હાથમાં છે તે રાજા શત્રુને સહજ જીતી શકે છે.

**૨૩૦ યુધિષ્ઠિર**–પિતામહ ! પાયદલ સૈન્યના મનુષ્યો કેટલી જગા ઉપર ચોકીએ રાખવાં ?

**ભીષ્મપિતામહ**–૧ પોતાના દેશની સરહદ ઉપર. ૨ નગરની પાસેના બગીચામાં. ૩ નગરની અંદર વાડીઓમાં. ૪ શહેર ફોજદારની કચેરીમાં. ૫ રાજ્ય મહેલમાં. ૬ શહેર (તળપતમાં) ઉપરની ૭ જગ્યા ઉપર સૈન્યના પાયદલ મનુષ્યો રાખવા મારો મત છે.

**૨૩૧ યુધિષ્ટિર**–પિતામહ ! ચારો (ડીટેકટીવ) કેવા રાખવા અને તેની પાસે શી શી રીતે કામ કરાવવું જોઇએ તે કહો ?

**ભીષ્મપિતામહ**–જડ સરખા, આંધળા સરખા, બહેરા સરખા, દેખાવવાળા, બુદ્ધિમાન, અને ભુખ, તરસ, તથા થાક વગેરે વેઠનારા ચારો રાખવા તે ચારો પણ એક બીજાને ઓળખી ન શકે એમ એ સર્વને ગુપ્ત રાખવા. ચારો મારફતે પોતાના પ્રધાન મંડળીના, પોતાના નાના પ્રકારના મિત્રોના, પોતાના પુત્રોના, પોતાના નગરના અને પોતાના શત્રુના ખબરો જાણવા તેમજ શત્રુઓના ચારાઓને પણ ઓળખી કાઢવા.

૨૩૨ યુધિષ્ઠિર-પિતામહ ! શત્રુના ચારાઓને **શી રીતે ઓ-** ળખી કાઢવા. અને તે કઇ કઇ જગ્યાએ આવી રહે છે ને આપણી બાતમીઓ લઇ જાય છે કે કેમ ?

**ભીષ્મપિતામહ**-શત્રુના ચારાઓ નીચે લખી જગ્યાએ રહે છે.

૧ બજારની દુકાનમાં. ૨ મલોના અખાડામાં. ૩ માણુસોના સમુદાયમાં. ૪ સન્યાસી વગેરે ભીક્ષુઓમાં. ૫ નગરમાંહેની વાડી-ઓમાં. ૬ નગર બહારના બાગોમાં. ૭ પંડીતોની સભામાં. ૮ ખાંણુ ખોદવાના ઠેકાણુામાં. ૯ અધિકારીઓની કચેરીમાં. ૧૦ રાજ સભામાં. ૧૧ મોટા લોકના મકાનોમાં. એ પ્રમાણેના સ્થળોમાં શત્રુના ચારાઓ આવી રહે છે, અને આપણી બાતમીઓ લઈ જાય છે માટે તેટલા સ્થળોના તપાસ કરી ચારાઓને ઓળખી કાઢવા. ચારાઓને પ્રથમથી ઓળખી કાઢવામાં ઘણા ફાયદા રહેલા છે, માટે હમેશાં આ બાબત સચેત રહેવા રાજાઓએ કે તેમનાં અમલદારોએ ગાફળ રહેવું નહીં જોઇએ.

૨૩૩ યુધિષ્ઠિર-પિતામહ ! કયા રિપુ (શત્રુ) સાથે સંધિ કરવો ?

**ભીષ્મપીતામહ**—જે શત્રુ પોતા કરતાં વધારે બળવાન હોય. તેની સાથે પ્રથમ પોતાના કારભારીઓથી નિશ્ચય કરી પછી સંધિ કરવો.

૨૩૪ યુધિષ્ઠિર-પિતામહ ! બીજા કયા રાજાઓ સાથે સંધિ કરવો ?

**ભીષ્મપિતામહ**-૧ જે રાજા ગુણવાન હોય. ૨ જે રાજા મોટા ઉત્સાહવાળો હોય, ૩ જે રાજા ધર્મને જાણનારો હોય. ૪ અને જે રાજા સાધુ પુરૂષના આચરણવાળો સદ્ગુણી હોય એવા ગુણગ્રાહી રાજાથી હમેશાં દોસ્તી કરવી.

૨૩૫ યુધિષ્ઠિર-પિતામહ! શત્રુના રાજ્ય ઉપર ચઢાઇ કરવી હોય તો કયારે કરવી ?

**ભીષ્મપિતામહ** પોતાના કરતાં દુર્બળ હોય. તે ન જાણે તેમ તેના મિત્રોએ જે સમયે તેને તજી દીધો હોય, બંધુ વિનાનો થઇ ગયો હોય, અસાવધ હોય, અને બીજા શત્રુ સાથે યૂદ્ધમાં ગુંથાયો હોય. એવો

સમય જોઇ પોતાના શત્રુ રાજા ઉપર ચઢાઇ કરવી. જેથી પોતાની જીત થાય છે. અને શત્રુ રાજા હારે છે. શાંતી પર્વ.

૨૩૬ યુધિષ્ટિર–પિતામહ! ચઢાઇ કરતાં પહેલાં પોતાની સ્થીતિ વિશે કંઇ વિચાર કરવો કે કેમ ?

**ભીષ્મપિતામહ**–હા, પ્રથમ પોતાની શક્તિ જોવી. ૨ સેના આદિનું બળ જોવું, ૩ પોતાનું સર્વ પ્રકારનું સુખ જોવું, આ પ્રમાણે જોણ જોયા બાદ સર્વ રીતે લઢાઇ કરવા પોતાની નજર પેહોંચે તો પછી ચઢાઇ કરવી.

૨૩૭ યુધિષ્ટિર–પિતામહ! શત્રુ રાજા અતિ બળવાન, શુરવિર હોય અને વશ ન થતો હોય ત્યારે શું ઉપાય લેવા તે કહો ?

**ભીષ્મપિતામહ**–૧ શત્રુના રાજ્યનું બળ હીણ કરવું. ૨ તેના દેશને શસ્ત્ર, અગ્નિ, ઝેર આદિ ઉપાયથી પીડવો, ૩ પોતાના અધિકારીઓની યુક્તિથી શત્રુ રાજા તથા તેના કારભારીઓને અંદર અંદર તકરારો કરાવી, વઢાડવા. ઉપર પ્રમાણે કરવાથી શત્રુ રાજા નરમ પડી જાયછે.

૨૩૮ યુધિષ્ટિર–**ભીષ્મપીતામહ**–સામ, દામ, દંડ અને ભેદ એ ચાર યુક્તિમાંથી કઇ યુક્તિ કરી દેશ સરકાર કરવા ?

**ભીષ્મપિતામહ**–સામ, દામ, અને ભેદ એ ત્રણ પ્રકારથી બનતાં સુધી દેશ લેવા, પણ લડાઇ કરી બનતાં સુધી દેશ લેવા નહી, છતાં લેવા પડે તો તેને છેવટનો ઉપાય ગણવો.

૨૩૯ યુધિષ્ટિર–પિતામહ! જ્યારે અતી બળવાન રાજા નબળા રાજાને પીડા કરે ત્યારે તેમણે શું ઉપાયો કામે લગાડવા તમારો મત છે ?

**ભીષ્મપિતામહ**–ત્યારે કિલ્લાઓનો આશ્રય કરવો અર્થાત્ કીલામાં ભરાઇ બેસવું.

૨ પોતાના મીત્રોને કબજે લઇ કહેણ મોકલી યુકિતથી સમજુતી કરવા કહેવું.

૩ સામ અને ભેદ આદિ ઉપાય પ્રથમ કરવા.

૪ તે વ્યર્થ જાય ત્યારે હીંદુઓ હોય તો ગાયનો સમુદાય તેના રસ્તામાં મૂકવો,

૫ તેના આવવાના રસ્તામાંના ગામો સાવ ઉજડ કરવાં.

૬ તે ઉજડ થએલી ગામડાની વસ્તીને પોતાના શહેરની બહાર પરાં તરીકે કરી તેમાં રાખવી.

૭ જે કિલ્લાઓ મજબુત હોય તેમાં પોતાનાં શહેરના ધનવાન લોકોને દીલાસો દઇ રાખવા.

૮ પોતાની સેનાની ઉપરી અધિકારીઓને તેમજ ધનવાન પુરૂષોને વખતો વખત દીલભરી કરી દીલાસોઓ આપવા ?

૯ ઘાસ આદિ ચારા ને દાણાનો બરોબર સંગ્રહ કરી રાખવો.

૧૦ ખેતરના મોલમાલ તમામ ઉખેડી નંખાવવા, તથા સળગાવી નંખાવવા.

૧૧ નદીઓના માર્ગમાં પૂલ તથા હોડીઓ હોય તેનો નાશ કરાવવો, ને પ્રાણી છોડી મૂકવાં ?

૧૨ પોતાના દેશમાં મુખ્ય કીલાવાળું સ્થાન હોય તેમાં રાજાએ પોતાનો વાસ કરવો.

૧૩ પોતાના વર્તમાન શત્રુનો જે શત્રુ હોય તેની સાથે સંધી કરી આ શત્રુને હરાવવા.

૧૪ હલકા ગઢો કે કીલા જેમાં શત્રુ આવી ભરાઇ બેશે તેમ હોય તે પડાવી નાંખવા.

૧૫ વૃક્ષો તમામ કઢાવી નાંખી મેદાન કરાવી કીલાની આસપાસ બહારનો કોટ ઉંચો કરાવવો કે જેથી શત્રુને આવતાં જોવામાં હરકત આવે નહીં કીલાની આસપાસની ખાઇમાં પાણી ભરી દેવું તથા ભાલાં ચોટેલાં સ્થળે દાટવાં.

૧૬ નગરમાંથી ભાગી જવા માટે ગુપ્ત રસ્તાઓ તથા બારો રાખવાં, કુવા સુધરાવી તે સ્થળોએ વિશ્વાસુ માણસોની ચોકી રાખવી.

૧૭ કાષ્ટ આદિ પદાર્થો એકઠાં કરી રાખવાં. દિવસે અગ્નિ સળગાવવો નહીં.

૧૮ ભંડારગૃહ. આયુધગૃહ, લશકરને રહેવાના બરાઓ, ઘોડારહાથીશાળા, યોદ્ધાઓનાં મકાનો, ખાઇઓ ધરતી પાસેના બાગ, એટલાં સ્થળો શત્રુના કોઇ પણ માણસો જાણી ન શકે તેમ ગુપ્ત રાખવાં.

૧૯ દ્રવ્યનો પ્રથમથીજ સંગ્રહ કરી રાખવો. તથા તેલ. ચરબી મધુ, ઘી, તેલ. ઔષધ, ક્રિયા, ઇંદ્રિજાળ કરી જાણનારા પુરૂષો વગેરેનો સંગ્રહ કરી રાખવો. આ પ્રમાણે કરવા મારો મત છે.

**૩૪૦ અધિકારીઓ**–શુક્રાચાર્યજી અમારે રાજ્યપ્રકરણી બાબત વિશે કેવી વર્તણુકથી વર્તવું તે કહો ?

**શુક્રાચાર્યજી**–તમારે અધિકાર મળ્યા પછી જો કોઇનાપર ઉપકાર ન કરો તો અધિકારીમાંથી "અ" કાઢી નાખ્યા પછી 'ધિકાર' એ રહે છે માટે પરમેશ્વરે તમને સારો હુદ્દો આપ્યો છે તો તમારે જેમ બને તેમ પ્રજાપર ઉપકાર કરવા તરફ નજર રાખવી. અર્થાત્ તમારે તમારા અધિકારની મહત્વતા કદીપણ કોઇને બતાવવી નહીં. તમારે એક બીજા અમલદારોએ એક બીજાની પરસ્પર ઇર્ષ્યા કરવી નહી. તમારે કોઇની પાસે પુછ્યાવિના પોતાના ઘરની કિંવા રાજ્ય પ્રકરણી વાત કરવી નહીં. વળી કામ પ્રસંગે બોલવું તે પણ થોડા અક્ષરવાળું ઘણા અર્થવાળું તથા કાર્ય સિદ્ધ કરનારૂં બોલવું. તમારી પાસે આવનારા શું બોલે છે તે બરાબર સમજ્યાવિના તેની બાબતમાં પોતાનો અભિપ્રાય આપવો નહીં. તમારે તમારી શક્તિ, બુદ્ધિના પ્રમાણમાં કામનો આરંભ કરવો અને આરંભેલું કામ કરતાં આપત્તિ આવે તો તે વખતે બીલકુલ મુંઝાવું નહીં. કોઇને હલકું વેણ મર્મમાં પણ કહીને દુઃખ આપવું નહીં. તેમ અહંકારનું વાકય કદાપિ બોલવું નહીં.

અરજદાર જયારે જયારે અરજ કરે ત્યારે તેનો સહાસિકપણે ઉત્તર દેવાની ટેવ ન રાખતા ધૈર્યથી તેની હકીકત સાંભળવી, તેના ઉપર

બહુજ વિચાર કરવો અને એ પછી શાંતવૃત્તિથી ન્યાયસર ઉત્તર આપવો, કેમ કે કોઇનો નિરંતર અસ્ત કે ઉદય રેહેતો નથી એમ માની સર્વ ઉપર સ્નેહભાવ રાખવો, કોઇ પણ પ્રજા સાથે કલેશ કરવો નહીં. તમારે રાજ્યનાં ઘણાં કામો હોય છે તો અમુક કામ અમુક વખતે કરવું, એમ નિયમ પ્રમાણેજ કામો કરવાની ટેવ રાખવી. જે કામ જરૂરી હોય તે પ્રથમ કરવાં અને વગર જરૂરી કામો તે પછી કરવાં. તમારે બે આંખ આગળ રાખવી તેમ બે પાછળ પણ રાખવી. એટલે આગળ જેમ જોઇ શકો તેમ તમારી પાછળ પણ શું થાય છે તે જોવાની ટેવ રાખવી એટલે પ્રથમ હમેશાં પોતાનો દોષ જોવાની ટેવ રાખવી અને પછી બીજાના દોષ જોવા. એટલુંજ નહીં પણ તમારે તમારૂં નેક નિતિ તથા પ્રમાણીક-પણું હમેશાં બરાબર રાખવું. આ પ્રમાણે તમારે વર્તણુક રાખવા મારો મત છે.

**૨૪૧ રાજસેવકો**–શુક્રાચાર્યજી ! રાજસેવકોનો શું ધર્મ છે તે કહો ?

**શુક્રાચાર્યજી**–તમારે જે પગાર મળે તેમાં સંતોષ રાખવો, મન, કર્મ વચનથી નૃપતિઓનું અને કુમારોનું કામ કરવું, બોલવામાં મધુરતા રાખવી, કાર્ય કરવામાં કુશળપણું રાખવું, પવીત્ર મનવાળા થવું. કોઇના ભમાવ્યાથી ભમવું નહીં. પરોપકાર કરવા તરફ મન રાખવું. અપકાર કરનારા થાવું નહીં, રાજા અને રાજકુવરોનું ઐકય વધારનારા થાવું પણ આપસઆપસમાં ફાટફુટ કરાવવી નહી. તેઓના વચનનો અનાદર કોઇ દિવસ કરવો નહી. તેમ તેની ન્યુનતા પણ બતાવવી નહીં તેઓ સર્વનાં ગુપ્તછિદ્રો જોવાં નહીં. અગર કોઇ પણ વખત જોવાઇ જાય તો કયાંઇ જણાવવાં નહીં. રાજ્યહિતની જે વાત કહેવી હોય તે એકાંતમાં કહેવી. એ રીતે રાજ્ય સેવકે વર્ત્તન રાખવું એમ મારો મત છે.

૨૪૨ યુધિષ્ઠિર–પિતામહ ! રાજવકીલ કેવા રાખવા તે કહો !

**ભીષ્મપિતામહ**–જે સર્વ શાસ્ત્રમાં કુશળ હોય, જે સામા મનુષ્યના બોલવા ઉપરથી, મોહાની આકૃત્તિ ઉપરથી તથા હાથના ચાળાઓથી તેના.

અભિપ્રાયને સમજે તેવો હોય, ચોખ્ખાં મનવાળો હોય, કામ કરવામાં કુશળ હોય, તથા કુળવાન હોય, તેને રાજ્યનો વકીલ અથવા તો એલચી નીમવો. જેના ઉપર લોકની પ્રીતિ હોય, જે હાથનો ચોખ્ખો હોય, જે કામકાજ કરવામાં કુશળ હોય, સારી સ્મરણ શક્તિવાળો હોય, દેશકાળને જાણનારો હોય, દેખાવડો હોય, અણુગમતો સંદેશો કહેવાને પણ ડરે નહીં એવો હોય તથા ચાલાક હોય, તેવા રાજાના દૂતોનાં અર્થાત્ રાજ વકીલનાં ઘણાં વખાણ થાય છે.

અમાત્ય એટલે સેનાપતિને હસ્તક, હાથી, ઘોડા તથા પાયદળ આદિ તમામ લશ્કર રાખવું, શીક્ષા કરવાનું કામ ફોજદારી કામના પ્રધાનને સોંપવું, ખજાનાની તથા દેશની, રાજાએ પોતે, તપાસ રાખવી અને સંધિ, વિગ્રહનું એટલે સલાહનું તથા લડાઇનું કામ એલચીને એટલે વકીલને સોંપવું. (મનુસ્મૃતિમાંથી.)

**૨૪૩ યુધિષ્ઠિર–પિતામહ** ! રાજ્ય પ્રત્યે પ્રજાનો શું ધર્મ છે તે કહો ?

**ભીષ્મપિતામહ**–પ્રજાએ રાજ્ય નિયમનું ઉલ્લંઘન ન કરવું. રાજ પ્રત્યે પ્રજાએ પોતાના વડીલવત્ પ્રેમભાવ રાખવો, રાજાએ બાંધેલ નિયમો વિરૂદ્ધ કોઇ કાળે પણ વર્તન કરવું નહિ. કારણ પ્રજાની અનુકુળતાથી રાજાનું રાજ્ય સુદઢ થાય છે, ને રાજાગે બાંધેલા નિયમોથી પ્રજા સુરક્ષિત થાય છે. અને તે નિયમોને અનુસરી ચાલેથી રાજ્ય તરફથી સદા કુશળ રહેવાય છે. તેમજ જનસમુદાયમાં પણ સદા કુશલ રેહેવામાં કદી ગાફલ રેહેવું નહિ એમ મારો મત છે.

જે કોઇ મૂર્ખાઇથી રાજાનો દ્વેષ કરે છે, તેનો નકી નાશ થાય છે; કારણ કે, રાજા તુરત તેનો નાશ કરવા માટે પોતાના મનમાં વિચાર કરે છે, માટે રાજા પોતાના પ્રિયોને જે ન્યાય આપે અને અપ્રિયોનું જે અનિષ્ટ કરે, તે ન્યાયમાં બીજાએ ફેરફાર કરવો નહીં.

**૨૪૪ યુધિષ્ઠિર**–પિતામહ ! જ્યારે રાજા મદોન્મત્ત થઇ વર્તે ત્યારે તેનાં પરીણામે કેવાં ચિન્હ જણાય.

**ભિષ્મપિતામહ**—પ્રજાને વર્ણશંકર કરનારા અધર્મી વધે છે; ૨ શીતકાળ ન છતાં શીતકાળ વધે છે; ૩ શીતકાળ છતાં ટાઢ મુદલ પડતીજ નથી; ૪ વર્ષાકાળમાં વરસાદ થતો નથી; ૫ વર્ષાદના કાળ વગર વર્ષાદ ઘણો વર્ષે છે; ૬ પ્રજાઓમાં અતિવ્યાધીઓ પસરે છે; ૭ ધુમકેતુઓ દેખાય છે; ૮ ભયાનક ગ્રહો આકાશમાં નજરે આવેછે. વિગેરે ચિન્હો જણાય છે. તે રાજાને લીધે પ્રજા અત્યંત દુઃખી થાય છે, તે રાજાનું કામ ચારે તરફ નિંદાય છે, તેનો ધનવાનો અને વિદ્વાનો સંગ કરતા નથી, તે રાજાને નીચ જાણવો.

**૨૪૫ યુધિષ્ઠિર**—પિતામહ! લડાઇ આદિથી કદાચ રાજ નિરધન થાય તો પાછું ધન મેળવવા શું શું ઉપાયો કામે લગાડવા?

**ભીષ્મપિતામહ**—સામ ઉપાયથી રૈયત પાસેથી ધન મેળવવું, પણ બીજા ઉપાય તે શિવાય નહી કરવા. શાંતિપર્વ.

**૨૪૬ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી! અધિકારીને માટે કેટલા દોષ આયુષ્ય કાપનારા છે?

**વિદુરજી**—અભિમાન રાખવું તે, અતિવાદ કરવો તે, કોઇને ઝેર દેવું તે, ચોરી કરવી તે, મિત્રદ્રોહ કરવો તે, બહુ ક્રોધ રાખવો તે, એટલા દોષ અધિકારીનું આયુષ્ય તોડનારા છે માટે તે તજી દેવા.

**૨૪૭ યુધિષ્ઠિર-વિદુરજી!** અમુક એક કામ કરવા અધિકારીઓનો એકમત થયો અને અધિકારી તરીકે આપણે પણ તે અધિકારીઓની સાથે મત દેવામાં ભેગા હોઇએ પણ આપણો મત તે અધિકારીઓથી જુદો હોય ત્યારે એવી ઉપાધી આવી પડે છે કે, જો બધા સાથે ન મળીએ તો તેમને ખોટું લાગે અને તેમના મત સાથે તો આપણો મત ન મળે તો આપણે તેવે પ્રસંગે કેમ કરવું?

**વિદુરજી**—આવે વખતે જુદો મત પડતો હોય તો દીલમાં રાખી બહાર ન પાડવો તેમ બીજા અધિકારીઓએ બાંધેલો વિચાર પોતાને રૂચતો નથી એમ પણ ન બતાવવું, પણ જેમ બને તેમ બીજા અધિ-

કારીઓ કબુલ રાખે તેવો સબબ બતાવી પોતે બધાઓથી તે કાર્યમાં જુદું પડી જવાય તેમ કરવું. ઉદ્યોગપર્વ.

**૨૪૮ યુધિષ્ઠિર**–વિદુરજી ! બુદ્ધિવાન અધિકારી સાથે વિરૂદ્ધ થવું નહીં એ ઉત્તમ વાત છે પણ વખતે વિરૂદ્ધ થવું પડે તો શું કરવું ?

**વિદુરજી**–બુદ્ધિવાનથી વિરૂદ્ધ પડી હું દુર છઊં માટે તે શું કરશે એમ ગાફલ રહેવું નહીં. બુદ્ધિવાન જ્યાં હોય ત્યાંથી, તક મળે નુકશાન કરે છે, માટે હમેશાં બુદ્ધિમાનથી બગાડયા પછી તેનાથી સાવધાન થઇ રહેવું.

**૨૪૯ ધૃતરાષ્ટ્ર**–વિદુરજી ! કયો અધિકારી પાછો પડતો નથી તે કહો ?

**વિદુરજી**–જે ભવિષ્યમાં થવાના દુઃખને ટાળવાના ઉપાયને જાણે છે તેમ દુઃખ વખતે દૃઢ નિશ્ચય રાખે છે અને છેવટ શું કરવું તે પણ જાણે છે તે અધિકારી કયારે પણ પાછો પડતો નથી.

**૨૫૦ યુધિષ્ઠિર**–પિતામહ ! રાજાએ કેવા સલાહકારો ન રાખવા તે કહો ?

**ભીષ્મપિતામહ**–જે કર્ત્તવ્યા કર્ત્તવ્યનો નિશ્ચય કરી શકતા ન હોય, બહુશ્રુત ન હોય, સઘળા કામમાં સંશય પેદા કરનાર હોય, જે પોતાના ધણી પ્રત્યે પ્રીતિવાન ન હોય, જેનામાં સહન શક્તિ ન હોય, અસ્થિર બુદ્ધિવાળા હોય, હરેક કામમાં આરંભ શૂર હોય, જે મોટા ગંભીર મનવાળા કે કુળવાન ન હોય, તેઓને સલાહકાર ન રાખવા. શાંતિ પર્વ

**૨૫૧ ધૃતરાષ્ટ્ર**–વિદુરજી ! બળવાન પુરૂષ અધિકાર ઉપર હોય અને તે બીજા નાના તાબાના અધિકારી કે નોકર સાથે વિરૂદ્ધ પડે તો કોણ ફાવે ?

**વિદુરજી**–બળવાન તથા મોટું વૃક્ષ પણ એકલું હોય તો તેને ક્ષણમાત્રમાં વાયુ, શાખાઓ સહિત મર્દન કરવા સમર્થ થાય છે, પણ જે વૃક્ષો સારી રીતે એકઠાં મળી રહેલાં હોય તે પરસ્પર આશ્રયથી મોટા

પવનને પણ સહન કરે; તેમ બળવાન પણ એકલો અધિકારી બીજા નાના અધિકારીઓ કે નોકરોથી જુદો પડે તો તે અંતે હારે, પાછો પડે છે અને નાના અધિકારીઓ કે નોકરો એકત્ર થઇ હરાવે કે મારી પાડે છે; માટે જેમ કાચબો તળાવમાં એક બીજાના આશ્રયથી વૃદ્ધિ પામે છે તેમ મોટા અધિકારીએ પણ સૌને પાંખમાં લઇને વૃદ્ધિ પામવી.

**૨૫૨ યુધિષ્ઠિર-ધૌમ્યઋષિ !** રાજા અથવા ઉપરી અધિકારીની કે શેઠની મેહેરબાની મેળવવા માટે તાબાના નોકરોએ શું શું ઉપાય લેવા જોઇએ ?

**ધૌમ્યઋષિ**-ખુદ રાજા ઉપરી અમલદાર કે શેઠની મેહેરબાની મેળવવા માટે નીચે મુજબ ઉપાયો કામે લગાડવા જોઇએ.

અધિકારીને ઘેર અથવા કચેરીમાં જાવું ત્યારે પ્રથમ પરવાનગી માગ્યા શિવાય અંદર જાવું નહીં, જે કોઇ માણસ હાજર હોય તેની મારફત કહેવરાવી મોકલવું, અધિકારીની પરવાનગી આવે તે પછી અંદર જઇ સભ્યતાથી મળવું અને પોતાની યોગ્યતા પ્રમાણે બેસવું, તે વખતે જે પ્રસંગ ચાલતો હોય તેમાં વચ્ચે પોતાને કાંઇ બોલવાનો સંબંધ હોય તો બોલવું, નહિ તો ચુપ બેશી રહી સાંભળ્યા કરવું, અધિકારીની જેના ઉપર મેહેરબાની હોય તેને મળતાં રહેવું અને જેનાથી તે વિરૂદ્ધ હોય તેની સાથે બનતાં સુધી બિલકુલ સંબંધ રાખવો નહી. ઉપરી પાસે જઇ સભ્યતાથી ઉભવું. તે સામું જોઇ બેસવાનું કહે તો બેસવું, અધિકારી પાસે ગયા પછી રજા શિવાય ઉઠી જાવું નહીં, બેઠા પછી હાથ હલાવવા નહીં, હાથ પગ પછાડવા નહીં, તાણીને બોલવું નહીં તાણીને વાસવું નહિ, થુકવું નહીં, હાસ્યની વાતો નીકળે તો પણ પોતે બહુ હસવું નહીં, કદાપિ માર્મિક હાસ્યને તાબે થવું પડે તો તેમ કરવા છુટ સમજવી, બહુ લાભ મળે બહુ ખુશી થવું નહીં, બહુ હાનિ થએ હારી જાવું નહિ, દંડ ઇત્યાદિક નુકશાન કરે તો પણ ઉપરી અધિકારી તરફ પોતાનું વળણ સારંજ રાખવું, હાક મારીને બોલાવે

તો તે વખતે પોતે પાસે જાવું અને શું હુકમ છે એમ કહી નમ્રતાથી ઉભું રેહેવુ; તે વખતે જે હુકમ કરે તે ઉઠાવવો; અને પૂછ્યા વિના કાંઇ પણ બોલવું નહીં, એ પ્રમાણે વર્ત્તણુંક રાખવાથી રાજા કે ઉપરી અમલદાર અને શેઠની મેહેરબાની મેળવી શકાય છે.

**૨૫૩ યુધિષ્ઠિર-ધૌમ્યરૂષિ** ખુદ રાજા પ્રધાન કે અધિકારી વા શેઠ એમ પુછે કે આ કામ કરવા લાયક છે કે નહીં, ત્યારે તેવે પ્રસંગે શું કરવું ?

**ધૌમ્યઋષિ**-ઉપરી અમલદાર કે ખુદ રાજાજી કે શેઠ એમ પૂછે કે, આ કામ કરવા લાયક છે કે નહિ. ત્યારે પ્રથમ જરા વિચાર કરવો, પછી તે વખતનો પ્રસંગ જોયા બાદ વર્ત્તમાન દેશકાળને અનુસરી તેમને અપ્રિય ન લાગે અને તેનું પૂરતું હિત દેખાય વળી ધર્મ અને નીતિ વિરૂદ્ધ ન હોય એવા પ્રકારનો અભિપ્રાય દેવો, પણ મારા ઉપર સંપૂર્ણ મેહેરબાની છે માટે જેવો જવાબ દઇશ તેવો ચાલશે એવી કદી પણ ભૂલ ખાવી નહી. કારણ કે મોટાના મિજાજ વિચિત્ર હોય છે. વિરાટ પર્વ.

**૨૫૪ યુધિષ્ઠિર**-ધૌમ્યમુનિ ? રાજ્ય કાજના કામમાં ઘણી વખતે મસલતો (સલાહ) કરવા જરૂર પડે છે તેવે પ્રસંગે કોની સાથે મસલત નહિ કરવી ?

**ધૌમ્યઋષિ**-ક્યા ચાર જણ સાથે મસલત નહીં કરવી.

૧ જે માણસ આળસુ હોય તેની સાથે. ૨. જે હાએ હા અને નાએના એમ કહેતા હોય તેની અર્થાત્ હાજીઆની સાથે. ૩ અલ્પ બુદ્ધિના જે મનુષ્ય હોય તેની સાથે. અને ૪ થોડા વખતમાં કરી શકાય તેવા કામો કરવામાં ઘણો વખત ગાળે અર્થાત્ દીર્ઘસૂત્રી હોય તેની સાથે. એ રીતે ચાર પ્રકારના મનુષ્યો સાથે મસલત કરવી નહીં.

**૨૫૫ યુધિષ્ટિર**-પિતામહ ! દુશ્મનને મારે તંત્ર ઉભો થાય તે પહેલાં શી શી બાબતથી સચેત રહેવું ?

**ભીષ્મપિતામહ**-બોલવામાં ઘણી ચતુરાઇ રાખવી. કોઇ એક

વખત તંત્ર ઉભો થતાં પહેલાં કિંવા તે પાર પાડતાં પહેલાં એમ નહીં જોવું કે મારો અમુક રિપુ મારે માટે અમુક જાતનું બુરૂં કરવાનો હતો કેમકે એ પ્રમાણે બોલવાથી ફળ ઉપ્તન થતાં પેહેલાં તેવી રીતે તેની અપકીર્તિ કરવાથી તંત્ર કથળી કે છટકી જાય છે.

**૨૫૬ યુધિષ્ટિર–શુક્રાચાર્યજી** ? બે જણાને પરસ્પર કોઇ કાર્યને લઇ વૈર થયું અને વૈર થયા પછી પાછું મલવું પડે તો કેવી રીતે મળવું ?

**શુક્રાચાર્યજી**–બે જણાને વૈર થયા પછી જ્યારે તેઓ પાછા મળે ત્યારે બન્ને જણા પરસ્પર ઘણી પ્રીતિ બતાવે છે, તેમ વૈર થયા પછી જ્યારે મળવું પડે ત્યારે ઉપરથી પૂર્ણ પ્રીતિ બતાવવી પણ અંતરથી નીખાલસ રહેવું નહીં, વાતચિત કરવામાં કે કોઇ સાથે કાર્ય કરવામાં ભય પામવો પણ ઉપરથી હું ભય પામતો નથી એમ બતાવવું; આ રીતે વર્તવા મારો મત છે અને હું ધારૂં છું કે **ભીષ્મપિતાનો** પણ મત એવોજ હશે. **ભીષ્મપિતામહ**–બે જણાએ વૈર કર્યા પછી પાછું મળવું પડે ત્યારે ઉપર પ્રમાણે મળવા મારો મત છે. પણ ત્યાં સૂધી શત્રુને ખભે બેસાડી ફેરવવો, પણ જ્યારે અનુકૂળ વખત આવે ત્યારે ઘડાની પેઠે પથ્થર ઉપર પછાડવો. શાંતિપર્વ.

**૨૫૭ યુધિષ્ટિર–દુશ્મન** કબજામાં આવ્યો હોય, અને તે દયા ઉપજે એમ બોલતો હોય તો તેવે પ્રસંગે કેમ કરવું ?

**ભીષ્મપિતામહ**–માર્યા વિના છોડવોજ નહિ; આપણા ઉપર જેણે અપકાર કર્યા હોય તેને હણવોજ જોઇએ; તેમ કરવામાં મનની અંદર કશું દુઃખ લાવવુંજ નહિ.

**૨૫૮ યુધિષ્ઠિર**–રિપુના સંબંધમાં વિવેક રાખવો કે કેમ ? અને રાખવો તો કેવી રીતે ?

**ભિષ્મપિતામહ**–શત્રુ સાથે મીઠું બોલવું, પ્રહાર કરતાં જતાં પણ મધુરજ બોલવું; શત્રુનું બુરૂં સાંભળી રડવું, શોક કરવો, તથા ઘેર જવું.

૨૫૯ યુધિષ્ઠિર-શુષ્ક વૈર કોઇ સાથે કરવા તક આવે તો તે વખતે કેમ કરવું ?

ભીષ્મપિતામહ-શુષ્ક વૈર કોઇની સાથે કરવુંજ નહિં કારણ શુષ્ક વૈર કરવાથી પોતાને ઘણી હાની થાય છે અને અર્થ કાંઇ સરતો નથી, વળી મનુષ્યો ગીધપક્ષીની પેઠે દુરંદેશી વિચારવાળા થવું, બગની પેઠે વખતે તેવો સમય હોય તો ગુપચુપ બેશી રહેવું; કાગડાની માફક ચેષ્ટીત જાણનારા તથા શંકાવાળા થવું, પોતાના કરતાં અધિક શૂરો હોય તેને હાથ જોડીને મિત્ર કરવો; બીકણ હોય તો તેનામાં ફાટફુટ કરાવવી; લોભી હોય તેને દ્રવ્ય આપી વશ કરવો; સમાન હોય તેની સાથે યુદ્ધ કે કજીઓ કરીને વશ કરવો. વળી જે મનુષ્ય સમય આવે કોમળ થાય છે તથા સમય આવે કઠીણ કે ક્રુર થાય છે તે મનુષ્ય હમેશાં ફાવે છે, માટે સમયાનુસાર નરમ ગરમ થયા કરવું; વળી જેની પાર જઇ શકાય નહીં તે તરવાનો આરંભજ ન કરવો તથા જે હરણ કરી લીધા પછે બીજો મનુષ્ય આપણી પાસેથી હરણ કરી જાય તેનું પણ હરણ કરવું નહીં; જેનું મૂળ ખોદીને કાઢી શકાયજ નહીં તે ખોદવાનો આરંભજ કરવો નહીં.

૨૬૦ યુધિષ્ઠિર-વિદુરજી ! તાબાના નોકરોનો વિશ્વાસ ઉપરી અધિકારી કે શેઠ તરફ કેમ વધે છે ?

વિદુરજી-રાજાના કે અમલદારના તાબામાં ઘણાં માણસો હોય છે અને તે બધા પોતાના ઉપરી તરફ સ્વભાવિક વિશ્વાસ રાખે છે, પરંતુ તેમાં પણ જે તાબેદાર વધારે પોતા તરફ પ્યાર અથવા વિશ્વાસ રાખે, વધારે કામ કરવામાં મેહેનતથી તણાઇમરે હુકમ ઉઠાવવામાં પણ બીજાઓ કરતાં વધારે કાળજી રાખે, તો તેવા તાબેદાર કોઇવાર ભૂલમાં આવી જાય તો પણ તેના ઉપર ક્ષમા કરી ઉપરી અધિકારીએ કે શેઠે બીલકુલ ક્રોધ કરવોજ નહીં, તેવા તાબેદાર કોઇવાર સંકટમાં આવેથી તેને દીલાસો દેવો સંકટમાંથી બની શકે ત્યાં સુધી તેને બચાવી લેવો; એ રીતે કરવાથી

તાબાના નોકરોનો વિશ્વાસ વધે છે અને તેવા તાબેદારો વખતે પોતાનાં માથાં આપવા તત્પર થાય છે.

વિદુરજી–મિત્રો, જે સ્ત્રી, જે અધિકારી, જે ચાકર આપણે જે વખતે જે કાંઇ કહીયે તે સહનજ કર્યા કરતો હોય અને કોઇ વખતે પણ સામે ન થતો હોય તો તેવા કોઇ પણ સહન કરનારા સાથે બિલકુલ વિરોધ કરવો નહીં.

૨૬૨ યુધિષ્ટિર–પિતામહ ! પોતાના વિશ્વાસુ માણસને શત્રુ સાથે રાખી તેના શી રીતે ખબર જાણવા ?

**ભીષ્મપિતામહ**–પોતાના ખરા વિશ્વાસુ માણસ ઉપર અમુક જાતનો આરોપ મુકી તેને ગુન્હાહીત કરવો. અને પછે તેને શત્રુના સંબંધમાં જોડી બાતમીઓ મેળવવી.

૨૬૨ યુધિષ્ટિર–પિતામહ ! શત્રુને કોઇ કામ કરતાં અટકાવવો ઘટે તો શું કરવું ?

**ભીષ્મપતિામહ**–ખુશીથી અટકી શકે તો અટકાવવો પણ તેમ ન કરતાં જો તે વાતની ઉપેક્ષા કરી એટલે તેને રોકીશ નહીં તો તેને તારો શત્રુ જાણવાવાળા પુરૂષે ઉઘાડા પાડીને શત્રુતા તો કરવીજ નહીં.

૨૬૩ યુધિષ્ટિર–**ભિષ્મપિતામહ** ! અતિશય બળવાળા શત્રુની સામે સાવધાન થઇને વર્તવું, એતો મુનાસબ છે તો પણ તે ઉપરાંત બીજી કઇ રીતે વર્તવું ?

**ભીષ્મપિતામહ**–સાભળો. સમુદ્રે નદીઓને પૂછ્યું કે, “તમે બધાં **વૃક્ષોને** તમારા જોસમાં ખેંચી જવા શક્તિવાન છો પણ ચીઆ કે **નેતરને** કોઇ દિવસ નદી ખેંચી જતી નથી, તેનું કારણ જણાવો” ત્યારે સર્વ નદીઓ તરફથી **ગંગાજીએ** નીચે મુજબ ખુલાસો કર્યો :–

અહો **સમુદ્ર**, બીજાં બધાં ઝાડો સ્તબ્ધ થઇને પોતાની જગોમાં રહેછે તથા અમારા વેગને સામે આવેછે તેથી પોતાનું રેઠાણ તેમને છોડવું પડે છે, **પણ ચીઓ કે નેતર** તેમ કરતાં નથી. **ચીઓ** તો વેગ

આવતો જોઇને નમી જાય છે અને વેગ આવી ગયા પછી પોતાના સ્થાનને પામીને ઉભો રહેછે, પણ બીજાં વૃક્ષો તેમ નમતાં નથી. ચીઓ કાળને ને વખતને જાણનારો છે, વળી નિરંતર વશમાં રહેનારો અને ઉદ્ધત નથી; તેમ તે બીજાની ઈચ્છાને અનુકુળ થનારો છે, વળી તે કોઇ સંધાથે ક્ષુંચવાયેલો નથી, એ પ્રમાણે જે મનુષ્યો વૃદ્ધિ પામેલા તથા બંધનને ત્રોડી નાખવાને સમર્થ શત્રુનો વેગ પેહેલાંજ સહન કરતા નથી, તેઓ તત્કાળ નાશ પામે છે; પણ જે સમજુ પુરૂષ પોતાનું અને રિપુનું બળ, વીર્ય, સત્વ, અસત્વ એ સર્વ જાણીને આચરણ કરેછે, તે પરાભવ પામતા નથી. એજ પ્રમાણે શત્રુ જ્યારે અતિ બળવાન છે એમ જાણવામાં આવે ત્યારે સદ્ગુણી પુરૂષે ચીઆ કે **નેતરના** જેવી વર્તણુક રાખવી, એ વિવેકીનું લક્ષણ છે.

**૨૬૪ધૃતરાષ્ટ્ર**–વિદુરજી ! અધિકારીને મદથી કયા ૧૬ દુર્ગુણો ઉત્પન્ન થાય છે ?

**વિદુરજી**–અધિકારીએ બીલકુલ મદ રાખવો નહીં, કારણ કે એક મદના દુર્ગુણથી બીજા નીચે પ્રમાણે દુર્ગુણો આવે છે.

૧ કોઇના વખાણ કરવામાં આવે ત્યારે તે વખતે તેનો દોષ બતાવવો. ૨ કોઇ કાંઇ ધર્મનું કાર્ય આદરે તેમાં વિઘ્ન નાંખવું. ૩ અસત્ય ભાષણ કરવું. ૪-૫ કામ ક્રોધ ઉત્પન્ન કરવા. ૬ પરવશ થવું. ૭ બીજાઓની નિંદા કરવી. ૮ રાજા દીવાન કે તેવા બીજા કોઇ મોટા અધિકારી કે શેઠ પાસે ચાડી ખાવી. ૯ દ્રવ્યનો નાશ કરવો. ૧૦ બીજાઓની સાથે નકામું વૈર કરવું. ૧૧ બીજાઓ હર્ષ કરે તે સહન નહીં કરવો ૧૨ વિનાકારણ પ્રાણાંત પીડાઓ ઉત્પન્ન કરવી. ૧૩ કોઇની પણ અદેખાઇ કરવી. ૧૪ મર્યાદા છોડી બોલવું. ૧૫ બીજાઓનો દ્રોહ કરવો. ૧૬ શું કરવું યોગ્ય છે ને શું કરવું અયોગ્ય છે તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર કામ કરવું.

એ પ્રમાણે ૧૬ દુર્ગુણો ફકત એક મદના દુર્ગુણોથી ઉત્પન્ન થાય છે. માટે મદ રાખવો નહીં.

**૨૬૫ યુધિષ્ઠિર**-શુક્રાચાર્યજી ? રાજ્યાધિકાર કેવો છે તે કહો ?

**શુક્રાચાર્યજી** જેમ સિંહ હાથીનો વધ કરવાથી પોતાને જોઇતા થોડાક માંસના લાભને માટે મોટા પાપનું પાત્ર થાય છે અને તે હાથીનું બાકીનું માંસ તો બીજાઓનાજ ભોગમાં આવે છે તેમ રાજા પ્રજાને પીડવા રૂપ અધર્મ કરવાથી પોતાને જોઇતા થોડાક ઉપભોગને માટે મોટા પાપનું પાત્ર થાય છે અને રાજ્યનું બાકીનું સઘળું ધનાદિક તો બીજાઓના ભોગમાં આવે છે. ન્યાયાધિશની પાસે વાદિ પ્રતિવાદી લોકો એવી રીતે સાચા ખોટાનો ગોટાળો કરીને કામ દાખલ કરે છે કે જેમાં ન્યાય આપવો બહુ મુશકેલી ભરેલો થઇ પડે છે, એ લોકો પરસ્પરને હરાવવાની હરીફાઇથી ન્યાય થયેલો હોવાને લીધે ન્યાયની સભામાં પોતાના દોષોને જાહેર કરતાજ નથી અને ગમે તેમ કરીને પણ પોતપોતાના પક્ષોનું બળ વધારીને ન્યાયાધીશને કલંકિત કરે છે. સંક્ષેપમાં એટલુંજ છે કે ન્યાયાધીશ થયેલા માણસને લોકાપવાદ સેહેજ મળી જાય છે અને બારીકીથી જોવા વિચારવાની મેહેનતનો બદલો તો દૂરજ રહે છે.

**૨૬૬ યુધિષ્ઠિર**-શુક્રાચાર્યજી ! રાજાના પુરોહિત કેવા જોઇએ તે કહો ?

**શુક્રાચાર્યજી**-રાજાના પુરોહિત વેદોને તથા વેદોનાં અંગોને જાણનારો, જપમાં તથા હોમમાં તત્પર રેહેનારો અને નિત્ય રાજાનું ભલું ચાહનારો જોઇએ.

**૨૬૭ યુધિષ્ઠિર**-શુક્રાચાર્યજી ! રાજ સેવા એટલે રાજાની નોકરી કરવી કેવી છે ?

**શુક્રાચાર્યજી**-મનુષ્યોને રાજાઓની નોકરી તરવારની ધારને ચાહવા બરાબર છે, સિંહણનાં ગાત્રોનું ચુંબન કરવા બરાબર છે અને સર્પિણીના મોહોડાનું ચુંબન કરવા બરાબર છે. જેઓ રાજાની નોકરી કરે છે તેઓની સંપત્તિઓ પરાધીનજ રહે છે. ચિત્ત સર્વદા અશાંતજ રહે છે અને પોતાના જીવતા રેહેવાનો પણ ભરોસો રહેતો નથી.

**૨૬૮ ધૃતરાષ્ટ્ર**–નારદજી! શત્રુને વશ્ય કરવાના છ ઉપાય કયા તે બતાવો ?

**નારદજી**–સામ, દામ, દંડ, ભેદ, ઔષધ, અને ઇંદ્રજાળ એ છ ગુણોને અજમાવવામાં આવે તો તેથી શત્રુઓ વશ થાય છે.

૨૬૯ ધૃતરાષ્ટ્ર–નારદજી ! શત્રુ સાથે કેમ વર્તવું.

**નારદજી**–પ્રબળ શત્રુ સાથે સ્નેહ અને નિર્બળ શત્રુ સાથે કલેશ સમય જોઇ કરવો એમ મારો મત છે. સભાપર્વ.

**૨૭૦ યુધિષ્ટિર**–પિતામહ ! લક્ષ્મીની મહતા કેવી છે તે કહો ?

**ભીષ્મપિતામહ**–લક્ષ્મીથી પુરૂષની વાણી, નેત્ર અને શ્રવણ ઇંદ્રિયનો લય થાય છે તેમાં શો દોષ છે ! પણ જે ઝેરની સહોદર તરીકે થયેલી છે, તે છતાં તે મારી નાખતી નથી, એ આશ્ચર્ય છે ! (અર્થાત જ્યારે લક્ષ્મી પ્રાપ્ત થાય છે, ત્યારે પુરૂષ કોઇને વાણીથી બોલાવતો નથી, નેત્રથી જોતો નથી અને કાનથી સાંભળતો નથી; તેથી તેની વાણી, નેત્ર અને શ્રવણ ઇંદ્રિયોને તે લીન કરી દે છે, પણ ઝેરની સહોદર છતાં જીવથી મારી નાંખતી નથી એજ મોટું આશ્ચર્ય છે) ? લક્ષ્મી વડે સુખનો અનુભવ કરો, દ્રવ્યનું દાન આપો, માનવા યોગ્ય પુરૂષોને માન આપો અને સજ્જનોની ભક્તિ કરો, કારણ કે, એ લક્ષ્મી ઘણા કઠોર પવનથી વ્યાકુળ થયેલી દીપકની શિખા જેવી ચંચળ છે. હે લક્ષ્મી માતા ! તું જે પુરૂષ ઉપર પ્રસાદ કરે છે, તે પુરૂષનું ઘર, પરમ સુખ-દાયક એવા ભોગનું સ્થાનરૂપ, અને વિશાળ સુવર્ણ વડે વ્યાપ્ત હોવાથી વિચિત્ર થઇ જાય છે. તેમજ તે પુરૂષ, પલંગ ઉપર બેસીને પોતાની કાંતાની સાથે રતિયુદ્ધ કરે છે. અને તું જેની ઉપર કોપ કરે છે, તે પુરૂષનું ઘર પરમદુઃખના ભોગનું સ્થાનરૂપ અને ભોજન વિનાના બાળકોના પોકારવડે વ્યાપ્ત હોવાથી વિચિત્ર થઇ જાય છે. તેમજ તે પુરૂષ પલંગ ઉપર બેસીને જંગલ ઉતરવાના જેવો પરિશ્રમ કરે છે.

**૨૭૧ યુધિષ્ઠિર**-પિતામહ ! પૈસાનું પ્રાધાન્ય જગતમાં કેવું છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-આહા ! કનક (સુવર્ણ)નું મહાત્મ્ય કોણ કહી શકે તેમ છે. કારણ કે, એક સરખા નામથી ધતુરો પણ મદને આપે છે, એ આશ્ચર્ય છે. (ધતુરાનું નામ પણ કનક છે અને તે ખાવાથી મદ (ઉન્મતપણું) થાય છે. તો કનક-સુવર્ણ રાખનારને તેમ થાય તેમાં શું આશ્ચર્ય છે! ડાહ્યા માણસે પોતાનું થોડું ધન પણ કોઇને બતાવવું નહીં. કારણ કે તે ધનના દર્શનથી મુનિનું મન પણ ચલિત થાય છે. જેની પાસે ઘણું ધન છે, તે માણસ કદિ બ્રહ્મહત્યા કરનાર હોય તો પણ પૂજવા યોગ્ય થાય છે, અને ચંદ્રના જેવા ઉજ્વળ વંશવાળો હોય પણ જો તે નિર્ધન હોય તો સર્વથી પરાભવ પામે છે. સ્ત્રીનું રૂપ, યુવાન પુરૂષનેજ ક્ષણવાર મોહ પમાડે છે અને સુવર્ણ (ધન) સ્ત્રી, બાળક, વૃદ્ધ અને નપુંસકને પણ હમેશાં મોહ પમાડે છે. હે રાજા ! માણસ માણસનો દાસ નથી પણ તે પૈસાનો દાસ છે. કારણ કે, મોટાઇ અને હલકાઇ તે સધન અને નિર્ધનપણાને લઇને છે. (અર્થાત્ સધનને મોટાઇ મળે છે, અને નિર્ધનને હલકાઇ મળે છે. જેની પાસે પૈસો છે, તે માણસ, કુળવાન, પંડિત, શાસ્ત્ર જાણનાર, ગુણ જાણનાર, વક્તા અને દર્શનીય થાય છે. તેથી સર્વે ગુણો પૈસાનો આશ્રય કરીને રહેલા છે. મિત્રો, પુત્રો, સ્ત્રીઓ અને સુહૃદ્જનો નિર્ધનનો ત્યાગ કરે છે. અને જ્યારે તે ફરી ધનવાન થાય છે, ત્યારે પાછા તેઓ તેનો આશ્રય કરે છે. તેથી પુરૂષોનો ખરેખરો બંધુ ધન (પૈસો) છે. જ્યારે ક્ષુધા લાગે ત્યારે કાંઇ વ્યાકરણ ખવાતું નથી. તૃષા લાગે ત્યારે કાંઇ કાવ્યરસ પીવાતો નથી અને વેદથી કુળનો ઉદ્ધાર કોણે કરેલો છે ? (માટે હે મિત્ર) તું સુવર્ણને ઉપાર્જન કર. તે વિના જે ગુણ છે તે નિષ્ફળ છે. ધનવડે અકુળવાન હોય તે કુળવાન થાય છે, ધનવડે માણસ આપત્તિને તરી જાય છે અને લોકમાં ધનથી બીજો

કોઇ બંધુ નથી. તેથી ધનને ઉપાર્જન કરો. યુવાન પુરૂષ, વિલાસ કરવાને લાયક પોતાની યુવાન સ્ત્રીને છોડી ને પૈસાને માટે દૂર દેશમાં જઇ વસે છે અને રાત્રિ પડે ત્યારે તે સ્ત્રીને સંભારે છે પણ આવતો નથી તેથી સ્ત્રીના પ્રેમથી પૈસાનો પ્રેમ શ્રેષ્ઠ થાય છે. જાતિ, રસાતળમાં જાઓ, ગુણનો સમૂહ તેનાથી પણ નીચે ડુબી જાઓ. શીલ, પર્વત ઉપરથી પડી જાઓ, કુલીનપણું, અગ્નિવડે બળી જાઓ, વૈરી એવી શૂરવીરતા ઉપર તત્કાળ વજ્જ્ર પડો અને અમારે ફકત પૈસોજ પ્રાપ્ત થાઓ, કેમકે પૈસાવિના આ સમસ્ત ગુણ તૃણના અંશ જેવા છે. માતા નિંદા કરે છે, પિતા પ્રશંસા કરતા નથી, ભાઇ બોલાવતા નથી, નોકર ગુસ્સે થાય છે, પુત્ર અનુસરતો નથી, સ્ત્રી આલિંગન કરતી નથી અને 'આ મારી પાસે પૈસા માગસે' એવી શંકાથી મિત્ર તેને બોલાવતો નથી તે માટે હે સારી બુદ્ધિવાળા ! તું દ્રવ્યને ઉપાર્જન કર, કારણ કે દ્રવ્યથી સર્વે વશ થાય છે. લોકમાં સર્વે પૈસાદાર બળવાન્ છે રાજાઓને પણ પ્રભુપણાનું મૂળ પૈસોજ છે. જે વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, અને બહુશ્રુતવૃદ્ધ છે તે સર્વે પણ ધન વડે વૃદ્ધ થએલા પુરૂષોના દ્વારમાં દાસરૂપે થઇ ઉભા રહે છે. જેને ધન તેને મિત્રો મળે છે જેને ધન તેના બાંધવ થાય છે, જેની પાસે ધન તેજ લોકમાં પુરૂષ કહેવાય છે, અને જેની પાસે ધન તેજ પંડિત ગણાય છે. કયો મોટો પુરૂષ ધનવાનને અનુસરતો નથી ! શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેરના ગૃહની ભીંતના સમીપ ભાગને સેવે છે. લોકોની પ્રીતિ ધનવાનની તરફજ હમેશાં રહે છે. તેમાં વિદ્યા કે કુલની મોટાઇ જોવામાં આવતી નથી. જુઓને, શંકરે મસ્તક ઉપર ગંગાને રાખેલાં છે. તથાપિ તે રત્નાકર (સમુદ્ર) ની પાસે સત્વર જાય છે. (કારણ કે રત્નાકર ધનવાન છે. શંકર ગંગાને હમેંશા મસ્તકમાં રાખે છે, તથાપિ ગંગા કોઇવાર તે શંકરના મુખને ચુંબન કરતી નથી અને તે પોતાના હજારો (પ્રવાહ-રૂપી) મુખોથી રત્નાકર સમુદ્રને ચુંબન કરે છે. તેથી જો ગંગા વિગેરે સ્ત્રીઓ છે, તે

હમેશાં ધનવાન્નેજ અનુસરે છે. નિર્ધન પુરૂષની વિદ્યાને, કવિતાને, સુજનતાને, અવસ્થાને, રૂપને અને કીર્ત્તિને ધિક્કાર છે અને સર્વ ગુણોથી રહિત એવો ધનવાન પુરૂષજ જય પામો, કારણ કે જેના ઘરના દ્વારની બાહેર ગુણવાન પૂરૂષો તૃણ જેવા થઇને ઉભા રહે છે.

**૨૭૨ યુધિષ્ઠિર**-પિતામહ ! દારિદ્રાવસ્થા કેવી દુઃખ રુપ છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-હે દારિદ્રય ! તને નમસ્કાર કરૂં છું. કારણ કે તારા પ્રસાદથી હું એવો સિદ્ધ થયો છું કે, બધા જગતને હું દેખું છું અને કોઇ મને દેખતો નથી. (અર્થાત્ દારિદ્રવડે બધા જગતમાં ભમવું પડે છે તેથી તે બધા જગત્‌ને દેખે છે પણ દારિદ્રવાળા પુરૂષની સામું કોઇ પણ જોતું નથી.

બાળ વૈધવ્યથી દગ્ધ થયેલી કુળવાન સ્ત્રીના સ્તનની પેઠે દરિદ્રી પુરૂષના મનોરથો હૃદયમાં ઉઠીને લીન થઇ જાય છે. દારિદ્ર અને મરણ તેમાં મરણ સારૂં છે પણ દારિદ્ર સારૂં નથી. કારણ કે, મરણ તો અલ્પ કલેશવાળું છે અને દારિદ્રમાં તો અનંત દુઃખ રહેલાં છે. ધન રહિત એવા પુરૂષને પ્રથમથીજ જીવવું વ્યર્થ છે. કારણ કે કોઇ પણ ઉપાય કરવામાં નિરર્થક એવા તે નિરધન પૂરૂષોનો કોપ અને પ્રસન્નતા નિષ્ફળ થાય છે. દારિદ્રથી પુરૂષ લજ્જા પામે છે, લજ્જાવડે સત્યથી ભ્રષ્ટ થવાય છે, સત્વરહિત થયેલો પરાભવ પામે છે, પરાભવથી કંટાળો આવે છે, કંટાળાથી શોક થાય છે, શોકથી બુદ્ધિનો ત્યાગ થાય છે. અને બુદ્ધિ વિનાનો પુરૂષ ક્ષય પામે છે. અહા ! દારિદ્ર સર્વ આપત્તિઓનું સ્થાન છે.

**૨૭૩ યુધિષ્ઠિર**-પિતામહ ? આત્મશ્લાઘા એટલે પોતાના ગુણનાં મોતે વખાણ કરે તે કેવો હલકો ગણાય તે કહો ?

**ભીષ્મપિતામહ**-જેના ગુણો બીજાઓએ કહ્યા હોય તે તો માણસ નિર્ગુણ હોય તો પણ ગુણી સમજવો. અને પોતાના ગુણની પોતેજ પ્રસંસા કરે તો પછી ભલે ઇંદ્રિ રાજા હોય તો તે પણ હલકો પડી જાય છે. પોતે પોતાના ગુણ વર્ણન કરે તેમાં સુખ નહિ અને

સારૂં ભાગ્ય પણ નહિં જેમ સ્ત્રીઓના કૂચમર્દન પોતાને હાથે કરે તેમાં સુખ થતું નથી તેમ સારા પુરૂષો મધ્યે પોતાનાજ ગુણોનું મોટાપણું કહેવા માંડયું હોય તો તે સુખાકારી નથી જેમ કામિનીનાં પોતાના હાથ વડે સ્તન ખેંચે અથવા મર્દન કરે તેણે કરીને શું આનંદ થાય ? માટે ડાહ્યા પુરૂષો પોતાના ગુણનાં વખાણ પોતે કરતા નથી.

**૨૭૪ યુધિષ્ઠિર**–પિતામહ ? ધૈર્યનો નાશ કરનારી તૃષ્ણા કેવી છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–હે તૃષ્ણા ! તારી શક્તિ કૃષ્ણપરમાત્મા જેવા મહાત્મામાં પણ જોવામાં આવી તો મનુષ્યમાં તો શી વાત કરવી ? કારણ કે જે કૃષ્ણ ભગવાનનું ત્રણ લોકમાં વ્યાપક એવુ રૂપ હતું, તે વામન કરી દીધું. જો એક તૃષ્ણાને છોડી દે તો પછી દરિદ્રી કોણ અને ધનાઢય પણ કોણ છે ? અને જો તે તૃષ્ણાને અવકાશ આપ્યો તો પછી દાસપણું મસ્તક ઉપર આવીને રહેલુંજ છે. તૃષ્ણા જેવી કોઇ બીજી સ્ત્રી નથી કે, જે પ્રાણને હરે છે તે છતાં અધિક પ્રિય લાગે છે દાંત પડી ગયા, કેશ ધોળા થયા, અને સ્થાને સ્થાને દૃષ્ટિનો રોધ થયો. એ પ્રમાણે પડવાની તૈયારી ઉપર આવેલા આ દેહને તૃષ્ણારૂપ સાધ્વી સ્ત્રી છોડતી નથી. હે તૃષ્ણા ? તું પણ ત્રણ ઠેકાણે તૃષ્ણાથી અંધ થઇ ગઇ છું એક વ્યાધિવાળા પુરૂષોમાં, બીજા સંતાન વગરના લોકમાં અને ત્રીજા વૃદ્ધ પુરૂષોમાં પૈશાને વિશે જીવિકાને વિશે સ્ત્રીને વિશે અને ભોજન વૃત્તિને વિશે માણસો અતૃપ્ત થઇને ગયા કેટલાએ જાય છે, અને કેટલાએક જશે. હે તૃષ્ણાદેવિ ? તને નમસ્કાર છે, જે તું હમેશાં સર્વ લોકોને ગાયના પગલામાં સમુદ્રનો ભ્રમ કરાવે છે. મેરૂ જેવા, વિદ્વાન, શૂરવીર અને ધીર એવા ઉત્તમ પુરૂષને એક તૃષ્ણા નિમિત્ત માત્રમાં તૃણ જેવો હલકો કરી નાખે છે. લોકમાં જે કામ સુખ છે અને મોટું દિવ્ય સુખ છે, તે બન્ને તૃષ્ણા ક્ષયના સુખની સોળમી કળાને (સોળમા ભાગને) પણ યોગ્ય નથી. જે આશાના દાસ છે તે સર્વ લોકોના દાસ છે, અને જેઓની આશા દાસી છે તેમના સર્વ લોકો દાસ છે.

**૨૭૫ યુધિષ્ઠિર**–પિતામહ ? કૃતઘ્ની મનુષ્યો કેવા ગણાય તે કહો ?

**ભીષ્મપિતામહ**–બ્રહ્મહત્યા કરનાર, મદિરા પીનાર, ચોરી કરનાર અને વ્રતનો ભંગ કરનાર, એટલા પુરૂષોને લોકમાં પ્રાયશ્ચિત કહેલું છે પણ જે કૃતઘ્ન (કરેલા કામની કદર ન જાણી તેને હણનાર) છે, તેનું કાંઇ પણ પ્રાયશ્ચિત નથી. ઉપકારી વિશ્વાસી અને શુદ્ધ બુદ્ધિવાળા પુરૂષ ઉપર જે પાપ આચરે છે, તેવા ખોટી પ્રતિજ્ઞાવાળા માણસને હે ભગવતી પૃથ્વી ? તું કેમ વહન કરે છે ? જે માણસ દુર્જન પુરૂષનો સત્કાર કરે છે, તે આકાશમાં હલથી ખેડે છે, જલ ઉપર યત્નથી ચિત્ર કાઢે છે, અને જલથી પવનને ન્હવરાવે છે, હે શ્વાન ? બધા પ્રાણીઓમાં હું અધમ છું, એવો તું વ્યર્થ શોક કરીશ નહીં. કારણ કે, તારાથી પણ અધિક કષ્ટકારી એવો કૃતઘ્ન નામનો એક શ્વાન છે, તેને તું જોજે.

**૨૭૬ યુધિષ્ઠિર**–પિતામહ ! પરહિત પરાયણ થઇ પરોપકાર કરનારનું વર્ત્તન કહો ?

**ભીષ્મપિતામહ**–પ્રાણ અને ધન વડે પણ પરોપકાર કરવો. કારણ કે, સેંકડો યજ્ઞો કરવાથી પણ પરોપકારના જેવું પુણ્ય થતુ નથી. ડાહ્યા માણસે પરને અર્થે ધન અને જીવિતનો ત્યાગ કરવો. કારણ કે વિનાશ તો અવશ્ય થવાનો છે તો તે નિમિત્ત ત્યાગ કરવો તે સારો છે. રવિ, ચંદ્ર, મેઘ, વૃક્ષ, નદીઓ, ગાયો અને સજ્જનો એ સર્વને દૈવે યુગમાં પરોપકારને માટેજ બનાવેલા છે, ઉપકાર વગરના પુરૂષ કરતાં હું તૃણને શ્રેષ્ટ માનું છું. કારણ કે, તે ઘાસ થઇને પશુઓની રક્ષા કરે છે અને રણાંગણમાં ભયપામેલા પુરૂષોને બચાવે છે. વિષ્ણુએ પરોપકાર અને મોક્ષને તોલી જોયા, તેમાં ઉપકારને ભારે થયેલો માની દશ અવતાર ગ્રહણ કર્યા. પરોપકાર વગરના મનુષ્યને ધિક્કાર છે, અને પશુઓને ધન્ય છે, કે જેઓનું ચર્મ પણ ઉપકાર કરશે. પરોપકારને માટે વૃક્ષ ફળે છે, પરોપકારને માટે નદીઓ વહે છે, પરોપકારને માટે ગાયો દુધ આપે છે, અને પરોપકારને માટે આ શરીર છે, માટે સત્પુરૂષોએ પરહિતમાં તત્પર રહેવું.

**૨૭૭ યુધિષ્ઠિર**-પિતામહ ! લોભ કેવો બળવાન છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-લોભ પાપની પ્રતિષ્ટા અને પ્રસૂતિરૂપ છે, દ્વેષ અને ક્રોધ વિગેરેને ઉત્પન્ન કરનાર એવો લોભ પાપનું કારણ છે. લોભી પુરૂષ, માતા, પિતા, પુત્ર, ભાઇ, મિત્ર, સ્વામી અને સહોદરને પણ હણે છે. લોભથી બુદ્ધિ ચલિત થાય છે, અને લોભ તૃષ્ણાને ઉત્પન્ન કરે છે, પછી તૃષ્ણાથી પીડિત થયેલો પુરૂષ આલોક અને પરલોકમાં દુઃખ પામે છે. જેમ બીલાડો દુધને જુવે છે પણ પોતાની ઉપર પડવાનો લાકડીનો ઘા જોતો નથી, તેમ લોભી પુરૂષ ધનને જુવે છે પણ પોતાને તેમાંથી આપત્તિ થવાની છે તે જોતો નથી. સત્ય, શમતા, તપ, શસ્ત્રરૂપી ધનવાળા અને શાસ્ત્રને જાણનારા એવા પુરૂષોએ જીતેલો એવો લોભ, વણિકજાતિના કુટિલ હૃદયરૂપી વાડીમાં પેંશી ગયો છે.

**૨૭૮ યુધિષ્ઠિર**-પિતામહ ! ઉદારચિત્તવાળાનું શું વર્ત્તન છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-સો પુરૂષમાં એક શૂરવીર થાય છે, હજાર પુરૂષો-માં એક પંડિત થાય છે અને દશ હજાર પુરૂષોમાં એક વક્તા થાય છે. પણ દાતાર પુરૂષ થાય યા ન થાય. (અર્થાત્ દાતાર પુરૂષ થવો અશકય છે.) જે દાતાર છે તેને હું કૃપણ માનું છું, કારણ કે, તે મૃત્યું પામ્યા પછી પણ અર્થ (ધન)ને છોડતો નથી. (અર્થાત્ મૃત્યુ પામ્યા પછી તેને કોટીંગણું ધન મળે છે) જે અદાતા કૃપણ છે તે ખરી રીતે ધનનો ત્યાગ કરનાર છે, કારણ કે, તે ધનનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે. (અર્થાત્ કૃપણ જ્યારે મૃત્યુ પામે છે ત્યારે તે ધનને મૂકીને ચાલ્યો જાય છે. તો તેને પછી ધન કયાંથી મળે.) કૃપણ પુરૂષો જાણે પોતાનું માસ હોય તેમ દ્રવ્યને હાથમાં રાખે છે અને સત્પુરૂષો (ઉદાર પુરૂષો) તે દ્રવ્યને મળની પેઠે છોડી દે છે જે પુરૂષ કોઇની યાચનાથી ખુશી થાય, અને તેને આપીને પ્રીતિવાળો થાય, તેને જોઇને અથવા સાંભળીને પુરૂષ સ્વર્ગને પામે છે. જેઓ યાચકોની ફકત આકૃતિ જોઇને તેમના મનોરથ પૂરા કરે છે અને તેમની (યાચકોની) દીનવાણીને સાંભ-

જાતા નથી, તે પુરૂષને ધન્ય છે. જેઓના મન ઉદારતાથી ઉન્નત છે તેમને મન પાંચ હજાર, લાખ, કોટી અને આ બધી રત્નવાળી પૃથ્વી પણ શું માત્ર છે. માટે ઉદાર થવું એમ મારો મત છે.

૨૭૯ યુધિષ્ઠિર-પિતામહ! દુર્જન મનુષ્યનું વર્તન કહો?

**ભીષ્મપિતામહ**-દુર્જન માણસ, પોતાના પ્રાણ છોડીને પણ બીજાના હિતમાં વિઘ્ન કરે છે. ગ્રાસમાં આવેલી મક્ષિકા પોતે મૃત્યુ પામીને પણ ભોજન કરનારને વમન કરાવે છે. દુર્જનને વિદ્યા, વિવાદને માટે થાય છે, ધન મદને માટે થાય છે, અને શક્તિ બીજાને પીડવાને માટે થાય છે, અને સજ્જન પુરૂષને તેથી વિપરીત–એટલે વિદ્યા જ્ઞાનને માટે, ધન દાનને માટે અને શક્તિ બીજાના રક્ષણને માટે થાય છે. દુર્જનોની સાથે મિત્રતા કે વૈરપણું કરવું નહિં કારણ અગ્નિનો અંગારો ઉષ્ણ હોય તો બાળે છે અને ઠરી ગએલો હોય તો હાથ કાળો કરે છે. દુર્જનોને મનમાં જુદું, વચનમાં જુદું અને કરવાનું જુદું હોય છે. મહાત્માને તો મનમાં એકજ, વચનમાં એકજ અને કરવામાં પણ એકજ હોય છે.

૨૮૦ યુધિષ્ઠિર-પિતામહ! સજ્જન મનુષ્યોનું શું વર્તન છે તે મને કહો?

**ભીષ્મપિતામહ**-ગંગા પાપને, ચંદ્ર તાપને અને કલ્પવૃક્ષ દરિદ્રને હણે છે પણ મહાસ્ય પુરૂષો તો પાપ, તાપ અને દારિદ્ર એ ત્રણેને હણે છે પરના હિતમાં તત્પર એવો સજ્જન પુરૂષ વિનાશ કાળમાં પણ વિકારને પામતો નથી. કારણ કે, ચંદનનું વૃક્ષ, છેદન કર્યાથી પણ કુવાડાના મુખને સુગંધી કરે છે.

૨૮૧ યુધિષ્ટિર–પિતામહ! ક્ષમાવાન કોને કહીએ તે કહો?

**ભીષ્મપિતામહ**-જે પુરૂષના હાથમાં ક્ષમારૂપ ખડ્ગ છે તો તેને દુર્જન માણુસ શું કરી શકે! જેમ ઘાસવિનાનો જમીનમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થાય છે. માણુસનું આભૂષણ રૂપ છે અને રૂપનું

આભૂષણ ગુણ છે અને ગુણનું આભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. જે સામર્થ્યવિનાના પુરૂષો છે તેનું ક્ષમા એજ પરાક્રમ છે. અને સામર્થ્યવાળા પુરૂષનું ક્ષમા છે તે ભુષણ છે. ક્ષમા લોકને વશ કરે છે ક્ષમાવડે શું સાધ્ય ન થાય તેમ છે માટે ક્ષમા રાખવી.

**૨૮૨ ધૃતરાષ્ટ્ર-વિદુરજી !** કેવા નોકરો પોતાના તાબામાં રાખવા જોઇએ ?

**વિદુરજી**-જે નોકરો પોતાના ઉપરીનો અભિપ્રાય ઇસારામાં જાણી, આળસ મુકી દઇ સર્વ કામ ઉપરીના હુકમ પ્રમાણે કરતા હોય, વળી પોતાના ઉપરી તરફ ઘણો પ્યાર રાખતા હોય, ઉપરીની શકિત જાણનારા હોય, તથા ઉપરીના હિતનું વચન કહેનાર હોય, તો તેવા નોકરોને તાબામાં રાખવા અને તેના ઉપર દયા દ્રષ્ટી રાખવી. ઉદ્યોગ પર્વ.

**૨૮૩ ધૃતરાષ્ટ્ર-વિદુરજી !** કેવા નોકરોને પોતાના તાબામાં ન રાખવા ?

**વિદુરજી**-જે નોકરો પોતાના ઉપરીના હુકમનો અનાદર કરનારા હોય, ઉપરી કાંઇ કામ ચીંધે ત્યારે હું એમ નહીં કરૂં, એવો સામો જવાબ દેનાર હોય, હું કાંઇક પંડીત છું એમ પોતાની બુદ્ધિ વિષે અભિમાન રાખનારા હોય, તથા પોતાના ઉપરીની અપકીર્તિ થાય તેવી વાતો કરનારા હોય, તેવા નોકરોને તાબામાં નહીં રાખવા જોઇએ. ઉદ્યોગપર્વ.

**૨૮૪ ધૃતરાષ્ટ્ર વિદુરજી** સેવ્ય એટલે નોકરી કરવા ધારતા હોય તેણે પોતાનામાં કેવા લક્ષણ ધટાડવાં અર્થાત્ કેવા પ્રકારની લાયકાત મેળવવી જોઇએ ?

**વિદુરજી**-સેવા કરીને ધન મેળવવાની ઇચ્છા રાખનારા નોકરોએ કેવું કામ કર્યું છે ? શરીરની જે સ્વતંત્રતા હતી, તે પણ તે મૂર્ખોએ છોડી દીધી છે. વેસ્યાઓ જેમ ધન મેળવવા માટે અનેક પ્રકારનાં ધરેણાંઓ પહેરીને પોતાનાં શરીરનો બીજાને ઉપભોગ આપે છે, તેમ મૂઢ લોકો

ધન મેળવવા માટે નાના પ્રકારથી પોતાનાં શરીરને સુધારી પારકાના ઉપભોગમાં તેનો ઉપયોગ કરે છે. ઉન્નતિને માટે નીચો નમે છે, જીવિકાને માટે પોતાનાં પ્રાણોનું દાન કરે છે અને સુખને માટે દુઃખી થાય છે. સેવકવિના આવો બીજો મૂઢ તે કોણ હોય ?

પારકાના આધીન થયા વિના આજીવિકા ચલાવવી એટલુંજ આ જન્મનું ફળ છે; જે પરાધીન થયલા છે, તે જીવે છે એમ જો કહીશું તો પછી મુવેલા કોને માનવા ? ધણીનું ભલું ઇચ્છનારા તથા તેમના ઉપર પ્રીતિ રાખનારા ચાકરો ઉપર, જે ઉપરી હમેશાં કોપ કરતો નથી, તેવા ધણીના ચાકરો વિશ્વાસ રાખે છે અને આપત્તિ વખતે પણ તેનો ત્યાગ કરતા નથી. સઘળી પરાધીનતા દુઃખનું કારણ છે અને સઘળી સ્વાધીનતા સુખનું કારણ છે, આ સુખ દુઃખનું ટુંકું લક્ષણ જાણવું

જે પ્રકારની નોકરી કરવી હોય તેવી વિદ્યા અથવા હુન્નર પૂર્ણ રીતે શીખવો. જિતેંદ્રિય રહેવું, અને સ્વામિની આજ્ઞા પાળવામાં કોઇ વખતે મન મુખીપણે ન વર્તવું. પોતાના સ્વામિનો વખત જોઇ તેને અનુકુળ પોતાનો વખત બાંધવો દુરાચારી ન થવું એટલે ચોરી, યારી, જુગારી, જૂઠાણું, અને છળ, કપટ ન કરવાં કુંટુંબમાં અતિશય મોહ અને વિષયાસક્તિ ન રાખવી. કાંઇ અપરાધ થઇ જાય ત્યારે સ્વામિને કે શેઠને કહેવામાં શરમાવું નહીં. આળસુ ન બનતાં કામમાં સુરત અને ચાલાક રહેવું. કાગડાના જેવી નિદ્રાનો અભ્યાસ રાખવો અને ગૃહસ્થ બ્રહ્મચર્ય રાખવું, નિત્ય પ્રત્યે સ્વામિને લાભ થાય તથા સુખ મળે એવા ચિંતવનમાં રહી તેને બનતાં સુધી સુખ આપી પ્રસન્ન રાખવો. લાંચ લેવી કે હરામખોરી ન કરવી. સામ અને ભેદ નીતિ–રીતિમાં કુશળતા અને સાવધાની રાખવી. અધર્મ અને અનીતિથી પોતે ન વર્તવું; અને જો સ્વામિથી અધર્મ અને અનીતિ થતાં હોય તોપણ પોતે નિર્માન અને નિર્ભય થઇ નિઃસ્વાર્થપણે સ્વામિને એકાન્તમાં સમજાવી દેવો, એટલે સૂચના આપવી. પોતાની ફરજ અદા કર્યા છતાં

ન માને તો તેની મરજી. ચાડી ચુગલીનો સ્વભાવ ન રાખવો અને એક બીજાની વાત એક બીજાની પાસે ન કરવી. પોતાની જવાબદારીનું કામ બીજાના ભરોસાપર ન રાખવું તેમ તે બાબતનો વિશ્વાસ પણ ન કરવો. સ્વામિની નિંદા (બુરાઇ) કયાંઇ પણ ન કરવી, ઇત્યાદિ.

**શરણે આવેલા દુશ્મનને પણ સંતુષ્ટ કરવા વિષે કપોત અને પારાધીનો સંવાદ.**

**૨૮૫ યુધિષ્ટિર**–પિતામહ ! શરણે આવેલાને પાલન કરવાનો જે ધર્મ હોય તે કહો ?

**ભીષ્મપિતામહ**–શરણે આવેલાને પાલન કરવાનો મહાન્ ધર્મ થાય છે એ ધર્મના તત્વને જાણનારા શિબિઆદિ રાજાએ શરણે આવેલાની પરિપાલના કરીને પરમસિદ્ધિને પામ્યા છે. વળી સાંભળ્યું છે કે, શરણે આવેલા શત્રુને હોલે યથાવિધિ પૂજન કરી પોતાના માંસથી તૃપ્ત કરેલ છે.

**૨૮૬ યુધિષ્ટિર**–હે પિતામહ ! શરણે આવેલા શત્રુને હોલે પોતાનું માંસ આપી કેમ તૃપ્ત કર્યો અને તે પક્ષી કેવી ગતીને પામ્યો તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–આ પાપને નાશ કારક દિવ્યકથા મુચકુંદરાજાને ભાર્ગવઋષિએ કહેલ છે તે આ પ્રમાણે છે.

**ભાર્ગવ–**હે રાજા ! કોઇ નીચ આચરણવાળો, પક્ષીઓનો કાળ સરખો, કાગ સરખો કાળો પારાધી ઘોર વનમાં ફરવા લાગ્યો. તે પારાધી હાથમાં પાંજરૂં અને જાલ લઇ પક્ષિઓને છેતરી બાંધી લેતાં કેટલાક કાળ ચાલ્યા ગયા. એવી રીતે સ્ત્રી સહિત વનમાં ફરતાં પારાધીને બીજી આજીવિકા ગમતી નથી. એમ થતાં કોઇ દિવસ મહાન્ વાયુની સુસ્વાટીથી આકાશમાં વાદળાં છવાઇ વિજળીના ચમકારા થવા લાગ્યા. તે પછે વરષાદથી આખી પૃથ્વી જલમય થઇ ગઇ. જેથી ઉંચાણ નીચાણ જણાતું નથી. એટલામાં પક્ષીઓ વાયુ અને વર્ષાદના ભયથી છુપી ગયા.

અને સિંહ વ્યાઘ્રાદિક પશુઓ તો કોઇ ગુફાનો આશ્રય લઇ સુઈ રહ્યા. વનમાં રહેનારા પ્રાણીઓ તો ભૂખ અને ભયથી વ્યાપ્ત થએલાં વનમાં ફરવા લાગ્યાં. તે વખત પાપી પારાધી તો ટાઢથી કંપતો પોતાના આહાર માટે આમનો તેમનો ભમતો હતો, તેટલામાં ટાઢથી ઢાંગરી ગએલી રસ્તામાં પડેલી હોલીને જોઇ તેને પાંજરામાં નાંખી આગળ ચાલતો થયો. જે પોતે દુઃખમાં પરાભવ પામ્યો છે અને પરને પીડા દે છે તે દુઃખથી છુટતો નથી. તે પારાધી ટાઢથી થરથરાટી પામતો ચાલ્યો જાય છે તેટલામાં એક વડનો જુથ દીઠો, તે પછે પારાધી ટાઢથી વિહ્વળ થએલો મનમાં વિચાર કરવા લાગ્યો કે, મારૂં સ્થાન ઘણું દૂર છે માટે રાત્રી તો આંહીજ રહું એમ કહી માથા નીચે પાષાણ મુકી સુતો.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! તે પછે ઝાડની ડાળ ઉપર બેઠેલો હોલો આગળથી ઉડીને આવેલી સ્ત્રીને ન જોઇ અને સાંજ પડી જાણી કામ, અને શોકથી પરિતાપ પામી સ્ત્રીના વિયોગથી વ્યાકુળ થએલો આમ બોલે છે.

**હોલો**–અરે ! હે દેવ ! વાયુ અને વર્ષાદના મ્હોટા વાવાઝોડાથી હજી મારી પ્રિયા આવી નહીં તેનું શું કારણ હશે ? પુષ્ટ છાતી, મનોહર ગ્રીવા, વિચિત્ર અંગ અને મધુર સ્વરવાળી કાંતા જો ન મળે તો મારૂં જીવિત ત્યાગ કરીશ, અરે ! મારી પ્રિયાનું કલ્યાણ થાઓ ? દીકરા, દીકરાના દીકરા, દીકરાની વહુ અને ચાકરથી ભરપુર ઘર હોય તો પણ સ્ત્રી વિના શૂન્ય દેખાય છે. ઘર તે ઘર કહેવાતું નથી સ્ત્રી છે તેજ ઘર કહેવાય છે. ગૃહણી વિનાનું ઘર અરણ્ય સરખું સમજવું. જયારે હું ન જમું ત્યારે જમતી નથી, જયારે હું નાઉં નહીં ત્યારે નાતિ નથી, જયારે હું ઉભું ત્યારે તે ઉભે છે. હું સુતું ત્યારે પછી તે સુવે છે, જયારે હું હર્ષ પામું ત્યારે હર્ષ વાળી, હું દુઃખિત ત્યારે દુઃખીયારી, હું પરદેશ જાઉં ત્યારે દીનવદનવાળી હું ક્રોધ કરૂં ત્યારે દીન થઇ પ્રિય બોલનારી છે. પતિવ્રતા અને પતિનું હિત કરનારી સ્ત્રી જેના ઘરમાં છે

તે પુરૂષને ધન્ય છે. જે ઝાડને તળે સ્ત્રી વસે છે તેજ ઘર છે. મ્હોટા કોટ સહિત ઘર હોય તો પણ સ્ત્રી વગરનું વન સમજવું. ધર્મ, અર્થ અને કામના કાર્યમાં પુરૂષને સ્ત્રી સહાયકારક થાય છે, પતિના પરિશ્રમ, અને ભૂખને જાણનારી સ્ત્રી છે રોગથી પીડા પામેલ અને પરદેશમાં વિશ્વાસ કરનારી થઇ પડે છે સ્ત્રી સમાન કોઇ બંધુ નથી, અને મિત્ર પણ નથી. પીડીત પુરૂષને આ લોકમાં સ્ત્રી સમાન ઔષધ નથી. જેના ઘરમાં માતા અને પ્રિય બોલનારી સ્ત્રી નથી; તેણે વગડામાં જઇને વસવું કેમકે તેને ઘર છે તે વગડો છે.

**ભીષ્મપિતામહ**-હે રાજા! એવી રીતે દયા આવે તેવું પોતાના પતિ હોલાનું વચન સાંભળી પારાધિયે ગ્રહણ કરેલી હોલી આવું વચન મનમાં કહે છે.

**હોલી**-"અહો! હું મ્હોટા ભાગ્યશાળી કે જે મારા પ્રિય પતિ છે તે મારામાં ગુણ હોય અથવા ન હોય તો પણ વખાણ કરે છે. જેને પતિ પ્રસન્ન થાતો નથી તેને સ્ત્રી ન કહેવી જેને પતિ પ્રસન્ન થાય છે તેને સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે" હે સ્વામિ! તમને હિતનું વચન કહું તે સાંભળો. આ ટાઢ અને ભૂખથી પીડા પામેલા અને તમારી શરણે આવેલા પારાધીની પ્રાણાદીકના અર્પણથી પૂજા કરો. જે મનુષ્ય બ્રાહ્મણને, લોકમાતા (એટલે પ્રજાને પોષણ કરનારાં) ગાય અને શરણે આવેલાને ઘાત કરે છે, તેને ત્રણનું પાતક સરખું થાય છે. જે આવેલા અતિથિનું યથાશકિત પ્રમાણે પૂજન કરતો નથી તેને અતિથિ પાપ આપી અને પૂણ્ય લઇને પાછો ચાલ્યો જાય છે; માટે સર્વ પ્રકારે ગૃહસ્થે અતિથિનું પૂજન કરવું; એજ પરમ ધર્મ છે, એથી બીજો તે ઉપધર્મ (પાખંડ ધર્મ) કહે છે; માટે તમારે મારા બંધન નિમિત્ત રોષ કરવો નહિ. હું મારા કર્મથી બંધાણેલી છું દરિદ્રતા, રોગ, દુઃખ, બંધન અને વ્યસન એ સર્વે દેહ ધારીને પોતાના અપરાધ વૃક્ષનાં ફળ છે. માણસને સુખ દુઃખના દાતા તથા નાશ કરનાર પોતાનાં કરેલાં કર્મ સિવાય બીજો

કોઇ નથી. એથી મારા બંધનજન્ય દોષને મુકી દઇ ધર્મને વિશે મન ધારણ કરી અતિથિની યથાવિધિ પૂજા કરો. ઉપકાર કરનારની ઉપર સારૂં કરે તેમાં લેશ પણ ગુણ નથી. જે બુરૂં કરનારની ઉપર સારૂં કરે તેને સત્પુરૂષો સાધુ કહે છે. ચંદનની પેઠે કાપનારને સુગંધથી સુખ દે છે.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! એવી રીતે સ્ત્રીનાં ધર્મયુક્ત વચન સાંભળી મ્હોટા હર્ષથી વ્યાપ્ત અને નેત્રનાં જળથી આકુળતા પામી, વિધિ પૂર્વક પારાધીની સમીપ જઇને હોલો આવું વચન કહે છે.

**હોલો**-હે ભાઇ ! તમારૂં કલ્યાણ થાઓ ! આવો તમારૂં હું શું પ્રીય કરૂં ? આ તમારૂંજ ઘર સમજો; તમારે કાંઇ પરિતાપ કરવો નહિ. રસ્તાથી થાકેલો, ભૂખ્યો અને તરશાનો જે સત્કાર કરતો નથી તે બ્રહ્મ ઘાતક જાણવો જે પંચ યજ્ઞની (વૈશ્વદેવાદિકની) વિધિમાંથી એક પણ યજ્ઞ કરતો નથી તેને આ લોક કે સ્વર્ગાદિ લોક મળતો નથી. માટે હે ભાઇ ! શોકમાં મનને ન જોડી અને વિશ્વાસ રાખી બોલો; જે જોશે તે તમને આપીશ.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! એવાં હોલાનાં વચન સાંભળી પારાધી કહે છે મને ટાઢ બહુજ દુઃખ દે છે, માટે ઉતાવળથી મારી ટાઢ ઉતારો; એવાં તેનાં વચન સાભળીને હોલો ત્યાંથી ઉડી પર્વતમાં જઇ સળગતું ઉમાડીયું લઇ આવી તેમાં સુકેલાં પાંદડાં અને કરગઠિયાં નાખી અગ્નિને પ્રજ્વલિત કરી પારાધીને કહ્યું કે, હે ભાઇ ! નિર્ભયથી તાપો. એવાં પક્ષિનાં વચન સાંભળી પોતાનાં અંગને તપાવ્યાં. તે પછે અગ્નિના તાપથી સચેત થઇ હોલાને કહે છે. હે વિહંગમ ! મને ભૂખ દુઃખ દે છે. માટે મને ઝટ આહાર આપો. એવાં પારાધીનાં વચન સાંભળી હોલો મનમાં વિચાર કરી કહે છે.

**કપોત**-અરે ! " વિધાતાએ અમારા માટે વનમાં કેવળ પોતાનું પેટ ભરવા શિવાય મુનિઓની પેઠે કાંઇજ સંચય કર્યો નથી, દિન દિન પ્રતિ ચંચુવતી પોતાનું ઉદર પૂરણ કરૂં છું. નિર્દ્રવ્ય સાધુ પુરૂષને અભ્યા-

ગતથી જે દુ:ખ ઉત્પન્ન થાય છે તે દુ:ખ અર્થિને જો થાય તો તે જીવે નહિ. જેને વિધાતાએ કેવળ પોતાનું ઉદર ભરવાનું આપ્યું છે તેને ધિ:કાર છે, અને જીવે છે તો તેનું જીવતર વ્યર્થ છે. કોઇ સહસ્ત્રનું પોષણ કરે છે, કોઇ સોનું પોષણ કરે તો કોઇ દશનુંજ પોષણ કરે છે, પુણ્ય વગરના મારે તો પેટ ભરવું પણ દુસ્તર છે; માટે આવી દીનતા ભોગવ્યા વગર સર્વ જીવની આજીવીકા રૂપ ફળવાળું વૃક્ષ થાઉં, કે જેનાથી કોઇ પ્રાણી પત્ર, પુષ્પ, ફળ, છાંયા મૂળ, વનકળ અને કાષ્ટથી પણ વિમુખ જાતા નથી એવાં વૃક્ષોને ધન્ય છે. જેને એક અતિથિને અન્ન દેવાનું સામર્થ્ય નથી તેને ઘરમાં વસવાથી શું સુખ છે ? તેટલા સારૂ હવે મારા આત્માને એવો સાધું કે, ફરીથી આવેલા અતિથિને નથી એમ કહેવું એવો સમય ન આવે ! ”

**ભીષ્મપિતામહ**–હે રાજા ! એવો વિચાર કરીને હોલે પારાધીને કહ્યું કે તમે બે ઘડી ખમો તમને હું તૃપ્ત કરીશ. દેવઋષિના સંવાદમાં પૂર્વે મેં એવો ધર્મ સાંભળ્યો છે કે, ' દૂરથી આવેલો અને ભૂખ તરશથી વ્યાપ્ત થયેલા અતિથિનો જે સત્કાર કરે છે તેનું વ્રત સંપૂર્ણ થાય છે, એવાં વચન કહિ અંતરમાં હર્ષ પામી અગ્નિની ત્રણ પરિક્રમા કરી અગ્નિમાં પ્રવેશ કર્યો. તે પછે તે લુબ્ધક અગ્નિમાં પડેલા હોલાને જોઇ તેની ઉપર કૃપાથી દુ:ખિત થઇ નીચે પ્રમાણે વચન બોલ્યો.

**પારાધી**–અરે ! હે દૈવ ! અકૃતાર્થ બુદ્ધિવાળા મેં જીવીત સારૂ આવું ઘાતકી કર્મ કર્યું ! આ પાપ હું જ્યાંસુધી જીવિશ ત્યાં સુધી મારા હૃદયને બાળ્યા કરશે. જે પાપ કરે છે તેનો આત્મા અપ્રિયરૂપ થઇ પોતાનું કરેલું પાપ પોતાનેજ ભોગવાવે છે. જે મનુષ્ય હિંસાનું ચિંતવન કરે છે, અને કહે છે તે પાપી નીચ યોનીમાં અવતાર પામે છે. જે દેહના દુષ્ટપણાથી પૂર્વ દિશામાં રહેલા પવિત્ર કાંકરાને ત્યાગ કરી સ્મશાનનાં અપવિત્ર કાંકરા લેવા ઇચ્છે છે અને જેના ઉપર કુતરાઓ નિશ્શંકથી દોડાદોડ કરે છે એવી કાયા, પરની પીડાને વાસ્તે

જો હોય તો તેમાં કયો સારો ગુણ રહે? એકે નહિં વળી મરણ પછે પડયું રહે તો કીડા થાય, બાળે તો ભસ્મ અને કોઇ ખાય તો વિષ્ટા થાય છે. એવા શરીર સારૂ કોણ પુરૂષ પાપ કરે ? અહો ! આ હોલે પોતાનો દેહ અર્પણ કરી ગૃહસ્થાશ્રમીનો અતિથિની સેવા રૂપ ધર્મ કેવો બતાવ્યો ? શુભ કર્મનો પરિત્યાગ કરી પાપ કર્મમાં પ્રીતીવાળાને ધિકાર છે. જે પોતાના સુખ વાસ્તે સર્વ પ્રાણીની હિંસા કરે છે તે જીવે છે તોપણ તેને મૃત સમજવો, અને તે કોઇ દિવસ સુખ પામતો નથી. ખરેખર આ હોલે પોતાનું માંસ આપી ઘાતકી કર્મ કરનારને બોધ દીધો છે. હવે આજથી મારા શરીરને ટાઢ, વાયુ અને તડકાને સહન કરી, તેમજ નાના પ્રકારનાં ઉપવાસથી જેમ ઉનાળો જળને શોષણ કરે તેમ સુકવી નાંખી, તે પછે ઉત્તમ ધર્મનું આચરણ કરીશ જળ, પર્વત અને આશ્રમ પાપથી પવિત્ર કરતા નથી. જેણે પોતાના આત્માને (મનને) વશ કરેલ છે તેજ પોતાનો બંધુ છે. અને જેણે પોતાના આત્માને વશ કરેલ નથી તેજ પોતાનો શત્રુ છે. આત્મા વગર આ જગતમાં બીજું કોઇ હિતકારક નથી, માટે પાપથી આત્માને નિર્મુક્ત કરવો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! જુવો ધર્મનો પ્રભાવ ધર્મિષ્ટના સંગથી પાપીની પણ મતિ ધર્મિષ્ટ થાય છે તે પછે પારાધીએ લાકડી જાળ અને પાંજરૂં ભાંગી નાંખી હોલીને છુટી મુકી દીધી. તે હોલી અગ્નિમાં પડેલા પતિને જોઇ શોકથી પીડા પામી આવો વિલાપ કરે છે.

**હોલી**–હે કાંત ! આપે મારૂં અપ્રિય કર્યું તે હું જાણતી નથી. તમ સરખા પતિને પામનારી સ્ત્રી ભાગ્યશાળી સમજવી હે પ્રાણનાથ ! તમારી સાથે પુષ્પથી પ્રફૂલીત ઝાડોના અગ્ર ઉપર, નદીનાં ઝરણમાં અને પર્વતની ગુફામાં વિહાર કરનારી તમ વિના જીવીશ નહિ. પતિ વગરની પ્રિયાને જીવવાથી ફળ નથી. અલ્પ સુખ દેનારા પિતા, ભાઇઓ અને દીકરાઓ છે; પણ પતિ તો ઘણુંજ સુખ દેનારા છે, તેની કોણ સ્ત્રી સેવા ન કરે ? જો કોટયાવધિ ધન સંપન્ન હોય, ઘણાક પુત્ર હોય તો પણ

પતિ વગરની સ્ત્રી શોચ કરવા લાયક છે, વિધવાને ચંદન, પુષ્પ, નાના પ્રકારનાં અલંકાર, વસ્ત્ર અને સુવાના પદાર્થથી કાંઇ પ્રયોજન નથી. વિધવા સમાન સ્ત્રીને બીજું કોઇ દુઃખ નથી, માટે જે પતિની આગળથી મરણ પામે છે તે સ્ત્રીને ધન્ય છે. સ્ત્રી સેંકડો કુટુંબવાળી હોય પણ પતિ વગરની સ્ત્રી સુખ પામતી નથી. મનનો નિગ્રહ, અભિમાન, કુળમાં મુખ્યપણું અને દેશમાં સર્વ સુખ વિધવાનું નાશ પામે છે. સ્ત્રીએ પતિ દરિદ્રી, વ્યસની, વૃદ્ધ, વ્યાધિનૂ, વિકળ, પતિત (દોષવાનૂ) અને કૃપણ હોય તોપણ પતિ પરમ ગતિ–દાયક છે. પતિ સમાન બંધુ સુહ્રત, લોક અને ગતિ સ્ત્રીને બીજું કોઇ નથી.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! એવી રીતે પતિવ્રતા સ્ત્રીએ ઘણાક વિલાપ કરી પ્રજ્વલીત અગ્નિમાં પ્રવેશ કર્યો તે પછે હોલીએ દેહ ત્યાગ કરી દિવ્ય દ્દષ્ટીથી દેવત્તારૂપ અને દેવતાઈ વિમાનમાં બેઠેલા પતિને દીઠો. હોલો પણ વિમાનમા બેઠેલી અને દિવ્યરૂપ ધારણ કરનારી પોતાની સ્ત્રીને મ્હોટા હર્ષથી વ્યાપ્ત થઇ સ્ત્રીને મળીને કહે છે. અરે સ્ત્રી ! આશ્ચર્ય છે કે, ક્ષણ માત્રના દુખથી અનંત સુખ મેળવ્યું, તેં બહુ સારૂં કર્યું. જે સ્ત્રી પોતાના પતિ પછવાડે દેહ ત્યાગ કરે છે તે સ્ત્રી મનષ્ય દેહમાં જે સાડા ત્રણ કોટી રોમ છે તેટલા વર્ષ પર્યંત સ્વર્ગમાં વસે છે. જેમ સાપણ દરમાંથી સર્પને ગ્રહણ કરીને બહાર કાઢે છે, તેમ ધર્માચરણી સ્ત્રી દુરાચરણી પતિનો ઉદ્ધાર કરીને સ્વર્ગમાં પોતાના પતિ સાથે આનંદ પામે છે.

**ભીષ્મપિતામહ** હે રાજા ! એવી રીતે ધર્માત્મા હોલો કહી પોતાની સ્ત્રી સહિત દિવ્ય વિમાનમાં બેશી સ્વર્ગમાં જઇ દેવતાની પેઠે ઘણાક કાળ આનંદને પામ્યા. પારાધી પણ મનમાં પરમ વૈરાગ્ય ગ્રહણ કરી ત્યાંથી ઉત્તરાદી દિશામાં ચાલી નીકળ્યા. કામ, ક્રોધ, દંભ, મોહ, મદ, અહંકાર. નિંદા, અભિમાન અને મત્સર તેને ત્યાગ કરી, તેમજ સુખ દુઃખમાં સમ થઇ, મૃત્તિકા અને સુવર્ણને સમ જોઇ, સર્વ પ્રાણીને

અભય આપી, મનને નિશ્ચળ રાખી, વનમાં ફરતાં ફરતાં કેટલાક વનના કાંટાથી ભેદ પામેલ શરીરના રૂધીરથી લેપાયેલ, તેમ ઘોર વનમાં ફરતા અદૃષ્ટને લીધે વાંસના ઘસાવાથી ઉત્પન્ન થયેલા અગ્નિને જોઇ અંતઃકરણમાં હર્ષ પામી જડ, અંધ અને બેરાની પેઠે શરીરની સ્થિતિ દેખાડી તેને દગ્ધ કરી, પાપ રહિત થઇ વિમાનમાં બેશી સ્વર્ગમાંહે ગયો. હે યુધિષ્ઠિર ! એવી રીતે **હોલો, હોલી** અને **પારાધી** એ ત્રણ જણાઓ દુષ્કર્મ કરી સ્વર્ગમાં ગયા. એ વાત મેં તમારી પાસે કહિ બતાવી. આ પવિત્ર કથાને જે સાંભળે અથવા પાઠ કરે તે સર્વ પાપ રહિત થઇ વિષ્ણુના લોકમાં જાશે. જે લુબ્ધક મહા પાપી હતો તે પણ અગ્નિમાં પડેલા હોલાને જોઈ મહાત્માના સંગથી સ્વર્ગમાં ગયો.

૨૮૭ યુધિષ્ઠિર-પિતામહ ! દુષ્ટ ક્ષુધા કેવી પીડિત છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-ક્ષુધા જેવું બીજું દુઃખ નથી, ક્ષુધા જેવો બીજો રોગ નથી, આહાર જેવું બીજું સુખ નથી અને ક્રોધના જેવો બીજો શત્રુ નથી. શય્યા, વસ્ત્ર, ચંદન, સુંદર વસ્તુ, હાસ્ય, વીણા, સારી વાણી અને સુંદર સ્ત્રી, એ બધાં દુષ્ટ ક્ષુધા અને તૃષ્ણાથી આતુર એવા પુરૂષોને સારાં લાગતાં નથી, કારણ કે, સર્વ પ્રકારનો આરંભ બસેર ચોખા કે બાજરી મળે તો સારો લાગે છે.

**૨૮૮ યુધિષ્ઠિર-બ્રાહ્મણો** ! ભિક્ષુકવૃતિ કેવી છે અને ભિક્ષુકના બાર ગુણ કયા તે કહો ?

**બ્રાહ્મણો**-પ્રતિદિન સુલભ, લોકોની માતા સાધુજનને કલ્પલતારૂપ અને રાજાને નમસ્કાર કરવારૂપ નરકમાંથી તારનારી હે ભગવતી ભિક્ષા ! તને નમસ્કાર છે. ઉંચે સ્વરે ભણવું, પુરાતન કથાઓ કહેવી, સ્ત્રીઓની સાથે આલાપ કરવો, તેમનાં બાળકોને રમાડવાં, તેમના પતિઓનાં વખાણ કરવાં, તેમની રસોઇની ખોટી પ્રશંસા કરવી, ભવિષ્યમાં શુભ અશુભ ફળ કહેવું, ચાતુર્ય રાખવું, પંડિતાઇ કરવી, લખવાની ક્રિયા જાણવી, જન્મપત્રી વિગેરેનું ફળ કહેવું અને ગારૂડી મંત્ર તંત્રનો વિધિ

જાણવો એ બાર, ભિક્ષુકના ગુણ છે. સવારમાં આંખો ધોઇ, હાથમાં પવિત્રાંના અંકુરો રાખી, શરીરના તે તે યોગ્ય સ્થાનોમાં ઉર્ધ્વતિલક કરી અને વસ્ત્રના છેડા સાથે ચોખા બાંધી 'આજ કોણ જન્મ્યો છે?' 'કોણ મરી ગયો છે? અથવા કોને ઘેર આજ મરણતિથિ છે, એ પ્રમાણે સોગણો હર્ષ ધરીને, અહો! પ્રતિદિન ભિક્ષુકો દોડયા કરે છે.

૨૮૯ યુધિષ્ઠિર-પિતામહ! પરગૃહવાસ એટલે પારકે ઘેર રહેવું તે કહેવું છે તે કહો?

**ભીષ્મપિતામહ**-સર્વથી મૂર્ખપણું કષ્ટકારી છે, તેનાથી યૌવન વયમાં દારિદ્રપણું કષ્ટકારી છે અને તે કષ્ટથી પણ અધિક કષ્ટકારી પારકા ગૃહમાં નિવાસ કરવો અને પારકું અન્ન ખાવું તે છે. નક્ષત્ર ગણના પરિવારવાળો ઔષધોનો અધિપતિ, અમૃતમય શરીરવાળો અને કાંતિએ યુક્ત એવો ચંદ્ર પણ સૂર્યના મંડળમાં (ગૃહમાં) જવાથી તેજ રહિત થઇ જાય છે. તેથી પરગૃહમાં પ્રવેશ કરનારો કયો પુરૂષ હલકાઇને પામતો નથી? અર્થાત્ ધિક્કારને પાત્ર થાય છે.

૨૯૦ યુધિષ્ઠિર-કેવા પુરૂષોનું જીવિત સાફલ્ય કહેવાય તે કહો?

**ભીષ્મપિતામહ**-જેના; પુત્રો, મિત્રો અને બાંધવો ધર્મ વડે જીવે છે તેનું જીવિત સફળ છે બાકી આત્માને અર્થે કોણ જીવતો નથી? જેની વાણી રસવાળી છે, જેને પુત્રવાળી સતી સ્ત્રી છે અને જેની દાનવાળી લક્ષ્મી છે, તેનું જીવિત સફળ છે, જેને યશ અને કીર્ત્તિ હોય તે પુરૂષ જીવે છે અને જેને યશ અને કીર્તિ નથી તે પુરૂષ જીવતાં છતાં મરેલા જેવો છે. ધન ચંચળ છે, ચિત્ત ચંચળ છે, જીવિત ચંચળ છે, યૌવન ચંચળ છે અને આ સર્વ બધું ચળાચળ છે, તેથી જેની સારી કીર્ત્તિ છે તે પુરૂષજ જીવે છે. જેના જીવવાથી ઘણાં માણસો જીવે તેવો માણસ ભલે જીવો. બાકી તો, કાગડો પણ પોતાની ચાંચથી પોતાના ઉદરનું ભરણ પોષણ કરે છે. જેના ઉત્પન્ન થવાથી વંશ ઉન્નતિએ આવે, તે પુરૂષજ જન્મ્યો કહેવાય છે. બાકી

તો આ ભ્રમણ કરનારા સંસારમાં કોણ નથી મરતો? અને કોણ નથી જન્મતો. વિજ્ઞાન, પરાક્રમ અને યશનો ભંગ થયા વગર જે મનુષ્ય પ્રખ્યાત થઇને ક્ષણવાર પણ જીવે છે તેનુ નામજ જીવિત કહેવાય છે. તે શિવાય કાગડો પણ જીવે છે અને ચિરકાળ બળિદાન ખાધા કરેછે.

**૨૯૨ યુધિષ્ઠિર**–પિતામહ! ઋણ (પારકુ દેવું) કેવું દુઃખ રૂપ છે તે મને કહો?

**ભીષ્મપિતામહ**–હે રાજન્! વિષને કાંઈ વિષ કહેવાતું નથી પણ જે બ્રાહ્મણનું ઋણ છે તેજ ખરેખરૂં વિષ કહેવાય છે. ઝેર તો એકલાને હણે છે અને બ્રાહ્મણનું ઋણ તો પુત્ર અને તેના પુત્રને પણ હણે છે. પાપ કરવામાં અને ઋણ કરવામાં મનુષ્યો સુખ માને છે પણ તેનું પરિણામ અતિ ગહન અને મોટાને પણ નાશ કરનારૂં છે. બે લોકના ભયને ઉપ્તન્ન કરવાનું કારણ અને પરિણામે અતિ ઘોર એવું પ્રાણી ઉપર જે કરજ છે તેને ધિક્કાર છે તેથી ક્રોધ પામેલા ધનવાનનું મુખ જેણે કોઇ દિવસ જોયું નથી તે પુરૂષજ લોકમાં ઉત્કૃષ્ઠ છે.

**૨૯૨ યુધિષ્ઠિર**–પિતામહ! ઉદર (પેટ) ને માટે મનુષ્યને કેવાં દૂષણરૂપ કર્મો કરવા પડે છે તે કહો?

**ભીષ્મપિતામહ** પંડિત પુરૂષો પણ આ દગ્ધ થયેલાં ઉદરને માટે શું નથી કરતા? તેઓ વાનરીની જેમ પોતાના વાણી દેવીને ઘેર ઘેર નચાવે છે, આ પાપી ઉદરને માટે કંઇ કૃપણતા નથી થતી? કોનો ઉંબરો નથી ઉલંઘન થતો? અને કયું નાટક નથી ભજવાતું? અહિત અને હિતના વિચારથી શૂન્ય બુદ્ધિવાળો, ઘણા શાસ્ત્રીના સિદ્ધાં-તોથી તિરસ્કાર પામેલો અને કેવળ ઉદરનું ભરણ કરવાને માત્ર ઇચ્છ-નાર એવા પુરૂષ અને પશુને શો તફાવત છે? (અર્થાત્ બીલકુલ લફાવત નથી.)

**૨૯૩ યુધિષ્ઠિર**–પિતામહ! પાપનું શું સ્થાન છે ને તેનો પ્રસવ ક્યાંથી થાય છે, અને તેનું કારણ શું છે તે કહો?

**ભીષ્મપિતામહ**-પાપનું અધિષ્ઠાન અને તેનો પ્રસવ લોભ છે; માટે પાપનું કારણ લોભ છે એમાં સંશય કરવાનું નથી લોભથી ક્રોધ, દ્રોહ. મોહ, કપટ, અભિમાન અને માત્સર્ય ઉત્પન્ન થાય છે. નિરંતર ગંભીર વેગવાળી નદીથી જેમ સમુદ્ર પુરાતો નથી તેમ લોભ પણ નાના પદાર્થોથી પુરાતો નથી. પુર્વે પુરૂરવા નામના રાજાએ દ્વીપ માત્રનાં સેંકડો અને લક્ષો રત્ન મેળવ્યાં તો પણ સંતોષ પામ્યા નહિ એમ ઘણાઓનું કહેવું છે ' જે લોભી છે તે સર્વ પ્રાણી ઉપર અવિશ્વાસુ, હિંસક, કપટી અને પાપાચી થાય છે જ્યારે વિષ્ણુના કે શિવના ચરણના આશ્રયરૂપ ભક્તિ થાય ત્યારે લોભનો ક્ષય થાય; પણ ભક્તિ મળવી મનુષ્યને દુર્લભ છે. જો કે સર્વ શાસ્ત્રને ધારણ કરનારા, બહુશ્રુત અને સંશયના કાપનારા હોય તો પણ લોભગ્રસ્ત મનુષ્યો હેઠા પડે છે. જ્યારે લોભનો ક્ષય થયો કે. દેહધારીનાં સર્વ પાપ ક્ષય થાય છે, અને લોભની વૃદ્ધિ થાય તો પાપ વધે છે એમાં કાંઇ સંશય નથી. જ્યારે લોભ ક્ષય થાય છે, ત્યારે સર્વે ઉપદ્રવ નાશ થાય છે અને મનુષ્યને અત્યંત દુર્લભ ધર્મ બુદ્ધિ થાયે છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં ધર્મ એજ પરમ સાધન છે, એમ તત્વવેત્તા મુનિઓ કહે છે જે લોભથી દબાણમાં આવેલ છે એને ધર્મનો સંબંધ રહેતો નથી; માટે લોભ ધર્મને ધ્વંસ કરનારો મહાન્ દારૂણ છે હે ધર્મરાજ ! જો આત્માની શાશ્વત ગતિની ઇચ્છા હોય તો પ્રયત્નથી લોભનો ત્યાગ કરો.

"અમને કોણ જુએ છે? કોઇ પણ જોતું નથી," એમ પાપ કરનારાઓ પોતાના મનમાં મનમાં માને છે, પરંતુ તેઓને દેવતાઓ જુએ છે તથા તેના પોતાના અંતઃકરણને વિશે રહેલો અંતર્યામી પુરૂષ પણ જુવે છે.

૨૯૪ **યુધિષ્ટિર**-પિતામહ ! કયાં પાંચ પાપોને મહા પાપો ગણેલાં છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરૂની સ્ત્રી સાથે

ગમન અને એવાં પાપ કરનારાઓની સાથે સત્સંગ, આ પાંચને મહા પાપો કહેલાં છે.

૨૯૫ યુધિષ્ઠિર-પિતામહ ! કયાં છ પાપો મદિરાપાન જેવાં ગણેલાં છે તે મને કહો ?

ભીષ્મપિતામહ-વેદ ભણીને ભૂલી જવો, વેદની નિંદા કરવી, વગર કારણે ખોટી સાક્ષી આપવી, મિત્રને મારી નાખવો તથા મનાઇ કરેલી તથા ખવાય નહીં એવી ચીજ ખાવી, આ છને મદિરાપાન કીધા સરખાં માનેલાં છે.

૨૯૬ યુધિષ્ઠિર-પિતામહ ! કયા પાપોને સુવર્ણ આદિ ધાતુઓની ચોરી જેવાં ગણેલાં છે ?

ભીષ્મપિતામહ-કોઇ મનુષ્યની મૂકેલી થાપણને પચાવી પાડવી તથા મનુષ્ય, ઘોડું, રૂપું, ખેતર, મોતી, હીરા, મણિ વગેરેની ચોરી કરવી, આ પાપોને બ્રાહ્મણનું સોનું ચોરવા જેવાં માનેલાં છે.

૨૯૭ યુધિષ્ઠિર-પિતામહ ! કયાં પાપને ગુરૂપત્ની ગમન જેવાં ગણેલાં છે તે કહો ?

ભીષ્મપિતામહ-પોતાની સગી બેન સાથે, કુંવારી કન્યા સાથે, નિચ વર્ણની સ્ત્રી સાથે ગમન કરવું, આવાં પાપોને ગુરૂની સ્ત્રી ગમન જેવાં ગણેલાં છે.

૨૯૮ યુધિષ્ઠિર-પિતામહ ! કેવાં પાપોને ઉપ પાપો ગણેલાં છે તે મને કહો ?

ભીષ્મપિતામહ-ગૌહત્યા, નીચ જાતિને તથા અયોગ્ય હોય તેને યજ્ઞ કરાવવો, છીનાળું કરવું, શરીરનો વિક્રય કરવો, ગુરૂનો, માતાનો, પિતાનો, વેદના અધ્યયનનો તથા અગ્નિહોત્રનો ત્યાગ કરવો, મોટા ભાઇ પહેલાં નાનાભાઇનાં લગ્ન અને નાનાભાઇની પહેલાં મોટાભાઇનાં વિવાહનો અટકાવ કરવો, એ બેમાંથી કોઇને પણ કન્યા આપવી તથા તેઓને વિવાહ સંબંધી યજ્ઞ કરાવવો, કન્યા સાથે ગમન કરીને તેનાં

કન્યાપણાને દૂષિત કરવું, જુલમ ભરેલું વ્યાજ લેવું. બ્રહ્મચર્ય વ્રતનો લોપ કરવો, તળાવ. વાડી, સ્ત્રી અને પુત્ર, આટલી ચીજને વેચવી. ઉપવીતનો કાળ ગયા છતાં ન આપવી, કાકાઓ ભાઇઓ, વગેરે બાંધવોનો ત્યાગ, પગાર લઇ વેદ ભણાવવો, પૈસા આપીને ગુરૂની પાસેથી વેદ ભણવો, નહીં વેચાય એવી જણસો વેચવી. સ્ત્રીનાં જાર કર્મથી ગુજરાન કરવું. નિરપરાધીને મારવા સારૂં યજ્ઞો કરવા તથા વશીકરણ કરવું. બળતણ માટે લીલાં ઝાડ કાપવાં, સ્વાર્થે સારૂં યજ્ઞ યાગાદિ ક્રિયાઓ કરવી, ચોરી કરવી, માગતું કરજ આપવું નહીં. ખોટા ધર્મનાં પુસ્તકો વાંચવાં. અનાજ ધાતુ, અને ઢોરની ચોરી કરવી, દારૂ પીનારી સ્ત્રીઓની સાથે ગમન કરવું, નાસ્તિકપણું વગેરે આવાં પાપોને ઉપપાપો જાણવાં. મનુસ્મૃતિમાંથી.

**૨૯૯ યુધિષ્ઠિર**–પિતામહ ! કયાં પાપો જાતિમાંથી ભ્રષ્ટ કરનારાં ગણાય ?

**ભીષ્મપિતામહ**–બ્રાહ્મણને માર મારવો, દારૂ તથા નહીં સુંઘવા જેવી ચીજ સુંઘવી, બીજાને છેતરવું અને સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કરવું આટલાં પાપ જાતિમાંથી ભ્રષ્ટ કરનારાં ગણાય છે.

**૩૦૦ યુધિષ્ઠિર**–પિતામહ ! ઉપર કહેલાં પાપોનું પ્રાયશ્ચિત નથી તોપણ સાધારણ પાપનું પ્રાયશ્ચિત મને કહો ?

**ભીષ્મપિતામહ**–જે શાસ્ત્રમાં કહેલું કર્મ કરતો નથી અથવા તો શાસ્ત્રમાં નિંદેલું કર્મ કરે છે. અથવા તો ઇંદ્રિયની તૃપ્તિ કરવામાં અત્યંત આસક્ત રહે છે, તે માણસ પ્રાયશ્ચિત કરવાને યોગ્ય છે. પોતાની ઇચ્છા ન છતાં અજાણતાં પાપ થઇ ગયું હોય તો પ્રાયશ્ચિત કરવું. જાહેરમાં પોતાનો દોષ કબુલ કરવાથી, પશ્ચાત્તાપ કરવાથી, તપ કરવાથી, વેદાધ્યયન કરવાથી પાપમાંથી છુટે છે. અથવા બીજાં ધર્મ કાર્ય ન થઇ શકે તો દાન દેવાથી પાપ રહિત થવાય છે. પાપ કર્મ કરનારો પોતે પાપને કબુલ કરે છે. તો સાપ જેમ કાંચળીમાંથી મુક્ત થાય છે, તેમ તે પોતાનાં પાપમાંથી છુટો થાય છે

માણસનું મન જેમ જેમ પોતાનાં દુષ્ટ કર્મની નિંદા કરે છે, તેમ

તેમ તેનો આત્મા તે તે અધર્મથી મુક્ત થાય છે. કોઇ મનુષ્ય પાપ કર્મ કર્યા પછી, તેનો અત્યંત પશ્ચાત્તાપ કરે છે, તો તે, કરેલાં પાપમાંથી મુક્ત થાય છે, પરંતુ તે માત્ર નિવૃત્તિરૂપ સંકોચથી એમજ કહે કે, હવે ફરીને હું પાપ નહીં કરૂં, તો તે પુરૂષ જ્યારથી પાપ કરતો અટકે છે, ત્યારથીજ પવિત્ર થાય છે અજાણતાં અથવા તો જાણતાં કોઇ નિંદિત પાપકર્મ થઇ ગયું હોય તો તે નિંદિત પાપ કર્મમાંથી છુટા થવાની ઇચ્છા રાખનારા મનુષ્યે બીજું નિંદિત કર્મ કરવું નહીં. મનુસ્મૃતિ.

૩૦૧ યુધિષ્ટિર–પિતામહ ! મદ્યપાન કરનારની શું સ્થિતિ થાય છે તે કહો ?

**ભીષ્મપિતામહ**–મદ્યપાન કરનાર પુરૂષો નહિ બોલવા જેવું બોલે છે અને બાળકોની પેઠે પોતાનાં ગાત્ર બધાં ઉઘાડાં નાખીને જ્યાં ત્યાં સુવે છે. મદ્યપાન કરનાર માણસમાં સત્યતા ક્યાંથી હોય ? અને માંસ ભક્ષણ કરનાર મનુષ્યમાં દયા ક્યાંથી હોય ? કામી પુરૂષમાં વિદ્યા ક્યાંથી હોય ? અને દ્રવ્ય રહિત માણસને સુખ ક્યાંથી હોય ? મદ્યપાન કરેલો માણસ જ્યારે મદોન્મત થાય છે ત્યારે સર્વ વસ્તુનો નાશ કરે છે. અને વિકળ બુદ્ધિવડે જેમ તેમ મિથ્યા બકયા કરે છે. અને માતાની સાથે પણ નિદાએ સહવર્ત્તમાન કામની ઇચ્છા કરે છે. મદ્યપાન કર્યાથી, ચિત્તમાં ભ્રાંતિ થવાથી પાપનું આચરણ કરે છે. અને પાપ કરીને મુર્ખ લોકો નરકમાં પડે છે, માટે મદ્યપાન સર્વથા નહિ કરવું.

૩૦૨ યુધિષ્ટિર–બ્રાહ્મણો ! તમાકુનું વ્યસન કહેવું છે તે કહો ?

**બ્રાહ્મણો**–હે રાજેંદ્ર ! પુરૂષ અત્યંત દરિદ્ર થઇ ગયો હોય તોપણ તંમાકુને છોડતો નથી. જેમ બીલાડાને વારેઘડીએ હાંકી કહાડયો હોય તોપણ તે ઉંદરને છોડતો નથી, તેમ પૂર્વે ઇંદ્રરાજાએ બ્રાહ્મણને પુછ્યું કે હે મહારાજ ! પૃથ્વીમાં સારભૂત વસ્તુ શું છે. ત્યારે બ્રહ્માએ ચાર મુખથી કહ્યું કે તંમાકુ તંમાકુ તંમાકુ અને તંમાકુ કાંઇક સુકું એવું તંમાકુનું ચૂરણ કાંઇ સ્વાદિષ્ટ નથી તેમ ઔષધ નથી. સુગંધી પણ

કાંઇ નથી. અને આંખને પણ પ્રીતિકર નથી. વળી આંખના રોગને ઉત્પન્ન કરનાર છે. માટે એ ભક્ષણ કરવામાં મનુષ્યોને વ્યસન શિવાય બીજું કાંઇજ કારણ નથી.

**૩૦૩ યુધિષ્ટિર**-પિતામહ ! શ્રાદ્ધ કર્મનું શું ફળ છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-શ્રાદ્ધમાં બે કર્મ છે, એક પિતૃ કર્મ અને બીજું દેવ કર્મ તેમાં દેવ કાર્યમાં બે બ્રાહ્મણ જમાડવા અને પિતૃ કાર્યમાં ત્રણ, એમ પાંચ બ્રાહ્મણોને જમાડવા અથવા તો બન્ને કાર્યમાં એક એક બ્રાહ્મણ જમાડવો ગૃહસ્થ ગમે તેટલો ધનવાન્ હોય તોપણ તેઓ વિસ્તાર કરીને ઘણાને જમાડવા પ્રવૃત થવું નહીં. વિસ્તાર કર્યાથી બ્રાહ્મણોનો સત્કાર, દેશની તથા સમયની યોગ્યતા, પવિત્રતા અને સારા ગુણવાન્ બ્રાહ્મણો મળવા, આ પાંચ બાબતો બની શકતી નથી, માટે શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહીં. શ્રાદ્ધમાં મિત્રને ભોજન કરાવવું નહીં, પરંતુ શત્રુ ન હોય તેમ જે મિત્ર પણ ન હોય, તેવા બ્રાહ્મણને શ્રાદ્ધમાં જમાડવો. શ્રાદ્ધ કરનારે પવિત્રતા, શાંતિ અને ધૈર્ય એ ત્રણ રાખવાં, તથા બ્રાહ્મણોને જમાડયા પછી પિતૃઓની સામે પ્રાર્થના કરવી. તે પિંડો ગાયને ખવરાવવા અથવા જળમાં નાંખી દેવા. તે પછી બન્ને હાથ ધોઇને આચમન કરી પોતાના સગાંનો સત્કાર કરીને તેને તથા માતાની તરફનાં સગાંને સત્કાર પૂર્વક જમાડવાં આ રીતે શ્રાદ્ધ કરવાથી વંશવૃદ્ધિ થાય છે.

**૩૦૪ યુધિષ્ટિર**-પિતામહ ! ભોજન એટલે જમવું શી રીતે તે કહો ?

**ભીષ્મપિતામહ**-ગૃહસ્થે દેવ, ઋષિ, મનુષ્ય, પિતૃઓ અને ગૃહદેવતા, એ સર્વની પૂજા કરી, તેઓને બલિ આપ્યા પછી જે શેષ રહે તે જમવું, બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યે નિત્ય એકાગ્રચિત્ત થઇને આચમન કર્યા પછી ભોજન કરવું, તેમજ ભોજન કરી રહ્યા પછી પણ આચમન કરવું અને ઇંદ્રિયોને (નાક, કાન, આંખ, એઓને) પાણીનો સ્પર્શ કરવો. અન્નની સર્વદા પૂજા કરવી તેમાં દૂષણ કાઢયાવિના જમવું, અન્નને જોઇને હર્ષ પામવું તથા પ્રસન્ન થવું, અને સર્વ પ્રકારે અન્નને અભિનંદન

આપવું અર્થાત્ મને આ પ્રમાણે નિત્ય અન્ન મળ્યા કરે, એમ બોલીને ભક્તિથી અન્નને નમસ્કાર કરવા. કારણ કે, અન્નની નિત્ય પૂજા કરવાથી તે બળ અને વીર્ય આપે છે અને જો તેની પૂજા કર્યા વિના ખાધું હોય, તો તે બળનો અને વિર્યનો નાશ કરે છે. ઉચ્છિષ્ટ એટલે છાંડેલું અન્ન કોઇને પણ આપવું નહીં દિવસ તથા સંધ્યાકાળના વચમાં જમવું નહી તથા જમતાં જમતાં પોતાની જગાએથી ઉઠીને ક્યાંય જવું પણ નહીં. અતિ ભોજનથી શરીરની સુખાકારી બગડે છે, આયુષ્ય ઘટે છે, સ્વર્ગ મળતું નથી, પુણ્ય થતુ નથી તથા લોકમાં નિંદા થાય છે, માટે અતિ ભોજન કરવું નહીં. મનુસ્મૃતિ.

નાહી, હાથ, પગ તથા મોઢું સાફ કરી પિતૃઓ, દેવતાઓ, ગુરૂઓ અને બાલકોને ભોજન કરાવ્યા પછી ગાય આદિ જનાવરોને ચારો વગેરે નાખ્યા પછી પોતાની પ્રકૃતિનો વિચાર કરીને સારી રીતે ભુખ લાગે ત્યારે વૈદ્યકશાસ્ત્રમાં કહેલા સમયે (સવારનો એક પહોર દિવસ ચઢયા પછી બીજા પહોરની અંદર અને રાતે પહેલા પહોરની અંદર) પોતાના ઇષ્ટ મિત્રોની સાથે એકાંત સ્થળમાં તૈયાર કરેલું અન્ન જમવું. જમતી વખતે ભોજનમાંજ ચિત્ત રાખીને મૂગાં મૂગાં જમવું, પરંતુ રસોઇના દોષ કાઢવા નહીં, બહુ ઉતાવળથી તેમ બહુ ધીરેથી પણ જમવું નહીં, પરંતુ સમધારણાથી ભોજન કરવું, તે અન્ન છ રસવાળું હોવું જોઇએ અને તેમાં મધુર રસ વિશેષ હોવા જોઇએ, તેમજ તેમાં માફક તથા સ્વચ્છ પદાર્થો વધારે હોવા જોઇએ. વળી તે ભોજન હિતકારક સ્નિગ્ધ, ઉનું અને હલકું હોવું જોઇએ. જે અન્નમાં ઘાંસ, વાળ વગેરે કચરો પડેલો હોય, જે ફરીને બીજીવાર ઉંનું કરેલું હોય, જે બહુ ઉંનું હોય, જે બહુ ખારૂં હોય તથા જેમાં શાક અને હલકાં ધાન્યો વધારે હોય એવું અન્ન વધારે ખાવું નહીં. ભારી, સ્નિગ્ધ, મધુર, મંદ (જલદી પાચન ન થાય તેવું) અને ઘન પદાર્થો જમવામાં પહેલા ખાવા, જેમાં ખટાસ અને ખારાસ વધારે હોય એવા પદાર્થો વચમાં ખાવા

તથા હલકા, રૂક્ષ, તીક્ષ્ણ, તીખા અને પાતળા પદાર્થો ભોજનના અંતમાં ખાવા. પેટના બે ભાગો અન્નથી ભરવા, એક ભાગ પાણીથી અને એક ભાગ વાતાદિ દોષોના સંચારને માટે ખાલી રાખવો. વાગ્ભટ.

**૩૦૫ ભરદ્વાજમુનિ–ભૃગુઋષિ!** દાન, ધર્મ, આચાર, વેદાધ્યયન અને હોમ એ કર્મોથી શું ફળ પ્રાપ્ત થાય છે તે જાણવા ઇચ્છુ છું?

**ભૃગુરૂષિ**–હોમથી પાપક્ષય, વેદાધ્યયનથી શાંતિલાભ, દાનથી ભોગ, તપસ્યાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. દાન બે પ્રકારનાં છે. એક ઐહિક અને બીજું પારલૌકિક અર્થાત્ પાત્રમાં દાન કરવાથી પારલૌકિક સુખ લાભ થાય છે. જેવું દાન કરે તેવું તેને ફળ મળે છે.

**૩૦૬ યુધિષ્ઠિર**–પિતામહ! ધનની ત્રણ ગતિઓ કહી તે કહો?

**ભીષ્મપિતામહ**–દાન, ભોગ અને નાશ એ ધનની ગતી છે, તેથી જે દાન કરતો નથી અને ઉપભોગ લેતો નથી તેને ત્રીજી ગતિ (નાશ) થાય છે. જો વૈભવ હોય તો દાન અને ઉપભોગ કરવો પણ સંગ્રહ કરવો નહી કેમકે ભમરીઓના સંચય કરેલા મધને બીજા લઇ જાય છે તે હું નજરે જોઉં છું. જે દાન આપે અને જે ઉપભોગ કરે તેટલુંજ ધનવાનનું ધન છે અને જો દાન તથા ઉપભોય નહીં થાય તો મરણ થયા પછી તેનાં ધન અને સ્ત્રીની સાથે બીજા ક્રીડા કરે છે. જે ઉત્તમ પુરૂષોને દાન કરે છે અને દિવસે દિવસે જેનો ઉપભોગ થાય છે 'તેટલુંજ તારૂં ધન છે, બાકી દાન અને ઉપભોગ શિવાયનું ધન તું બીજાને માટે રક્ષણ કરે છે. એક ગ્રાસમાંથી તેનો અર્ધ ભાગ પણ યાચકોને શા માટે ન આપવો? કારણ કે, પોતાની ઇચ્છા પ્રમાણે કયારે અને કોને વૈભવ થવાનો છે? (અર્થાત્ કેટલાએક એમ ધારે છે કે, 'અમને એક ગ્રાસ મળે તેમાંથી શું આપીએ, પણ જ્યારે ઇચ્છા પ્રમાણે વૈભવ થશે ત્યારે આપશું', એમ ધારીને તેઓ બીલકુલ દાન કરતા નથી. પણ એક ગ્રાસમાં પણ અર્ધું આપવું કારણ કે, ઇચ્છા પ્રમાણે વૈભવ મળવો દુર્લભ છે.

## દાન શ્રદ્ધાથીજ કરવું તે વિષે મુદ્ગલ અને દુર્વાસાનો સંવાદ.

**૩૦૭ યુધિષ્ઠિર**–પિતામહ ! દાન અને તપ એ બેમાંથી શું દુષ્કર છે, અને મરણ પછી કેવું મ્હોટું ફળ મળે છે, તે મને કહો ?

**ભીષ્મપિતામહ** પૃથ્વીમાં દાનથી બીજું કાંઇ શ્રેષ્ટ નથી. એ વાત જગતમાં પ્રત્યક્ષજ દેખાય છે. 'પોતાના પ્રિય પ્રાણનો અને સ્નેહિનો ત્યાગ કરી લોભને લીધે ધનની આશાથી સમુદ્રમાં તથા વનમાં પ્રવેશ કરે છે અને કેટલાક સેવારૂપ નીચની નોકરી કરે છે; તેમજ હિંસામય અને બહુ કલેશદાયક ખેતી કરે છે.' એવી રીતે દુઃખથી ભેળા કરેલા નાણાનો ત્યાગ કરવો મોતથી પણ કઠિન છે. હે રાજા ? પોતે ન્યાયથી ભેળા કરેલા ધનનો શ્રદ્ધાથી વિધિ પ્રમાણે સત્પાત્રને વિષે ત્યાગ કરે તો તે દાનનો અંત આવતો નથી. જે શ્રદ્ધા છે તે સર્વ કામનાને સ્તવનારી, પવિત્ર, વિશ્વરૂપી અને સંસારને તારનારી ધર્મની પુત્રી છે, જે શ્રદ્ધાથી ધર્મ સિદ્ધ થાય છે તે ધર્મ દ્રવ્યના સમુદાયથી સિદ્ધ થાતો નથી. રાજાઓ ધન સંપન્ન છતાં નરકમાં ગયા છે અને મુનિશ્વરો નિરધન છતાં શ્રદ્ધાથી સ્વર્ગમાં ગયા છે. જેનો પ્રાચીન ઇતિહાસ સાંભળો પૂર્વે કુરૂક્ષેત્રમાં ધર્માત્મા શિલોંછ (ખેતરમાંથી ખેડુતો દાણા લઇ ગયા પછી દાણા વીણી લેવા તે) 'શિલ' વેપારી લોકોએ દાણાના પાલા લઇ લીધા પછી દાણા વીણી લેવા તે 'ઉંછ' આવી વૃત્તિથી નિર્વાહ ચલાવનાર, શાંત, અતિથિપ્રિય વેદાધ્યયન સંપન્ન, સત્ય બોલનાર, નિંદા રહિત, ક્રોધ જીત, **મુદ્ગલઋષિ** હતા, જેણે પવિત્ર વૃત્તિથી એક પખવાડીયામાં અધમણ વ્રીહિ ભેળા કરી અને તે બ્રાહ્મણ પોતાની સ્ત્રી અને પુત્ર સહિત પક્ષને અંતે હોમ કરી અતિથિને જમાડી શેષ અન્ન જમવાની ઇચ્છા કરે છે તેટલામાં તે બ્રાહ્મણનું ઘણુંજ સત્કર્મ સાંભળી **દુર્વાસા** તે **મુદ્ગલની** પાસે આવી કહેવા લાગ્યા કે, અન્નની ઇચ્છાથી હું અતિથિ આવ્યો છું.

**મુદ્ગલ**–હે મહાત્મા ! આજ હું અત્યંત ભાગ્યવાન થયો; મારો

મનોરથ સંપૂર્ણ થયો કેમકે ઉત્તમ બ્રાહ્મણ મારે ઘેર સમય પ્રમાણે પધાર્યા. આપના આગમનથી ઉત્પન્ન થયેલ જે હર્ષ તેથી વ્યાપ્ત થએલ ચિત્તવાળા મને મ્હોટો ઉત્સવનો દિવસ હોય એમ લાગે છે.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! આમ કહી ધર્મવેત્તા **મુદ્‌ગલે** શિલોંછ વૃત્તિથી ભેગું કરેલું અન્ન હર્ષથી અર્પણ કર્યું. **દુર્વાસા**એ શ્રદ્ધાથી આપેલું અન્ન જમીને બાકીનું અન્ન પોતાને શરીરે ચોપડીને જેમ આવ્યા તેમ ચાલ્યા ગયા, અને જ્યારે પર્વકાળ થયો, ત્યારે પાછા આવી અન્ન જમે છે. એમ છ વાર સમગ્ર અન્ન જમ્યા; તો પણ તેના મનને વિકાર પમાડવાને સમર્થ ન થયા; તેમજ ક્રોધ, કૃપણતા, અપમાન અને મત્સર ઉત્પન્ન કરવા સમર્થ ન થયા; ઉલટી તેની શુદ્ધ ભાવના જોઇ પ્રસન્ન થઇ ધર્મના તત્વને જાણનાર અને જ્ઞાનથી નિષ્પાપ થએલા **મુદ્‌ગલ** રૂષિને આવું વચન કહે છે.

**દુર્વાસા**–હે દ્વિજોત્તમ ! આ લોકમાં તમ સરખો દાતા કોઇ થયો નથી અને થાશે પણ નહીં. કેમકે, દુર્જય જે ક્ષુધા છે તેને મટાડે અને ધૈર્યને ઉત્પાદન કરે, તેજ સર્વને જીતે છે, અને તેથી (ક્ષુધા જીતવાથી) દુર્જય કામ, ક્રોધ, લોભ, મદ, ચાડી, ઇર્ષ્યા, કપટ, અને કૃપણપણું જીતાય છે, તમે કર્મથી લોક જીતીને પરમગતીને પામશો. અહો ! આ મ્હોટું તમારૂં દાન છે, જેથી તે સ્વર્ગવાસી દેવતાઓ, મનુષ્યો, સિદ્ધ, ગંધર્વો, અને જેટલા પૃથ્વીના ગોળામાં રહ્યા છે તેઓને તૃપ્ત કરે છે. હે મુને ! ઇંદ્રિયોનો જય, ધૈર્ય, તપ, સત્ય, ક્ષમા, શમ, દયા, દાન, અને દમ, એટલા સ્વાભાવિક ગુણ તમમાં રહ્યા છે. ચરાચર સમસ્ત લોક ધર્મથી ધારણ થયા છે અને ધર્મ પણ તમ સરખા સ્થંભથી ધારણ રહે છે.

**મુદ્‌ગલ**–હે મુનિશ્વર ! હું ધન્ય છઉં, આજ અનુગ્રહવાન્ થયો કેમકે સત્પુરૂષની સાથે જે સમાગમ તે સર્વ પાપને હરણ કરનારો છે.

**ભીષ્મપિતામહ**–હે રાજન્ ! દુર્વાસાઋષિ એમ કહે છે, તેટલામાં તેજોમય વિમાનમાં બેશી દેવદૂત મુદ્દગલ પાસે આવી આવું વચન

કહે છે. હે બ્રહ્મર્ષિ ! આ વિમાનમાં બેસો. તેમજ પોતાના કર્મથી મેળવેલી સિદ્ધિને પ્રાપ્ત થાઓ. સ્વર્ગમાં ઇંદ્ર સહિત દેવતાઓ અને પવિત્ર બ્રહ્મર્ષિઓ, મનના ઉત્સાહથી તમારા દર્શનની આકાંક્ષા રાખે છે.

**મુદ્‌ગલ** હે દેવદૂત ! સત્પુરૂષોની સાથે સાત ડગલાં ચાલવાથી મિત્રાઇ થાય છે એમ માહાત્મા કહે છે. માટે વિશ્વાસથી હિત વાસ્તે હું પુછું છું કે સ્વર્ગમાં વસનારાને ગુણ કેટલા અને દોષ કેટલા છે એ કહો ? તે સાંભળી મ્હારૂં જે હિત હોય તે કરૂં.

**દેવદૂત**–હે મહર્ષે ? તમારી બુદ્ધિ સાર ગ્રાહક છે, તો હું વિચાર કરી ઘણા પુરૂષોએ માનેલું સ્વર્ગનું ઉત્તમ સુખ કહું તે સાંભળો સ્વર્ગમાં, સર્વ કામનાને આપે એવાં ચોમેર રહેલાં વૃક્ષોથી શોભત. નંદનાદિ રમ્ય ઉપવનો છે, અપ્સરાના ગણથી સેવન કરેલ સર્વ રત્નથી વિચિત્ર, ઇચ્છા પ્રમાણે ચાલનાર, મધ્યાન્હના સૂર્ય સરખાં તેજસ્વી, મોતિના જાળીયાંથી યુક્ત, ચંદ્રના મંડળ સરખાં ધોળાં સુવર્ણ યુક્ત શય્યા, અને આસનવાળાં વિમાનમાં બેસી સુકૃત કરનારા પુરૂષો સ્વર્ગ લોકમાં જઇને સર્વ કામનાની સમૃદ્ધિથી ભરપૂર, અને સર્વ દુ:ખથી રહિત થઇ, જેમ સુખ થાય તેમ વિચરે છે. નાસ્તિકો, ચોરટાઓ, ઇંદ્રિયોને વશ ન કરનારા ઘાતકીઓ, ચાડિયાઓ. કૃતઘ્નીઓ, અભિમાની, અહંકારી, ક્રોધી. લોભિયા અને દાંભિકો તેમાં જાતા નથી. સાચું બોલનારા ચોરીથી રહિત, તપસ્વિયો, શૂરવીરો, દયાવાળા, સહનશીલો, પુજન કરનારા અને દાનશીલો સ્વર્ગમાં જાય છે. જેમાં રોગ, જરા, મૃત્યુ, શોક, ટાઢ, તડકો, ભુખ, તરશ અને ખેદ કોઇને થાતો નથી. હે **મુદગલ** ! એટલા અને બીજા ઘણા સ્વર્ગના ગુણો છે. હે વિપ્ર, એમાં જે દોષ છે તે હવે સાંભળો. શુભ. કર્મનું સમગ્ર ફળ ત્યાં ભોગવે છે, અને ફરીથી શુભ કર્મ ત્યાં બનતું નથી, એ મહાન્ દોષ છે. પારકી ઉજ્વળ લક્ષ્મીને જોઇ મનમાં અસંતોષ થાય છે, અને સુખમાં આસક્ત મનવાળાઓનું અચાનક પૃથ્વીમાં પડવું થાય છે આંહિ જે કર્મ કરે છે, તે ત્યાં ભોગવે છે; હે બ્રહ્મન્ ! આ કર્મ ભૂમિ છે, અને સ્વર્ગ છે તે ફળભૂમિ કહેવાય છે.

મુદ્‌ગલ–હે દેવદૂત ? તમે સ્વર્ગ લોકનો ખરેખર દોષ કહ્યો; હવે નિર્દોષ અને શાશ્વત જે સ્થાન હોય તે મને કહો ?

**દેવદૂત**-હે મુને ! બ્રહ્માના લોકથી માંડી જેટલા લોક છે તે બધા દોષરૂપ છે; માટે વિવેકી પુરૂષો સ્વર્ગની ઇચ્છા કરતા નથી, અને બ્રહ્માના સદનની ઉપર શુદ્ધ, સનાતન, જ્યોતિરૂપ, જેને પરબ્રહ્મ કહે છે એવું વિષ્ણુનું પરમપદ છે, જે પરમ પદને વિષય, દંભ, લોભ, મદ, ક્રોધ અને મોહથી વ્યાપ્ત થયેલા જે મૂઢ પુરૂષો છે તે તેવા લોકમાં જાતા નથી. જે નિર્મળ, નિરહંકારી, નિર્ધન, જિતેદ્રિંય, અને ધ્યાન યોગમાં પ્રીતિવાળા જે વિષ્ણુભક્ત છે તે જાય છે. હે મુને ! જે વાત તમે મને પુછી તે વાત મેં કહિ બતાવી હવે વિમાનમાં બેસો અને સ્વર્ગમાં તાકીદથી પધારો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! આ પ્રમાણે તેનાં વચન સાંભળી **દેવદૂતને** મુદ્‌ગલે કહ્યું કે, હું સ્વર્ગમાં આવીશ નહીં, તમે સુખેથી જાઓ, અને મારા તરફથી ઇંદ્રાદિ દેવતાઓ અને બ્રહ્મર્ષિઓને તમારે વંદના કરવી, અને ક્ષમાપના કરવી. એમ મુદ્દગલઋષિ દેવદૂતને કહી પુનરાવૃત્તિ લક્ષણભૂત જે સ્વર્ગ તેમાં નિસ્પૃહ થઇ, સર્વ કામનાને ત્યાગ કરી, ધ્યાનયોગ પરાયણ થયા. તેમજ એકાંત નિવાસ, આહાર રહિત, મમતા રહિત, અહંકાર રહિત, સર્વ દુઃખ સહનશીલ, સર્વ પ્રાણી ઉપર હિત ચાહનાર, ઈંદ્રિયો અને ચિત્તને નિગ્રહ કરી અને જે ચિત્ત છે તેને જીવાત્મામાં રોકી, તે પછી જીવાત્માને પરમાત્માની સાથે એકતા કરી ચિત્તની એકાગ્રતારૂપ યોગનો આશ્રય કરી દેવતાઓને દુર્લભ, જગતનું કારણ, કૂટસ્થ, અને નારાયણરૂપ અચળ જે પદ છે તેને પામ્યા; માટે હે રાજેંદ્ર તમે પણ ન્યાયથી જીતેલું ધન દાનમાં આપો, અને દાનથી જ્ઞાન પામી સિદ્ધિ પામશો.

૩૦૮ યુધિષ્ટિર–પિતામહ ! નિયમ વ્રતવાળા બ્રાહ્મણો કલેશ પામતા છતાં રાજાથી દાન પ્રતિગ્રહ કેમ કરતા નથી, એ તમે મને કહો ?

**ભીષ્મપિતામહ**-ઘણું કરી રાજાઓ ઐશ્વર્યના મદથી પોતાના ધર્મ પ્રમાણે વરતતા નથી; એટલા વાસ્તે તેનાથી પ્રતિગ્રહ કરતા નથી. આંહી **વૃષાદર્ભિ** અને **સપ્તરૂષિના** સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ છે તે કહું તેને સાંભળો.

**૩૦૯ રાજાનું દાન ન લેવું એ વિષે સપ્તઋષિના સંવાદનું આખ્યાન.**

**કશ્યપ**.-અત્રિ, વસિષ્ટ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ અને સાધ્વી **અરૂંધતી** તેમજ તેની ચંડા નામે દાસી અને પશુસખ નામે તેનો ભર્ત્તા એ સર્વે તપથી શ્રાંતથઇ સનાતન બ્રહ્મલોકને સમાધીથી જીતવાની આશા રાખી ફરવા લાગ્યા. તે પછે કોઇક કાળે અનાવૃષ્ટિથી સર્વે પ્રજા ક્ષુધા અને તૃષાથી પ્રાણ મુક્ત થવાના કષ્ટમાં આવી પડયા. એથી અન્નવગરની આ પૃથ્વીમાં સપ્તરૂષિઓ પોતાના નિર્વાહ સારૂં કોઇકનો મૃત્યુ પામેલો પુત્ર પૃથ્વીના ગર્ત્તમાંથી મળેલો તેને લઇ રાંધવાનો વિચાર કરવા લાગ્યા. એવી રીતે અત્યંત કષ્ટ ભોગવતા રૂષિઓને દેખી **વૃષાદર્ભિ** રાજા નીચે પ્રમાણે વચન કહે છે.

**વૃષાદર્ભિ**-હે મુનિશ્વરો! **બ્રહ્માયે** બ્રાહ્મણો સારૂં પ્રતિગ્રહરૂપ અનિંદિત આજીવિકા સૃજેલ છે; માટે મારી પાસેથી ગામ, વ્રીહિ (ચોખા) યવ, વસ્ત્ર, રત્ન, સોનું પૃથ્વી, રૂપું, અને અનેક પ્રકારનાં વાહનો આદિ જે જોઇએ તે માગો, અને આ શબને તજી દીઓ.

**મુનિશ્વરો**-હે રાજા! બ્રહ્મણને રાજાનો પ્રતિગ્રહ મદિરા સરખો છે; માટે એવા દાનથી અમને લોભ કેમ પમાડો છો? દશ સૂના (જીવના વધનું સ્થાન) તે એક સુના એવા દશ સૂના બરોબર એક ચક્રી (કુંભાર) એવા દશ ચક્રી સમાન એક ધ્વજી (ઢેઢ) દશ ધ્વજી સમાન એક વેશ્યા, દશ વેશ્યા સમ રાજા છે; માટે તેનો પ્રતિગ્રહ મહા ઘોર છે. જે બ્રાહ્મણ લોભના મોહથી દાન લે તો તામિસ્ત્રાદિ ઘોર નરકમાં પડે છે. માટે **હે રાજા! તમારૂં કુશળ થાઓ, વાહન સહિત પાછા જાઓ, જે લાલચુ**

હોય તેને આપો એમ કહી વનમાં ચાલ્યા ગયા. તે પછી રાજાની આજ્ઞાથી તેના મંત્રિઓએ સૂવર્ણ ગર્ભિત ઉંબરાનાં ફળ પૃથ્વીમાં વેરણી નાખ્યાં. તે રૂષિઓ અન્નને ગોતતા ચાલ્યા જાય છે તેટલામાં રસ્તામાં પડેલાં ફળ ભારવાળાં જાણી તેઓમાંના **અત્રિરૂષિ** આમ કહે છે.

**અત્રિ**-હે ભાઇઓ ! જે આ સુવર્ણ ગર્ભિત ફળ અગ્રાહ્ય છે કેમ જે આપણે મૂઢ જ્ઞાનવાળા કે મંદ બુદ્ધિવાળા નથી, જેથી આ ફળને ન ઓળખીએ ? આંહીંજ તેનું ફળ ભોગવીને મરણ પછે નરકને અર્થે કલ્પાય છે, માટે શ્રેયાર્થિ પુરૂષે જે અનર્થ છે તેનો છેટેથીજ ત્યાગ કરવો. જેને ધર્મ વાસ્તે દ્રવ્યની ચેષ્ટા કરવી હોય તેણે એમાંથી નિવૃત્ત થાવું એ ઉત્તમ છે કેમ જે ગારાને ધોવા કરતાં દૂરથીજ તેનો સ્પર્શ ન કરવો એ ઉત્તમ છે. જે પૈસા સારૂ ધર્મ સાધે છે તે ધર્મ નહિ પણ અધર્મ કહેવાય છે. જે પરમાર્થ સારૂં દ્રવ્યનો ત્યાગ કરે છે તે ધર્મ ભકિતના લક્ષણવાળો થાય છે.

**ભરદ્વાજ** બોલ્યા કે જેમ જીર્ણાવસ્થા થાય તેમ કેશ, દાંત, ચક્ષુ અને શ્રોત્રાદિક ઈંદ્રિયો જીર્ણ થાય છે, પણ એક તૃષ્ણા જુવાન થાય છે. જેમ દરજી સોઇથી લુગડાને શિવે છે તેમ સંસારરૂપી વસ્ત્ર તૃષ્ણારૂપી સોઇથી શિવાય છે. જેમ રૂરૂ નામના મૃગનું શીંગડું કાળના પ્રમાણથી વૃદ્ધિ પામે છે; તેમ વયે પોહોચતાં મનુષ્યથી તૃષ્ણા વૃદ્ધિ પામે છે; માટે જે તૃષ્ણા છે તે પાર વગરની, દુષ્પુર, સેંકડો દુઃખને વહન કરનારી અને ઘણાં અધર્મવાળી થાય છે માટે તેનો ત્યાગ કરો.

**ગોતમ** બોલ્યા કે સંતોષી કોણ મનુષ્ય ફળ મૂળથી પોતાનો નિર્વાહ કરી શકતો નથી ? કેવળ ઇંદ્રિઓની લોલતાથી સંકટમાં પ્રવેશ કરે છે. સંતોષીને સમગ્ર સ્થાનમાં સંપત રહેલી છે જેમ પગરખાં પેહેરેલા મનુષ્યને આખી પૃથ્વી ચર્મથી મઢેલી છે. આ લોકમાં દાનનું ફળ પ્રત્યક્ષ મીઠું છે. પણ મરણ પછી કડવું થાય છે; એટલા વાસ્તે અનંત શુભેચ્છક પુરૂષે આ ફળ ગ્રહણ કરવાં નહિં. જે પુરૂષ પ્રમાદથી સત-

ગણી અથવા સહસ્ર ગણી દક્ષિણા સમેત પ્રતિગ્રહ કરે તે પાપી ગતીને પામે છે. અસંતોષી પુરૂષને પૃથ્વીમાં રહેલા ચોખા, યવ, સુવર્ણ પશુ અને સ્ત્રીઓ છે. તેમાંથી એક પદાર્થથી જ્યારે સંતોષ થાતો નથી ત્યારે વિવેકીએ શાંતિ કરવી.

**વસિષ્ટ** બોલ્યો કે વિવેકીને ધર્મ સારૂ દ્રવ્યનો સંચય કરવો તે વખાણવા લાયક નથી. તેને તો પૈશાના સંચયથી તપનો સંચય વખાણવા લાયક છે. જો સર્વ સંચયને ત્યાગ કરે તો સર્વ દુઃખ નાશ પામે છે. કોઇ સંચયવાન્ પુરૂષ દુઃખ રહિત દેખાતો નથી. બ્રાહ્મણ જેમ જેમ પ્રતિગ્રહ ગ્રહણ કરતો નથી તેમ તેમ સંતોષથી તેનું બ્રહ્મતેજ વૃદ્ધિ પામે છે. પૂર્વે અકિંચનપણું અને રાજ્ય એ બેને તુલામાં તોળવાથી રાજ્ય કરતાં સંતોષીનું અકિંચનપણું (દરિદ્રીપણું) અધિક થયું છે.

**કશ્યપ** બોલ્યા કે બ્રાહ્મણને જે દ્રવ્યનો સંચય કરવો તે મહાન્ અનર્થ છે. પૈશાના ઐશ્વર્યમાં મૂઢ થયેલો બ્રાહ્મણ પોતાના કલ્યાણથી ભ્રષ્ટ થાય છે. જે અર્થની સંપત્તિમાં મોહ્ છે, તે નરકને અર્થે થાય છે. સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલાને જે સુખ છે તે સુખ અસંતોષથી આમના તેમના દોડનારને નથી. અસંતોષ એજ પરમ દુઃખ છે; સંતોષ એજ પરમ સુખ છે; માટે સુખાર્થિ મનુષ્યે નિરંતર સંતોષનું સેવન કરવું.

**વિશ્વામિત્ર** બોલ્યા કે જે પુરૂષ કામની ઇચ્છા કરે છે તેને કામ વધારે થાય છે. કામ છે તે કામના ઉપભોગથી નાશ પામતો નથી, ઉલટો અગ્નિમાં ઘી હોમવાથી જેમ અગ્નિ વધે છે તેમ વૃદ્ધિ પામે છે. કામનાની ઇચ્છાથી પુરૂષ સુખ પામતો નથી. જેમ તેતર શકાના સ્થાન ભૂત વૃક્ષની છાયામાં સુખ પામે નહિ. જે રાજા કદાચિત્ ચાર સમુદ્ર પર્યંત પૃથ્વીને ભોગવે, તોપણ પાષાણ અને સૂવર્ણની ઉપર તુલ્ય બુદ્ધિવાન્ થાતો નથી.

**જમદગ્નિ** બોલ્યા કે પ્રતિગ્રહની બરોબર કોઇ પાપ નથી. બ્રાહ્મણ

તપવૃદ્ધિ પમાડે છે, પણ તેનું તપ પ્રતિગ્રહથી ભ્રષ્ટ થાય છે. જે બ્રાહ્મણ રાજા પાસેથી દ્રવ્ય પામી હર્ષ પામે છે તે મૂઢ અંતઃકરણવાળો નરકને દેખતો નથી. દાન લેવાને કદિ સમર્થ હોય તોપણ પ્રતિગ્રહમાં જોડાવું નહિ કેમકે, દાનથી બ્રાહ્મણનું તેજ નાશ પામે છે. પતિગ્રહ લેવાને સમર્થ છતાં પ્રતગ્રહથી નિવૃત્ત થએલાને દાન દેનારને ધર્મ છે; માટે તે પુરૂષે પ્રતિગ્રહ ગ્રહણ કરવો.

**અરૂંધતી** બોલ્યા કે જેમ કમળતંતુ કમળના મધ્યમાં પ્રવેશ કરે છે તેમ તૃષ્ણારૂપી તંતુ મનુષ્યના સમગ્ર દેહમાં રહેલ છે તે દુષ્ટમતિ પુરૂષથી ત્યાગ ન થાય. શરીર જીર્ણ થાય તોપણ તૃષ્ણા જીર્ણ થાતી નથી. તેને પ્રાણાંતિક રોગ કહે છે. તૃષ્ણાને જે ત્યાગ કરે છે તેનેજ સુખ છે. જેણે આશાને ત્યાગ કરી તેણેજ અધ્યન, શ્રવણ, અને સર્વ ઉપાસન કર્યું છે.

**ચંડા**-બોલી કે જેમ બળીયાથી નિર્બળ બીહે છે તેમ આ પ્રતિગ્રહ રૂપ ઉગ્ર ભયથી મહત્પુરૂષોની પેઠે હું બીહું છઉં.

**પશુસખ**-બોલ્યો કે નિરંતર સત્કર્મ પરાયણ વિદ્વાન્ પુરૂષો જે આચરણ કરે છે, તેનું વિવેકી મનુષ્યે આત્માના હિત વાસ્તે આચરણ કરવું.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! એવાં વચન પરસ્પર કહિ હેમ ગર્ભિત ફળને ત્યાગ કરી દૃઢવ્રતવાળા સર્વે ઋષિઓ ત્યાંથી બીજે ઠેકાણે ચાલી નીકળ્યા. તે પછે ફળ ફુલનું ભક્ષણ કર્તા વિચરે છે; તેટલામાં અચાનક આવેલા **શુનઃસખ** નામના સન્યાસીને દીઠા. તે પછે તેની સાથે વનમાં થોડેક દૂર જાય છે, તેવામાં કમળ સહિત વિસ્તુત તળાવ દીઠું. તે તળાવમાં બધાઓ પ્રવેશ કરી તેમાંથી કમળ વિણી તેને કાંઠે નાંખી જળક્રિયા (સ્નાનાંગ તર્પણ) કરી જળથી બહાર નીકળે છે, તેટલામાં કમળો ને ન દેખી પરસ્પર આવું વચન કહે છે.

**રૂષિઓ**-બોલ્યા કે ભૂખથી પરાભવને પામતા અને આહારની

ઇચ્છાવાળાનાં કમળોને કોણ ઘાતકી પુરૂષ લઇ ગયો હશે ? આ કમળનો લોપ કરનાર આપણેજ છઇએ; માટે આપસમાંજ વિચાર કરવો.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! સર્વે **ગૌતમાદિક** મહઋષિઓ પોતાની શંકાના સમાધાન સારૂં પરસ્પર પુછી આપસમાં પોતાની શુદ્ધિ વાસ્તે શપથ ખાય છે.

**અત્રિ** બોલ્યા કે બ્રાહ્મણને પાળનાર, સર્વ દેવે નમસ્કાર કરેલા, ત્રણ લોકની ઉત્પતિ સ્થિતિ અને સંહાર કરનાર વિષ્ણુ દેવને તેમજ સર્વ જગતને ધારણ કરનાર અને પાલણ કરનાર જગત્ ગુરૂ **બ્રહ્માને** જે ત્યાગ કરી અન્ય દેવને ભજે તે કમળની ચોરી કરે. વેદ ભણીને સ્ત્રી અને અગ્નિનો ત્યાગ કરે, તેમજ વિવાદથી બ્રાહ્મણને પરાજય કરે તે કમળની ચોરી કરે.

**કશ્યપ** બોલ્યા કે જે વેદનિંદા વિષ્ણુ ભક્તનું અપમાન અને જ્ઞાન વિદ્યાથી વિમુખ છે તે કમળની ચોરી કરે. જે નિરંતર ખોટું બોલે, વ્યાજથી પોતાની આજીવિકા ચલાવે અને કન્યાને મૂલ્યથી આપે તે કમળની ચોરી કરે.

**વસિષ્ટ** બોલ્યા કે ભારતાદિકની કથા સાંભળતાં નિદ્રાવશ થાય અને ધર્મોપદેશક શાસ્ત્રને મુકી અન્ય શાસ્ત્રને સાંભળે તે કમળની ચોરી કરે. ઋતુ વગરની સ્ત્રીનું ગમન કરે અને દિવસે શયન કરે, તેમજ પરસ્પરમાં અતિથિ થાય તે કમળની ચોરી કરે. જે કમળની ચોરી કરે તે એક કૂવાનું પાણી પીનાર જે ગામ તેમાં રહેનાર શૂદ્રીપતિ બ્રાહ્મણની તુલ્યતાને પામે.

**ભરદ્વાજ** બોલ્યા કે ધર્મશાસ્ત્ર સાંભળી પાપનું સેવન કરે અને સામર્થ્ય છતાં દાનહિન થાય તે કમળની ચોરી કરે. વિષ્ણુનાં વ્રત તથા ધર્મથી વિમુખ થાય અને કુત્સિતકર્મ, જેવાંજ વ્રતશીલ હોય તે કમળની ચોરી કરે. જે સર્વ પ્રાણી ઉપર ઘાતકીપણાથી વર્ત્તે, સમૃદ્ધિ છતાં અહંકારથી વર્ત્તે, પારકું સારૂં ન દેખી ચાડી કરે તે કમળની ચોરી કરે,

રાડો નાખી ક્રોધથી મારનારને સામે મારે અને સર્વ રસને વેંચે તે કમળની ચોરી કરે.

**ગૌતમ** બોલ્યા કે આવેલા અતિથિનો જે ત્યાગ કરે, અને પાકનો ભેદ કરે, નિરંતર શુદ્રના અન્નને જમે તે કમળની ચોરી કરે. દાન આપી પાછું કહિ બતાવે, સ્ત્રીનાથી પોતાની આજીવિકા ચલાવે અને પોતે એકલો મિષ્ટાન ખાય તે કમળની ચોરી કરે. અંતરમાં દુષ્ટ, બ્હાર શાંત, બ્રહ્મવેત્તાના દ્વેષમાં તત્પર અને ધર્મની નિંદામાં તત્પર રહે તે કમળની ચોરી કરે. જે નિરંતર કર્મમાં આસક્ત થઇને મિથ્યા ધ્યાન ધરી લોકોને મોહ પમાડે તે કમળની ચોરી કરે.

**વિશ્વામિત્ર** બોલ્યા કે તીર્થયાત્રામાં તત્પર થઇ તીર્થોને દૂષણ પમાડી અને તીર્થોમાં ઘાત કરે છે તે કમળની ચોરી કરે. જે પાખંડ ધર્મમાં રહિ બીજાઓને તેમાં સાધે અને પોતે મ્લેચ્છ થઇ બ્રાહ્મણપણાને દૂષણ પમાડે તે કમળની ચોરી કરે. અહર્નિશ કામમાં પ્રીતી રાખી દિવસે સ્ત્રી સેવન કરે અને નિરંતર ભીખ માગે તે કમળની ચોરી કરે. જે પારકી નિંદા કરે, પરદારા સેવન કરે, પારકું દ્રવ્ય હરણ કરે તે કમળની ચોરી કરે. જે રસને વેચનાર, અને દાસત્વ કરનાર તે કમળની ચોરી કરે. જે ચાકર અને અતિથિને, ત્યાગ કરી પોતા વાસ્તે અન્ન રાંધી જમે છે તે કમળની ચોરી કરે.

**જમદગ્નિ** બોલ્યા કે જે દેવનિંદા, બ્રાહ્મણ નિંદા અને પશુની સાથે ક્રીડા કરે તે કમળની ચોરી કરે. જે ચોરી કરીને ચોરને સૂચના આપી ખોટો આરોપ નાંખે તે કમળની ચોરી કરે. જે વેદની નિંદા, ગામની નિંદા અને રાજાની નિંદા કરે તે કમળની ચોરી કરે. જે દુર્મતિ માતા પિતાનું અપમાન કરે અને સસરાના દ્રવ્યથી પોતાની આજીવિકા ચલાવે તે કમળની ચોરી કરે.

**અરૂંધતી** બોલ્યા કે જે સ્ત્રી પરની સાથે વાદ કરવામાં, પરને દુષણ દેવામાં તત્પર અને પારકા ઘરમાં, પ્રીતીવાળી તે કમળની ચોરી

કરે. જે સ્ત્રી ઇતિહાસ, પુરાણ અને ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મને ત્યાગ કરી પોતાની ઇચ્છાથી વિચરે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી પતિને, પતિના મિત્રને, સુહૃદયને અને ભાઇ બાંધવને ત્યાગ કરી અન્યની સાથે પ્રીતી રાખે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી દરિદ્રી, વિકળ, રોગથી પીડીત અને વૃદ્ધ પતિનું અપમાન કરે તે કમળની ચોરી કરે.

**ચંડા** બોલી કે જે સ્ત્રી જાતીથી શૂદ્રી છે અને શૂદ્રની દાસ્ય પદ્દીની ઇચ્છા રાખી શૂદ્રની દાસ્ય પદ્દી કરે છે તે કમળની ચોરી કરે. જે સ્ત્રી પોતાના સ્વામી સાથે અવળી ચાલી ઉલટી ચોરી કરે અને દેવતાને નમસ્કાર કરતી નથી તે કમળની ચોરી કરે.

**પશુસખ**–બોલ્યા કે જે શૂદ્ર બ્રાહ્મણની આગળ ચાલી બ્રાહ્મણના રસ્તાને બંધ કરી ઉલટી તેને આજ્ઞા કરે છે તે કમળની ચોરી કરે. જે હીનજાતિ સાથે પ્રીતી રાખી તેનો ચાકર થઇને રહે અને સર્વ સત્કર્મનિ ક્રિયાથી રહિત થાય તે કમળની ચોરી કરે.

**શુનઃસખ** બોલ્યા કે જે અતિથિપ્રિય ગૃહસ્થ ન્યાયથી વેદ ભણાવનારની પાસે નિરંતર સત્ય બોલે છે તે કમળની ચોરી કરે. જે અગ્નિની વિધિ પ્રમાણે ઉપાસના કરી નિરંતર યજન કરે અને બ્રાહ્મણને ઘેર જાય તે કમળની ચોરી કરે. જે રાગદ્વેષથી રહિત અને સંસારને અસારરૂપ જાણી નિરંતર પારકું હિત કરે તે કમળની ચોરી કરે. જે જ્ઞાનવિદ્યામાં પ્રીતીવાન્ વિષયમાં નિઃસ્પૃહ, સર્વ દુઃખને સહન કરનાર, જીતેન્દ્રિય, મૃત્તિકા, પાષાણ અને સુવર્ણમાં સમ જોનાર, એકાએક, પરમાર્થને જાણનાર, પરની હિંસાથી રહિત અને બ્રહ્મસાયુજ્ય (મુક્તિ)ની ઇચ્છા રાખનાર હોય તે કમળની ચોરી કરે. જે મદ રહિત થઇ સર્વ અલંકારયુકત પોતાની કન્યા યોગ્ય વરને આપે તે કમળની ચોરી કરે છે.

**મહઋષિઓ** બોલ્યા કે હે શુનઃસખ ! આ વાત સર્વ દ્વિજાતિને ઇષ્ટ છે અને તમે સમ ખાધા તેથી તમેજ કમળ ચોરયાં છે, એમ અમને પ્રતીતી થઇ છે.

**શુનઃસખ**-બોલ્યા કે હે દ્વિજો ! તમારા મુખથી ધર્મ સાંભળવા સારૂં આ કમળ મેં છુપાવ્યાં હતાં અને હું ઇંદ્ર છઉં એમ જાણો. હે ઋષિશ્વરો ! તમે અલોભતાથી અક્ષય લોકને જીત્યા છો; માટે આ વિમાનમાં બેશી સ્વર્ગમાં ચાલો.

**ભીષ્મપિતામહ**-હે રાજા ! તે મહર્ષિઓ આ ઇંદ્ર છે એમ જાણી પ્રસન્ન થઇ તેની સાથે સ્વર્ગમાં ગયા. શબનું ભક્ષણ કરી જીવવું તે સારૂં પણ રાજાનો પ્રતિગ્રહ કરવો નહી એમ જાણી તૃષ્ણાને અને તેથી થએલા લોભને ત્યાગ કરી સ્વર્ગમાં ગયા. કોઇ આ ઋષિઓના ચરિત્રોને નિરંતર સાંભળે તે સર્વ પાપથી રહિત થઈ સ્વર્ગમાં જાય છે.

**૩૧૦ યુધિષ્ટિર**-પિતામહ ! દુર્જનના સંસર્ગથી શું હાની થાય છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-દુર્જનના સંસર્ગથી સજ્જન પુરૂષ પણ દોષને પામે છે. જેમ રાવણના અપરાધથી સમુદ્રને બંધન પ્રાપ્ત થયું હતું. દુર્જનનો સંગ થોડો હોય તોપણ તે વિસ્તાર પામેલા સદ્ગુણને હણે છે. જેમ થોડા છાસના સંસર્ગથી દુધના ગુણ અને રૂપ ફરી જાય છે દુર્જનના સંસર્ગથી પગલે પગલે માન હાની થાય છે લોઢાના સસર્ગથી અગ્નિ ઉપર મુદ્ગરોના ઘા પડે છે. દુર્જનના સંસર્ગથી ગુણને જાણનારા પુરૂષનું ચિત્ત પણ વિષયાસક્ત થાય છે. જેમ ગાયનમાં રાગી થયેલો મૃગ અકસ્માત્ પ્રલયને પામે છે.

**૩૧૨ દ્રૌપદી**-સત્યભામાજી સ્નેહ (પ્રેમ)નું બંધન કેવું છે તે મને કહો ?

**સત્યભામાજી**-હે સખિ ! જે સ્વાભાવિક પ્રેમ છે તે દૂરથી પણ જણાઇ આવે છે. ચંદ્ર જો કે દૂર રહ્યા છે તો પણ ચકોર પક્ષીની સ્ત્રીનાં બે નેત્રને આનંદ પમાડે છે. કારણ કે કયાં ચંદ્રનું મંડલ અને કયાં સમુદ્ર, કયાં રવિ અને કયાં પદ્માકર, કયાં મેઘ અન કયાં મયૂરની નિર્મલ પંક્તિ, કયાં ભ્રમર અને કયાં માલતીનાં પુષ્પનો હાર, કયાં હંસ અને

ક્યાં માનસ સરોવર તેથી જે જેને પ્રીતિથી માનેલ પ્રિય છે તે તેને દૂર છતાં પણ નજીકજ છે.

**૩૧૨ યુધિષ્ઠિર**–પિતામહ ! સર્વ વસ્તુ સ્થાનમાંજ કેમ શોભે તે કહો ?

**ભીષ્મપિતામહ**–મઘર પોતાના સ્થાનમાં રહીને ગજેંદ્રને પણ ખેંચે છે. તેમ મઘર જો સ્થાનથી ભ્રષ્ટ થાય તો એક શ્વાન પણ તેનો પરાભવ કરે છે. નઠારી વસ્તુ પણ કાંઇક આશ્રયના યોગથી શોભા પામે છે. જેમ મલીન કાજળ પણ કાંતાના નેત્રમાં રહ્યું હોય તો શોભે છે. કાજળ મલીન છે પણ કાંતાના નેત્રના આશ્રયથી શોભે છે. રાજા. કુલીન સ્ત્રી, વિપ્ર, મંત્રી, મેઘ, દાંત, કેશ, પુરૂષ અને નખ એ સ્થાનથી ભ્રષ્ટ થયેલા શોભતા નથી, માટે બુદ્ધિમાન પુરૂષે પોતાનું સ્થાન છોડવું નહીં.

**૩૧૩ યુધિષ્ઠિર**–પિતામહ ધીરપુરૂષોનું વર્તન શું તે કહો ?

**ભીષ્મપિતામહ**–વિપત્તિમાં પણ જે પોતાના સ્વરૂપને છોડે નહીં, તે પુરૂષને ધન્ય છે. સૂર્યના કીરણોથી તપેલું બરફ પોતાના દેહનો ત્યાગ કરે છે પણ શીતળાનો ત્યાગ કરતું નથી. પ્રલય કાળના પવનથી હણાએલા પર્વતો ચલીત થાય છે પણ ધીર પુરૂષોનું નિશ્ચલ મન કષ્ટથી પણ ચલીત થતું નથી. જેના ચિત્તને કાંતાનાં કટાક્ષરૂપ બાણો છેદતા નથી, કોપરૂપી અગ્નિનો તાપ જેને બાળતો નથી અને લોભના પાશલા જેના ઘણા વિષયોને ખેંચતા નથી, એવો ધીરપુરૂષ આ સમગ્ર ત્રણ લોકને જિતે છે. દરિદ્રી હોય પણ જો તે ધૈર્ય વૃત્તિવાળો હોય તો તેનો ધૈર્યગુણ ટાળી શકાતો નથી. જે અગ્નિને નીચા મુખવાળો કરો તો પણ તેની શિખા નીચે થતી નથી.

**૩૧૪ યુધિષ્ઠિર–પિતામહ** ! મોહોટા પુરૂષોના સત્સંગથી શું લાભ થાય તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–મોટા લોકોનો સંસર્ગ કોની ઉન્નતિ કરતો નથી જેમ કમળની પાંખડી ઉપર રહેલું જળ મુક્તા ફળ (મોતી)ની શોભાને

ધારણ કરે છે. જે નિર્મળ આશ્રય છે તે હલકી વસ્તુને મોટા મૂલ્યવાળી કરે છે. (અર્થાત્ જે પુરૂષ નિર્મલ છે તેનો સમાગમ હલકાને મોટો કરી દે છે). જલનું અલ્પ બિંદુ છીપમાં મોતી થઇ જાય છે. કલ્પવૃક્ષ કલ્પેલા મનોરથોને આપે છે, કામધેનું ઇચ્છીત પદાર્થને દુઝે છે, ચિંતામણિ ચિંતવેલી વસ્તુને આપે છે અને સત્પુરૂષોનો સંગ તો સર્વ વસ્તુને આપે છે. રાજાની પાસેથી ધન મેળવ્યા શિવાય પણ તેના આશ્રિત પુરૂષો સંપત્તિને પામે છે. જુઓને મોટા જલના ધોરાની પાસે રહેલી વનસ્પતિ લીલીજ રહે છે. સર્વ રીતે સર્વ સંગ તજી દેવો પણ જો તે તજી શકાય નહીં તો સત્પુરૂષોનો સંગ કરવો, કારણ કે, સત્પુરૂષો સંગનું ઔષધ છે. શાંતિપર્વ.

**૩૧૫ યુધિષ્ટિર**-પિતામહ ! અહિંસાનું શું ફળ અને મહાત્મ છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-જે મનુષ્ય, કોઇ પણ પ્રાણીની હિંસા કરતો નથી, તે મનમાં જે ધારે છે, જેને માટે પ્રયત્ન કરે છે અને જેના ઉપર મન કરે છે તે વસ્તુ તેને આવી મળે છે. પ્રાણીઓની હિંસા કર્યા વિના કાંઇ માંસ મળી શકતું નથી, તેમ પ્રાણીઓની હિંસા કરવાથી કંઇ સ્વર્ગની પ્રાપ્તિ પણ થતી નથી, માટે માંસ ભક્ષણ કરવું નહીં. જે પુરૂષ કોઇને નહીં મારે એવાં ગરીબડાં જનાવરની પોતાનાં સુખને માટે હિંસા કરે છે, તેને જીવતાં તથા મુવાં પછી કોઇ પણ ઠેકાણે સુખમાં વધારો થતો નથી. જે પુરૂષ કોઇ પણ પ્રાણીઓને બાંધવાની, મારવાની અને દુઃખ આપવાની ઇચ્છા પણ કરતો નથી, તે સર્વનું હિત ઇચ્છનારો પુરૂષ અનંત સુખ પામે છે. જે મનુષ્યો સર્વ પ્રકારની હિસાને છોડી દે છે, તથા જેઓ સર્વને આશ્રય આપે છે, તે મનુષ્યો સ્વર્ગમાં જાય છે. અહિસા એ પરમ ધર્મ છે, અહિસા એ પરમ દમ છે, અહિસા એ પરમદાન છે, અને અહિસાએ મોટી તપસ્યા છે. અહિસક મનુષ્યને તપસ્યાનું અક્ષય ફળ મળે છે, અહિસકને સર્વદા યજ્ઞ કરવાનું ફળ પણ

મળે છે, તથા અહિંસક મનુષ્ય સર્વ પ્રાણીઓને માતાપિતા સમાન ગણાય છે.

અનુશાસન.

૩૧૬ યુધિષ્ઠિર-પિતામહ ! દમ એટલે શું અને તેથી શું લાભ થાય તે કહો ?

**ભીષ્મપિતામહ**-પુરૂષનું શરીર એ રથ, આત્મા એ સારથિ અને સર્વ ઇંદ્રિયો, ઘોડાઓ કહેવાય છે, ધીર મનુષ્ય રથીની પેઠે સાવધાન થઇને તે સારા અને કેળવાયલા ઇંદ્રિયરૂપી ઘોડાવડે સુખથી વિહાર કરે છે. દમદ્વારા તેજની વૃદ્ધિ થાય છે, દમ અતિ પવિત્ર છે, પુરૂષ દમથી મહા તેજસ્વી અને પાપ રહિત થઇને મહત્પદને પામે છે. વેદાર્થના રહસ્યને જાણનારા વૃદ્ધ પુરૂષો, દમનાંજ વખાણ કરે છે, સર્વે વર્ણોએ તથા બ્રાહ્મણોએ તો વિશેષે કરીને દમનું સેવન કરવું જોઇએ, જે દમથી રહિત છે, તેનાં કામ સિદ્ધ થતાં નથી, ધર્મ ક્રિયા, તપ અને સત્ય, એ સર્વ દમને આધારે ટકી રહેલાં છે.

શાંતિપર્વ.

૩૧૭ યુધિષ્ઠિર-પિતામહ ! ધર્મ જાણનારાનું લક્ષણ શું તે કહો ?

**ભીષ્મપિતામહ**-વેદનો તથા વેદમાંથી ઉપજાવી કાઢેલી સ્મૃતિઓને જે, વેદ તથા શાસ્ત્રને અનુસરતો તર્ક કરીને વિચાર કરે છે તે, ધર્મને જાણે છે, બીજો ધર્મને જાણતો નથી.

મનુસ્મૃતિ,

૩૧૮ યુધિષ્ઠિર પિતામહ ! ધર્મનું તત્વ જાણવાની ઇચ્છાવાળાએ ક્યાં ત્રણ પ્રમાણો જાણવાની જરૂર છે તે કહો ?

**ભીષ્મપિતામહ**-ધર્મનું તત્વ જાણવાની ઇચ્છા રાખનારાએ ત્રણ પ્રમાણો સારી પેઠે સમજવાં જોઇએ, એક તો પ્રત્યક્ષ પ્રમાણ (નજરે માલમ પડ્યું હોય તે), બીજું અનુમાન પ્રમાણ અને ત્રીજું વેદ તથા સ્મૃતિ પુરાણ આદિનાં વચનોનો આધાર આટલી બાબત જાણવી જોઇએ.

મનુસ્મૃતિ.

૩૧૯ યુધિષ્ઠિર-પિતામહ ! ચોરી કરવાથી શું પાપ થાયછે તે કહો ?

**ભીષ્મપિતામહ**-પ્રત્યક્ષમાં અથવા તો પરોક્ષમાં દિવસે અથવા

તો શત્રે, પારકું ધન, જેના ઉપર આપણી માલીકી નથી, તેને લઇ લેવું, તેને ચોરી કહે છે. ખડ, શાક, માટી, અથવા તો પાણી જેવી વસ્તુ પણ, જો પારકાની ચોરી લેવામાં આવે તો, મનુષ્યોનો નરકમાં વાસ થાય છે, માટે કોઇ પણ કિમતી અથવા નજીવી પણ કોઇની ચીજ ચોરવી એ ગુન્હો ગણાય છે. અને તે માણસ ધિક્કારને પાત્ર ગણાય છે.

કર્મપુરાણ.

**૩૨૦ ભરદ્વાજમુનિ-ભૃગુઋષિ** ! ધર્મનું લક્ષણ શું ? અને ધર્મ કેટલા પ્રકારથી થાય છે તે કહો ?

**ભૃગુરૂષિ**-મનુષ્યો પોતપોતાનો ધર્મ પ્રતિ પાલન કરે તો સ્વર્ગને ભોગવે અને અન્યથા આચરણ કરે તો તે અતિ મૂઢ કહેવાય.

**૩૨૧ યુધિષ્ઠિર**-ભીષ્મપિતામહ ! જેને પુષ્ટિની કામના હોય તેને પુષ્ટિ મળે અને કયાં કર્મ કરવાથી સુખ મળે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**-જે શ્રાદ્ધ કરીને પિતૃઓને પ્રસન્ન કરે છે, તે જગત્‌માં સિદ્ધ થાય છે અને અંતે સ્વર્ગમાં સુખને પામે છે. જે જે કામના મનમાં ધારી મનુષ્ય શ્રાદ્ધ કરે તે તે કામના પિતૃની કૃપાથી મનુષ્યને મળે છે.

**૩૨૨ યુધિષ્ઠિર**-પિતામહ ! ગંગાસ્નાનનું ફળ તથા મહાત્મ્ય શું તે મને કહે ?

**ભીષ્મપિતામહ**-ગમે તે દેશ ગમે તે પર્વત અને ગમે તે આશ્રમમાંથી જ્યાં ગંગાજી વહન કરે છે તે સર્વ પવિત્ર જાણવાં. જે ફળ ગંગાના સંબંધથી પ્રાપ્ત થાય છે તે તપથી, બ્રહ્મચર્યથી, યજ્ઞથી અને ત્યાગથી પણ મલતું નથી. આ જગતમાં દુઃખથી ચેતન વગરના અને ઉત્તમ ગતિ ગોતનારાને ગંગા વગર બીજી કોઇ ગતી નથી ગંગાજી સેંકડો પુરૂષોને પોતાના દર્શનથી, પાનથી અને નામ લેવાથી પવિત્ર કરે છે. ગંગાનું નામ લેવાથી, ધ્યાનથી પાનથી અને સ્નાનથી બે વંશને સંસાર સમુદ્રમાંથી તારે છે. મન, વાણી અને કાયાનાં પાપથી ગ્રસ્ત

થયેલા પુરૂષો ગંગાના દર્શનથી પવિત્ર થાય છે, એમાં કાંઇ સંશય નથી. જે મનુષ્ય કાયાની શુદ્ધિ વાસ્તે એક સહસ્ત્ર ચાંદ્રાયણ કરે અને એક મનુષ્ય ગંગાજળનું પાન કરે તે બેઉ જણાને સમ ફળ થાય છે. જેમ અગ્નિ રૂતના ઢગલાને ભસ્મ કરે, જેમ સૂર્યના ઉદયથી અંધકાર નાશ થાય; તેમ ગંગાજળના સ્નાનથી પાપ માત્રનો નાશ થાય છે. પ્રથમની અવસ્થામાં જે પાપ કર્યાં હોય અને પછેની અવસ્થામાં ગંગાજીનું સેવન કરે, તે પાપને ધોઇ પરાંગતિને પામે છે. આંધળા, નપુંસક, જડ, અંગ વગરના, પતિત, રોગી અને અંત્યજ વગેરે ગંગાના સેવનથી દેવતાની તુલનાને પામે છે. જે કોઇ મનુષ્ય દૂર રહેતા હોય, તોપણ ગંગા ગંગા ગંગા એમ બોલે તો તે પરાંગતિને પામે છે. સર્વ પિતૃગણો તો એવી ઇચ્છા કરે છે કે " અમારા વંશનો કોઇ પુણ્યાત્મા કયારે ગંગા સ્નાન કરવા જાશે ? ગંગાના જળથી પિત્રિઓને કયારે તૃપ્ત કરશે ? જયારે તૃપ્ત કરે કે તેનો જન્મ સાફલ્ય થાશે " ગંગામાં મરણ, કેશવની ભકતી, અને બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત થવાં તે અલ્પ તપનું ફળ નથી. પ્રાણનાં ઉત્ક્રમણ. ના સમયમાં અને કોઇ જગોથી પડી જવાના સમયમાં શ્રદ્ધા યુક્ત થઇ મનમાં ગંગાનું સ્મરણ કરે તો પરમ ગતિને પામે છે. જે મનુષ્યના અસ્થિ ગંગાજળમાં જેટલા દિવસ રહે તેટલા હજાર વર્ષ પર્યંત વિષ્ણુ લોકમાં પુજાય છે. જે હેમાળયના શિખરથી હેઠાં ઉતરે છે અને જેને સદાશિવ મસ્તકે ધારણ કરે છે જેનું ત્રિકાળ દર્શિ ઋષિઓ અને સર્વ દેવતાઓ સેવન કરે છે એવાં ગંગાજીને કોણ સેવન ન કરે ? વાનપ્રસ્થોએ, સંન્યાસિઓએ, ગૃહસ્થોએ, અને બ્રહ્મચારિઓએ સેવન કરેલાં ગંગાનો કોણ આશ્રય ન કરે ? દેવતાઓને વરદાન દેનારાં અને સર્વ લોકની પ્રતિષ્ટા કરનારા ગંગાને જે સેવન કરે તે મહાત્મા કૃતાર્થ થાય છે એમાં સંશય નથી. આવી રીતે ગંગાના મહિમાનો એક દેશ કહ્યો. સમગ્ર વર્ણન કરવાને હજારો વર્ષ પર્યંત કહ્યા કરે તોપણ તેનો પાર આવતો નથી. કોઇ સમુદ્રના રત્નની અને મેરૂ પર્વતના કાંકરાની ગણતરી કરી શકે નહિ. તેમ ભાગીરથીના ગુણને કહિ શકતો નથી.

ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતિ, નર્મદા, સીંધુ, કાવેરી ઇત્યાદિ પવિત્ર નદીઓમાં સ્નાન કરવાનું મહાત્મ્ય પણ શ્રી ગંગાસ્નાન તુલ્ય છે.

## સર્વ અર્થ કરતાં ધર્મ શ્રેષ્ઠ છે તે વિષે દ્વિજ અને કુંડાધારનો સંવાદ.

**૩૨૩ યુધિષ્ઠિર**–પિતામહ ! ઘણાક ધર્મને વખાણે છે અને ઘણાક અર્થને વખાણે છે તેમાંથી વધારે લાભકારક કોણ છે એ મને કહો ?

**ભીષ્મપિતામહ**–કેટલાક મુનિઓ દ્રવ્યને અશાશ્વત કહે છે અને કેટલાક દૈવવિત્ત (સ્વર્ગ પામવાનાં સાધન) ને સુખદાયક કહે છે. એ વિષે એક કુંડાધાર નામે દેવતાએ પોતાના ભક્તનો જેમાં ઉદ્ધાર કર્યો તે પુરાતન કથા કહું તે સાંભળો. પૂર્વે કોઇ એક નિરધન બ્રાહ્મણ કે જેણે દ્રવ્યના લોભથી દેવ પૂજન કરવા માંડયું; તોપણ દ્રવ્ય મળ્યું નહિ, તેથી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું કયા દેવતાની આરાધના કરૂં કે, જે દેવતા મને તુરત પ્રસન્ન થાય ? એમ વિચાર કરે છે એટલામાં 'કુંડા ધાર' દેવતાને દીઠા, એટલે તેનુંજ ચિંતવન કર્યું કે, આ દેવ મારૂં શ્રેય કરશે; માટે તેની સમીપ જઇ સેવા કરૂં તો મને પ્રસન્ન થઇ દ્રવ્ય અને સામર્થ્ય દેશે. મેં સાંભળ્યું છે કે, આગળ બ્રહ્માએ વિષ્ણુ ઉપર કોટિયા બધિ વર્ષ પર્યંત આરાધના કરીને ત્રણ લોકનું વિધાતાપણું મેળવ્યું છે, તો આ વિષ્ણુને થોડાક કાળમાં પ્રસન્ન કરવાને કોણ સમર્થ થાય ? એ તો સમુદ્રને હાથવતી તરવા જેવું છે; માટે હું તો થોડા કાળમાં પ્રસન્ન કરવા સારૂં યથાવિધિ પ્રમાણે આ કુંડાધારની આરાધના કરૂં એમ વિચાર કરી તે કુંડાધારની ચંદન, પુષ્પ, ધૂપ દીપ અને નૈવેદ્યાદિક ઉપચારથી પૂજા કરવા લાગ્યો. તે પછે થોડાક કાળમાં કુંડાધાર તે બ્રાહ્મણની ઉપર પ્રસન્ન થઇ આવું વચન કહે છે હે દ્વિજ ! સત્પુરૂષોએ બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી અને વ્રતભંગ કરનારની નિષ્કૃતિ (નિવારણ) કહેલ છે, પણ કૃતઘ્નીની નિષ્કૃતિ કહિ નથી; કૃતઘ્નીની સાથે દર્શન, કીર્ત્તન, સ્પર્શન, ભાષણ અને સ્મરણાદિક પણ કરવું નહિ. કેમ જે તે ચાંડાળ સરખો છે.

તેં તો મારો બહુજ ઉપકાર કર્યો છે એવાં વચન કહિ કુંડાધાર તે દ્વિજને સાથે લેઇ દેવતાની સભામાં જઇ નમસ્કાર કરી પાસે ઉભા. તેટલામાં અત્યંત કાંતિવાળા મણિભદ્ર નામે દેવતાએ હાથ જોડી પાસે ઉભેલા કુંડાધારને પુછ્યું જે હે કુંડાધાર ? શું ઇચ્છા કરો છો ?

**કુંડાધાર**–હે દેવ ! જો તમે પ્રસન્ન થયા હો તો અમારો કોઇ દ્વિજ ભક્ત છે તેનો અનુગ્રહ કરવાને ઇચ્છા ધારૂં છું. એવાં તેનાં વચન સાંભળી મણિભદ્ર કુંડાધારને આવાં વાક્ય કહે છે.

**મણિભદ્ર**–હે કુંડાધાર ! તારૂં કલ્યાણ થાઓ. બેઠા થાઓ બેઠા થાઓ, સુખી થાઓ, જેટલા ધનની ઇચ્છા હોય તેટલું ધન હું તેને આપું. તે પછે કુંડાધારે મનમાં વિચાર કર્યો કે "જેટલું માનુષવિત્ત છે તે બધું નાશવંત છે; આને વાસ્તે ધર્મ બુદ્ધિની પ્રાર્થના કરૂં. મ્હોટા દ્રવ્યના સમુહને, અથવા પૃથ્વીના રાજ્યને હું મારા ભક્તને દેવા ઇચ્છા કરતો નથી, તેને તો શમ એજ ધર્મ છે. વિદ્યા, તપ, ધન, શૌર્ય, કુલીન, આરોગતા, રાજ્ય, યશ અને સ્વર્ગ એ સર્વનો ધર્મમાં સમાવેશ થાય છે; માટે વિવેકી પુરૂષે લોભથી, ક્રોધથી, સ્નેહથી, મત્સરથી, કામનાથી અને ભયથી ધર્મ બુદ્ધિનો ત્યાગ કરવો નહિ. જે પુરૂષ લોભથી ધર્મ બુદ્ધિને ત્યાગ કરી દ્રવ્યની ઇચ્છા કરે છે તે સુવર્ણના સમૂહને ત્યાગ કરી ધૂળના સમુદાયને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે. દેવ, મનુષ્ય, ગંધર્વ અને ગુહ્યક એ સર્વે ધાર્મિક પુરૂષની પૂજા કરે છે. દ્રવ્યવાળાની પૂજા કરતા નથી. દ્રવ્ય વગરના હોય તોપણ ધાર્મિક પુરૂષો સ્વર્ગમાં જાય છે. સંપન્ન હોય તોપણ ધર્મહીન પુરૂષો નરકમાં પડે છે; માટે આ બ્રાહ્મણ નિરંતર ધર્મ પરાયણ થઇ ધર્મની સિદ્ધિને પામે, એ મારો અનુગ્રહ છે" એમ વિચાર કરીને કહ્યું કે આ બ્રાહ્મણને ધર્મ બુદ્ધિ આપો. એવા વચન સાંભળી મણિભદ્ર બોલ્યા કે, હે કુંડાધાર, આ બ્રાહ્મણ કાયાના ક્લેશ વગર ધર્મનાં ફળભૂત રાજ્ય અને નાનાં પ્રકારનાં સુખભોગવો.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! એવી રીતે કુંડાધારને ધન સારૂં

વારંવાર પ્રેરણા કરી તોપણ કુંડાધારે ધર્મની પ્રાર્થના કરી. તે પછે તે દેવતા પ્રસન્ન થઇ આવું વચન કહે છે.

**મણિભદ્ર**–હે કુંડાધાર ! જાઓ તમે પરમસિદ્ધિને પામશો. તે પછે દુર્લભ કુંડાધાર વરદાન પામી પોતા પાસે આવેલા બ્રાહ્મણના મનમાં વૈરાગ્યના ઉપાયનો વિચાર કરીને ધનની ચિંતાથી ક્ષિણ થયેલા બ્રાહ્મણને બોલાવી તેની આગળ વનકળ વસ્ત્ર મુકયાં તે પછે તે બ્રાહ્મણ પોતાની પાસે પડેલાં વસ્ત્રને જોઇ મનમાં પરમ વૈરાગ્ય પામી નીચે પ્રમાણે કહેછે.

દ્વિજ–"મનુષ્યે પૂર્વે જે ધર્મ અથવા અર્થને સાધેલ છે, તે તેને સમીપે મળે છે; માટે મને અર્થની સંપત્તિ કયાંથી મળે ? હવે હું મારા આત્માને ઉગ્રતપથી એવી રીતે સાધું કે, ફરી કોઇ દિવસ અર્થ પ્રત્યે કૃપણતા ન થાય. ત્રણ લોકમાં જે કાંઇ મનુષ્યે સુખરૂપ પ્રાર્થના કરવા લાયક છે તે સર્વે તપથી સાધ્ય થાય છે; તપ છે તેજ દુસ્તર. તપથી દેવતા દેવપણાને પામ્યા છે. તપથી ઋષિઓ પરમ સિદ્ધિને પામ્યા છે, માટે દુઃખ દેનારી મહાપાપણી ધનની ઇચ્છાનો ત્યાગ કરી વનમાં ધર્મનું સેવન કરવા જાઉં."

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટર ! તે બ્રાહ્મણે આવાં વચન કહિ વનકળને ગ્રહણ કરી, મનમાં પ્રસન્ન થઇ કહ્યું કે, 'તમે મ્હારી ઉપર મ્હોટો અનુગ્રહ કર્યો, તમ સરખા (ભકતવાળા) જે સ્વામિ છે તે પોતાના ચાકરો જે મનમાં પણ આકાંક્ષા કરતા નથી તે આપે છે.' હે સ્વામિ ! મેં તમારી પ્રીતિ જાણ્યા શિવાય લોભથી જે પૂજા કરી તે તમે ક્ષમાપના કરવા યોગ્ય છો. આવા તે વિપ્રનાં વચન સાંભળી કુંડાધારે કહ્યું કે, મેં તારૂ અપરાધ ક્ષમાપન કર્યું, એમ કહિ હૃદયમાં દાબી બે હાથવતી મળીને કુંડાધાર અદ્રસ્ય થઇ ચાલ્યા ગયા તે પછે તે કુંડાધારની અને દેવતાઓની કૃપાથી ધર્મ અને જ્ઞાનને પામીને સુવર્ણ અને મૃત્તિકાને સમ જાણી, રાગદ્વેષથી રહિત થઇ અને નિરંતર ધ્યાન પરાયણ થઇ થોડાક કાળમાં વિષ્ણુપદને પામ્યા. હે મહારાજ ! જે તમે મને પુછો છો તે

વાત મેં તમને કહી બતાવી. ધર્મથી અર્થ કામ અને પરમપદ પ્રાપ્ત થાય છે; દ્રવ્યથી ધર્મ ઉત્તમ છે, ધર્મથી સ્વર્ગ, મોક્ષ અને વિષ્ણુનું પરમપદ પ્રાપ્ત થાય છે. આ પવિત્ર ઇતિહાસને કોઇ મનુષ્ય સાંભળે અથવા સંભળાવે તો તે મનુષ્ય ધર્મનો ભાગી થઇ અમૃત ભાવને પામે છે.

૩૨૪ **ધૃતરાષ્ટ્ર** વિદુરજી ! અતિથિ કોણ કહેવાય તે મને કહો ?

વિદુરજી-ક્રોધ રહિત, મટોડી, પથ્થર, અને સોનાને સમાન ગણનાર, શોક રહિત, સલાહ ને કજીઆથી રહિત, નિંદા તથા પ્રશંસા કરવામાં વિરામ પામેલો, ઉદાસીનની માફક સારૂં અને નરતું બન્નેનો ત્યાગ કરનાર, તેને ભિક્ષુક–અતિથિ જાણવો. સામા આદિ ખડ ધાન્ય, મૂળ, ઇંગોડીઆં, અને ભાજી વગેરે શાક ઉપર આજીવિકા ચલાવનાર, મનને સારી રીતે કબજે રાખનાર, અગ્નિહોત્રાદિ કર્મમાં તત્પર, વનમાં વાસ કરનાર, અતિથિઓની સંભાળ લેનાર અને પુણ્ય કર્મ કરનાર મનુષ્યને મોટો તપસ્વી (અતિથિ) જાણવો.

## અતિથિની ઇચ્છા સંપુર્ણ કરવા વિશે સુદર્શન અને મૃત્યુ દેવતાનો સંવાદ.

૩૨૫ યુધિષ્ટિર-પિતામહ ! કયા ગૃહસ્થે આ ધર્મનો આશ્રય કરી મૃત્યુને જીત્યું, એ વાત મને કહો ?

**ભીષ્મપિતામહ**-જેવિ રીતે ગૃહસ્થે ધર્મનો આશ્રય કરી મૃત્યુને જીત્યું તેનો જુનો ઇતિહાસ કહુ છું. પૂર્વે **ઇક્ષ્વાકુ** રાજાના વંશમાં દુર્યોધન નામે થયો જેણે દેવ સરખું રૂપ ધારણ કરી દેવ નદી નર્મદાને પરણવાની ઇચ્છા કરી. જેને વિષે દુર્યોધને ઓધવતી નામે કન્યા ઉત્પન્ન કરી. તે કન્યાને અગ્નિદેવતાએ જયારે યાચના કરી ત્યારે દુર્યોધને અગ્નિમાં જેમ ઘીની ધારા અર્પણ કરે તેમ અગ્નિદેવને ઓધવતી અર્પણ કરી. જે વિષે અગ્નિદેવતાએ સુદર્શન નામે પુત્ર ઉત્પન્ન કર્યો. જે સુદર્શન દાનેશ્વરી, સત્યવાન, ઇંદ્રિયોને વશ કરનાર અને સાક્ષાત્ ધર્મની

મૂર્તિ હોય એવા થયા. તે પછી નૃગ રાજાના ઓઘવાન નામે જે દાદા હતા તેણે ઓઘવતી નામની દીકરી સુદર્શનને પરણાવી. તે ધર્માત્મા સુદર્શને કુરૂક્ષેત્રમાં નિવાસ કરી મૃત્યુને હું જીતીશ એવી પોતે પ્રતિજ્ઞા કરીને પોતાની ધર્માચરણી સ્ત્રીને કહ્યું કે, હે પ્રિયે! કોઇ દિવસ તારે અતિથિને નિરાશ કરવો નહિ. કહ્યું છે કે, અતિથિ જેના ઘરથી આશાભંગ થઇ પાછો વળે છે તે અતિથિ ઘરધણીને પાપ દઇ અને તેનું પુણ્ય લઇને પાછો ચાલ્યો જાય છે. જે માણસ અતિથિનો અનાદર કરે છે તેનાં સત્ય, શૌર્યતા, તપ, અધ્યયન, દાન અને યજ્ઞ વૃથા જાણવાં અતિથિ જો ગૃહસ્થને પ્રસન્ન થાય તો સર્વે દેવતાઓ પ્રસન્ન થાય. જો અતિથિ વિમુખ થાય તો સઘળા દેવતાઓ તેથી વિમુખ થાય છે; માટે હે સ્ત્રી! તારે હમેશાં અતિથિને સંતોષ પમાડવો, એમાં કાંઇ વિચાર કરવો નહિ. હે કલ્યાણિ! કદિ હું પરદેશ કે સમીપ હોઉં તોપણ તારે અતિથિનું અપમાન કરવું નહિ. જો તું મને પરમેશ્વરરૂપ માનતી હોતો સ્ત્રીએ કાયા, વાણી અને મનથી પતિને અનુસરી રહેવું એટલોજ સ્ત્રીનો પરમ ધર્મ છે એમ માહાત્મા કહે છે, અને તેજ સ્ત્રી આ લોકમાં કિર્તિ અને અંતે પતિના લોકને પામે છે. એવાં પતિનાં વચન સાંભળી ઓઘવતી વિનયથી પતિને નમન કરી કહે છે કે સ્વામીન્! આપના વચનથી અન્યથા કોઇ દિવસ કરનાર નથી કેમકે, સ્ત્રીએ સ્વામીનું વચન પાળવું એ પરમ ધર્મ છે. હે સ્વામિન્! આશ્ચર્ય છે કે મનુષ્યથી ન જણાય એવા ધર્મનો મને બોધ આપો છો જેથી હું ભાગ્યવાળી થઇ. તમે ભરણ કરવાથી ભર્તા, પાલન કરવાથી પતિ, પ્રીતિ દેવાથી સુખ દેનાર અને સારી બુદ્ધિ દેવાથી ધર્મ દેનાર કહેવાઓ છો. જેની કૃપાથી કામના, અર્થ, સંપત, પુત્ર, કીર્તિ અને અચળ લોક પ્રાપ્ત થાય છે તેથી બીજા અધિક કયા દેવ છે?

**ભીષ્મપિતામહ**–તે પછે અતિથિની સેવાથી મૃત્યુ જીતવાની ઇચ્છા કરતા સુદર્શનને જોઇ મૃત્યુ દેવતા છિદ્ર જોતા પછવાડે ફરે છે.

એમ કરતાં કોઇ દિવસ **સુદર્શન** સમિધસારૂં વનમાં ગયા. મૃત્યુ દેવતા બ્રાહ્મણરૂપે અતિથિ બની પતિવ્રતા ધર્મને આચરણ કરનારી ઓઘવતી પાસે આવી આવું વચન કહે છે. હે કલ્યાણિ ! તારે સારૂ હું અતિથિ આવ્યો છું, તારે જો ગૃહસ્થાશ્રમનો ધર્મ માન્ય હોય તો એકાંતમાં મને ભજ. અતિથિ જે મનમાં ઇચ્છા કરે તે તેને અર્પણ કરવાથી જે ફળ મળે છે તે સેંકડો યજ્ઞો કરવાથી મળતું નથી, એમ મહાન્ પુરૂષો કહેછે.

**ભીષ્મપિતામહ**–તે પછી ઓઘવતીએ બીજાં ઘણાંક વર દેવાની ઇચ્છા જણાવી તોપણ અતિથિએ શરીરવિના બીજાની ઇચ્છા કરી નહિ. તે પછે તેનો અત્યાગ્રહ જોઇ પતિના વચનને સ્મરણ કરી પોતે પતિવ્રતા છતાં મનમાં અત્યંત લાજીને એકાંતમાં ગયાં, તેટલામાં તેના પતિ સમિધ લઇ આશ્રમના દ્વારમાં આવી સ્ત્રીને બોલાવવા લાગ્યા. તે પછે લાજ પામેલી અને અતિથિએ હાથે સ્પર્શ કરેલી સ્ત્રીએ મનમાં હું ઉચ્છિષ્ઠ (પર પુરૂષના સ્પર્શવાળી) છું એમ જાણી ઉત્તર આપ્યો નહિં. તેથી પર્ણ-કુટીમાં રહેલા વિપ્રે જવાબ આપ્યો હે દ્વિજ ! હું આવેલા અતિથિની સાથે તારી સ્ત્રી ઇચ્છા પ્રમાણે રમે છે. જે કામ હોય તે કહો ? એવા સમયમાં મૃત્યુ દેવતા મહાન્ મુદગર ઉગામીને વિચાર કરે છે કે, જો 'આ હીનપ્રતિજ્ઞા થાય તો આ ઘડી તેનો વધ કરીશ, એમ વાટ જુવે છે તેટલામાં **સુદર્શન** કાયા, વાણી અને મનથી ઇર્ષ્યાને ત્યાગ કરી હર્ષથી આવું બોલ્યા.

**સુદર્શન**–હે બ્રાહ્મણ ! મને પરમપ્રીતી છે; માટે તમારી સાથે રતિ સુખ થાઓ ! કેમકે, ગૃહસ્થે અતિથિનું પૂજન કરવું, અને પરમશ્રધાથી જે અતિથિનું પૂજન કરે છે; તે મરણ પછે સ્વર્ગમાં જઇ દેવતાઓથી પૂજાય છે. અતિથિને વાસ્તે મારે પ્રાણ સ્ત્રી અને જે કાંઇ પદાર્થ જોઇએ તે તેને દેવો એ વ્રત છે. જેવી રીતે બોલેલી મારી વાણી અન્યથા ન થાય તે સત્યતાથી દેવતાઓ મને પાલન કરો અથવા દહન કરો. એ વાત સર્વ પ્રાણીના અંતરાત્મા સર્વેશ્વર જાણે છે.

**ભીષ્મપિતામહ** આ પછે દેવતાઓનો બહુ સારૂ બહુ સારૂ **એવો** હર્ષનો નાદ થયો અને મહાત્મા બ્રાહ્મણના ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ, તે પછે પર્ણકુટીથી બ્રાહ્મણ બહાર નીકળી **ધર્મરાજાનું** સ્વરૂપ ધારણ કરી નીચે પ્રમાણે વચન કહે છે.

**બ્રાહ્મણ**–હે વિપ્ર ? દ્વિજના રૂપથી હું ધર્મ રાજા તારી પરીક્ષા લેવા આંહી આવ્યો છું, જે ક્રોધને દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને પન્નગ પણ જીતવાને સમર્થ નથી તેને તમે આજ જીત્યા છો. જે સહજ ન કરવાનું કામ કરાવે અને મૃત્યુ લોકને ભયકારક એવો પોતાના કામ શત્રુને વશ કર્યો છે મૃત્યુ દેવતા હાથમાં મુદ્ગર લઇ તમારે પછવાડે ફરતાં તે પણ શાંત થયા. આ પતિવ્રતા તમારાં સ્ત્રીને ત્રણ લોકમાં પાપ દૃષ્ટિથી સ્પર્શ કરવાને કે જોવાને કોઇ સમર્થ થાશે નહિ. જે આ સ્ત્રી તમને અનુસરીને રહ્યાં છે તે પ્રજાને પવિત્ર કરવા સારૂ **ઓઘવતી** નામની નદી થાશે.

**ભીષ્મપિતામહ** ! એવાં વચન કહિ ધર્મ રાજા અંતર્ધ્યાન થઇ ગયા. ધર્માત્મા **સુદર્શન** પણ મૃત્યુ જીત્યા. તે પછે એક સુંદર વિમાન આવ્યું તેમાં બેશી **ઓઘવતી** સહિત બ્રહ્મલોકમાં ગયા. હે રાજા ! એવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહિ સુદર્શને અતિથિના પૂજનથી મૃત્યુ જીત્યું; માટે ગૃહસ્થોનો અતિથિ ધર્મ, ગુરૂ, દેવ અને ગતિ છે, આ કારણથી હિતેચ્છુ ગૃહસ્થે શ્રદ્ધાથી નિરંતર દેવતાની પેઠે પૂજન કરવું. ભૂખ તરશથી વ્યાપ્ત થયેલ કોઇ બ્રાહ્મણ આવીને ન્યાયનું વચન બોલે અથવા અન્યાયનું વચન બોલે તો પણ વિશેષથી ક્ષમાપના કરવી. કોઇ બ્રાહ્મણે યાચના કરી કે તેને ગોત્ર, આચરણ, અધ્યયન, અને શ્રવણ પુછ્યા સિવાય અન્ન આપવું. વિપ્ર થોડું જમે અથવા ઘણું જમે તોપણ અન્ન આપવું. તેને કાંઇ અપ્રિય બોલવું નહિ. જે પુરૂષ સુદર્શનના ચરિત્રને સાંભળે, અધ્યયન કરે અને શ્રવણ કરાવે તો તે પવિત્ર ગતિને પામે. અગ્નિપુત્ર સુદર્શને પુણ્ય કરનાર પુરૂષોને અનેક પ્રકારની સંપત્તિનો હેતુ અતિથિની

અખંડ સેવા કરવી તે પોતાને પણ ઘર અને સ્ત્રી સહિત અતિથિને અર્પણ કરી દીધાં.

**૩૨૬ ધૃતરાષ્ટ્ર**-વિદુરજી! વૈભવનું મૂળ શું કહેવાય ?

**વિદુરજી**-ઉત્સાહ, ઇંદ્રિયોને વશ રાખવી, ડહાપણ, સાવધાનતા, ધૈર્ય, સ્મૃતિ (યાદશક્તિ,) અને બરાબર તપાસ કર્યા પછી કાર્યનો સમારંભ, આટલી વસ્તુઓને વૈભવનું મૂળ જાણવું. કારણ કે તે વસ્તુઓ વૈભવની એક જડ છે. તપસ્વીઓનું બળ તપ છે, જ્ઞાનીઓનું બળ વેદ છે, નીચનું બળ હિંસા છે અને ગુણવાનનું બળ ક્ષમા છે. જળ, મૂળ, ફળ, દુધ, યજ્ઞ બળી (હવિ), બ્રાહ્મણની ઇચ્છા, ગુરૂજનનું કહેવું અને ઔષધ આ આઠ વસ્તુ વ્રતનો નાશ કરતી નથી. જે વિશે પોતાને પ્રતિકુળ હોય તેવી બીજાની બાબત સાથે સંબંધ રાખવો નહીં. શાસ્ત્રથી એ ધર્મ જણાય છે તેમ ઇચ્છા પ્રમાણે વર્તવાથી પણ અધર્મ ફેલાય છે. ક્ષમાથી ક્રોધનો પરાજય કરવો, સજ્જનતાથી દુર્જનતાનો પરાજય કરવો, દાનથી કૃપણતાનો પરાજ્ય કરવો અને સત્યતાથી અસત્યતાનો પરાજય કરવો.

**૩૨૭ યુધિષ્ઠિર**-પિતામહ! બુદ્ધિની મહતા કેવી છે તે મને કહો?

**ભીષ્મપિતામહ** બુદ્ધિ નિર્મળ લક્ષ્મીનો લાભ કરે છે, વિપત્તિનો નાશ કરે છે, કીર્તિને ઉત્પન્ન કરે છે, અપકીર્તિનો નાશ કરે છે, અને ઉત્તમ સંસ્કાર વડે તથા સ્વચ્છતાવડે સંપૂર્ણ રીતે પવિત્ર કરે છે. શુદ્ધ બુદ્ધિ ખરેખર કામધેનુ જેવી છે. પશુ પણ, કહેલી બાબતને સમજી જાય છે અને ઘોડાઓ તથા હાથીઓ પણ હાંકવાથી ચાલે છે; પરંતુ પંડિત મનુષ્ય કહ્યા વિના પણ તર્કથી સમજી જાય છે; કારણ કે, પારકાના મનના અભીપ્રાયને સમજી લેવો, આ બુદ્ધિનું ફળ ગણાય છે.

**૩૨૮ યુધિષ્ઠિર**-પિતામહ! કયા કયા કામમાં આશ્રય મેળવવાની જરૂર છે?

**ભીષ્મપિતામહ**-દરેક કામમાં આશ્રય મેળવવાની જરૂર છે,

આશ્રય વિનાનું મનુષ્ય પણ વધી શકતું નથી, માટે તેણે વ્યવહારમાં પોતાને સહાયતા કરે તેવા મિત્રો અવશ્ય કરવા કારણ કે ગુણે કરી સર્વજ્ઞ તુલ્ય હોય તોપણ આશ્રય વિનાનો એકલો ખેદ પામે છે, કારણ અમૂલ્ય માણિકને પણ સુવર્ણના આશ્રયની જરૂર છે. સાહ્ય વિનાનો તેજસ્વી સમર્થ પણ શું કરી શકે ? કેમકે વાયુ વિનાના સ્થાનમાં પ્રદીપ્ત કરેલો અગ્નિ પોતાની મેળેજ ઠરી જાય છે. માટે વ્યવહારમાં પોતાને સહાયતા કરે તેવા મિત્રો અવશ્ય કરવા. શાં. આપદ્ધર્મ.

૩૨૯ યુધિષ્ઠિર પિતામહ ! રોજગાર (વેપાર) સંબંધી આપનો શું મત છે તે જણાવો ?

**ભીષ્મપિતામહ**—વેપાર કરવો તો માલની આપ લેનો કરવો પણ સટો કરવો નહીં. જે વસ્તુ લેવાની હોય તો તે જેની પાસેથી લેવાની હોય તેની યોગ્યતા જોઇ લેવી, તે માણસ કેવો છે તેની ખાત્રી કરીને લેવી. બજાર ભાવથી ઘણી કીફાયત મળતી હોય તે ચીજ ખરીદ કરવી નહી. જે ચીજ લેવાની જરૂર હોય તેનો ચાર પાંચ જગ્યાએ ભાવ પુછી લેવી. વ્યાજનો ધંધો કરનારે થોડા વ્યાજનો ધંધો કરવો. સોના રૂપાના દાગીના રાખવામાં કે ખરીદ કરવામાં આવે તો ગુપ્ત રીતે ન લેતાં ઘણી ચોકસી કરીને રાખવા. જે વસ્તુ પાછળથી મોંઘી થશે તેવી ધાસ્તીથી તે હાથમાં આવ્યા વીના તેના પૈસા આપવા નહી. વેપારીને ત્યાં ખાતું રાખવાનો પ્રસંગ પડે તો પોતે હાથે લખી આપવું. વેપારીએ પોતાનું નામું ચડાવવું નહીં, સીલક રોજની રોજ તપાસવી. વેપારમાં હમેશા પ્રમાણીકપણું રાખવું. સત્ય બોલી થોડે નફે વેપાર કરવાથી આગળ જતાં વધુ લાભ થાય છે, કારણ કે તમારે ત્યાં દગલબાજીની ધાસ્તી નથી આમ લોકોને ખાત્રી કરી આપશો તો તમારો ધંધો વધારે ચાલશે. વચનના સાચા વેપારીજ ખરા વેપારી છે. ભવીષ્યના મોટા નફા માટે તુરતનો થોડો નફો મુકી દેનાર પાછળથી પસતાય છે. માટે ખુબ વિચારી કામ કરવું ઇત્યાદિ.

**૩૩૦ યુધિષ્ઠિર**–હે પિતામહ ! પ્રાણી માત્ર પોતાના કર્મથી ક્લેશ પામનારાં કષ્ટને કેમ તરે તે તમે કહો ?

**ભીષ્મપિતામહ**–જે રહેલા આશ્રમમાં વિધિ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મમાં વર્તે તો તે કષ્ટને તરે છે. બીજાઓનું અપમાન કરતા નથી, ઉલટા તેને માન આપે છે, અને પોતે અપમાનથી વ્યથા પામતા નથી તે કષ્ટને તરે છે. જે પરસ્ત્રીની ઉપર મા, બેન અને દિકરીની પેઠે વર્ત્તે છે તે કષ્ટને તરે છે. જે કોઇના તિરસ્કારથી કોપ કરતો નથી, કોઇએ દુઃખ દીધું તો તેને દુઃખ દેતા નથી; અને સર્વ પ્રાણી ઉપર સમ વર્તે તે કષ્ટને તરે છે. જે ઇંદ્રિયોને અને ક્રોધને જીતીને કુમાર અવસ્થામાં અને બ્રહ્મચર્ય અવસ્થામાં તપ કરે છે તે કષ્ટને તરે છે. જેથી કોઇ લોક ત્રાસ પામતા નથી અને સર્વનો ઉપકાર કરી પોતાની બરોબર જુવે છે તે કષ્ટને તરે છે. જે પરદ્રવ્યની આશાથી નિવૃત્ત થઇ કાયા, વાણી અને મનથી પારકી લક્ષ્મીને જોઇ પરિતાપ પામતા નથી તે કષ્ટને તરે છે. જે પારકા માંસથી, દ્રવ્યથી અને મદીરાથી નિવૃત્ત પામે છે તે કષ્ટને તરે છે. જે પ્રાણ ત્યાગના સમયમાં પણ સત્ય બોલે છે તે કષ્ટને તરે છે. જેનું બળ દુર્બળને અર્થે, દ્રવ્ય દાનને વાસ્તે, ભણવું ઉત્તમ આજીવીકા સારૂ છે તે કષ્ટને તરે છે. જે કોઇએ ગ્રહણ કરેલું અને રસ્તામાં પડેલા તૃણાદિકને પણ લેતા નથી તે કષ્ટને તરે છે. જે આદિ, મધ્ય અને અંતથી રહિત, જગતની ઉત્પત્તિ અને લય કરનાર મહેશ્વર દેવની ભક્તિ કરે છે તે કષ્ટને તરે છે. દુઃખરૂપી ભમરી, અજ્ઞાનરૂપ ધારા, ધર્મ અને અધર્મરૂપ જળ, ક્રોધરૂપ કીચડ, મદરૂપ ગ્રાહ, લોભરૂપ પરપોટા, મોહથી ગંભીર અને અસત્યરૂપ જળપાન ન કરવાથી શોભિત સંસાર તરે છે. જે પરમેશ્વર સંબંધી સ્તોત્રપાઠાદિકનો પાઠ કરે અથવા સંભળાવે છે તે કષ્ટને તરે છે હે રાજા ! મનુષ્યો જેવી રીતે કર્મ કરવાથી મરણ પછે કષ્ટને તરે છે તે વાત યથાર્થ મેં તમને કહી બતાવી.

**૩૩૧ યુધિષ્ઠિર**-પિતામહ ! વિવેકી પુરૂષો માનસતીર્થોને વખાણે છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–આ વિષે જનક અને લોમશ ઋષિને સંવાદ કહું તે સાંભળો. જે મનુષ્ય તે તીર્થમાં સ્નાન કરે તો પરમગતીને પામે છે. આ જગતમાં જ્ઞાન તીર્થ, જંગમ તીર્થ, ઇંદ્રિયનિગ્રહ તીર્થ, સર્વ પ્રાણી ઉપર દયારૂપતીર્થ, સત્યતીર્થ, કોમળતાતીર્થ, દાનતીર્થ, સંતોષ તીર્થ, બ્રહ્મચર્ય તીર્થ અહિંસાતીર્થ, ચોરી ન કરવી તે તીર્થ, અદ્રોહભાવ તીર્થ, શ્રદ્ધાતીર્થ, ધૃતિતીર્થ, અને તપ આદિ ઘણાંક તીર્થો છે. એ સર્વ તીર્થમાં જેથી મનની શુદ્ધિ થાય છે તે સર્વોત્તમ તીર્થ છે. જળમાં સ્નાન કરવું તે તીર્થ નથી. કોઈ પારાધી, વિષયી, ક્રુર અને નાસ્તીકઆદિ દૂરાચારી હોય તે પણ જો સર્વ તીર્થમાં સ્નાન કરે તોપણ સર્વદા મલીન છે. શરીરના મળ ધોવાથી નિર્મળ થવાતું નથી. જેમ જળના જંતુ જળમાં જન્મે છે અને મરે છે, તેમ તે પુરૂષ જન્મ મરણને ભોગવે છે. શુદ્ધ મનવાળા જન્મ મરણ પામતા નથી. વિષયમાં જે પ્રીતિ તે મનનો મળ કહેવાય છે, તેમાં વૈરાગ્ય થાય ત્યારે મન નિર્મળ કહેવાય છે, અંતરમાં રહેલો જે મળ છે તે તીર્થમાં સ્નાન કરવાથી શુદ્ધ થાતો નથી. જેમ મદીરાના પાત્રને સેંકડો નદીના જળથી ધોઇએ તોપણ શુદ્ધ થાતું નથી, તેમ નાવાથી પવીત્ર થવાતું નથી. વેદમાં દાન, યજન, તપ પવિત્રતા, તીર્થસેવા અને શ્રવણાદિ કેટલાંક તીર્થો કહ્યાં છે, પણ જેનું મન નિર્મળ છે તેને સઘળા તીર્થરૂપ છે. જે મનુષ્ય ઇંદ્રિયોને રોકીને જયાં જયાં વસે છે, ત્યાં ત્યાં નૈમિષારણ્ય અને પુષ્કરાદિ અનેક તીર્થો રહે છે. જે મનુષ્ય રાગ–દ્વેષરૂપ ચળને હરનાર ધ્યાનરૂપ જળ છે જેમાં એવા જ્ઞાનરૂપ માનસરોવર તીર્થમાં સ્નાન કરે છે તે પરમગતીને પામે છે. જગતના કારણરૂપ **વાસુદેવનું** ભજન કરે છે તેથી બીજું સર્વોત્તમ તીર્થ નથી. જેમાં નિર્મળ અંતઃકરણવાળા ભગવદ્ભકતો સ્નાન કરે છે, તેજ પાપને નાશ કરનારૂં અધિક તીર્થ જાણો. જે ઠેકાણે શિવ અને વિષ્ણુ ભકતો વસે છે, તે સર્વથી અધિક ક્ષેત્ર જાણવું. જ્યાં રાગાદિ રહિત વિષ્ણુ ભકતો છે ત્યાં વિષ્ણુનું સાન્નિધ્યપણું

છે. જ્યાં વિષ્ણુ ભક્તો નથી અને સુગંધી ચંદનાદિક અનેક નાના પ્રકારના પુષ્પાદિક હોય તોપણ વિષ્ણુનું સાન્નિધ્ય નથી. અનેક પ્રકારનાં ભક્ષ ભોજ્યાદિક અને નૃત્ય ગાયનાદિકથી નિરંતર આરાધના કરાય છે તોપણ વિષ્ણુ હર્ષ પામતા નથી. માટે પાપ રહિત વિષ્ણુ ભક્તો સકળ લોકને પવિત્ર કરનાર છે, તેથી કયું તીર્થ અધિક છે? જે ભક્ત, શૂદ્ર, પારાધી અથવા ચાંડાળ હોય તેઓને તે તે જાતિના સામાન્યરૂપે જુએ છે, તે નરકમાં જાય છે. હે નૃપ ! વિષ્ણુને પ્રસન્ન કરવા સારૂં તેના ભક્તોને સંતોષ પમાડવાથી વિષ્ણુ પ્રસન થાય છે. હે રાજા ! એ રીતે માનસ તીરથનું લક્ષણ કહ્યું. હવે તમને પૃથ્વીના તીર્થોનું પવિત્રપણું કહું તે સાંભળો, જેમ શરીરના કેટલાક ઉંચ નીચ ભાગ પવિત્ર અપવિત્ર છે, તેમ તત્વવેત્તા મુનિઓએ પૃથ્વીનો અને જળનો આશ્રય કરવાથી મુનીઓનું અને જળનું પવિત્રપણું કહેવાય છે. એવાં પૃથ્વીનાં તીર્થોમાં અને માનસ તીર્થોમાં જે હમેશાં સ્નાન કરે તે પરમ ગતીને પામે છે.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! મહામુની **લોમસ** જનક રાજાને માનસ તીર્થોનો મહિમા બતાવી ચાલી નીકળ્યા. જનક પણ તેના કહેવા પ્રમાણે અનુસરી અત્યંત દુર્લભ સિદ્ધિને પામ્યા. હે નૃપ ! તીર્થ, વેદ, તપ અને સત્ક્રિયા પવિત્ર કરતા નથી જેનું મન નિરંતર પવિત્ર છે તેનેજ સર્વ ફળરૂપ થાય છે તે બીજી રીતે થાતાં નથી.

૩૩૨ **ઇંદ્ર**-ગુરૂરાજ **બૃહસ્પતે** ! **સત્યયુગનું** પ્રમાણ, સ્વરૂપ, અને મહાત્મ્ય, જાણવા ઇચ્છું છું તે કહો ?

**બૃહસ્પતિ**–પ્રથમ સતયુગની સૃષ્ટિનું પ્રમાણ સત્તર લાખ અઠયાવીશ હજાર વર્ષનું છે, જેમાં સાક્ષાત્ **શ્રી વિષ્ણુ** ભગવાન્, શુકલ સ્વરૂપ ધારણ કરે છે. **સત્ય** યુગમાં **ધર્મ** ચાર પાયે સંપૂર્ણ રહે છે, પૃથ્વી અસંખ્ય મનુષ્યોથી ભરપૂર રહે છે; મનુષ્યો, કામ, ક્રોધ, લોભ, દ્વેષાદિકથી રહિત, લાંબા આયુષ્યવાળા, શાંત ચિત્ત, જીતેંદ્રિય, કાંતિમાન,

બહુશ્રુત રહે છે, સોળ હજાર વર્ષ સુધી બાળક અવસ્થા ભોગવે છે, બત્રીશ હજાર વર્ષ સુધી યૌવન, અને તે પછી લક્ષ વર્ષ પર્યંત વૃદ્ધાવસ્થા ભોગવે છે, પશુ, પક્ષિ, વગેરે પ્રાણીઓ દૈવી વાણી બોલે છે, સર્પો અને નોળીઆં, બિલાડાં અને ઉંદરો, સિંહ અને મૃગો, ઘૂઅડ અને કાકપક્ષી, વગેરે જે પરસ્પર વૈરવાળા પ્રાણીઓ છે, તે પણ વૈર તજીને માંહોમાંહે ક્રીડા કરે છે. ખેડ વિના પૃથ્વી પણ ઘણું ધાન્ય આપે છે, સઘળાં ધાન્યો ઘણાંજ મીઠાં અને બળ આપનારાં થાય છે, વૃક્ષો સઘળાં, ઋતુ ઋતુનાં ફળ દેનારાં, ફળે અને ફુલે કરી વ્યાપ્ત, સારાં પત્રોવાળાં કાંટા વગરનાં કલ્પ વૃક્ષ સરખાં રૂપાળાં થાય છે. ગાયો ઘણુંજ સ્વાદિષ્ટ દુધ ઉત્પન્ન કરે છે, કોઇ પણ વનિતા, વિધવા કે દુષ્ટ ભાગ્યની, તથા વંધ્યા કે કાકવંધ્યા થતી નથી. માણસનાં જન્મ મરણ, પિતા પુત્રના ક્રમ પ્રમાણે થાય છે, પિતા કદિ પણ પુત્રને મરતાં જોતાજ નથી. મરણ પછી પ્રેત યોનાને કે નર્કને પ્રાપ્ત થતા નથી. બ્રાહ્મણો સઘળા શીળવાન, વેદ વિદ્યામાં પાર પામેલા, બ્રહ્મનિષ્ઠ અને આનંદી અંતઃકરણવાળા હોય છે. ક્ષત્રીઓ રાજા થઇ, બ્રાહ્મણોપર આસ્થા રાખી તેની મદદવડે ન્યાયથી રાજ્ય રક્ષણ કરે છે વૈશ્યો, ખેતી, ધેનુ ચારવી, ક્રય વિક્રયાદિક વ્યાપાર સત્ય અને ધર્મથી કરે છે અને શૂદ્રો, બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યની સેવા કરવા શિવાય અન્ય કાર્ય કરતા નથી, પણ પરમ શ્રદ્ધા રાખી તેની ચાકરીમાંજ તત્પર રહે છે. તેમાં ચાર વર્ણ શિવાય, અંત્યજ વગેરે જ્ઞાતિ ઉત્પન્ન થતી નથી, યજન, યાજન, દાન, વ્રત, નિયમ, તીર્થ યાત્રા વગેરે નિષ્કામ બુદ્ધિથી ઇશ્વરાર્પણ કરે છે આ સત્યયુગનું વ્યાખ્યાન મેં કર્યું.

૩૩૩ ઇંદ્ર–ગુરૂમહારાજ! ત્રેતાયુગનું પ્રમાણ, સ્વરૂપ અને મહાત્મ્ય જાણવા ઇચ્છું છું તે કહો?

આ ત્રેતાયુગનું પ્રમાણ બાર લાખ છનું હજાર વર્ષનું કહેવાય છે, જેમાં પરમેશ્વર વિષ્ણુ ભગવાન શ્વેત દ્વીપમાં રહી, કંઇક રક્ત

વર્ણને પ્રાપ્ત થાય છે; તેમાં ત્રણ પાયા ધર્મના, અને એક પાયો અધર્મનો પ્રવર્તમાન થાય છે, તેણે કરી વર્ણોમાં પરસ્પર વિવાદો થાય છે, મનુષ્યો, યજ્ઞ તીર્થ યાત્રા વગેરે, ફળના ઉદ્દેશે કરે છે, તેમજ વ્રત નિયમાદિકસંકલ્પ કરીને સર્વે સ્વર્ગાદિકની કામના સારૂં કરે છે; કેટલાક લોકો કામ વશ થઇ, મોહને સ્વાધીન અરસપરસ દ્રોહ કરી, અનુક્રમે પાપવૃદ્ધિ કરે છે; જેને માટે યમ રાજાએ રૌરવાદિક એકવીશ નર્કોનાં દ્વાર ઉઘાડી રાખ્યાં છે, તેમાં પોતાના પાપને અનુસારે પાપીઓ નર્કમાં પડે છે, અને કેટલાક પુણ્યે કરી સ્વર્ગમાં જાય છે, અને જ્ઞાનવાનો મોક્ષ પદવીને પ્રાપ્ત થાય છે. ઉત્તમ, મધ્યમ, અને અધમ, એ ત્રણ જાતના પુરૂષો ઉપર લખેલા ત્રણ જાતનાં કર્મ કરે છે. વૈશ્ય લોકને ખેડ કરવી પડે છે, એકવાર વાવેલુ ધાન્ય સાતવાર લણે છે, ઋતુ પ્રમાણે ફળફળાદિ તૈયાર થાય છે. તે તે કાળમાં પરસ્પરની દેખાદેખી અને સ્વર્ગની અભિલાષા માટે, બ્રાહ્મણો અને ક્ષત્રીઓ હજારો અગ્નિષ્ટોમાદિ સોમયાગો. તેમજ વ્રતો, તીર્થો યાત્રાઓ વગેરે કરે છે. તેમાં એક હજાર વર્ષ સુધી યૌવન પ્રાપ્ત થાય છે, અને પાંચ હજાર વર્ષ સુધી વૃદ્ધાવસ્થા રહે છે. આ યુગમાં રજક, ચર્મકાર, ભિલ્લ, ખારવા, ચાંડાળ વગેરે સંકર જાતિ અન્ય યોનિનાં સં-સર્ગથી ઉત્પન્ન થાય છે; એવી રીતે બીજી ઘણી જાતો, અસંખ્ય હીણ કર્મ કરવાથી પેદા થાય છે.

૩૩૪ ઇંદ્ર–ગુરૂરાજ **બૃહસ્પતે**! અન્ય યોનિનાં સંસર્ગથી અંત્યજ **જ્ઞાતિ** કેમ ઉત્પન્ન થઇ?

**બૃહસ્પતિ**–બ્રાહ્મણની કન્યામાં ક્ષત્રીથી ઉત્પન્ન થએલો **"સૂત"** અને **સૂત** જાતિથી બ્રાહ્મણની કન્યામાં ઉત્પન્ન થએલો **"રજક"** કહેવાય છે; તેજ ક્ષેત્રમાં રજકથી ઉત્પન્ન થએલો **"ચર્મકાર"** અને એ **ચર્મકારથી** ઉત્પન્ન થએલો **"નટ"** કહેવાય છે, તે પણ અન્ય જાતિમાં મળે છે. **વૈશ્યથી** બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો **"માગધ"** અને ક્ષેત્રમાં માગધથી ઉત્પન્ન થએલો **"બરટ"** કહેવાય છે; બરટથી પેદા થએલ **"કૈવર્ત"**

(ખારવા) અને તે કૈવર્તથી ઉત્પન્ન થએલ "**મંદક**" એવે નામે ઓળખાય છે. એ રીતે **બ્રાહ્મણના** ક્ષેત્રને વિશે **વૈશ્યથી** ઉત્પન્ન થએલી એ ચારે સંકરજાતી છે. હવે સર્વ કર્મને વિશે અત્યંત **નિંદિત** બ્રાહ્મણના ક્ષેત્ર વિશે શૂદ્રથી ઉત્પન્ન થએલી પ્રજા "**ભિલ્લ**" નામની કહેવાય છે, અને તે **ભિલ્લ** જાતિથી તેજ ક્ષેત્રને વિશે જે પ્રજા ઉત્પન્ન થાય છે તે "ચાંડાળ" કહેવાય છે. એવી રીતે **દ્વિજ** ક્ષેત્રને વિશે શૂદ્રથી ઉત્પન્ન થએલી આ બે જાતિ થઇ છે.

**૩૩૫ ઇંદ્ર**–ગુરૂમહારાજ ! દ્વાપરયુગનું પ્રમાણ, સ્વરૂપ અને મહાત્મ્ય જાણવા ઇચ્છું છું તે કહો ?

આ શિવાય **ત્રીજા દ્વાપર** યુગનું પ્રમાણ આઠ લાખ ચોસઠ હજાર વર્ષનું છે, જેમાં જગતકર્તા ભગવાન્ ધઉંલેવર્ણ (કૃષ્ણ અને રકત સ્વરૂપ) ધારણ કરી **અવતાર** ગ્રહણ કરે છે; તેમાં બે પાયા **ધર્મના**, અને બે પાયા **અધર્મના** રહે છે. મનુષ્યો સો વર્ષે યુવાવસ્થાને પ્રાપ્ત થઇ પાંચસો વરસ સુધી જીવે છે. બ્રાહ્મણ, પ્રજા વગેરે અસત્યવાદિ થાય છે. ઘણા રૂપાળા નહિ, **તેમ** કુરૂપડા પણ નહિ એવા **નર** અને વારાંગનાઓ થાય છે. કોઇ પુરૂષ પાંચ હાથ તો કોઇ ચાર હાથ લંબાઇમાં વધે છે. સમજાય નહિ તેવું બોલનારા પશુ પક્ષી, અને મૃગાદિકો પેદા થાય છે; ઘણા ફળફુલવાળાં વૃક્ષો થતાં નથી; વાવેલુંજ અનાજ એકવાર ખેડુ લોકો પૂર્ણ રીતે મેહેનત લઇ પકવે છે, ત્યારે વખત પ્રમાણે થાય છે. વખત પ્રમાણે બરોબર વર્ષાદ થાય છે. શાસ્ત્ર અને જ્ઞાન સઘળું સાચું ખોટું મિશ્રભાવે રહે છે. તીર્થો, યજ્ઞો, ઇત્યાદિક પુણ્ય માર્ગો, જેવો જેનો મનભાવ તેવો તેને બદલો આપે છે.

**૩૩૬ ઇંદ્ર**– ગુરૂમહારાજ ! કલિયુગનું પ્રમાણ, સ્વરૂપ અને મહાત્મ્ય જાણવા ઇચ્છું છું તે કહો ?

**કળિયુગમાં** પરમાત્મા **ઇશ્વર** કૃષ્ણ સ્વરૂપ ધારણ કરી અવતાર ગ્રહણ કરશે. તેનું પ્રમાણ ચાર લાખ બત્રીશ હજાર વર્ષનું તેમાં સારા

પુરૂષો ક્વચિતજ રહેશે. તેમાં ધર્મ માત્ર એક પાયે રહેશે, બાકી ત્રણ પાયા પાપના રહેશે, તેના પૂર્વ ભાગમાં ઘણુંજ પાપ પ્રસરશે, પુત્રો પિતાની વાત. તથા દીકરાની વહુ, પોતાના સાસરાની વાત સાંભળશે નહીં. નાનોભાઇ, મોટાભાઇનું, તથા પતિ પોતાના ભર્તારનું કહ્યું માનશે નહીં. સોળમે વર્ષે પળીઓ આવશે, બારમે વર્ષે સ્ત્રીઓ ગર્ભ ધારણ કરશે. મનુષ્યોનું ઘણામાં ઘણું આયુષ્ય સો વર્ષનું થશે. હાથી અને વૃક્ષોનું પણ ઘણે ભાગે એટલુંજ આયુષ્ય ગણાશે. તેમજ સાધારણ જાનવરોનું ચોવીશથી બત્રીશ વર્ષ સુધીનું આવરદા થશે. અજનું સોળ વર્ષનું, **કૂતરાનું** બાર વર્ષનું, ઉંટ અને **ગર્દભનું** ચોવીશ વર્ષનું તથા બીજા ચોપગા જાનવરોનું પચીશ વર્ષનું આવરદા થશે. તે કાળમાં **કાગડા, ગીધ,** અને **ઘુવડો** લાંબા આયુષ્ય ભોગવનારા થશે. તે કળિયુગમાં પાપ કર્મ કરનારા, દુષ્ટ કાર્યમાં આસક્ત, એવા મનુષ્યો વિશેષ થશે. ઘણાંજ કંટકવાળાં, ફૂલ અને ફળ રહિત છાયા વિનાના વૃક્ષો ઘણાં થશે. ધર્મને અધર્મ પીડા પમાડશે, અસત્ય આગળ સત્યનું માન નહીં રહે. ચોર લોકો રાજા સાથે મળી જશે. ચોરો રાજાને, શિષ્યો ગુરૂને, અને પુરૂષો વારાંગનાઓને, બહુ દુઃખ દેશે. મૂર્ખ લોકો બહુશ્રુત કહેવાશે. સત્યવાદી અને ધર્મિષ્ટ લોકો અતિશય હેરાન થશે. ઇન્દ્રિયનિગ્રહ કરનારા, વિવેકી, બુદ્ધિમાન્, પરોપકાર કરનારા વગેરે જે સજ્જન લોકો હશે, તેને શરીરમાં ઉલટી આધિ વ્યાધિ નડશે. સાધુ પીડા કરવામાં ઘણાજ તત્પર રેહેશે. અરસપરસ વ્યભિચારના દોષથી વર્ણસંકર થવાને લીધે, અલ્પાયુષી થઇ યૌવન અવસ્થામાં મૃત્યુ પ્રાપ્ત થશે. કદી કોઇ સજ્જન પુરૂષ બહુ વર્ષ જીવતો રહ્યો, તો તે ઘણુંજ સંકટ પામશે. વર્ષા કાળમાં બરોબર વર્ષાદ થશે નહિ. કદાચને સારી વૃષ્ટિ થાશે, તો ખેતરમાં વાવેલો દાણો બરોબર નીપજશે નહિ, ગાયોને પૂર્ણ રીતે ખાવાનું આપ્યા છતાં પણ વાજબી દુધ આપશે નહિ, ઘણાજ પ્રયત્નો કરે પણ ગાયના દુધની વૃદ્ધિ નહિ થશે, પણ તેને બદલે ઉંટનું અને ગાડરનું

દૂધ વૃદ્ધિ પામી ઘણું વાપરવામાં આવશે. મનુષ્યો સઘળા નિરતેજ અને ક્ષુદ્ર બુદ્ધિવાળા થઇ જશે. શુદ્ર લોકો તપશ્ચર્યા કરશે, વેદાર્થનો વિચાર કરશે, યજ્ઞ કરવામાં ઘણુંજ પ્રયત્નો કરશે, પ્રતિગ્રહ તથા દેવામાં તત્પર થશે, તથા તીર્થ યાત્રામાં ઉત્કંઠિત થઇ તિરસ્કારને પાત્ર થશે. ઘણા લોકો અકાર્ય કરી અધોગતિને પામશે. બ્રાહ્મણો વેદનો વિક્રય કરનારા, શૌચાચારથી રહિત સ્વાધ્યયન તજી શૂદ્રાન્ન ખાવામાં મચ્યા રેહેશે, કેવળ જીભના સ્વાદ સારૂ સારા અન્નમાં મોહ પામી, અયોગ્ય પ્રતિગ્રહ કરનારા, તથા પારકી સ્ત્રીઓ ઉપર જીવનારા થશે, તેમજ કાર્ય કારણને માટેજ સર્વ લોકો સ્નેહ બાંધશે, પણ અંતઃકરણથી સત્ય સ્નેહ કદી પણ રાખશે નહીં. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર વિગેરે જાતિ મ્લેચ્છ ભાવને પ્રાપ્ત થઇ જશે. કોઇ મહોત્સવ કે તહેવાર થોડાજ કરશે. ધર્મથી ઉલટા ચાલશે. પ્રજા ઘણીખરી વર્ણસંકરી થઇ જશે. આદિમાં મનુષ્યો સાડા ત્રણ હાથ લાંબા થશે, પણ પાછળથી જેમ જેમ કળિપ્રવર્ત્તમાન થતો જશે, તેમ તેમ મનુષ્યો પણ ટુંકા થતા જશે, તે છેક નાનામાં નાના એક ગોખલામાં કે દરમાં સૂઇ બેસી શકે, તેવડા થઇ જશે, જ્યારે આટલા બધા ન્યૂનતાને પ્રાપ્ત થશે, ત્યારે પોતાનું ઘરકામ પણ કરી શકશે નહીં. જેથી તમામ ધર્મ, કર્મ, યજ્ઞ, વેદ, વ્રત, નિયમ વગેરેનો લોપ થઇ જશે, યમ તથા નિયમો કોઇ પાળશે નહીં, અને મંત્રવાદ પણ રહેશે નહીં. મ્લેચ્છ લોકોના સ્પર્શ થકી દુષિત થએલા તીર્થોનો મહિમા જતો રેહેશે. ખોટી ભાષાના મંત્રવિવાદ ચાલશે, તપસ્વી લોકો પણ ઢોંગી અને કુત્સિત પુરૂષો એવા થશે કે, કુળવાન અને રૂપવાન વરને મૂકીને ધનના લોભથી અયોગ્ય વરને પોતાની કન્યા દેશે. કન્યાવસ્થામાં કેટલીક કુમારીકાઓને પ્રસવ થશે, કેમકે કન્યાઓ પરપુરૂષો સાથે સમાગમ કરશે અને સારા ઘરની કૂલીન સ્ત્રીઓ પણ, પોતાના પતિને છેતરીને ગમે તેમ દુરાચરણ કરશે. ઘણાજ પ્રયત્ને કરી પોતાની પત્નિની જે રક્ષા કરશે તેની પત્નિ પણ તેને તજી દુષ્ટ

સ્વભાવને લીધે ન કરવાનાં કામ કરશે. રાજાઓ નિર્દય થઇ, ખેડુઓને વેઠ વગેરેથી ઘણીજ પીડા પોંહોંચાડશે, વર્ષોવર્ષ નવા કરારો કરી, વિત્ત લોભથી વસ્તીને લુટયા કરશે. જે દેહાંત દંડની શિક્ષાને પાત્ર હશે, તેની પાસેથી લાંચ લઇ ધન લોભથી છોડી દેશે. ક્ષત્રીઓ અધર્મવડે લડાઇઓ કરશે.

૩૩૭ યુધિષ્ટિર–પિતામહ ધર્મરૂપી સમુદ્રના મધ્યમાંથી માખણ-રૂપ જે સાર હોય તે મને કહો ?

ભીષ્મપિતામહ–કોઇ એક પુરૂષ વગડામાં ગયો, ત્યાં તેણે એક હાથીને જોયો, તે હાથીના મારથી ભય પામી મહાવનમાં ગયો, તે ચાલ્યો જાય છે ત્યાંહા સામા આવતા સિંહના ટોળાને જોઇ ત્યાહાંથી પાછો વળીને ત્રીજી દિશામાં આઘેરો જાય છે, તે દિશામાં અતિ ભય દેનારી હાથમાં તરવાર લઇને દોડી આવતી એક ભયંકર સ્ત્રીએ સામા આવતા પુરૂષને જોઇ ઉભો રહે ! ઉભો રહે ! એમ કહિ સામી દોડી, તેવામાં તે પુરૂષને જોઈ ત્યાંથી ચોથી દિશામાં દોડયો. તે દિશામાં જાય છે તેટલામાં મહાન્ અગ્નિથી સળગતા વનને જોઇ મનમાં વિચાર કરી આવું કહે છે, અહો ! આ કષ્ટ આવી પડયું. "આમનીકોર હાથી, આમની કોર કન્યા, આમનીકોર સિંહો અને આમનીકોર અનળ" એમ કહી પોતાના જીવિતમાં નિરાશ થઇ ઉભો, તેટલામાં ઘ્રોથી વીટાયેલો, પાણી વગરનો અંધારો એક કુવો દીઠો. તે પછે ભયથી પીડા પામી વિચાર કર્યા વગર તે કુવામાં પડયો. અને ભયભિત થતો તેમાં જોએ છે. કુવામાં મોં ફાડી બેઠેલા ઘોર મુખવાળા અને લોહી પીવાની ઇચ્છા કર્તા સર્પને દેખી ભય પામી એક વેલાને પકડી ઉંધે માથે લટકી રહ્યો તેટલામાં તે વેલાના થડને વનના ઉંદરો કાપવા લાગ્યા. તેમજ તે કુવામાં મચ્છર, દંશઆદિ દુઃખ દેનારાં ઘણાંક જંતુઓ વસે છે. ત્યાં એક બીજું આશ્ચર્ય થયું કે એક ભ્રમર તે વેલામાંથી રસને ચુસ્યા કરે છે, તે ભ્રમરના મુખમાંથી રસ, લટકતા પુરૂષના મુખમાં પડયો. તે

રસને ભૂખ તરશથી વ્યાપ્ત થયેલો પુરૂષ પાન કરવા લાગ્યો. હે વત્સ ! જેવી રીતે તે પુરૂષ ઘોર સકંટમાં પડયો છે, તેમ આ ઘોર સંસારમાં જે હાથી છે તે મહાપરાક્રમી 'સંવત્સર' જાણ. જે સિંહના ટોળાં છે તે આહાર વિહારથી ઉત્પન્ન થયેલા રોગો' જાણો. હાથમાં તરવાર લઈ સામી આવતી જે કન્યા છે, તે સાક્ષાત્ 'જરા' જાણો. જે દાવાનળ હતો તે, 'શોક, લોભ, મોહ અને ભય, આદિ દુઃખો જાણવાં. જે કુવો છે, તે 'મનુષ્ય દેહ' જાણવો. જે સર્પ છે, તે કાળ સમજવો. જે વેલ છે તે 'આયુષ્ય' જાણવી. જે ઉંદરો છે તે 'દીવસો' જાણવાં. જે મચ્છર આદિ ઉપદ્રવો છે તે, 'ભુખ આદિ' સમજવા. જે ભ્રમર છે, તે 'કામદેવ' જાણવો. જે મધુ છે, તે સ્ત્રી આદિકનાં સુખ જાણવાં. સંસારમાં રહેવું તેજ કામ સ્વાદ કહેવાય છે. હે વત્સ ! એવી રીતે સંસારના ગુણને શ્રવણ કરી ધર્મમાં મતિ કરો. સંસારમાં રહેલા આત્માનો ક્રમ પ્રમાણે મોક્ષ કરો. હે યુધિષ્ઠિર ! આ સંસારરૂપ કુવાનો ધર્મ મેં તમોને કહ્યો.

### સાધુના સમાગમથી લાભ-ગાય મહાત્મ્ય, નહુષ અને ચ્યવનનો સંવાદ.

**૩૩૮ યુધિષ્ઠિર**–પિતામહ ! સાધુના સમાગમમાં જે ગુણ કહ્યા છે અને મ્હોટા ભાગ્યવાળાના સંગથી જે ગુણ થાય છે તે મને કહો ?

**ભીષ્મપિતામહ**–આંહી **નહુષ** રાજા અને **ચ્યવન** ઋષિના સંવાદ રૂપ પુરાતન વૃત્તાંત છે તે સાંભળો. પૂર્વે ચ્યવન ઋષિ કામ, ક્રોધ, લોભ અને મદને જીતીને ગંગા અને યમુનાના મધ્યમાં તપ કરવા બેઠા. ગંગા અને યમુના તે ઋષિને પ્રદક્ષિણા કરીને ચાલે છે; પણ તેને પીડા કરવાને સમર્થ થાતાં નથી તે પછે ઋષિને સ્તંભની પેઠે તપ તપતા કેટલાક કાળ ચાલ્યા ગયા. તે પછે તે જગોમાં કેટલાક મચ્છિયારાએ જાળ નાંખી, અને તે જાળમાં માછલાંની સાથે તે ઋષિને ખેંચી, નદીને કાંઠે ફેંકી નાખ્યા. ઋષિને જોઇ મચ્છિયારા ભયથી પીડા પામી નમસ્કાર કરી નીચે પ્રમાણે વચન કહે છે.

**મચ્છિયારા**–હે મહાત્મા ! પાપ કરનારા અમે તમને અજાણથી માછલાંની સાથે લીધા છે, તો અમારા અપરાધને ક્ષમા કરી આપની સેવા ચાકરીની આજ્ઞા કરો. એ સાંભળી, તે ઋષિએ પોતાની સાથે તરફડતાં અને મરણ પામતાં માછલાંઓને જોઇ મનમાં દયા લાવી કહ્યું કે, હે મત્સ્યજીવીઓ ! હું આ માછલાની સાથેજ મરણ, રક્ષણ અથવા વેચાણ થાવાને ઇચ્છા કરૂં છું. કેમ જે આ નદી અને દુઃખીત થાતાં માછલાંનો ત્યાગ કરવા હું સમર્થ થાતો નથી. જે મનુષ્ય બીજા પ્રાણીઓનાં નાના પ્રકારનાં દુઃખને જોઇ પોતાના હિતની ઇચ્છા કરે, તેથી બીજો કયો ઘાતકી પુરૂષ જાણવો ? અહો ! આશ્ચર્ય છે કે, અજ્ઞાની પુરૂષોનું ચિત્ત પોતાના સુખ સારૂં ઉદ્યત રહે અને બીજા પ્રાણી ઉપર નિર્દય રહે છે. જ્યારે જ્ઞાની પણ પોતાના સ્વાર્થનો આશ્રય કરી ધ્યાનસ્થ થઇ બેશે ત્યારે સંસારનાં દુઃખથી પીડીત થયેલા પ્રાણીઓ કોને શરણે જાય ? હવે કયો ઉપાય છે કે, આ પ્રાણી દુઃખથી છુટે. મારે પણ તેની ભેળું દુઃખ પામવું એ યોગ્ય છે. અરે ! આ માછલાં બળવાન છે, તોપણ પાણી વગરના સૂર્યના તાપથી પીડિત થયેલાં તરફડે છે અને ચારે તરફ આળોટે છે. બેરાં, આંધળાં, અંગ વગરનાં, અનાથ અને રોગીને જોઇ જેના મનમાં દયા નથી આવતી, તેને મૂઢ સમજવો. કોઇ પ્રાણીના પ્રાણ જવાનો સમય આવ્યો અને વળી તે ભયથી વિવ્હળ થયેલાને જોઇ સામર્થ્ય છતાં રક્ષા કરતો નથી તે પુરૂષ પાપીની ગતીને પામે છે. માચ્છલાંઓનાં દુઃખ હરણ કરવાથી જે સુખ ઉત્પન્ન થાય છે, તે સુખની સોળમી કળાને સ્વર્ગ અને અપવર્ગની તુલના નથી; એટલા માટે દીન અને દુઃખિત માછલાંને મુકી હું બ્રહ્મલોકમાં જ્યારે ન જાઉં, ત્યારે સ્વર્ગ લોકમાં કેમ જાઉં ? હું તમારી આશાનો ઉચ્છેદ કોઇ દિવસ કરવાનો નથી, માટે તમે રાજાને આ વાત નિવેદન કરો, જેથી તે રાજા મારૂં મૂલ્ય તમને આપશે.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! આવાં બ્રાહ્મણનાં વચન તે મચ્છિયા-

રાઓએ સાંભળી મનમાં સંભ્રમિત થઇ પોતાના નહુષ રાજાને બધી વાત નિવેદન કરી. નહુષે પણ તે વાત સાંભળી મનમાં વિચાર કર્યો કે, "અદ્ભૂત આકૃતિવાળા આ કોણ હશે"? એ વિચાર કરી રાજા મુનિશ્રેષ્ટના ભયની શંકાથી પોતાના પુરોહિત સહિત મુનિ પાસે આવ્યા. ધ્યાન યોગમાં પરાયણ ચ્યવનઋષિ છે, એમ જાણી તેની વિધિ સહિત પૂજા કરી. તે પછે હાથ જોડી આવું વચન કહે છે. હે ભગવન્! આપની આજ્ઞાથી શું કરૂં તે મને કહો ?

**ચ્યવનઋષિ**–હે રાજા ! આ મચ્છિયારા મ્હોટાશ્રમથી દુઃખિત થએલા છે માટે આને મારૂં ઘટીત પ્રમાણે મૂલ્ય આપો. આ મચ્છિયારાને મચ્છના ધર્મમાં રહેલો હું જો યથાર્થ મૂલ્ય ન આપું તો મારી ઉપર કરજ રહે; માટે મારે આપવું અવશ્યનું છે, એમ નહિ તો હું મરણ પામીશ.

**નહુષ**–હે મુનિ ! તમારૂં મૂલ્ય આ નિષાદને લક્ષ એક (તે વખતનું ચલણી નાણું) આપું અથવા તમે કહો તે આપું ?

**ચ્યવનઋષિ**–હે રાજા ! તમે પ્રાર્થના કરેલ લક્ષ એક મારૂં મૂલ્ય નથી, મારે લાયક તમારા કારભારી સાથે વિચાર કરી મૂલ્ય કહો ?

**નહુષ**–હે દ્વિજોત્તમ ! ત્યારે કોટી એક મૂલ્ય મારાઓને આપું; જો ઓછું હોય તો ફરીથી બોલો તે આપું ?

**ચ્યવનરૂષિ**–આત્માનું મૂલ્ય લોકમાં કોઇએ કરવું નહિં અને તે કરે તો વખાણવા લાયક નથી. કેમ જે આત્મપ્રશંસા કરવાને હું સમર્થ નથી. એક લક્ષ અથવા એક કોટી કે તેથી અધિક મારૂં મૂલ્ય છે તે હું જાણતો નથી; માટે બ્રાહ્મણો સાથે વિચાર કરો ?

**નહુષ**–હે દ્વિજ ! અર્ધ રાજ્ય અથવા બધું રાજ્ય નિષાદોને આપું એ તમારૂં મૂલ્ય હું માનું છઉં. તમે શું માનો છો તે કહો ?

**ચ્યવન**–અર્ધ રાજ્ય અથવા બધું રાજ્ય મારા લાયક નથી, માટે ઋષિઓની સાથે વિચાર કરો ?

**ભીષ્મપિતામહ**-હે રાજા ! આ પ્રમાણે રૂષિના વાક્યો સાંભળી **નહુષ** રાજા મનમાં બહુજ દુઃખીત થઇ પોતાના કારભારી અને ગોર સહિત વિચાર કરે છે તેટલામાં **ગવિજાત** નામના મુનિ ત્યાંહાં આવીને રાજાને કહે છે કે, આ મુનિને હું સંતોષ પમાડીશ.

**નહુષ**-હે રૂષિ! આપ આ મહાત્માનું મૂલ્ય કહો, અને આ સંકટમાંથી મારો અને મારા કુળનો અનુગ્રહ કરો ! જો આ રૂષિ ક્રોધાતુર થાશે તો લોકપાલસહિત ત્રણ લોકને અને મારા વંશને નાશ કરશે; ત્યારે તપ વગરનો હું કેમ નાશ ન પામું ?

**ગવિજાત**-હે રાજા ! વેદાધ્યયન રહિત જે બ્રાહ્મણ છે તેનું પુજન અર્ધ વગર થાય છે, તેવાઓની ગાય દેવતા છે; માટે આનું મુલ્ય ગાયના મુલ્ય પ્રમાણે આપો ? એવાં તેનાં વચન સાંભળી **ચ્યવન** કહે છે.

**ચ્યવન**-હે રાજા ! બહુ સારૂં હું ઉઠું છઉં, મને ગાયના મુલ્ય પ્રમાણે ભલે વેચ્યો. જગતમાં ગાય બરોબર કોઇ પવિત્ર નથી. ગાયો નિરંતર વંદન કરવા અને પ્રદક્ષિણા કરવા લાયક છે. મંગળના સ્થાનભૂત ગાયોને સૃષ્ટિની આદિમાં બ્રહ્માએ સૃજેલ છે, જે ગાયોનું છાણ બ્રાહ્મણનાં અગ્નિહોત્ર આદિ ગૃહો અને દેવતાનાં મંદિરોને પવિત્ર કરેછે, તેથી અધિક બીજું શું છે? જે ગાયોનાં મુત્ર, ગોમય, દુધ, દહિ, અને ઘી એ પાંચ પવિત્ર પદાર્થો છે. તે સકળ જગતને પવિત્ર કરે છે, **गावो ममाग्रतो नित्यं गावास्तिष्ठंतु पृष्टतः ॥ गावो मेहृदये संतु गवां मध्ये वसाम्यहं** એ મંત્રને પવિત્ર થઇ એકાગ્રતાથી ત્રણ સંધ્યાકાળે નિરંતર પાઠ કરે તે સર્વ પાપથી રહિત થઇ વિષ્ણુ લોકમાં જાય છે. જે મનુષ્ય ગાયોની ટાઢ, વાયુ અને તડકાથી રક્ષા કરે છે, તે સર્વ દુઃખથી રહિત થઇ અત્યંત સુખ પામે છે. જે જમ્યાની પેહેલા ગાયને પવિત્રતાથી અન્ન અને તૃણ આપે તો બ્રહ્મ લોકમાં જાય છે. એવી રીતે ગવાન્હિક ( ગાયને અન્ન તૃણાદિ ) આપે છે તેણે અગ્નિમાં હોમ દીધો, પિતૃઓને તૃપ્ત કર્યા અને દેવતાઓની પૂજા કરી એમ

જાણવું. યજ્ઞોની આદિ, મધ્ય અને અંતમાં સર્વ દેવતાઓની દુધ, દહિ અને ઘૃત રક્ષા કરનાર છે. આ ગાયો સ્વર્ગમાં જનારાઓને જંગમરૂપ પગથીયાં છે; માટે ગાયોનું દાન દેવું અને નિરંતર પૂજન કરવું.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! આ ગાયના મહિમારૂપ ચ્યવનરૂષિનાં વચન સાંભળી નિષાદોએ મહાત્મા ચ્યવનને પ્રણિપાત કરી આ પ્રમાણે વચનો કહ્યાં.

**નિષાદો**–હે ભગવન્ ! સાધુ પુરૂષનું દર્શન, સ્પર્શન, કીર્તન અને તેની સાથે સંભાષણ પવિત્ર કરે છે, એ અમે સાંભળ્યું છે; માટે અમે તમારૂં દર્શન અને સંભાષણ, તમારી સાથે કર્યું છે, એટલા વાસ્તે તમે પ્રસન્ન થાઓ અને આ ગાયનું દાન લીઓ.

**ચ્યવન**-હે નિષાદો ! આ ગાયોનો હું પ્રતિગ્રહ કરૂં છઉં, તેની અવેજીમાં મારી સાથે સ્વર્ગમાં ચાલો અને મેં કાયા, વાણી અને મનથી જે કાંઇ સુકૃત કર્યું હોય, તેથી આ સર્વે મત્સ્ય જંતુ સુખને પામો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! મહાત્મા ચ્યવન રૂષિના પ્રતાપથી સર્વે નિષાદો અને માછલાંઓ સ્વર્ગમાં ગયાં તે સમયમાં સ્વર્ગમાં જાતાં જોઇને કારભારી અને પુરોહિત સહિત નહુષ વિસ્મય પામી કહે છે.

**નહુષ**–હે અમાત્યો ! શ્રેયાર્થિ મનુષ્યોએ તીર્થના જળ સરખા સંત પુરૂષોની સેવા કરવી. કેમકે, વૈભવથી ક્ષિણ થયા હોય, તો પણ મનુષ્યોને નિષ્ફળ થાતા નથી. મહાત્માનું દર્શન પવિત્ર કારક છે, અને તીર્થરૂપ છે. તીર્થ તો કાળે પવિત્ર કરેછે, સાધુ પુરૂષ તો સમાગમથી પવિત્ર કારક છે. એમ વાત કરેછે તે સમયમાં ચ્યવન રૂષિ અને ગવિજાત પ્રસન્ન થઇને નહુષ રાજાને કહે છે કે, હે રાજા ! અમે તમને પ્રસન્ન થયા છઇએ; માટે ઇચ્છા પ્રમાણે વરદાન માગો. આવાં તેનાં વચન સાંભળી રાજાએ ધર્મ બુદ્ધિ માગી. તે પછી રૂષિઓએ કહ્યું કે, " તથાસ્તુ " એમ કહિ તે રાજાનાં વખાણ કરવા લાગ્યા. અહો ! તું ધન્ય છો કેમ જે મનુષ્યને ધર્મમાં બુદ્ધિ થાવી બહુજ દુર્લભ છે, તેમાં રાજાને રાજ્યમદ અને મોહ હોય છે. અને

મોહથી નરક પ્રાપ્ત થાય છે, માટે વિવેકી મનુષ્યોએ રાજ્યની નિંદા કરેલ છે. જે વિષયમાં લલુતાવાળા છે તે તો રાજ્યને વખાણે છે, વિદ્વાન્ તો નરક તુલ્ય દેખે છે; માટે હે રાજા ! બેઉ લોકને નાશ કરનારો મદ કોઇ દિવસ કરવો નહીં. તમારા અમારા બન્નેની કૃપાથી મદ નાશ થાશે એમાં સંશય નથી. ઇચ્છા પ્રમાણે ધર્મ બુદ્ધિ થાઓ, એમ કહી મહાત્માઓ ચાલી નીકળ્યા. નહુષ પણ વરદાન પામી પોતાના રાજ્યમાં ગયા.

## હિંસાથી મહા પાપ, સત્યનો જય એ વિષે બહુલા અને વ્યાઘ્રનો સંવાદ.

**૩૩૯ યુધિષ્ઠિર**–પીતામહ ! બહુલા નામની ગાયે જે સત્ય વચનો કહેલાં છે મને કહો ?

**ભીષ્માંપતામહ**–સત્ય અને આર્જવ યુક્ત **વ્યાઘ્ર** અને **ગાયના** સંવાદરૂપ વૃત્તાંત કહું તે તમે સાંભળો. પૂર્વે યમુનાને કિનારે ચંદ્રાવતી નગરીમાં એક ઉત્તમ બ્રાહ્મણની ધોળી ગાય રોહિત નામે પર્વતની તળેટીમાં સધળી ગાયો સાથે ચરતાં તે ગાય તૃણના લોભથી પોતાના યૂથમાંથી દૂર જઇ ચરતાં વ્યાઘ્રની દૃષ્ટિએ પડી. જેથી તેણે દોટ મુકી નીચે પ્રમાણે વચન કહ્યું.

**વ્યાઘ્ર**–હે ગાય ! આજ તું મને ભક્ષ પ્રાપ્ત થઇ છો, માટે શોકનો ત્યાગ કરી ઉભી રહે.

**બહુલા**–વ્યાઘ્રનાં કઠોર અને રૂવાડાં ઉભાં થાય એવાં વચન સાંભળી કંપતી કહે છે કે હે કાળ રૂપ વ્યાઘ્ર ! તમારી પાસે આવ્યાથી કોઇ પ્રાણીનું જીવતર રહે નહીં જેથી મારા મરણનો ખેદ કરતી નથી. કેમ જે જેનો જન્મ થયો તેનું મૃત્યુ અવશ્ય થાશે અને મૃત્યુ તેનો જન્મ પણ અવશ્ય થાશેજ. હે મૃગાધિપ ! એ કારણ સારૂ હું શોક કરતી નથી. દેવતાઓને પણ અવશ્ય મૃત્યુ છે. હે વ્યાઘ્ર ! ચલિત જીવિતનો ખેદ કરતી નથી, પણ સ્નેહના વશથી મહા દુઃખ અને રૂદન થાય છે, એટલા વાસ્તે મારા હૃદયમાં રહેલા સંતાપને સાંભળવા યોગ્ય

છો. મને પેહેલી અવસ્થામાં પુત્ર જનમ્યો છે, તે હજી તૃણ કે અન્ન ભક્ષણ કરતો નથી, તેને અમારા ગોંદરામાં રાખેલો છે. તે ભુખથી પીડા પામી મારી વાટ જોતો હશે એમ માની હું શોક કરૂં છું. અરે! હું વિના એ બાળક કેમ જીવશે? તો તે પુત્રને સ્નેહના પાશથી સ્તનપાન દેવાની ઇચ્છા છે. જો મને રજા આપો તો મારા વાછડાને ધવરાવી, તેના મસ્તકને ચાટી, સખીઓને પુત્ર સોંપી, તેને હિતાહિતનો સંદેશો દઇ, પાછી તરત તમારી પાસે હું આવીશ. તે પછે તમે ઇચ્છા પ્રમાણે ભક્ષણ કરજો. એવાં બહુલાનાં વચન સાંભળી વ્યાઘ્રે ફરીથી કહ્યું કે હે ગાય! હવે તારે દીકરાથી શું પ્રયોજન છે? આ તારા મૃત્યુને દેખતી નથી? મને જોઇ પ્રાણી માત્ર ત્રાસ પામે છે અને ઘણાક -મરણ પામે છે. તું આ ટાણે સ્નેહથી વ્યાપ્ત થઇ હે પુત્ર! હે પુત્ર! એમ કેમ બોલે છે? મને જે વશ થાય છે તેને મંત્ર, તપ, દાન, અને માત-પિતા રક્ષા કરવાને સમર્થ થાતાં નથી. અને તું તારા માબાપ, પુત્ર અને સખી જનને જોઇ પાછી તું કેમ આવીશ? હે ગાય! આ મારાં પ્રાણ તારા રૂધીરનું પાન કરે, હું તને વાણી માત્રથી નિરાશ કરીશ નહિ.

**બહુલા**–હે મૃગેન્દ્ર! હું બાળવત્સા છું. માટે મારૂં વચન સાભળો. સખીજનને અમારા પરિપાલન કરનાર ગોવાળિયાઓને જોઇ તેમજ મારા સખીજનની આજ્ઞા લઇ તરત પાછી આવીશ, જો વિશ્વાસ ન આવતો હોય તો તમારી પાસે સમ ખાઉં તે પછે મને મુકત કરજો.

**વ્યાઘ્ર**–હે ગાય! સમ ખાવા તે શું? એ મારા મનમાં કૌતુહલ ભાસે છે તો તે હું સાંભળવા ઇચ્છા કરૂં છું.

**બહુલા**–હે વ્યાઘ્ર! બ્રહ્મહત્યા કરવાથી માત-પિતાના વધથી જે પાપ થાય તે પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો. બે સ્ત્રીવાળો પુરૂષ એક સ્ત્રીના દ્વેષથી એકનો ત્યાગ કરે, ગાયોને પગવતી સ્પર્શ કરે પણ નમસ્કાર ન કરે અને અવસ્થાહિન બાળક બળદોને ભાર વહન કરાવે તેના પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી

આવું નહી તો, જે પારાધીપણું કરે, કોઇને ઝેર આપે, એક ઠેકાણે કન્યા આપીને બીજે ઠેકાણે આપે અને જે સભામાં કથા થાતી હોય તેને વિઘ્ન કરે તેને જે પાપ થાય તેના પાપથી હું લેપાઉં જો પાછી આવું નહિ તો. જેના ઘર આગળથી વિદ્વાન્ બ્રાહ્મણ નિરાશ થાય, બ્રાહ્મણની અને વેદની નીંદા કરે તેના પાપથી લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો, સુતકાન્ન જમવાથી, પારકું દ્રવ્ય હરણ કરવાથી, વિદ્યાદાતા ગુરૂની અને મા–બાપની સેવા કરતો નથી તેના પાપથી લેપાયમાન થાઉં જો હું પાછી નહિ આવું તો, જે અધમ પુરૂષ પોતે એકાએક મિષ્ટાન્ન ખાય અને બીજાને અર્પણ કરતો નથી, અને જે સાક્ષીમાં નીમેલો પુરૂષ ખોટી સાક્ષી પૂરે તેને જે પાપ થાય તે પાપથી હું લેપાયમાન થાઉં જો પાછી આવું નહિ તો. જે વાસુદેવ ભગવાનનો ત્યાગ કરી અન્યદેવતાની ઉપાસના કરે તેને જે પાપ થાય તે પાપથી લેપાયમાન થાઉ જો હું પાછી આવું નહિ તો. આ પ્રમાણે ઘોર પાતકના સમ ખાધા ત્યારે મનમાં પ્રસન્ન થઇ વ્યાઘ્ર ફરીથી આવું વચન કહે છે.

**વ્યાઘ્ર** હે ગાય ! આવા તારા સમથી મારા મનમાં વિશ્વાસ આવ્યો તો પણ કોઇ મને કહેશે કે " આ વ્યાઘ્ર મૂર્ખ છે કેમકે સમ ખાધાથી છેતરાણો અને વળી લોકમાં એ કહેવત છે કે પ્રાણના ત્યાગના સમયમાં સમખાવા તેનું પાતક થાતું નથી" માટે એમાં શ્રદ્ધા રાખવી નહિ આ લોકમાં કેટલાક નાસ્તિક, મૂર્ખ અને પંડિતાભિમાની તેમજ અજ્ઞાનથી વીંટા એલા કેટલાક તુચ્છ પુરૂષો ચાકડા ઉપર ફરતા માટીના પિંડની પેઠે હેતુ ને દૃષ્ટાંત કલ્પિ શ્રુતિથી અને કલ્પિત શાસ્ત્રથી ભ્રમણ કરાવે છે. જેમ ચિત્રકાર વસ્તુતાયે ચિત્ર સાચાં નથી, તોપણ તેના અવયવોથી સાચાં હોય એવાં બનાવે છે. આ જગતમાં સ્વાર્થ થયો કે ઉપકાર કરનારને માનતો નથી અને ઘણું કરી સ્વાર્થી પુરૂષો દેખાય છે પણ કોઇનો પ્રત્યુપકાર કરનારા દેખાતા નથી. જેમ વાછડું દુધના ક્ષયને જોઇ માતાનો ત્યાગ કરે છે, તેમ સ્વાર્થ થયો કે તેની મતિ અન્યથા રીતે વર્તે છે. પૂર્વે ઋષિઓ

દેવતાઓ અને મનુષ્યોએ સ્વાર્થ સાર સમ ખાધા છે; માટે તે સમને હું કેમ સાચા માનું ? જો દેવના સાનિધ્ય સમ ખાય છે તો તેના ધર્મના અર્ધ ભાગને યમ રાજા કાપી નાંખે છે, એટલા વાસ્તે સમ ખાવાની બુદ્ધિ કરવી નહિ, હવે તમે તમારી ઇચ્છા પ્રમાણે કરો.

**બહુલા**–હે વ્યાઘ્ર ! જેમ તમે કહો છો તેમ છે, તો પણ તમને છેતરવાને કોણ સમર્થ થાય ? જેણે પરને છેતર્યો તેણે આત્માને છેતર્યો કહેવાય છે. પૃથ્વી દાન સમાન દાન નથી, દાન સમાન વિધિ નથી, સત્ય સમાન પરમ ધર્મ નથી અને ખોટા બોલવા સમાન પાતક નથી. જે કર્મથી અપવાદ (નિંદા) થાય, જેનાથી પાપ થાય અને જેનાથી નરક પ્રાપ્ત થાય છે. તે કર્મ કરવું નહિ.

**વ્યાઘ્ર**–હે બહુલે ! હે પુત્રવત્સલે ! જાઓ ! તમે તમારા પુત્રને જુઓ, પુત્રને ધવરાવી, તેના મસ્તકને ચાટી. મા, ભાઇ, સખી જન અને બાંધવ જનની સાથે હળી મળી સત્યતાને મુખ્ય કરી પાછું તરત ગમન કરજો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! એવી રીતે સત્ય વચન બોલનાર બહુલાને વ્યાઘ્રે જ્યારે આજ્ઞા આપી ત્યારે આંખમાં આંસુ આવવાથી દીનતાવાળી વારંવાર વિલાપ કરતી, અને જેની સર્વ ઇંદ્રિયોની ક્રિયા શિથળ છે તોપણ ઉતાવળથી ગોકુળમાં આવે છે, તેટલામાં બાંભરડાં નાખતા પોતાના પુત્રને જોઇ વિઙ્હળ થઇ ગઇ પુત્ર પણ માતાને વ્યાકુળ જોઇ મનમાં શંકિત થઇ આવું વચન પુછે છે.

**વાછડો**–હે માત ! તમે દીન અને ઉદાસી કેમ દેખાઓ છો ? તમારી દૃષ્ટિ ઉદ્વેગ અને ભયાનક દેખાય છે, તેનું શું કારણ છે ?

**બહુલા**–પૂત્ર ! જો તું કારણ પુછતો હો તો પ્રથમ ઇચ્છા પ્રમાણે સ્તનપાન કર. હું સ્નેહથી તારી સમીપ આવી છઉં. હવે પછે મારૂં દર્શન તારે દુર્લભ થાશે, માટે ઇચ્છા પ્રમાણે ધાવી લે. સવારે કોણ જાણે કોણ પીશે ? હે પુત્ર ! હમણાંજ જાવું છે કેમકે કાળરૂપ વ્યાઘ્રની પાસે સમ-

ખાઇ હું આંહી આવી છઊં, માટે મારૂં જીવિત તેને અર્પણ કરવાનું છે. એવાં માતાનાં વચન સાંભળી વત્સ આવું વચન કહે છે હે માત ! જો એમ હોય તો હું પણ તમારી સાથે આવીશ. જો વ્યાઘ્ર તમ સહિત મારૂં ભક્ષણ કરશે તો માતૃભક્તને જે ગતિ થાય છે તે ગતિ મને મળશે. હે માત ! એમ નહિ તો તમે આંહી રહો અને હું જાઉં. એ વાત તમારા સમ ખાઇને સત્ય કહું છઊં એમાં કાંઇ સંશય નથી. મા વિના પુત્રનું જીવવું વૃથા છે અને વળી અનાથનો વનમાં કોણ ધણી થાશે ! દુધના પાનથી જીવનારાં બાળકોને કષ્ટાવસ્થામાં માતા-વિના કોઇ બંધુ કે રક્ષક નથી, વિકળ થયેલા બાળકને આ લોક અને પરલોકમાં માતા સમાન કોઇ સ્નેહી કે દેવ નથી. સેંકડો પિતાનો ત્યાગ કરો તો પણ માતા વિના બાળકો જીવતાં નથી. આ પુત્રનો પરમ ધર્મ બ્રહ્માએ નિર્માણ કરેલો છે " દસ માસ પર્યંત આ સ્થૂળ દેહને પોતાના ઉદરમાં રક્ષણ કરે છે અને પ્રસવ કાળનાં દુઃખ ભોગવી, પોતે મૂર્છાવત્ થઇ પ્રસવ કરે છે, અમૃત સરખા સ્તનપાનથી પુત્રની રક્ષા કરે છે, મળ અને મૂત્રના કીચડમાં પોતે રહિ સ્નેહથી પુત્રની મળાદિકથી રક્ષા કરી વૃદ્ધિ પમાડે છે અને પ્રાણથી પણ પોતાના પુત્રને અધિક માને છે. એવી રીતે રક્ષા કરનાર માતાના રક્ષણને સેંકડો વર્ષથી પણ છુટતો નથી, એવી માતાને અનુસરી જે ચાલે છે; તે પરમગતિ પામે છે "

**ગાય**–હે પુત્ર ! મારૂંજ મૃત્યુ કહેલ છે, તું જાવાને લાયક નથી કેમ જે અન્યના મૃત્યુથી અન્યનું મૃત્યુ થાતું નથી હે પુત્ર ! માતાની આજ્ઞા પાળવી એ સમાન કોઇ મિત્ર નથી માટે મારૂં વચન માનવું તે પરમ સેવા છે. હે પુત્ર તું જળમાં અને સ્થળમાં પ્રમાદ કરીશમાં, પ્રમાદથી સર્વ પ્રાણી નાશ પામે છે એમાં સંદેહ નથી. વિષમ સ્થાનમાં રહેલા તૃણમાં લોભ કરવો નહિ, જે લોભ કરે છે તે આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. સમુદ્રમાં, વનમાં અને વિષમ જગોમાં લોભને લીધે પ્રવેશ કરવો નહિ. આ લોકમાં વિદ્વાન્ પણ લોભના વશથી

અકાર્ય (નિંદિત) કર્મ કરે છે. હે પુત્ર આત્માનું નિરંતર સર્પથી, પશુઓથી મ્લેછથી, ચોરાદિકથી, એક સ્થાનમાં નિવાસ કરનારાં જે પેટે ચાલનારાં પ્રાણીઓ છે તેની પણ વિપરીત વૃતિ જાણી તેનાથી દૂર રહેવું. નદીઓનો, નખવાળા પશુઓનો, શિંગડાંવાળાનો, હથિયારવાળાનો, સ્ત્રીઓનો, અને ચાકરનો પણ વિશ્વાસ કરવો નહિ. અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ વિશ્વાસ કરવો નહિ કેમકે, વિશ્વાસુ જો કોપે તો સમૂળ નાશ કરેછે. ચપળ અને જડ જે દેહ છે, તેનો પણ વિશ્વાસ કરવો નહિ, જો તેનો વિશ્વાસ કરે છે તો પોતાની હાનિ થાય. ગો જાતિ ગંધથી, રાજાઓ ચાર રૂપ ચક્ષુથી, પંડિતો શાસ્ત્રની અને યોગિયો જ્ઞાનથી જુએ છે. એકાએક ઘોર વનમાં ઉભું રહેવું નહિ અને એક ધર્મનોજ વિચાર કરવો. હે પુત્ર તારે ઉદ્વેગ કરવો નહિ. મરણ તો સર્વનું થાય છે. જેમ લોકો રસ્તામાં રહેલા વૃક્ષોની છાયાનો આશ્રય લઇ પાછા ચાલ્યા જાય છે, તેમ પ્રાણીમાત્રનો સમાગમ છે. જ્યારે જગત્ સર્વ અનિત્ય છે; ત્યારે કોનો શોક કરવો ? હે વત્સ ! શોકનો ત્યાગ કરી મારા વચનનું પાલન કરવું. વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધની સેવા કરી આર્જવાદિક ગુણોની સેવા કરજે. હે પુત્ર ! તારે પ્રયોજન વગર ઉભવું નહિ, બોલવું નહિ અને જોવું નહિ એ ત્રણ પ્રકાર નિષ્પ્રયોજન છે. એવી રીતે પુત્રને શિખામણ આપી, વારંવાર ચાટી, શોકમાં વ્યાપ્ત થઇ, આંસુથી આકુળ વ્યાકુળ થઇ, અને વારંવાર લાંબો નિઃશ્વાસ મુકી આવું વચન કહેછે. "અરે દૈવ, પુત્ર વગરનું જગત્ શૂન્ય દેખાય છે. પુત્રવિના ઘરનું કાંઇ પ્રયોજન નથી, પુત્રથી આ લોક જીતાય છે એમ મનુષ્યોના ચાલતી કહેવત છે, પુત્ર સમાન સ્નેહ, સુહૃત્, પ્રિતિ, અને ગતિ નથી, લોકમાં ચંદનને જે શિતળ કહે છે તે મિથ્યા છે કેમ જે પુત્રનો જે પરિષ્વંગ છે તે ચંદનથી અતિ શિતળ છે."

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! એવી રીતે પૂત્રને વચન કહિ, પુત્રના ગુણનું વર્ણન કરી, અને વારંવાર તેની સામું જોઇ, પોતાની માતા, સખીઓ અને ગોપીજનને પુછે છે.

**બહુલા**–હે માત ! હું સર્વ યુથની આગળ તૃણને ચરતી જુદી પડી સિંહની પાસે ગઇ, તેવામાં સિંહે મને પકડી લીધી તે પછે મેં સમ ખાઇને જ્યારે પ્રાર્થના કરી, ત્યારે કુટુંબને જોવાની રજા આપી તો હવે હું સર્વને જોઇ પાછી રજા માગું છું. અને જે મારો અપરાધ હોય તે તમે ક્ષમા કરજો. આ તમારો દૌહિત્ર છે તે તમને જે વાત કહે તે તમે સાંભળજો. હે વિપુલે ! હે ચંપકદામનિ ! હે ભદ્રે ! હે વસું-ધરે ! હે શ્રિયે ! હે નંદે ! હે મહાનંદે ! હે ઘંટશ્રવે ! મેં જાણથી અને અજાણથી જે કાંઇ અપ્રિય વચન કહ્યું હોય તે ક્ષમા કરજો. હે બેહેનો ! માતાના શોકથી પરિતાપ પામેલા તમારા ભાણેજની પરિપાલના કરજો. હે સખ્યો ! કોઇ વિષમસ્થાનમાં ચરતો હોય, બીજા ગાયોના ટોળામાં પ્રવેશ કરવાની ઇચ્છા કરતો હોય અને ન કરવાના કામમાં પ્રવર્ત્ત થાતો હોય ત્યાંથી નિવૃત્ત કરજો. જે સ્ત્રીઓ પારકા દીકરાઓને પોતાના પુત્ર બરોબર દેખેછે, પારકા પુત્રની પોતાના પુત્રની પેઠે પાલના કરે છે, તે સ્ત્રીઓ આ લોકમાં ધન્ય અને કૃતાર્થ થઇ અંતે પરલોકમાં આનંદ પામે છે. હે મહાભાગા ! મારો અપરાધ ક્ષમા કરજો. હું વનમાં જાઉંછું. હે સખ્યો ! તમારે મારી બાબતમાં કાંઇ ઓછું માનવું નહિ કેમ જે સમગ્ર જગતનું મરણ તો છેજ. એવાં બહુલાનાં વચન સાંભળી તેની માતા, અને સખ્યો ખેદાતુર થઇ નીચે પ્રમાણે કહેછે.

**માતા અને સખીઓ**–હે બહુલે ! અહો ! મ્હોટું આશ્ચર્ય છે કેમકે, તું ઘણાક યત્નથી આંહી આવી છો અને વળી પાછી સિંહ પાસે જવા યત્ન કરે છે ! આહીં પૂર્વે સત્યવેત્તા ઋષિઓએ કહેલ છે તે સાંભળ. “ પ્રાણનો ત્યાગ જવાના સમયમાં, પ્રાણીના રક્ષણમાં, સ્ત્રીની પાસે, કોઇના વિવાહ મેળવવામાં, ગાયને બચાવવામાં, કોઇ જાતિના ક-ષ્ટમાં બ્રાહ્મણને વિપત્તિથી છુટો કરવામાં, સર્વસ્વ હરણમાં, હાસ્ય કરવામાં અને વેશ્યાની આગળ સમ ખાવા અને ખોટું બોલવું તેનું પાતક થાતું નથી. કેમ જે અનૃત છે તે સત્ય થાય છે અને સત્ય છે તે અનૃત થાય

છે; જેમાંથી પ્રાણીનું હિત થાય તે સત્ય અને અહિત થાય તે અનૃત કહેવાય છે " હવે તુને જે હિત ભાસે તેમ તું કર.

બહુલા-હે માતા અને સખિઓ ! પારકાના પ્રાણની રક્ષા વાસ્તે ખોટું બોલવું તે અનૃત નથી, પણ મારા પોતાના બચાવ સારૂં કેમ મિથ્યા બોલું ? તેમ વળી કહ્યું છે કે "જન્મ અને મરણના સમયમાં એકાએક પોતે જન્મે છે અને મરે છે તેમજ સુકૃત દુષ્કૃત પણ પોતે એકજ ભોગવે છે, સત્ય સમાન પુણ્ય નથી અને ખોટું બોલવા બરોબર પાપ નથી; માટે હું સાચુ બોલું છઉં. સત્યને આધારે લોક અને ધર્મ રહેલ છે, સમુદ્ર પણ પોતાની મર્યાદાને ઉલ્લંઘન કરતો નથી " બળિ-રાજા પણ પોતાનું રાજ્ય હરણ કરવા આવેલા વિષ્ણુ ભગવાનને જાણતા છતાં પોતાની સત્યતાથી ચલાયમાન ન થઇ છેતરાણા પણ છેવટમાં ભગવાને કૃપા કરી અનેક જન્મથી સિદ્ધ થયેલા તપથી દુસ્તર સ્વર્ગરૂપ પાતાળમાં પ્રાપ્ત કર્યો. સેંકડો શિખરવાળો વિંધ્યાચલ પર્વત વૃદ્ધિ પામતો હતો, તે પણ સત્યતાથી બંધ પડયો. સ્વર્ગ, અપવર્ગ અને સર્વ નરકસ્થાન સત્યના આધારથી સ્થિતિ પામી રહ્યાં છે. જેણે સત્યનો લોપ કર્યો તેણે અશેષ સાધનનો લોપ કર્યો એમ સમજવું. કોઇ માણસ સત્યરૂપ આત્માનો લોપ કરતો નથી અને કરે છે તો તે પોતાના આત્માને હરણ કરવામાં ચોર થાય છે. માટે મારા આત્માનો લોપ કરીશ નહિ; જો કરૂં તો ઘોર નરકમાં પડું. પાપરહિત, નિર્મળ અને શુદ્ધ સત્ય રૂપ મહાનદમાં સ્નાન કરી પાપરૂપ મળનો ત્યાગ કરી પરમ ગતિને પામીશ પૂર્વે બ્રહ્માએ એક ત્રાજવામાં હજાર અશ્વમેધ યજ્ઞ અને બીજામાં સત્ય મુકીને તોળ્યું તો જેણી મેર સત્ય હતું તે ત્રાજવું વધારે થયું: માટે જે સત્ય છે તેજ સાધુતા, તપ, શૌચ, શ્રવણ, ક્લેશાદિકથી જુદાપણું, સ્વાધીનતા અને તે જગતનું પરમ ઘરેણું છે. સાધુઓને કસોટીરૂપ અને સત્પૂરૂષોનાં કુળને જણાવનાર ઉત્તમ દ્રવ્ય સત્ય છે સર્વ આશ્રમવાળા અને નિચ પણ જો સત્યને અનુસરી ચાલે તો સ્વર્ગલોકમાં જાયે છે.

**સખિયો**–હે બહુલે ! તું દેવ અને અસુરને નમસ્કાર કરવા લાયક છો કેમ કે, તમે સત્યતાથી પ્રાણના ત્યાગ કરવાં તત્પર છો હે કલ્યાણિ ! હવે અમે શું કહિયે, તમે તો ધર્મધુરંધર છો, આ અનન્ય ત્યાગથી ત્રણ લોકમાં શું અપ્રાપ્ય છે ? આ તમારા ત્યાગથી પૂત્રનો અવીયોગજ દેખિએ છઇએ કેમજે કલ્યાણ કરનારને આપત્તિ યાતી નથી.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! આ પ્રમાણે સખિયોનાં વચન સાંભળી ગાયોના સમૂહને પ્રદક્ષણા કરી તથા પૃથ્વિ, અગ્નિ, સૂર્ય, વરૂણ. ચંદ્ર, દિશાના દેવતાઓ, નક્ષત્ર અને તારાગણો તથા સિદ્ધ દેવતાઓ તેમજ સર્વે વૃક્ષો તમો સર્વે વનમાં ફરતા મારા પુત્રની રક્ષા કરજો એવી રીતે બહુલા પુત્રના શોકમાં વશ થઇ નીરાશ થઇ જેમ પતિના વિયોગથી ચકવી હોય, વૃક્ષથી હેઠી પડેલી વેલ હોય, અને લાકડી વગર અંધ હોય તેમ રસ્તામાં લડથડીયાં ખાતી જ્યાં સિંહ છે, ત્યાં આવીને ઉભી અને સિંહને જોઇ નીચે પ્રમાણે વચન કહે છે.

**બહુલા**–હે સિંહ ! હું સત્યતાથી આવી છું, મારા માંસથી અને રૂધીરથી તમારી તૃપ્તી કરો.

**સિંહ**–હે બહુલે ? હે સત્યવાદિનિ ! તું ભલે આવી. સત્યવેત્તાને કોઇ દિવસ અશુભ થાતું નથી. તમે જે સત્ય વચન બોલ્યાં તેજ વચન પાળ્યું તું આંહીથી જઇને પાછી આવી તેથી મને કાતુક થાય છે, કેમ જે મને પ્રાપ્ત થઇ કોણ પાછું જીવતું જાય ? મેં સત્યની પરીક્ષા લેવા તમને મોકલ્યાં તો તમે સત્યને ધારણ કરી પાછાં આવ્યાં તો તમારી સત્યતાથી હું છોડી દઉ છું. સત્યને આધારે લોકની ધર્મની અને જ્ઞાનની સ્થિતિ છે. સત્યથી દેવતાઓ, પિત્રિઓ અને ઋષિઓ સંતોષ પામે છે. ગાયો અને આ પૃથ્વીને ધન્ય છે. જેના રાજ્યમાં સત્યવાદી તમે રહો છો તે રાજ્યને ધન્ય છે. હે ગાય ! પાપને નાશકારક તમે જ્યાં વસો છો અને તમ સરખાં ગાયોનું જે દુધપાન કરે છે તેને ધન્ય છે.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! એવાં વચન કહિ ફરીથી મનમાં વિચાર કરી નીચે પ્રમાણે કહે છે.

**સિંહ**–હે બહુલે ! જે સત્યનો પાસ છે તે ઇશ્વરે નિર્માણ કરેલો છે; જો એમ ન હોય તો તું પાછી કેમ આવ ? હે બહુલે ! ગાયોની સત્યતાને જોઇ હવે હું મારૂં જીવિત રક્ષા નહિ કરૂં, અને જેવી રીતે પાપથી મુક્ત થાઉ તેમ કરીશ ! મેં તો સેંકડો જીવોને મારયા અને તેનું ભક્ષણ પણ કર્યું છે, તો હવે એ ઘોર કર્મથી કેવા લોકને પામીશ ? કયા પવિત્ર તીર્થોમાં જઈ પાપનું શોધન કરીશ અથવા ભેરવ જપ કે અગ્નિમાં પ્રવેશ કરી ઉષ્ણકાળમાં જળની પેઠે મારા દેહનું શોષણ કરીશ, એટલા વાસ્તે હે ગાય ! વિલંબ કર્યા વગર મને ઉપદેશ આપ.

**બહુલા**–હે સિંહ ! સત્ય યુગમાં તપ. ત્રેતા યુગમાં જ્ઞાન, દ્વાપરમાં યજ્ઞ અને કલિયુગમાં દાનની પ્રશંસા કરે છે. એટલા વાસ્તે કાયા, વાણી અને મનથી પ્રાણી માત્રને તમારે અભયદાન દેવું તે ઉત્તમ દાન છે. જે ચરાચર જગતને અભય દાન આપે છે, તે સર્વ ભય રહિત થઇ બ્રહ્મપદને પામે છે હે સિંહ ! હિંસા સમાન પાપ નથી અને અહિંસા સમાન પરમ ધર્મ. તપ, વિદ્યા, શ્રવણ, જ્ઞાન અને દમ નથી. હે વ્યાઘ્ર ! જેમ હાથીના પગમાં સમગ્ર પ્રાણીના પગનો સમાવેશ થાય છે, તેમ અહિંસામાં સર્વ ધર્મનો પ્રવેશ થાય છે ધર્મ અને જ્ઞાન પુષ્પ. સ્વર્ગ અને મોક્ષ ફળને દેનાર યોગ (ચિત્તના એકાગ્રતા) રૂપ વૃક્ષનો આશ્રય કર્યાથી ત્રણ પ્રકારના તાપ (શરીરનો રાજાદિક પ્રાણીનો અને ઈશ્વર કૃત)ની શાંતિ થાય છે અને તેનેજ મોક્ષ સુખ થાય છે. હે મૃગરાજ ! તમે જે જ્ઞાન સંબંધી વાત પુછી તે મેં પરમ ગુહ્ય કહી બતાવી. હે મૃગરાજ ! હું માનું છઉં કે, તમને કોઇએ શાપ દીધો હશે કેમ જે તમે કેવળ જ્ઞાનની વાત મને પૂછો છો.

**સિંહ** હે બહુલે ! મને પૂર્વે દેવતાઓએ શાપથી વ્યાઘ્ર નિર્માણ કર્યો છે અને પ્રાણીના વધથી મારી પૂર્વ જન્મની સ્મૃતિ ભૂલિ ગયો પણ

તમારા સ્પર્શથી અને ઉપદેશથી પાછું સ્મરણ થયું છે. હવે પછે મારો
શાપ નિવૃત્ત થયો છે. હે બહુલે ! તમને હું પ્રસન્ન થયો છઉં, તમે
તમારી સત્યતાથી પુત્ર સહિત પરમ ગતિને પામશો.

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વચન કહિ પરમેશ્વરમાં
મનની વૃત્તિ રાખી યોગાભ્યાસ કરી, પ્રાણને રૂંધી દેહનો ત્યાગ કરી, સર્વ
પાપથી રહિત થઇ અને યોગના એશ્વર્ય યુક્ત અને અપ્સરાના ગણ સહિત
વિમાનમાં બેશી વ્યાઘ્ર સ્વર્ગમાં ગયો. બહુલા પણ સ્વર્ગમાં ગયેલા વ્યાઘ્રને
જોઇ વિસ્મય પામી અને હૃષ્ટપુષ્ટ થઇને ગોકુળમાં પાછી આવી.
પોતાની સખિઓ અને પુત્રની પાસે વ્યાઘ્રની સાથે બનેલ વૃત્તાંત નિવેદન
કરી પોતાના પુત્ર સહિત પ્રસન્ન થઇ ગોધન, વૃષભ, ગોપ, અને ગોપી
જનની સાથે ચાલતાં કેટલેક કાળ નિર્ગમન કરી છેવટમાં ગોપ, ગોપીજન
અને સખિઓ સહિત વિમાનમાં બેશી સ્વર્ગ લોકના ઉપર ગો લોકમાં
જઇ પ્રલય પર્યંત સુખનો ભોગ ભોગવ્યો.

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ઠિર ! સત્ય વચનનો મહિમા મેં તમને
કહિ બતાવ્યો. આ મહિમાનો પાઠ કરે તો કષ્ટને તરે છે અને આયુષ્ય,
આરોગ્ય, ઐશ્વર્ય અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે. પુત્ર વગરની સ્ત્રી આ વ્રત
એટલે ગૌત્રાટ કરે તો સર્વ પાપથી રહિત થઇ પુત્રની સંપત્તિવાળી થાય છે.

**૩૪૦ યુધિષ્ઠિર-વ્યાસજી,** આપ મહા સમર્થ અમને બોધ
આપવા યોગ્ય છો, તો આપના વિચાર અમને જ્ઞાન પક્ષમાં જણાવવા
શ્રમ લેશોજી.

**વ્યાસજી**-સાંભળો યુધિષ્ઠિર, નીચે પ્રમાણે મારા વિચાર જણાવું છું,

૧ સર્વને સુખ તથા દુખ ક્રમે કરી પ્રાપ્ત થાયછે, પણ સદૈવ અનંત
સુખ કોઇને પ્રાપ્ત થતું નથી, માટે બ્રહ્મ વિદ્યાવાળી બુદ્ધિ યુક્ત જગ-
તની ઉત્પત્તિ તથા લયના કારણરૂપ બ્રહ્મને જાણનારા પુરૂષો, પ્રાપ્ત
થતાં સુખ દુઃખને સહન કરે છે, પણ હર્ષ તથા શોક પામતા નથી,

અને ખેતી કરનાર પુરૂષ જેમ કાળે કરી જે પેદા થાય તેનું સેવન કરે તેમ પૂર્વોક્ત બેઊમાંથી જે પ્રાપ્ત થાય તેનું સેવન કરવું.

૨ જ્ઞાન ઉપરાંત બીજું કાંઇ મોટું નથી, માટે મનુષ્યે જ્ઞાનવાન થવું, કારણ બ્રહ્મજ્ઞાન, સત્યતા, સરલપણું, અક્રોધ, અંતરેંદ્રીય તથા બાહ્યેંદ્રિય નિગ્રહ, અને નિર્મત્સરપણું એ સર્વ પવિત્ર કરનાર છે તે પણ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે.

૩ જે પુરૂષ અદેખાઇ રહિત હોય, યથાકાળે જે પ્રાપ્ત થયું તેમાં હર્ષવાન તથા સત્યવાદી હોય, જે ઘેર આવેલા અતિથિને પ્રણામ કરી તેની પૂજા કરી યથાશકિત પ્રમાણે આપવાથી અનાયાસે આયુષને તથા સરલપણાને પામે માટે અતિથી માટે ઉપર પ્રમાણે વર્તવું.

૪ અદેખાઇ તથા ક્રોધ એ તજી દેવાં, કારણ તે તજવાથી ઉત્કૃષ્ઠ નિવૃત્તિ પ્રાપ્ત થાય છે.

૫ શુદ્ધ અંતઃકરણ રાખવું, કારણ તેથી પોતાના શત્રુની સમૃદ્ધિ જોવા છતાં સંતાપ થતો નથી.

૬ જીતેંદ્રિય મનુષ્ય સર્વમાં શ્રેષ્ટ મનાય છે, અને તેને કશું દુઃખ પ્રાપ્ત થતું નથી.

૭ જેની બુદ્ધિ શુભ પક્ષપાતમાં સદૈવ રહે છે, તેનું સર્વદા કલ્યાણ થાય છે. નીતિથી મેળવેલું ધન સાધુ પુરૂષને દાનમાં આપે, એ ઘણું ઉત્તમ છે, એ પ્રમાણે મારો મત છે. વન પર્વ.

**૩૪૧ યુધિષ્ટિર–માર્કંડેયરૂષિ,** જ્ઞાન માર્ગ સંબંધી આપના શું વિચાર છે તે કહો ?

**માર્કંડેયરૂષિ–યુધિષ્ટિર,** બ્રાહ્મણ અને ધર્મવ્યાધના સંવાદના કેટલા વિચાર હું તમને જણાવું છઉં: **શ્રુતિમાં** કહ્યું છે કે, **જીવ** અવિનાશી છે અને દેહ નાશવાન છે; દેહનો નાશ થાય છે પણ **જીવનો** નાશ થતો નથી; **જીવ** એક દેહમાંથી બીજા દેહમાં કર્મનાં બંધનને અનુસરીને જાય છે, મૂઢ પુરૂષ અમુક જણ મૃત્યુ પામ્યો કહે છે, પણ

તે અમુક જણનો દેહ નાશ પામ્યો સમજવું, પણ તેનો જીવ નાશ પામ્યો એમ સમજવાનું નથી, કારણ તે જીવ પાછો બીજા દેહમાં પેસે છે, પૂર્વ શરીર નાશ પામ્યું તેથી તે મૃત્યુ પામ્યો એમ કહેવાય છે.

મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવાં કર્મ બીજો દેહ થવા પછે તે દેહ ભોગવે છે. તેને બદલે બીજો કોઇ ભોગવતો નથી; કરેલાં કર્મનો નાશ ભોગવ્યા શિવાય થતો નથી.

જે જીવ પુણ્યવાન્ હોય છે તે મુવા પછે પણ પુણ્યવાન્ દેહમાં જાય છે, અને જે અધમ હોય છે તે પાપ કર્મ કરનાર દેહમાં જાય છે, જીવ કર્મની વાંસે જાય છે અને તેના યોગથીજ ઉત્પન્ન થાય છે. જેવાં કર્મ કર્યાં હોય તેવા જન્મ મનુષ્ય પામે છે, શુભ કર્મ કરનાર જીવ શુભ યોનિમાં અવતરે, પાપ કર્મ કરનાર પાપ યોનિમાં અવતરે, કેવળ શુભ કર્મ કરનાર દેવયોનિમાં અવતરે, મિશ્ર કર્મ કરનાર મનુષ્ય યોનીમાં અવતરે, તમોગુણનાં કર્મ કરનાર પશુ યોનિમાં અવતરે, કેવળ પાપ કર્મ કરનાર નર્કના જીવોમાં અને પક્ષિ યોનિમાં અવતરે, એ પ્રમાણે કર્મના યોગથી આ સંસારમાં ચક્રની માફક મરણ તથા જન્મરૂપે જીવ ભ્રમણ કરે છે. માટે જે પુરૂષ સત પુરૂષના ધર્મે કરી વર્તે તેજ ઉત્તમ પુરૂષની પેઠે શુભ ક્રિયાઓ કરે તેથી પોતાની મેળે શુભ વૃતિઓ પ્રાપ્ત કરી શકે છે, જગતમાં શાસ્ત્રવેત્તા તથા વેદ જાણનારા ઉત્તમ પુરૂષો પાસેથી જ્ઞાન મેળવવું.

રાગ અને દ્વેષને વશ થાવું નહીં, નાશવંત જગત છે એમ જાણી સર્વનો ત્યાગ કરવો પણ સર્વથા ધર્મનો ત્યાગ કરવોજ નહીં.

મોક્ષ પ્રાપ્ત થવાનો ઉપાય કરવો, તે ઉપાય એ છે કે, પ્રથમ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો બાદ તપ કરવું. એ પછી મનુષ્યે હમેશાં મનને વશ કરવું કેમકે પ્રથમ મનુષ્યનું મન પદાર્થ જાણવા પ્રયત્નથી પ્રર્વત થાય છે, પછે મને એ મળે અગર મારાથી એ થાય તો ઠીક. એવી મનમાં કામના ઉત્પન્ન થાય છે, તે પાર નપડે એટલે ક્રોધ ઉત્પન્ન થાય,

ક્રોધમાંથી મોહ, દ્વેષ, લોભ, વિગેરે થાય છે, એ રીતે એક મનને વશ ન કરવાથી એટલા બધા દુર્ગુણો આવે છે અને જ્ઞાન પ્રાપ્ત થતું નથી માટે મુખ્યત્વે કરી મનને વશ રાખવું એજ જ્ઞાનીનું મુખ્ય લક્ષણ છે, અને તેજ પૂરા સુખનું સાધન છે.

આકાશ, પૃથ્વી, વાયુ, જળ તથા અગ્નિ એ પાંચ મહાભૂત છે જેના શબ્દ સ્પર્સ, રૂપ, રસ, ગંધ, એ પાંચ ગુણ છે, તે શબ્દાદિ પાંચ ગુણના પણ અનેક ગુણ છે પાંચ જ્ઞાન ઇંદ્રિય, તથા પાંચ કર્મ ઇંદ્રિય, મન, બુદ્ધિ, અહંકાર, સત્વ, રજ, અને તમ, એ ત્રણ પ્રકૃતિ એટલે એ સર્વ માયા છે. વળી ઇંદ્રિયોજ સ્વર્ગ તથા નર્કનું મુળ છે, જો ઇંદ્રિયો વશ રાખે તો સ્વર્ગ પ્રાપ્ત થાય છે. અને ઇંદ્રિયો વશ ન રાખે તો નર્ક પ્રાપ્ત થાય છે. માટે ઇંદ્રિયનો નિગ્રહ કરવો એજ જ્ઞાનનું લક્ષણ છે. ઇંદ્રિયો નીયમમાં ન રાખવાથી પાપ કર્મ તથા દ્વેષ ઉત્પન્ન થાય છે અને જો ઇંદ્રિય નીયમમાં રાખે તો મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે; માટે મન આદિ છ ઇંદ્રિઓને નિયમમાં રાખવી, તેથી પાપમાં પુરૂષ બંધાતો નથી.

મનુષ્યનું શરીર એ રથ છે, રથમાં બેસનાર આત્મા છે, રથના ઘોડા તે ઇંદ્રિયો છે, આ રથનો હાંકનાર મન છે, રથને જવાનાં બે ઠેકાણાં છે, સ્વર્ગ તથા નર્ક, તે બન્ને રથળે સારથી રથને લઇ જઇ શકે છે, તો ઇંદ્રિયોરૂપી અશ્વને હાંકનાર રથી જો તેમને મોકલા કે છુટા મુકી દે તો તે સીધો રસ્તો સ્વર્ગ જવાનો છોડી, આડે રસ્તે એટલે નર્કમાં જવાને રસ્તે દોડી, ઇંદ્રિયોરૂપી ઘોડાને લઇ જાય છે અને મનરૂપી રથી જો ઇંદ્રિરૂપી ઘોડાને બરાબર લગામમાં કબજામાં રાખી પોતે પણ તે અશ્વની મરજીને તાબે ન થતાં તેમજ સ્વઇચ્છાને તાબે ન થતાં બરાબર સીધે સ્વર્ગે જવાના રસ્તે હાંકે તો, મનુષ્યના દેહરૂપી રથ અંદર બેઠેલા જીવ સુખાંત ખુશીથી સ્વર્ગમાં જઇ શકે છે. એ પ્રમાણે સર્વ આધાર, મન તથા ઇંદ્રિયો ઉપર છે માટે બન્નેને એક બીજાના સ્વાધીનમાં રાખવા પ્રયત્ન કરવો એજ જ્ઞાનીઓનો

સર્વોત્તમ ધર્મ છે. જો કે મનની પ્રકતીના ત્રણ વિભાગ છે. સત્વ, રજ, તમ. મોહ ઉત્પન્ન થાય છે તે તમોગુણ. હરેક કામ કરવામાં પ્રવર્તી થાય છે તે રજો ગુણ. જેનાથી અંતરમાં તમામ પ્રકાશ થઇ જાય છે તે સત્વ ગુણ છે, અને મૂઢ વિચારના, પાપ કર્મ કરનારા અજ્ઞાની, ધર્મભ્રષ્ટ, ક્રોધી, આળસુ, આવા જેના ગુણ હોય તેને તમો ગુણી જાણવા. અસંખ્ય વાક્ય બોલનાર હોય, મનસુબા કરનાર હોય, પારકો દોષ જોનાર હોય, અતિ તૃષ્ણાવાન હોય, અતિ ગર્વવાન હોય, એવા ગુણવાનને રજો ગુણી સમજવા. ધૈર્યવાન હોય, તૃષ્ણા રહિત હોય, પારકા દોષ જોનાર નહીં હોય, ક્રોધ રહિત હોય, બુદ્ધિ વાન હોય, સુખ તથા દુઃખને સહન કરનાર હોય, અને કુટીલતા રહીતપણાથી પ્રસન્નતાવાળા હોય, માન તથા અપમાનની નિવૃતીવાળા હોય અનેક પ્રકારના સંશયનો નાશવાળી વૃત્તિવાળા હોય તે સત્વગુણી. માટે જ્ઞાની મનુષ્યે સત્વગુણી થવું એજ જ્ઞાનીનું સંપૂર્ણ લક્ષણ છે. અને દેહનો ઉદ્ધાર કરનાર પણ સત્વ ગુણજ છે. વનપર્વ.

## જનકરાજાના બંદિ અને મુની અષ્ટાવક્ર વચ્ચે બ્રહ્મજ્ઞાન સંબંધે સંવાદ.

**૨૪૧ બંદિ**—બ્રહ્મજ્ઞાન કોને પ્રાપ્ત થાય છે ?

**અષ્ટાવક્ર**—બ્રહ્મજ્ઞાન શુદ્ધ અંતઃકરણવાળાને પ્રાપ્ત થાય છે, અશુદ્ધ અંતઃકરણવાળાને પ્રાપ્ત થતું નથી; જીવોએ પરબ્રહ્મનું જ્ઞાન થવા માટેજ સર્વ ઇંદ્રિયોને તેના વિષયોમાંથી ખેંચીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવનારા શાસ્ત્રમાં કહેલા આચાર યુક્ત રહેવું, સત્યપણાથી વર્તવું, ઇંદ્રિયોને વિષયમાંથી રોકવી, સ્વધર્મનું પાલન કરવું, કોઇની અદેખાઇ ન કરવી, લજ્જા રાખવી, સુખ તથા દુઃખ સહન કરવું, યજ્ઞ કરવા, દાન આપવાં, ધૈર્યતા રાખવી, તથા યમનુ સેવન કરવું, આ બાર સાધનો છે, તે પ્રમાણે ગુણગ્રાહી થવું. વનપર્વ.

**૨૪૨ બંદિ**–આ કાળમાં શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષો નથી, તો પછે બ્રહ્મજ્ઞાન શાથી મળે ?

**અષ્ટાવક્ર**–અગ્ની, સૂર્ય, વાયુ, જેમ સર્વ પદાર્થથી જુદા છે તેમ આત્મા, દશ ઇંદ્રયો, મન, બુદ્ધિ અને અહંકાર એ તેરથી જુદો છે, તો પણ વિષય ઇંદ્રિના સંબંધ રૂપ યજ્ઞને આચરે; માટે અસંગ છે તો પણ બુદ્ધિ આદિના સંગથી સંગવાન દેખાય છે. માટે મનુષ્યોએ બુદ્ધિ આદિની શુદ્ધિ સારૂં ઉદ્યોગ કરવો, પણ ઉદાસી થઇ બેસી રહેવું નહીં; કેમકે પ્રથમ કહેલાં ધર્માદિ બાર સાધનો, તેર ઇંદ્રિયોના વિષયને નિવૃત્ત કરનાર છે, માટે ધર્માદિના બળથી જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે પોતાની મેળે બુદ્ધિ આદિ વિષયોની નિવૃત્તિ થાય છે અને ત્યાર પછે અદ્વૈત બ્રહ્મનું સાક્ષાત્કાર જ્ઞાન થાય છે. તેથી પુરૂષે દેશ તથા કાળની કંઇ પણ અપેક્ષા ન રાખીને આજના વખતમાં જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો જેથી અદ્વૈત નિર્ગુણ **સચ્ચિદાનંદ** બ્રહ્મનું જ્ઞાન થાય, એમ મારો મત છે. વનપર્વ.

**બંદિ**–મારા મારા વિચાર પ્રમાણે કર્મ એજ તત્વ છે, કારણ જીવને નર્ક વિશે કર્મ લઇ જાય છે; વળી જાગ્રત, સ્વપ્ન, સુષુપ્ત, એ ત્રણ અવસ્થાની પ્રાપ્તિ પણ કર્મ કરાવે છે, માટે જીવ કર્મને આધીન છે એમ મારો મત છે; તેની સાથે પાંચ જ્ઞાનેંદ્રિ છે તેમના વિષય પણ પાંચ છે, તેમાં જળ મુખ્ય છે, એવા પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા દેહમાં રહેનાર ચૈતન્યની જ્ઞાન, વિકલ્પ, ભ્રાંતિ, નિદ્રા, અને સ્મૃતિરૂપ પાંચ શીખાઓ છે, એમ વેદમાં કહ્યું છે; વળી કર્તાપણું અને ભોકતાપણું ઇંદ્રિઓનેજ છે, માટે તેજ તત્વ છે.

**અષ્ટાવક્ર**–મારો મત એવો છે કે, પાંચ ઇંદ્રિયોજ તત્વ છે, એ માનવું બરાબર નથી, કારણ, નિદ્રામાં કંઇ અનુભવ થતો નથી, અને સમાધીમાં બ્રહ્મસ્વરૂપનો અનુભવ થાય છે, માટે સમાધીના અભિમાની તુરીય છે; વળી સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિઓનો તથા મનનો લય થાય

છે, માટે તેના જ્ઞાનના અભાવનો સાક્ષી ચૈતન્યરૂપ અને કર્તારૂપ આત્મા જુદો છે, તો પણ સુષુપ્તિ અવસ્થાનો સાક્ષી છે.

**બંદિ**–સર્વ જગતનું કારણ પ્રકૃતી નિત્યછે તેથી દ્વૈત સત્ય ઠરે છે.

**અષ્ટાવક્ર**–દશ ઇંદ્રિઓ શરીરમાં જીવાત્માને વિષય સુખ આપેછે, તોપણ જીવાત્મા એકજ પુર્ણબ્રહ્મ પોતાની વિભુતીના ભેદથી તથા માયાના બળથી હજાર રૂપે એટલે વિશ્વરૂપે દેખાય છે, એમ વેદમાં કહેલું છે, માટે અદ્વૈત બ્રહ્મ વિદ્વાનના અનુભવમાં આવે છે; જેમ છીપનું જ્ઞાન ન થાય ત્યાંસુધી રૂપાની બ્રાંતી મટતી નથી, પણ તે જ્ઞાન થયા પછે તુરત મટી જાય છે, અને છીપજ જણાય છે તેમ અજ્ઞાની પુરૂષને બ્રહ્મનું સાક્ષાતકાર જ્ઞાન જ્યારે થાય છે, ત્યારેજ દ્વૈત ભાસતું **નથી** અને બ્રહ્મજ સત્ય છે એમ દેખાય છે.

**અષ્ટાવક્ર**-હે મનુષ્ય! તારા હૃદયમાંની સર્વ દુષ્ટ વાસંનાઓનો ત્યાગ કરવા શિખ. અવિચારી કર્મથી દૂર રહે. મનની સ્થિરતા કર અને તેને ચલાયમાન થવા દેઇશ નહિ. તારા વ્યવહારો, ઠગપણા અને બગ ઋષિપણાથી દુર રાખજે. જુઠા ફોકટ ફાંફાં મારનારા જુવાનીયાની મિત્રાઇથી તું દુર રેહેજે. મિથ્યા ભાષણ કરનારા અને દુરાચારીઓની સંગતને ધિકકારની નજરે જોજે.

તારી પોતાની અને તારા ભાંડુઓની ખાનગી વાત કદી પણ ઉઘાડી પાડીશ નહિ. ધનવાનની મેહેરબાની મેળવવાની ફોકટ આશા રૂપી તૃષ્ણાઓના તરંગો રાખીશ નહિ. ગરીબને કદીપણ ધિક્કારીને અવગણના કરતો નહિ; કારણ કે જે ગરીબને ધિક્કારે છે તે પોતેજ ગરીબ કરતાં ગરીબ થવાનોજ છે.

ગરજવાન અને નિરાધારની ગરજ તારી શક્તિ પ્રમાણે પૂરી પાડવામાં પછાત પડીશ નહિ; કારણ કે, ગરજવાનની જે ગરજ સારે છે તેનો બદલો પરમ કૃપાળુ પરમેશ્વર પુરેપુરો આપે છે.

## બ્રહ્મચર્ય અવસ્થાના ધર્મ-પુંડરીક અને નારદ મુનિનો સંવાદ.

**૨૪૩ યુધિષ્ઠિર**–પિતામહ ! કેટલાક ધર્મ, કેટલાક ધન, કેટલાક કામને ઉત્તમ કહે છે અને કેટલાક મોક્ષને વખાણે છે. કેટલાક સત્ય, કેટલાક તપ, કેટલાક સાંખ્યો કેટલાક દયા, અને કોમળતા, કેટલાક દાન, કેટલાક શ્રવણ, કેટલાક જ્ઞાન, કેટલાક વૈરાગ્ય, કેટલાક અગ્નિસ્ટોમાદિક યજ્ઞ, કેટલાક આત્મજ્ઞાન, કેટલાક સાંખ્ય, કેટલાક ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થના વખાણ કરે છે. જગતમાં આ કરવું અને આ ન કરવું એવી રીતે કેવળ મોહજ પામે છે. તો મહાત્માઓએ સઘળા કૃત્યમાથી શું કરવું એ બધી વાત મને કહો ?

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! સંસારથી મુક્ત કરનારૂં, સાંભળવા અને જાણવા લાયક પુંડરીક અને નારદમુનિના સંવાદરૂપ કથન કહું છું. સર્વ ગુણસંપન્ન પુંડરીક નામે બ્રાહ્મણ બ્રહ્મચર્ય અવસ્થામાં રહિને તેનો ધર્મ પાલન કરવા લાગ્યો. તે એવી રીતે કે, ગુરૂની સેવા, જીતેંદ્રિય, ક્રોધ રહિત, સંધ્યોપાસન, વેદ, અને વેદના અંગોનો પાઠ, શાસ્ત્રનો વિચાર, સમિધથી સાયંકાળ પ્રાતઃકાળનો હોમ, યજ્ઞપતિ વિષ્ણુની સેવા અને વેદાધ્યયનમાં બ્રહ્માના પુત્ર હોય, એવાં કર્મથી ગુરૂને તૃપ્ત કરે છે અને જે હમેશાં ભિક્ષાવૃત્તથી માતાપિતાની સેવા કરી અને બ્રહ્મવિદ્યાના અભ્યાસમાં તત્પર પુંડરીક બ્રાહ્મણને સંસાર સમુદ્રને તારનારી બુદ્ધિ ઉત્પન્ન થઇ. તે પછે માતા-પિતા આદિ સબંધીઓ અને સઘળી સમૃદ્ધિને તૃણની પેઠે ત્યાગ કરી તીર્થાટન જવા નિશ્ચય કરી ચાલતાં પ્રથમ ગંગાજી તે પછે ગોમતી, ગણ્ડકી શતચંદ્રા, પયોષ્ણી, સરયુ, સરસ્વતી, પ્રયાગ, નર્મદા, શોણનદ, અને મહાનદ તીર્થ પ્રત્યે ગયા તે પછે વિંધ્યાચળના અને હિમાલય પર્વતનાં તીર્થો પ્રત્યે ગયા. એ પછી આશ્રમ તીર્થોમાનાં નૈમિષારણ્ય આદિક્ષેત્ર અને ગોવર્ધનાદિ પર્વતોનાં ઘણાંક તીર્થમાં મહા તેજસ્વી વિપ્રે જેમ ઘટે તેમ ફરવા માંડયું. ફરતાં ફરતાં શાલિગ્રામ ક્ષેત્રમાં જયાં ચક્ર નદી અને અંતર્ગત તીર્થોમાં ફરવાથી તેમજ એકાંત

સ્થાનમાં નિવાસ કરી ઈંદ્રિયોને નિયમમાં રાખી, યોગાભ્યાસ કરવા માંડયો, જેમાનાં યમ અને નિયમ, આસન, (સ્વસ્તીકાદિક) પ્રણાયામ, પ્રત્યાહારા ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ યોગથી અને વૈદિક (વેદન, વાકય) તાંત્રિક (ડામરાદિકનાં વાકય) અને પુરાણનાં વાકયને અનુસરીને ચાલે છે, તે પછે રાગ, દ્વેષને ત્યાગ કરી, શાંત મન રાખી, દેવના દેવ વિષ્ણુની આરાધના કરતાં શાલિગ્રામ ક્ષેત્રમાં નિવાસ કરી વસતાં, ઘણાક દિવસે બ્રહ્મર્ષિ નારદમુનિ પૂંડરીકને જોવા આવ્યા. પુંડરીક નારદની યથાવિધિ અર્ધપાદ્ય કરી પૂજા કરી સ્મિતથી પુછે છે.

**પુંડરિક**-હે નિષ્પાપ! તમે કોણ છો? કયાંથી આવો છો? પાપી પુરૂષને તમારૂં દર્શન દુર્લભ છે. આ શું મને સ્વપ્ન થયું? હે પ્રભો! માટે તે તમે કેહવા લાયક છો.

**નારદ**—હે દ્વિજ! હું નારદ ઋષિ તારાં દર્શનની ઇચ્છાથી આવ્યો છું. કેમ જે ઘણુ કરી તમસરખા ભગવદ્‌ભકતનું સ્મરણ, સંભાષણ અને પૂજનથી ચાંડાળ પણ પવિત્ર થાય છે. શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર, ત્રણ લોકના જોનાર ભગવાન વાસુદેવનો હુ દાસ છું. એમ જયારે નારદે કહ્યું, ત્યારે ભકિતથી વ્યાકુળ અંતઃકરણ થઇ નારદનાં દર્શનથી ઘણોજ આનંદ પામી મધુર વચન કહે છે.

**પુંડરિક**—હે નારદ મુનિ! હું દેહધારીની અંદર ધન્ય થયો, દેવતાઓથી પૂજવા લાયક થયો, મારા પિત્રિઓ કૃતાર્થ થયા અને મારો જન્મ સફળ થયો છે. હે દેવર્ષિ! મારા કર્મથી સંસારમાં ભ્રમણ કરનાર અને વિશેષથી તમારો હું ભકત છું માટે અનુગ્રહ કરી જે મારે કરવાનું હોય તે મને કહો; કેમ જે તમે વિષ્ણુભકતમાં મુખ્ય છો અને પ્રાણી માત્રની ગતિ છો.

**નારદ**—હે દ્વિજ! શાસ્ત્ર, કર્મ અને પ્રાણીમાત્રના ધર્મમાર્ગ અનેક પ્રકારના છે. જો એમ ન હોય તો પ્રાણીમાત્રનાં સુખ અને દુઃખ એ બધાં વિજ્ઞાનવાદિના મત પ્રમાણે ક્ષણિક અને નિરાત્મક થાય છે. એમ

બ્રહ્મસ્વરૂપના અર્થની નિર્પેક્ષાવાળા કહે છે. બીજા એમ કહેછે કે, આ જગત્ અવ્યક્તથી ( માયાથી ) ઉત્પન્ન થાય છે, અને તે અવ્યક્તરૂપ છે. વળી કેટલાક વાદિયો આત્માને ઘણાક માને છે, તે વળી સર્વગત અને નિત્ય માને છે, કેટલાક શરીર તુલ્ય આત્માને માને છે; જેમ કે હાથીમાં હાથી જેવડો અને કીડીમાં કીડી જેવડો, કેટલાકનો તો એવો આગ્રહ છે કે, જેમ જળનો પ્રવાહ તેમ આ જગત્ ત્રણ કાળમાં પ્રવાહ રૂપે ચાલ્યું જાય છે. કેટલાક પ્રત્યક્ષવાદિઓ એમ કહે છે કે, જે વસ્તુ પ્રત્યક્ષ છે તે સત્ય છે, માટે સ્વર્ગાદિક પદાર્થ નથી. કેટલાક નિશ્ચિત મનવાળા સ્વર્ગાદિક છે એમ માને છે. અત્યંત હિન મતિવાળા અને પરમાર્થથી વિમુખ થયેલા પુરૂષો સેશ્વર જગતને માને છે અને તેમાંના કેટલાક નિરીશ્વર માને છે. એવી રીતના મતવાદિઓ છે તેમાં જેમ જેણે સાંભળ્યું અને ચિંતવન કર્યું તેમ તેણે ગ્રહણ કર્યું છે. કેટલાક તર્કવાદિઓ તો એમ કહે છે કે, શ્રુતિયો જુદી જુદી છે અને ઋષિઓના બનાવેલાં શાસ્ત્રો પણ જુદાં જુદાં છે, માટે ધર્મના તત્વને ઢાંકીને મહાજનો જે રસ્તે ચાલે તે માર્ગ સમજવો.

**નારદ**—હે દ્વિજોત્તમ ! હે નિષ્પાપ ! સાવધાન મનથી સાંભળો. હું તમને ઘોર સંસારથી મુકાવનારૂં, છાનું અને પરમાર્થનું વચન કહું છું. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલથી કહિ શકાય નહિ અને વર્તમાન દૃષ્ટિથી કેવળ મુનિયો અનુમાન કરી શકે છે, ત્યારે પ્રમાણમાં મોહ પામેલા કેમ જાણી શકે ? જે શ્રુતિયે કહેલા અનુમાનને લઇ જે શાસ્ત્રે કહેલાં તેજ પ્રમાણ છે, અને જે ગુરૂની પરંપરાથી બ્રહ્મને જાણે છે, તેજ પરમાર્થ વસ્તુમાં પ્રકાશક થાય છે. તે પરમાર્થ સ્વરૂપ, સત્, આનંદ, નિર્ગુણ, પરમ, અવ્યય, બ્રાહ્મણાદિ જાતિથી ભિન્ન, દ્વૈતપણાથી રહિત, લક્ષણથી અલક્ષ્ય, આત્મરૂપ જ્ઞાનસ્વરૂપ. નિત્ય, સનાતન, ઇંદ્રિયોથી રહિત, ચિન્માત્ર, અમૃત, સ્થિતિરૂપ, અનંત, વ્યક્ત અને અવ્યક્તથી રહિત, ચલન રહિત, વ્યાપક અને અભિન્ન છે તો પણ ભિન્ન હોય એવા

જણાય છે. યોગિયો જેનું ધ્યાન ધરે છે અને પરમાર્થથી જે ભેદ દૃષ્ટિવાળા છે, તેને તે સ્વરૂપ દુઃસાધ્ય છે. હે પુંડરીક ! મેં પરમાર્થે સ્વરૂપની વાત કહિ બતાવી. હવે જે મેં બ્રહ્માને પુછેલ અને બ્રહ્માયેં મને જે ઉત્તર દીધો છે તે સાંભળો. કોઇ દિવસ ફરતો ફરતો હું બ્રહ્મલોકમાં ગયો અને ત્યાંહાં બેઠેલા પ્રજાપતિને નમસ્કાર કરી, જે તમે મને પુછો છો તેજ મેં પુછ્યું.

**નારદ**–હે પિતામહ ! પરમજ્ઞાન અને યોગ કોને કહે છે તે તમે મને યથાર્થ કહેવા લાયક છો ?

**બ્રહ્મા**–હે તાત ! અલ્પ વાક્યથી ઘણાક અર્થવાળું અને સુખ ઉત્પન્ન કરનાર જે ઉત્તમ જ્ઞાન છે તે સાવધાન મનથી સાંભળો. જે માયાથી **परःपुरुषः** કહેવાય છે તે ચોવીશ તત્વથી પચીશમા કહેવાય છે, તેજ સર્વ પ્રાણીના આત્મા **नर** કહેવાય છે. નરથી ઉત્પન્ન થયેલાં તત્વને **नारायणी** કહે છે. તેજ જેનું આયતન એટલે રહેવાનું સ્થાન છે, તેથી **नारायणः** કહેવાય છે. જ્યારે સૃષ્ટિકાળ આવે છે, ત્યારે નારાયણથી સર્વ જગત્ ઉત્પન્ન થાય છે, પ્રલય અવસ્થામાં લય પણ તેમાંજ થાય છે; માટે નારાયણ પરબ્રહ્મ છે. બ્રહ્મતત્વ, પરમ જ્યોતિ, અને આત્મા નારાયણ કહેવાય છે. પરથી પણ તે પર છે, જેનામાં પર અને અપર એટલે કાર્ય કારણ ભાવ નથી, એજ પર અને અપર અક્ષર છે. પર, અવ્યક્ત, પરમ પુરૂષ અને પરમગતિ તેજ છે. આ જગતમાં જે કાંઇ દેખાય છે અને સંભલાય છે અને અંતર અને બાહ્ય જે વસ્તુ છે, તે બધામાં વ્યાપીને નારણ રહ્યા છે. માટે હે નારદ ! તે દેવને જાણીતું પૂર્વમાં **नमोनारायणाय** એ મંત્ર ભણી અનન્ય મન થઇ ધ્યાન ધરો. ઉપર કહ્યા પ્રમાણે અનન્ય બુદ્ધિથી જે નારાયણનું ધ્યાન ધરે છે, તેને દાન, તીર્થ, તપ અને યજ્ઞ કરવાથી કાંઇ પ્રયોજન નથી. કેમ જે તેને પરમજ્ઞાન અને પરમ યોગ એજ છે. માટે પરસ્પર વિરૂદ્ધવાળાં

અન્યશાસ્ત્રનું કાંઇ પ્રયોજન નથી. જેમ ઘણાક રસ્તાઓથી એક શેહેરમાં પ્રવેશ થાય છે, તેમ જેટલા જ્ઞાનના માર્ગ છે, તે બધાથી ઇશ્વરમાં પ્રવેશ કરાય છે. તે ઈશ્વર સર્વગત, દેવ, સૂક્ષ્મ, અવ્યક્ત, સનાતન, જગતના આદિ, આદિઅંત રહિત, સ્વયંભૂ, પ્રાણીને ઉત્પન્ન કરનાર, વિષ્ણુ, વિભુ, અચિંત્ય, નિત્ય, સદ્ અસદ્રૂપ, જગન્નાથ, પૂરાણ, કવિ, અને અવ્યય છે, જેનાથી ચરાચર જગતની સ્થિતિ છે, માટે તેનું નામ વિષ્ણુ કહેવાય છે. જયારે આ જગતની પ્રલયાવસ્થામાં સર્વ પ્રાણીનો વાસ થાય છે અને તેનો સંબંધ છે માટે **વાસુદેવ** કહેવાય છે. કેટલાક પુરૂષ, કેટલાક પરબ્રહ્મ, કેટલાક કાળ, કેટલાક અનાદિ અનંત, કેટલાક જીવ, કેટલાક પરમાત્મા, કેટલાક શિવ, કેટલાક ક્ષેત્રજ્ઞ, કેટલાક છવિશમા, કેટલાક અંગુષ્ટરૂપ, કેટલાક કમળની રજ સરખા છે, એવા ભેદ છે અને વળી બીજા કેટલાક ભેદવાદિઓ શાસ્ત્રમાં મોહ પામી જુદા જુદા આત્માને કહે છે, જો જ્ઞાની એમાં સંશય કરે તો તે જ્ઞાનતત્વથી વિમુખ થાય છે; માટે સર્વશાસ્ત્રનું અવલોકન કરી અને વારંવાર વિચાર કરી જયારે ધ્યાન ધરે ત્યારે સર્વ શાસ્ત્રનું પ્રયોજન પ્રાપ્ત થાય અને ધ્યાન કરવાથી સાયુજય મુક્તિ પામે છે. માટે હે પૂંડરીક ! તમે અર્થથી વિસ્તાર પામેલાં સર્વ શાસ્ત્રનો ત્યાગ કરી, અનન્ય ચિત્તથી કેવળ અજન્મા નારાયણનું ધ્યાન ધરો. જે આળસનો ત્યાગ કરી બે ઘડી નારાયણનું ધાન ધરે છે તે સ્વર્ગને પામે છે; ત્યારે અહર્નિશ જે ધ્યાન ધરે તે કેમ ન પામે ? હે વિપ્ર ! દેવના દેવ નારાયણને જાણશો તો તત્કાલ સાયુજ્ય મુકિતને પામશો એમાં સંશય નથી. હે દ્વિજ ! એવી રીતે બ્રહ્માયે કહેલા બ્રહ્મયોગને સાંભળી હું નારાયણમાં મન રાખી ફરવા લાગ્યો. જે કાઇ અંતકાળે **નમો નારાયણાય** એ મંત્રને જાણે તે વિષ્ણુપદને પામે છે, તે નારાયણ જગતમાં વ્યાપીને સૃષ્ટિ, સંહાર અને પરિપાલન કરે છે. જે નારાયણના નામનું શ્રવણ, પઠન અને ધ્યાન કરે છે તેને નારાયણ હિતરૂપ થાય

છે. જે જગતમાં સ્પૃહા વગરના, જીતેંદ્રિય, મમતા, અહંકાર, રાગ, દ્વેષ અને પક્ષપાત રહિત, નાના પ્રકારના સંકલ્પ વિકલ્પ રહિત, અને પરમેશ્વરના ધ્યાનમાં તત્પર હોય તે જગત્પતિ નારાયણને દેખે છે. જે નારાયણ પરાયણ છે તે આ જગતમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળને અને દૂર રહેલ જે કાંઇ વસ્તુ સ્થૂલ અથવા સૂક્ષ્મ છે, તે બધાંને પરમાર્થરૂપ જાણે છે. જો એમ નહિ જાણે તો કુતર્કિ અને દુષ્ટ મન-વાળાની પેઠે ભ્રમણા પામે છે. માટે હે રાજા ! તમે પણ નારાયણ પરાયણ થાઓ. એ નારાયણ વિના બીજો કોઇ પ્રાર્થિત દેવાને સમર્થ નથી. માટે તે નારાયણને મા-બાપ જાણીને જે કાંઇ હોમાદિક કર્મ, જપ, સ્નાન તપ અને અધ્યયનાદિક થાય છે, તે સર્વ તેના ઉદ્દેશે કરી કરો. હવે ઘણાક મંત્ર અને તેના જપ જપવાથી કાંઇ પ્રયોજન નથી. કેવળ **नमोनारायणाय** એ મંત્ર સર્વ કાર્યનો સાધક થાય છે. વલકલ વસ્ત્ર પેહેરવાં, જટા ધારણ કરવી, ત્રણ દંડ લેવો, મુંડો કરાવવો અને જે કાંઇ ચિન્હ ધારણ કરવું તે કાંઇ કલ્યાણનો હેતુ નથી કેવળ નારાયણના નામના ઉચ્ચારથીજ કેટલાક ઘાતકી, દુષ્ટ મનવાળા અને પાપ આચરણ કરનારા પરમસ્થાનને પામ્યા છે જે પાપ વગરના વિષ્ણુ ભક્તો છે તે તો સમગ્ર જગતને પવિત્ર કરે છે. જેને સેંકડો જન્માં-તરના સંસ્કારથી સર્વ લોકના આત્મા વાસુદેવ ભગવાનનો હું દાસ છું એવી બુદ્ધિ થાય છે, તે વિષ્ણુની સાયુજ્ય મુક્તિને પામે છે, એમાં કાંઇ સંશય નથી. તો જેની મનની વૃત્તિ નિરંતર નારાયણમાં છે તે પુરૂષ કેમ મોક્ષ ન પામે ?

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ઠિર ! પારકાનો ઉપકાર કરનાર અને ત્રણ લોકના ભૂષણરૂપ **નારદ** ઋષિ પુંડરીકને આવાં વચન કહી અંતરધ્યાન થઇ ચાલ્યા ગયા. પુંડરીક બ્રાહ્મણ નારદ મુનિના પ્રતાપથી પોતાના હૃદય કમળમાં નારાયણને સ્થાપન કરી **नमोऽस्तुकेशवाय** એ મંત્ર વારંવાર ઉચ્ચારણ કરતા કરતા હે મહાયોગિ ! પ્રસન્ન થાઓ, એમ કહિ, હૃદય

કમળમાં જનાર્દન ભગવાનને ધારણ કરી, તપની સિદ્ધિ દેનાર શાલિગ્રામ ક્ષેત્રમાં એકાએક, ભજનરૂપ પુરૂષાર્થને સત્ય માની સ્વપ્નમાં પણ કેશવ વગર અન્યને દેખતો નથી. જેથી નિદ્રા પણ તેને ભજનમાં વિરોધ કરનારી થાતી નથી. તપ, બ્રહ્મચર્ય, શૌચ અને જન્માંતરના શુભ સંસ્કારથી તેમજ સર્વ લોકના સાક્ષી પરમાત્માના પ્રસાદથી પાપ રહિત થઇ પોતાના હૃદયમાં શંખ, ચક્ર, અને ગદાને ધારણ કરનાર, પીત વસ્ત્ર, ઘનસ્યામ અને કમળ નેત્રને ધારણ કરી પુંડરીક બેઠા છે, તેવામાં તેની આસપાસ સિંહ, વ્યાઘ્ર અને અન્ય હિંસક પ્રાણીઓ વિરોધને મુકી દઇ પોતાની ઈચ્છા પ્રમાણે પરસ્પર હિત ચાહનારાં ફરે છે. જેના આશ્રમમાં નદીઓ અને સરોવરોનાં જળ અને દિશાઓ ઉજ્વળ ભાસે છે, એવા આશ્રમમાં પુંડરીક ભજન કરે છે તેવામાં કોઇ દિવસે ભગવાન્ શંખ, ચક્ર, અને ગદા ધારણ કરી દેવના દેવ નારાયણ પ્રગટ થઇ પુંડરીકને દર્શન દિધું. પુંડરીક નારાયણનાં દર્શન કરી નેત્રથી પાન કરતા હોય, બાહુથી મળતા હોય, નાસિકાથી સુંઘતા હોય, જીભથી ચાટતા હોય, અને વચનથી કાંઇ કહેતા હોય એવા આનંદથી જોઇને અંતરમાં હર્ષ પામી સાષ્ટાંગ દંડવત્ કરી, હાથ જોડી, પરમ ભક્તિથી વ્યાપ્ત થઇ નીચે પ્રમાણે કહે છે.

**પુંડરીક**–હે વિષ્ણો ! તમે સર્વ લોકના સાક્ષી, માયાથી રહિત, નિત્ય, નિર્ગુણ, ગુણરૂપ છો તેને હું નમસ્કાર કરૂં છું. જે આ જગતના આધાર, વસ્તુતાથી આધાર વગર, ઇંદ્રિઓથી રહિત, જાત્યાદિથી વર્જિત, ચૈતન્યમાત્ર, અને જેને અવ્યય કહે છે. વાસુદેવ પુરાણ પુરૂષ, વિધાતા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર તમને હું નમસ્કાર કરૂં છું. ઓંકાર, વષટ્કાર, સર્વ લોકના નિયંતા, પારકાની પીડાને નાશ કરનાર જે ગોવિંદ છે તેને હું નમસ્કાર કરૂં છું. ભકતનો અનુગ્રહ કરનાર, અનેક પદાર્થોને રચનાર છે તેને હું નમસ્કાર કરૂં છું. આ જગત તમમાં, તમરૂપ, તમથી અભિન્ન, ભિન્ન કહેવાતું નથી, જેની નાભિકમળથી ઉત્પન્ન

થયેલા કમળના આશ્રયરૂપ, સમસ્ત વેદ અને વેદાંતના વિસ્તારથી પામેલી વિભુતિ છે જેની, તેને નમસ્કાર કરૂં છું. તમે દેવના દેવ, શરણ લેવા લાયક છો. હે હૃદય નિવાસિ ! હે જગતના આધાર રૂપ ! સમસ્ત પ્રાણીના આદિભૂત, અનેક પ્રકારનાં રૂપ ધારણ કરનાર અને જગતને ઉત્પન્ન કરનાર, વાણીથી અગોચર છો. હે આનંદ ! હે અચ્યુત ! જાત્યાદિકથી જે ભેદ દષ્ટિ છે, તેથી તમે જણાતા નથી; તોપણ ભક્તની ઉપર અનુકંપાથી ભિન્ન ભિન્ન બ્રાહ્મણાદિ રૂપે દેખાવો છો તેને નમસ્કાર કરૂં છું. એ રીતે દિવ્ય વચનોથી સ્તુતિ કરતા પૂંડરીકને જોઇ ત્રિવિક્રમ ભગવાન મેઘ સરખી વાણીથી પુંડરીકને આવું કહે છે.

**શ્રીભગવાન્**-હે મહામતે ! તારૂં કલ્યાણ થાઓ, હું તમને પ્રસન્ન થયો છું. જે તારા મનમાં હોય તે માગી લે.

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ટિર ! એવાં ભગવાનનાં વચન સાંભળી પૂંડરીક વિનયથી કહે છે, હે દેવાધિ દેવેશ ! હે માધવ. ઘણીક મંદ બુદ્ધિવાળો હું ક્યાં અને સૃષ્ટિનું હિત કરનારા તમે ક્યાં, તોપણ તમે મારૂં જેમ હિત થાય તેમ આજ્ઞા આપો. એવાં જયારે વચન કહ્યાં, ત્યારે ભગવાન્ પ્રસન્ન થઇ પુંડરીકને કહે છે. હે સુવ્રત ! તારૂ કલ્યાણ થાઓ, મારૂં રૂપ ધારણ કરી મારી સાથે ચાલ અને નિરંતર સુખ ભોગવ.

**ભીષ્મપિતામહ**-હે યુધિષ્ટિર ! એમ ભગવાનને કહ્યું ત્યારે આ-કાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. ઇન્દ્રાદિ દેવતાઓ, સિદ્ધ, ગંધર્વ, અને કિન્નર ગણો બહુ સારૂં એમ વખાણ કરવા લાગ્યા. તે પછે સર્વ દેવગણોયેં નમસ્કાર કરેલ વાસુદેવ પુંડરીકને સાથે લઇ ગરૂડ ઉપર બેશીને પોતાના લોકમાં ગયા. માટે હે રાજા ! તમે પણ વિષ્ણુની ભકિતયુક્ત થઇ તેમજ મન અને ઇન્દ્રિયોની વૃત્તિ રોકી રાખી ભગવાનનું ભજન કરો. હે રાજા ! સર્વ પાપને હરણ કરનાર વિષ્ણુની કથાને સાંભળો જે સાંભળવાથી સર્વેશ્વર વિષ્ણુ પ્રસન્ન થાય છે. કોઇ એક સો અશ્વમેધ અને એક સો

વાજપેય યજ્ઞ કરે, તોપણ નારાયણથી જે બહિમુર્ખ છે તેને તેનું ફળ મળતું નથી. જેણે એકજ વખત **હરિઃ** એ બે અક્ષરનું ઉચ્ચારણ કર્યું તેણે મોક્ષ વાસ્તે કટિબંધન બાંધીને તૈયારી કરી એમ જાણવું. હે વિષ્ણો! જરા રહિત, દેવતાઓએ સેવન કરેલ, ધ્યાન કરવા લાયક, આદિઅંત રહિત, સગુણ, ગુણરહિત, આદિપુરૂષ, અત્યંત સૂક્ષ્મમાં સુક્ષ્મ, ઉપમા વગરના, યોગિયોને યોગથી જણાયેલ, ત્રણ ભુવનના ગુરૂ અને જે નિયંતા છે તેને હું શરણે છું. આ આખ્યાન સાંભળશે તે સર્વ પાપથી રહિત થઇ વિષ્ણુલોકમાં જાશે.

## આત્માકાર બુદ્ધિ-ઇંદ્ર અને કાશ્યપનો સંવાદ.

**૩૪૪ યુધિષ્ઠિર**-પિતામહ! સર્વ લાભમાં ઉત્તમ લાભ કયો તે કહો?

**ભીષ્મપિતામહ**-પ્રજ્ઞા (આત્માકાર બુદ્ધિ)ના લાભથી આ જગતમાં બીજો કોઈ લાભ નથી પ્રજ્ઞાથી બળી રાજા, નમુચિ અને મંકી અક્ષય ઐશ્વર્યને પામ્યા છે, તેઓએ બીજું શું સાધન કર્યું હતું? કાંઇજ નહીં હે રાજા! આ વિષે ઇંદ્ર અને કાસ્યપના સંવાદરૂપ કથા કહું તે સાંભળો. વૈશ્ય જાતિનો કોઇ એક ગૃહસ્થ ધન અને ઐશ્વર્યના મદથી રથમાં બેશી માર્ગે ચાલ્યો. જતાં રથના વેગથી કાસ્યપ નામના દ્વિજને પછાડી નાખ્યા, તે દુઃખથી પીડા પામી દ્વિજ બોલ્યા કે, "અરે! હું મરી જાઇશ ધન વગરનો હું કયા લોકને પામીશ?" એ પ્રમાણે કહિ મૃત્યુનો સંકલ્પ કરી દીનતાથી બેઠો. તેવામાં ઇંદ્ર દેવ શિયાળનું રૂપ ધારણ કરી તેની પાસે આવી મૃત્યુના નિષેધકારક આવાં નીચે પ્રમાણે વાકયો કહે છે.

**શિયાળ**-હે દ્વિજ! જેમ તારૂં ચિત્ત બીજાના હિતમાં અનુકુળ નથી તેમ બીજાનું ચિત્ત તારી ઉપર હિતકારક નથી; માટે શ્યા કારણે પરિતાપ કરે છે? જેમ તારૂં મન તારા આત્મા પ્રત્યે અનુકુળ છે, તેવીજ રીતે અન્યને પણ પોતાના આત્મા ઉપર અનુકુળતા છે, માટે તારા મનને તું નિવૃત્ત કર. મનુષ્યે જન્માંતરમાં જે કર્યું છે તે આ જન્મમાં

સુખ, દુઃખ ભોગવે છે; કોઇ દુઃખ દેતું નથી. હે મુઢ ! સર્વ દુઃખના ઔષધરૂપ ધર્મ કેમ સેવન કરતા નથી ? ધર્મ કરવાને હું સરખા જે અશક્ત છે, તે શોચ કરે છે; તમે તો ધર્મ ક્રિયા કરવાને શકત થઇ શોચ કેમ કરો છો ? હે મુને ! ઘણા પુણ્યથી મનુષ્ય દેહ પ્રાપ્ત થાય છે તેમાં પણ દ્વિજપણું દ્વિજમાં પણ શ્રોતિયપણાને પામીને અરે હું દ્રવ્ય વગરનો છઉં એવા વૈરાગ્યથી મરવાની ઇચ્છા કેમ કરો છો ? દ્રવ્યની ઇચ્છા વિષયી પુરૂષો રાખે છે. દરિદ્રી પુરૂષો ઉચું ઉચું જોતા જાય છે, ધનવાન્ પુરૂષો તો નીચું નીચું જુએ છે. તેમાં વિચાર કરો કે, કોની મોહોટાઇ છે ? જે સુકૃતિ બુદ્ધિવાળા છે તે ધનને અને વિષયને ત્યાગ કરે છે, ધનની સ્પૃહા છે તે દુઃખનીજ સ્પૃહા છે, એમ જાણી સત્પુરૂષોએ દ્રવ્યની નિંદા કરેલ છે. જે માણસ પોતાના ધર્મમાં રહિને સંતોષ પામે છે, તે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવે છે. જેણે ધનની તૃષ્ણા કરી છે, તેને જે સુખ છે તે સુખ ધન સારૂં આમના તેમના દોડનારને નથી. અર્થની ઇચ્છામાં મહા દુઃખ, મેળવવામાં વધારે દુઃખ, સંચય કરેલાના વિયોગમાં અતિ મહા દુઃખ છે જેમ પ્રાણધારીને કાળથી ભય છે તેમ ધનવાળાને રાજાથી, અગ્નિથી, ચોરથી, અને ખરચાઇ જવાથી નિરંતર ભય રહે છે. જેમ જળમાં માછલાં માંસને ભક્ષણ કરે છે, પૃથ્વીમાં કુતરાઓ ભક્ષણ કરે છે અને આકાશમાં પક્ષીઓ ભક્ષણ કરે છે. તેમ બધા સ્થાનમાં ધનવાળાને ઘણો ભય છે. દરિદ્રી ધનની ઇચ્છા કરે, ધનવાન્ રાજ્યની ઇચ્છા કરે, રાજા પૃથ્વીની ઇચ્છા કરે. પૃથ્વીપતિ ચક્રવર્તિની ઇચ્છા કરે, ચક્રવર્ત્તિ ઇંદ્રની ઇચ્છા કરે, ઇંદ્ર બ્રહ્મપદની ઇચ્છા કરે છે. એવી રીતે તૃષ્ણાના અંતને કોઇ પામ્યો નથી. એટલા સારૂ હે વિપ્ર ! મહાન તૃષ્ણાને ત્યાગ કર. મ્હોટી સમૃદ્ધિ મળી તોપણ તૃષ્ણા શાંત થાતી નથી અને ઉલટી અગ્નિમાં કાષ્ટની પેઠે વૃદ્ધિ પામે છે. હે બ્રાહ્મણ ! જેવો સ્વપ્નમાં લાભ તેવો અર્થ સંપત્તિનો લાભ મનુષ્યને ક્ષણ માત્ર લાભ છે. દેહિને અર્થ સંપાદન કરવામાં કામ, ક્રોધ,

મત્સર, લોભ, મોહ, ભય અને મદ એટલા દોષ રહ્યા છે, એમ મહાત્મા પુરૂષો કહે છે; માટે હે નાથ! ધન વાસ્તે પ્રાણ ત્યાગ કરવાને કેમ ઇચ્છા કરો છો! નિચ જાતિને પણ પોતાના પ્રાણ ત્યાગ કરવાનું પાપ લાગે છે, ત્યારે બ્રહ્મવેત્તાને કેમ ન લાગે? અહો!! હે ભાઇ! જેને હાથ છે તે સિદ્ધ અર્થવાળા છે, જેમ તમને ધનની ઇચ્છા છે તેમ અમને હાથની ઇચ્છા થાય છે. હું હાથ વગરનો છઉં તોપણ કોઇ જંતુને દુઃખ દીધા શિવાય કાંટાને કાઢી નાંખું છું; એમ છતાં મારા પ્રાણનો ત્યાગ કરતો નથી, હું તો દુષ્ટ યોનિમાં પડયો છઉં. તમારો અવતાર ટાઢવાળા પશુનો કે શૃગાળ, જીવડા, ઉંદર, સર્પ, દેડકાં, બાપૈયા અને અન્ય કોઇ પાપી યોનીમાં નથી, વળી તમે આંધળા, બેરા, અંગ વગર, મૂગા અને જડ નથી. હે કાસ્યપ! તમે તો પૂર્ણ અંગવાળા અને અરોગી ધન્ય છો; માટે આવા શરીરના લાભથી દુઃખને સહન કરવા લાયક છો. વળી સર્વ વર્ણમાં ઉત્તમ દ્વિજ વર્ણ છો. જો તમે મારાં વચન સાંભળી ધર્મનું યત્નથી સેવન કરો અને આત્માનો ત્યાગ કરો નહિ. જેને ધર્મરૂપ ધન છે, તે સાધુ પુરૂષો ધનાઢય જાણવા. તમે વેદાધ્યન, અગ્નિની સેવા, બ્રહ્મચર્ય, દમ, તપ, ચોરી ન કરવી, નિંદા ન કરવી, અને ક્ષમા કરવી એ ગુણનું પાલન કરો. ખોટું બોલવું, અનૃત કરવું, હિંસા, અસંતોષ, અકોમળભાવ, નાસ્તિકપણું અને વિષય સેવા એ અવગુણોનો ત્યાગ કરો. વિષયનો ત્યાગ કરવાને જો સમર્થ ન હો તો મનમાંથી તેનો સંગ ત્યાગ કરવો, કેમ જે અસંગી પુરૂષના મનમાં ખરેખર દર્શન, સ્પર્શન, સુગંધ અને શ્રવણથી કામના ઉત્પન્ન થાતી નથી. વિષયમાંથી જેમ જેમ મન શાંતિ પામે તેમ તેમ વૈરાગ્ય થાય ત્યારે સુખપદને પામે. હે દ્વિજ! પાંજરામાં જેમ પક્ષિને રોકીયેં તેમ ઇંદ્રિય સમૂહને હૃદયમાં રોકીને ઝેરથી વિટાયેલા અને દુર્જય વિષયનો તમે ત્યાગ કરો. પર્વત વર્ષાદની ધારાને જેમ સહન કરે તેમ ઇંદ્રીઓના પ્રવાહને સહન કરી પ્રાણી માત્રના હૃદયમાં આત્માને જોવા, અને આત્મામાં પ્રાણી

માત્રને જોવા. સમસ્ત ઇંદ્રિયોને મનમાં નિયમન કરો, મનને બુદ્ધિમાં લય કરો, બુદ્ધિને પરમાત્મામાં લય કરો, પરમાત્મા અને બ્રહ્મની એકતા થઇ કે, તરત નિર્વાણ સ્વરૂપ થાશો. કાષ્ટ વગરનો અગ્નિ પોતાના સ્વરૂપને પામે તેમ પામશો.

**ભીષ્મપિતામહ**–હે રાજા ! એવાં શિયાળનાં વચન સાંભળી તે દ્વિજ વિસ્મય પામી શિયાળને પુછે છે હે મહામતે ! તમે વિષ્ણુ, ઇંદ્ર, કે રૂદ્ર છો તે મને કહો ?

**શિયાળ**–હે વિપ્ર ! હું ઇંદ્રિ તારો અનુગ્રહ કરવા સારૂ આવ્યો છઉં; લોભને મુકી છુટા થાઓ અને ધર્મનું સેવન કરો.

**ભીષ્મપિતામહ**–હે યુધિષ્ટિર ! એવાં વચન કહિ ઇંદ્ર સ્વર્ગમાં ચાલ્યા ગયા, અને કાસ્યપ બ્રાહ્મણ તેનાં વચન પ્રમાણે વર્તિ મુકિતને પામ્યા. માટે હે રાજા ! સર્વે લાભમાં ઉત્તમ લાભ **પ્રજ્ઞાલાભ** (બ્રહ્માકાર વૃતિ થાવી) તે છે, જે પ્રજ્ઞાવાન્ છે તે આ લોક અને પરલોકનાં સુખને પામે છે. જે કાંઇ આ લોકમાં વસ્તુ દેખાય તે સર્વેનું મૂળ **પ્રજ્ઞા છે.** એ પ્રમાણે તે બ્રાહ્મણ વ્યથાથી મૃત્યુનો નિશ્ચય કરી રસ્તામાં પડેલો તેને શિયાળ વેષી ઇંદ્રે પરમ સુખ પમાડયો, મહાત્માઓ ઉપકાર કરનારા હોય છે.

**વૈરાગ્યને પામવા વિષે વ્યાસજી અને શુકદેવજીનો સંવાદ.**

**૩૪૫ યુધિષ્ટિર**–પિતામહ ! વ્યાસના પુત્ર શુકદેવજી વૈરાગ્યને કેમ પામ્યા, એ વાત મને કહો ?

**ભીષ્મપિતામહ**–અજ્ઞાનીની પેઠે સમગ્ર વેદ ભણીને અધ્યયન કરનાર પુત્રને **વ્યાસજી** શિખામણ આપે છે.

**વ્યાસજી**–હે પુત્ર ! જીતેંદ્રિય થઇ ધર્મનું સેવન કરો તેમજ તિતીક્ષા જે ટાઢ, તડકો, ભૂખ, તરશ, અને કોપને ત્યાગ કરો. ધર્મથી રહીત જે કર્મ હોય અને તે મહાફળદાયક હોય તોપણ વિવેકી તેને હિતકારક કહેતા નથી. ખરેખર જે ધર્મ છે તેજ મરણ પછી સહાય-

ભૂત થાય છે, અને અન્ય સર્વ શરીરની સાથે નાશ પામે છે. મા, બાપ, પુત્ર, સ્ત્રી અને જ્ઞાતિ એ પરલોકમાં કોઇ સહાય થાતું નથી કેવળ ધર્મજ રહે છે. જે મોહથી ધર્મની નિંદા કરે છે, તે અવળે માર્ગે ચાલનારા જાણવા અને તેનો નાશ થાય છે. કોઇ ધનવાન્ સામર્થ્યવાન્ શ્રવણબળવાન્, નિર્ધન અને મુર્ખ હોય તો તેનો જન્મ ધાન્યમાં ફોતરા, પક્ષિમાં પૂતિકા (મધમાંખી) અને કીટમાં મચ્છર સદૃશ છે, અને તેનું જીવિત વૃથા છે. જે ધર્મ છે તે માતા, પિતા, બંધુ, સુહૃત, ભાઇ, સખા સ્વામી અને પરંતપ છે; માટે સર્વ પ્રકારથી હે પુત્ર ! સ્વસ્થ મન રાખી નિરંતર ધર્મનું સેવન કરો. ધર્મથી જે વિમુખ થાય છે, તે મરણ પછી અંધતમ નામના નરકમાં પડે છે. હે પુત્ર ! જે સંતોષી, શ્રવણમાં તત્પર, સત્ય, દયા, કોમળતા. જીતેંદ્રિય અને ક્રોધજીત છે, તેની પાસે જઇ ધર્મને પુછી તેનું સેવન કરો. તેમજ દાન અને ધર્મશીળ પુરૂષોના વાક્યને મનમાં ધારણ કરી અવળે માર્ગે ચાલનારૂં જે મન છે તેનું બુદ્ધિથી સમાધાન કરો. સર્વ પ્રાણીનું જે મન તે શુભાશુભને ભેળું કરે છે, અશુભથી પાછું વાળી શુભમાં ધારણ કરો. ક્રોધ. લોભ, મોહ, મદ, નિંદા, મત્સર, આળસ્ય અને નાસ્તિક બુદ્ધિનો ત્યાગ કરી સત્ય, કોમળતા, આસ્તિક બુદ્ધિ, અઘાતકીપણું, અમત્સર, બ્રહ્મચર્ય, અહિંસા અને ક્ષમાને સેવન કરો. સ્વર્ગમાં જાવાને સોપાન સરખો અને દુર્લભ જે મનુષ્ય દેહ છે તેને પામીને આત્માને એવો સાધો કે, ફરીથી જન્મ ન થાય. જે બ્રાહ્મણ ક્રોધ, લોભ, નિંદા અને આળસ્યને વશ થઇ વિષયમાં લુબ્ધ રહે છે. તે પોતાના શ્રેયથી ભ્રષ્ટ થાય છે. બ્રાહ્મણનું શરીર આ જગતમાં ભોગ ભોગવાને અર્થે નથી કેવળ તપ તપીને કલેશ ભોગવે તો અંતે તે અનંત સુખને માટે કલ્પાય છે. જે વેદ પ્રતિપાદિત કર્મ છે તેને તમે યત્નથી સેવન કરો. અને નિંદિત છે તેને ત્યાગ કરો. જે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી છે તે જો વિધિ પ્રમાણે ધર્મનું પાલન કરે તો પરમ અવ્યયપદને પામે છે. જે બ્રાહ્મણ સરલ સ્વભાવ,

તપસ્વી, સંતોષી, સત્ય બોલનાર, જીતેંદ્રિય, દાન, દાતા અને દયાળુ છે તે ખેદ પામતો નથી. કઠોરતા, અનૃત, નાસ્તિકપણું, મત્સર, ચાડી, નિર્દય પણું અને પાપ બુદ્ધિને ત્યાગ કરવાં, જે પુરૂષ કામ અને અર્થ એ બે પુરૂષાર્થમાં તત્પર રહે અને ધર્મમાં તત્પર ન રહે તે પુરૂષની સાથે વિવેકી પુરૂષે ભાષણ કરવું નહીં. હે તાત : પ્રાતઃકાળમાં ઉઠી પરલોકમાં જેમ હિત થાય તેવું ચિંતવન કર્યા પછી ધર્મ કાર્યનો વિચાર કરવો. કેમ જે અક- સ્માત્ મરણ પ્રાપ્ત થાય તો ધર્મ કરવો બને નહીં, સો વર્ષનું જીવવું છે તો પણ અતિ અલ્પ છે કેમકે, અર્ધ આયુષ્ય નિદ્રામાં જાય છે, અર્ધ આયુષ્ય બાલ્ય, શોક, જરા અને દુઃખથી નિષ્ફળ જાય છે. જેનો જન્મ ધર્મ, અર્થ, અને કામને અર્થે થાતો નથી તે મનુષ્યનો જન્મ તૃણ બરોબર સમજવો. હે પુત્ર ! તમારી બરોબર અવસ્થાવાળા અને રૂપવાળા મૃત્યુમાં ગળીત થયેલાને જોતાં છતાં મનમાં કેમ ત્રાસ થાતો નથી ? માટે તારૂં હૃદય લોઢાનું છે એમ જણાય છે. આ દેહ પાણીના પરપોટા સરખો છે તેમાં વળી જે અનિત્ય સંસાર છે તેમાં તમે કેમ સુતા છો ? પુત્ર, દાસ, કુટુંબ, સ્ત્રી સુખ અને દ્રવ્ય સંચય એ બધાં અનિત્ય છે, સુકૃત અને દુષ્કૃત એ બે નિત્ય છે. હે પુત્ર ? વિશ્રામ અને આલંબન વગરનો આ સંસારરૂપ વગડામાં ઉપદેશ વગર તું એકાએક કેમ જાઇશ ? સત્યરૂપ પાત્ર, તપરૂપ તેલ, દયા રૂપ વાટ અને ક્ષમારૂપ રક્ષણ છે, એવા દીવાને યત્નથી ધારણ કરી સંસારરૂપ અંધારામાં રહી જ્યારે સર્વ વસ્તુનો ત્યાગ કરીને જવાનો વિચાર કરશો; ત્યારે તમારી ધીર્યતા રેહેશે નહિ, અને મૃગની પેઠે બંધાઇ જાઇશ. મનુષ્ય જ્યારે દેહનો ત્યાગ કરીને પરલોકમાં જાય છે; ત્યારે શુભ અને અશુભ લઇને જાય છે. સુહૃત, સંબંધી અને બાંધવ ભેળા જાતા નથી. હે પુત્ર ! તારા મા, બાપ, પુત્ર, અને સ્ત્રી સેંકડો ચાલ્યાં ગયાં, અને તું પણ તેવી રીતે કેટલાકનો થઇ ગયો છો. તારે તેનું પ્રયોજન નથી અને તેને તારૂં પ્રયોજન નથી. તે સર્વે પોતાના કર્મથી જાય અને આવે છે, તું પણ તારા કર્મથી જન્મછ અને મરણ પામછ. તું જોતાં છતાં

દેખતો નથી, સાંભળતાં છતાં સાંભળતો નથી. બુદ્ધિવાન્ તું સર્વ ઈંદ્રિઓને જાણુછે હે પુત્ર ! આ સંસાર સમુદ્રને અહિંસા, સત્ય, સંતોષ, ક્ષમા, આર્જવ અને તપરૂપ વાહાણમાં બેશી યત્નથી પાર ઉતર. ધર્મ સમાન બાંધવ, સુહૃત્ લાભ અને ગતી નથી. જે પુરૂષ સમીપ રહેલા મૃત્યુને જોઇને ધર્મ આચરણ કરતો નથી તેનો જન્મ બકરાના આંચળની પેઠે વૃથા છે. ઘણું કરી જ્યારે પાપ રહીત પુરૂષ થઇ ધર્મમાં પ્રવૃત થાય ત્યારે જ્ઞાન થાય, જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે; માટે જે મનુષ્ય, વાણી અને મનથી કર્મ કરે છે અને કર્મના ફળની આશા રાખે નહીં, ત્યારે તે પુરૂષ મોક્ષને પામે છે.

**૩૪૬ પુત્ર**—હે પિતા ! પ્રાણી માત્રનાં અનેક પ્રકારના ધર્મ મે સાંભળ્યાં અને હવે મોક્ષ માર્ગ કહો ?

**વ્યાસજી** હે પુત્ર ! માણસને તપ, ઈંદ્રિઓનો નિગ્રહ અને દુષ્ટના સંગનો ત્યાગ કરયા વગર મોક્ષ મળતો નથી. બ્રાહ્મણને વિદ્યા અને તપ એ બે શ્રેય કરનારાં છે. કેમ જે તપથી પાપ બળે છે અને વિદ્યાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. જેમ મધ સહિત અન્ન અને અન્ન સહિત મધ એ બે છે, તેમ તપ અને વિદ્યા એ બે ભેષજ છે. જેનું જીવિત ધર્મ સારૂં છે, તે ધર્મ જ્ઞાનને વાસ્તે, જ્ઞાન ધ્યાન વાસ્તે અને ધ્યાન યોગથી મોક્ષ પામે છે. સર્વ દુષ્ટ મનુષ્યના સંગનો પરિત્યાગ, સર્વ શિતોષ્ણાદિનું સહનપણું, અને સર્વ પ્રાણી ઉપર સમબુદ્ધિ એ સાધનો મોક્ષને પ્રાપ્ત કરનારાં છે. જે પદ્માસને બેસવું અને નાસીકાના અગ્ર ઉપર દ્રષ્ટી રાખવી તે યોગ નહીં કેવળ મનઆદિ ઈંદ્રિઓને રોકવાં તેને યોગ કહે છે. જે પુરૂષ મન આદિ ઇંદ્રિઓને હૃદયમાં રોકી અને એકાંતમાં બેશીને જ્યારે વિચાર કરે છે; ત્યારે બ્રહ્મપદને પામે છે. જે કાયા, વાણી, અને મનથી, સર્વાત્મા વાસુદેવનું ભજન કરે છે તે મોક્ષને પામે છે. એનેજ પરમજ્ઞાન, પરંતપ, પરમ યોગ અને પરમ સાધન કહે છે.

**ભીષ્માપતામહ**—હે યુધિષ્ટિર ! આ રીતે વ્યાસનાં વચન, સાંભળી

શુકદેવજી સર્વ દુઃખને સહન કરી, ઇંદ્રિયોની વૃત્તિને રોકી, પરમ પુરૂષા· ર્થની મનમાં આકાંક્ષા રાખી. પોતાના પિતાને વંદન કરી ઘરથી ચાલી નીકલ્યા. હે રાજા ! તમે પણ યોગયુક્ત થાઓ, અને શુકદેવજીની પેઠે સમજીને મોક્ષને પામો. વ્યાસજીના અને શુકદેવજીના સંવાદને સાંભળે તે વિષ્ણુના લોકને પ્રાપ્ત થાશે.

## યક્ષે યુધિષ્ઠિરને પુછેલાં પ્રશ્નો.

પ્રશ્ન ઉત્તર,

૩૪૭ સૂર્યને ઉદય કરનાર કોણ ?—બ્રહ્મા.
૩૪૮ તેની ચારે તરફ ફરનાર કોણ ?—દેવતા.
૩૪૯ તેને અસ્ત પમાડનાર કોણ ?—ધર્મ.
૩૫૦ તેને રેહવાનું સ્થાન કયું ?—સત્યને વિષે.
૩૫૧ વેદ ભણેલો શાથી કહેવાય ?—વેદનો અર્થ જાણવાથી.
૩૫૨ મોટા સ્થાનને સાથી પામે ?—તપથી.
૩૫૩ બીજાના જેવો શાથી થાય ?—ધૈર્યથી.
૩૫૪ બુદ્ધિમાન શાથી થાય ?—વૃદ્ધોના સેવાથી.
૩૫૫ બ્રાહ્મણોનું દૈવત શું ?—અંગે સહિત વેદ ભણવા.
૩૫૬ સત્પુરૂષ જેવો ધર્મ શું ?—તપશ્ચર્યા.
૩૫૭ તેઓમાં મનુષ્યપણું શું ?—મરણ.
૩૫૮ તેઓમાં ખરાબ મનુષ્ય જેવું શું ?—નીંદા કરવી.
૩૫૯ યજ્ઞ સંબંધી સામ શું ?—પ્રાણ.
૩૬૦ તે સંબંધી યજુ શું ?—મન.
૩૬૧ એઓમાંથી યજ્ઞને કોણ વરે છે ?—રૂચા.
૩૬૨ ક્ષત્રીઓનું દૈવત શું ?—ધનુર્વિદ્યા.
૩૬૩ તેમનો સત્પુરૂષના જેવો ધર્મ શું ?—યજ્ઞ કરવા.
૩૬૪ તેઓનું મનુષ્યપણું શું ?—ભય.
૩૬૫ તેમનામાં ખરાબ મનુષ્યના જેવું શું ?—શરણાગતની રક્ષા ન કરવી.

૩૬૬ ક્યારા બાંધનારને વહાલું શું ?—વર્ષાદ.
૩૬૭ સંગ્રહ કરનારને વહાલું શું ?--બીજ.
૩૬૮ પ્રતિષ્ટા ઇચ્છનારાને શ્રેષ્ઠ શું ?—ગાયો.
૩૬૯ પ્રસવ કરનારને શ્રેષ્ઠ શું ?—પુત્ર.
૩૭૦ વિષયોનો અનુભવ કરનાર કોણ ?—દેવતા.
૩૭૧ બુદ્ધિમાનોએ પૂજેલો એવો કોણ ? —અતિથી.
૩૭૨ સર્વ પ્રાણિઓને માનવા લાયક કોણ ?—પિતૃ.
૩૭૩ શ્વાસોશ્વાસ લે તથાપિ નથી જીવતો એવો કોણ ?--દેવતા, અતિથી, ચાકરો, પિતૃ તથા પોતે એ પાંચ ને જે ન આપે તે.
૩૭૪ પૃથ્વીથી અત્યંત મોટું કોણ ?—માતા.
૩૭૫ આકાશથી અત્યંત ઉંચું કોણ ?—પિતા.
૩૭૬ વાયૂથી અત્યંત ઉતાવળું કોણ ?--મન.
૩૭૭ તૃણાથી ઝાઝું શું ?—ચીંતા.
૩૭૮ નિદ્રામાં આંખ કોણ ના વીચે ? -મત્સ્ય.
૩૭૯ જન્મીને ચળે નહીં એવું શું ?--ઈંડું.
૩૮૦ હૃદય કોને ના હોય ?—પાષાણને.
૩૮૧ વેગથી વૃદ્ધિ કોણ પામે ?--નદી.
૩૮૨ પ્રવાસમાં મિત્ર કયો ?—સારી સોબત ( સથવારો ).
૩૮૩ ગૃહવિષે વસનારને મિત્ર કોણ ?—સદ્‌ગુણી સ્ત્રી.
૩૮૪ રોગીનો મિત્ર કોણ ?—વૈદ્ય.
૩૮૫ અવસાન કાળમાં મિત્ર કોણ ?—દાન.
૩૮૬ સર્વ પ્રાણિનો અતિથી કોણ ?—અગ્નિ.
૩૮૭ સનાતન ધર્મ તથા અમૃતરૂપ શુ ?—સોમયાગ વિષે ગાયનું દુધ હોમવું તે.
૩૮૮ આ સર્વ જગત્ શું છે ?-કારણ પરત્વે વાતાવરણનો ગોળો.
૩૮૯ એકલો કોણ ફરે ?-સૂર્ય.

૩૯૦ ઉત્પન્ન થઇ ફરીથી કોણ ઉત્પન્ન થાય?-ચંદ્રમા.
૩૯૧ શીતનું ઓષડ શું ?–અગ્ની.
૩૯૨ બીજ વાવવાનું સ્થાન કયું ? પૃથ્વી.
૩૯૩ ધર્મ તથા યશનું સ્થાન કયું ? –દાન, ચાતુર્ય.
૩૯૪ સ્વર્ગ તથા સુખનું સ્થાન કયું ?—શીળ, સત્ય.
૩૯૫ મનુષ્યનો આત્મા કોણ ?—પુત્ર.
૩૯૬ દૈવકૃત મિત્ર કોણ ? –સ્ત્રી.
૩૯૭ આ જગનું ઉપજીવન શું ?—મેઘ.
૩૯૮ આ જગતનો આશ્રય શું ?—દાન.
૩૯૯ ધન્ય માત્રમાં ઉત્તમ શું ?—ચાતુર્ય.
૪૦૦ ધન માત્રમાં ઉત્તમ શું ?—આજીવિકા.
૪૦૧ લાભમાં ઉત્તમ શું ?—આરોગ્યતા.
૪૦૨ સુખમાં ઉત્તમ શું ?—સંતોષ.
૪૦૩ લોક માત્રમાં શ્રેષ્ટ ધર્મ કયો ?—અક્રોધપણું.
૪૦૪ નિરંતર ફળ આપનાર ધર્મ કયો ?--વેદ.
૪૦૫ શું નિયમમાં રાખવાથી શોચ ન થાય ?—મન.
૪૦૬ મિત્રાઈ કોની જીરણ ન થાય ?—સત્પુરૂષની.
૪૦૭ સર્વના પ્રિય થવાને શું મુકવું જોઇએ ?—અભિમાન.
૪૦૮ શું મુકીયેં તો શોચ ન થાય ?—ક્રોધ.
૪૦૯ શું મુકીયે તો ધનવાન થવાય ?—કામના.
૪૧૦ શું મુકે તો સુખી થાય ?—લોભ.
૪૧૧ બ્રાહ્મણને દાન શું કરવા આપવું ?—ધર્મને માટે.
૪૧૨ નટ, ભાટ તથા ચારણને શા માટે દાન આપવું ?—યશને માટે.
૪૧૩ ચાકરને શા માટે દાન આપવું ?—પોષણને માટે.
૪૧૪ રાજાને શા માટે આપવું ? –ભયને માટે.
૪૧૫ લોક શાથી વિંટાઈ રહ્યા છે ?—અજ્ઞાનથી.

૪૧૬ પ્રકાશ શાથી થતો નથી ?—અંધારાથી.
૪૧૭ મિત્રો કેમ છોડી જાય છે ?—લોભ રાખવાથી.
૪૧૮ સ્વર્ગ વિષે શાથી નથી જવાતું ?—કુસંગતથી.
૪૧૯ પુરૂષ મરેલો શાથી કહેવાય ?—નિરૂદ્યોગ અથવા દરિદ્રતાથી.
૪૨૦ દેશ મરેલો શાથી કહેવાય ?—રાજા વગરનો.
૪૨૧ શ્રાદ્ધ મરેલું શાથી કહેવાય ?—વેદના અર્થ જાણનાર પવિત્ર બ્રાહ્મણ વગરનું.
૪૨૨ યજ્ઞ મરેલો કેમ કહેવાય ?—દક્ષણા વગરનો.
૪૨૩ વાણી તે શું ?—આકાશવાણી.
૪૨૪ અન્ન કોને કહિએ ?—ગાયનું દુધ.
૪૨૫ વિષ કોને કહિએ ?—યાચના.
૪૨૬ શ્રાદ્ધનો કાળ કહો ?—સતપાત્ર બ્રાહ્મણ મળે તે ટાણું.
૪૨૭ દિશા કોને કહિએ ?—સત્પુરૂષોને.
૪૨૮ તપનું લક્ષણ શું ?—સ્વધર્મે વર્તવું.
૪૨૯ દમ કોને કહિયે ?—મનને વશ રાખવું.
૪૩૦ ક્ષમા કોને કહિયે ?—શિતોષ્ણાદિ સહન કરવું તે.
૪૩૧ લજ્જા કોને કહિયે ?—ન કરવા લાયક કામ કરવું તે.
૪૩૨ જ્ઞાન તે શું ?—તત્વને ઓળખવું તે.
૪૩૩ સમ તે શું ?—ચિતની શાન્તતા.
૪૩૪ દયા કોને કહિયે ?—સર્વેપર સમાન દ્રષ્ટી રાખવી.
૪૩૫ કોમળપણું કોને કહિયે ?—જેની સમાન બુદ્ધિ તે.
૪૩૬ કષ્ટે કરીને પણ જીતાય નહિ એવો મનુષ્યનો શત્રુ કોણ ?—ક્રોધ.
૪૩૭ અસાધ્ય રોગ શો ?—લોભ.
૪૩૮ સાધુ કોને કહેવો ?—સર્વનું કલ્યાણ ઇચ્છે તેને.
૪૩૯ અસાધુ કોને કહિએ ? –નિર્દય મનુષ્યને.
૪૪૦ મોહ તે શું ?—ધર્મમાં મૂઢપણું તે.

૪૪૧ અભિમાન કોને કહિયે ?--પોતાની વડાઇ કરવી તેજ.
૪૪૨ આળસ્ય એટલે શું ?--હરેક વાતની બેપરવાઈ તેજ.
૪૪૩ શોકનું સ્વરૂપ શું ?--અજ્ઞાન એજ.
૪૪૪ સ્થિરપણું તે શું ?—પોતાના ધર્મમાં દ્રઢ રહેવું તે.
૪૪૫ ધૈર્ય કોને કહિયે ?--ઇંદ્રિઓને નિગ્રહ કરવી તે
૪૪૬ ઉત્તમ સ્નાન કયું ? -મનના મેલનો ત્યાગ કરવો તે.
૪૪૭ દાન કયું ?—પ્રાણીઓની રક્ષા કરવી તેજ.
૪૪૮ પંડિત કોને કહિયે ?--ધર્મ જાણનાર તેજ.
૪૪૯ નાસ્તિક કયો ?--ધર્મ ઉપર જેને આસ્તા નથી તે.
૪૫૦ કામના એટલે શું ?--જન્મ મરણ આપે તે.
૪૫૧ મત્સર એટલે શું ?—હૃદયનો જે તાપ તે.
૪૫૨ અહંકાર એટલે શું ?--મોટું અજ્ઞાન એજ.
૪૫૩ દંભ કોને કહિયે ?—લોકને દેખાડવાને જે ધર્મ કરવો તે.
૪૫૪ દૈવ એટલે શું ?--દાનનું ફળ તે.
૪૫૫ પૈશુન્ય તે શું ?--બીજાને દુષણ લગાડવું તે.
૪૫૬ ધર્મ અર્થ ને કામ એ ત્રણ પરસ્પર નિત્ય વીરોધી છે એનો એકને એક સ્થાનકે સમાગમ કેમ સંભવે છે?–અગ્નિહોત્રાદી રૂપ ધર્મ સ્ત્રી વિના થતો નથી તેમ સ્ત્રીપણ ભર્ત્તામાં સાવધાન રહે તો તે ધર્મ અર્થને આપે અને સ્ત્રી કામ ના પુર્ણ કરે એ રીતે ધર્મ અર્થ ને કામનો એક સ્થાને સમાગમ થાય છે.
૪૫૭ શું કરવાથી મનુષ્ય અક્ષય નર્કને પ્રાપ્ત થાય છે ?–યાચના કરનાર નિષ્કિંચન બ્રાહ્મણને પોતે બોલાવીને પછી છે નહીં એમ જે કહે તે, તથા વેદ, ધર્મશાસ્ત્ર, બ્રાહ્મણ, દેવ તથા પિતૃધર્મ એઓને જે મિથ્યા માને તે, તેમજ ધન છતાં લોભથી દાન, ભોગ રહિત જે પુરૂષ મારી પાસે કંઇ નથી ;એમ કહે તે અક્ષય નર્કને પ્રાપ્ત થાય છે.

૪૫૮ કુળ, આચરણ, અંગે સહિત વેદાધ્યયન તથા શાસ્ત્ર એ ચ્યાર બાબતોમાંથી બ્રાહ્મણપણું શાથી આવે ?–સારૂં આચરણ એજ બ્રાહ્મણ પણાનો હેતુ છે.

૪૫૯ પ્રિય વચન બોલનાર શાને પામે ?–સર્વની પ્રીતિને.

૪૬૦ વિચારીને કામ કરનાર શું પામે ?–જય.

૪૬૧ ઝાઝા મિત્રવાળો શું પામે ?—સંકટમાં સહાયતા.

૪૬૨ ધર્મપરાયણ મનુષ્ય શું પામે ?–સદ્‌ગતી.

૪૬૩ હર્ષ કોણ પામે ?–લુખું સુકું અન્ન ખાઇને દીવસ કહાડે પણ જેને માથે રૂણ નહોય, વળી જેને કદી પ્રવાસ કરવો નથી પડતો તે નર હર્ષ પામે (જેમકે ગર્ભશ્રીમંત).

૪૬૪ આશ્ચર્ય શું ?—પ્રાણિમાત્રને મરતા દેખે છે તથાપિ જે પોતાના મનમાં એમ માને છે કે હું કદી મરવાનો નથી એ થકી બીજું આશ્ચર્ય શું ?

૪૬૫ માર્ગ તે શું ?–સદાચરણી વિદ્વાન પુરૂષો જે માર્ગે ચાલતા હોય તેજ માર્ગ.

૪૬૬ વાર્તા તે શું ?–કાળ સર્વનો ભક્ષ કરે છે અથવા કાળના મુખમાં આખું જગત રહેલું છે એ જાણવું તે.

૪૬૭ હાલ કયો પુરૂષ જીવતો છે ?–પવિત્ર કર્મથી જેની કીર્તિનો શબ્દ પૃથ્વી તથા સ્વર્ગ પ્રત્યે વ્યાપ્તમાન થઇ રહ્યો છે તે જ્યાં સુધી કાયમ રહે છે ત્યાં સુધી તે ધણી જીવતો સમજવો.

૪૬૮ સમગ્ર ધનવાળો કયો પુરૂષ છે ?–જેને પ્રિય અને અપ્રિય, સુખ તથા દુઃખ, અને ભૂત તથા ભવિષ્ય એ દ્વંદ સમાવે છે તેને સમગ્ર ધનવાન પુરૂષ જાણવો.

૪૬૯ ડાહ્યો કોણ ?—જે પોતાને શિખવે તે.

૪૭૦ તવંગર કોણ ?—જે મળ્યું હોય તેમાં સંતોષ રાખે તે.

૪૭૧ સૌથી બળવાન કોણ ?—જે પોતાને જીતી શકે તે.

૪૭૨ જગત જીત્યું કોણે ?—પોતાનું મન જીત્યું તેણે.
૪૭૩ માન કોણ પામે ?—જે બીજાને માન આપે તે.
૪૭૪ જીવ લેનારો મોટો રોગ કયો ?—ચિંતા.
૪૭૫ મોટો દરિદ્રિ કોણ ?—જેણે તૃષ્ણા છોડી નહીં તે.
૪૭૬ જીવતે મુવો કોણ ?—જેને કાંઇ ઉદ્યમ ન હોય તે.
૪૭૭ આંધળો કોણ ?—કામાતુર (કામાંધ)
૪૭૮ મોતનો મિત્ર કોણ ?—અતિ અભિમાની.
૪૭૯ ભુંડામાં ભુંડો કોણ ?—જે બીજાને ભુંડો ગણે તે.
૪૮૦ કાણો કોણ ?—પેટમાં વાત રહે નહીં તે.
૪૮૧ સૌથી વધારે સ્નેહ ધરાવનાર કોણ ?—મા બાપ.
૪૮૨ પૈસા મેળવવાનો સૌથી શેહેલો ઉપાય કયો ?—ઉદ્યોગ અને તેની સાથે કરકસર.
૪૮૩ ભીખારીયોની મોટી દોલત કઇ ?—આજીજી.
૪૮૪ અજ્ઞાનીના ઘરમાં મોટો કોણ ?—વ્હેમી.
૪૮૫ હાથ પગની બેડી અને ગળાની ફાંસી કઇ !—પોતાનું કરેલું કરજ.
૪૮૬ સર્વ ધર્મનું મૂળ શું ?—સત્યતા.
૪૮૭ કારી જખમ કયો ?—કડું વચન.
૪૮૮ મોટો યોદ્ધા કોણ ?—જેણે કામને જીત્યો તે.
૪૮૯ મોટામાં મોટું પાપ કયું ?—વિશ્વાસઘાતનું.
૪૯૦ મોટામાં મોટો ઉદ્યોગ કયો ?—કરકસર.
૪૯૧ ઉપાયો કરવા છતાં ન મટે તે શું ?—સ્વભાવ.
૪૯૨ હમેશાં વિના અગ્નિ બાળનારા કોણ ?—ભુંડી સ્ત્રી, ભુંડા છોકરાં અને ભુંડાં પડોશી.
૪૯૩ ઉત્તમ વેહેવાર કયો ?—જેમાં નુકશાન થાય નહી તે.
૪૯૪ સોનાથી પણ વધારે કિમતી શું ?—સંતોષ.
૪૯૫ દુનિયામાં જીવ્યો તે કોણ ?—જેણે પારકાં દુઃખો કાપ્યાં તે.

૪૯૬ દુધથી ઉજળો કોણ ?– સપુત.

૪૯૭ કાજળથી કાળો કોણ ?--કપુત.

૪૯૮ ગળ્યામાં ગળ્યું શું ?—ગરજ.

૪૯૯ સૌથી સ્વાદિષ્ટ ભોજન કયું ?—જે ખરી ભુખમાં ખવાય તે.

૫૦૦ સૌથી વધારે વહાલું શું ?--પેટ.

૫૦૧ દુનિયામાં મોટી વાત કઇ ?—જે સૌને યાદ રહે તે.

૫૦૨ દરેક પુરૂષને મોટામાં મોટી જીજ્ઞાસા કઇ ?—સ્ત્રીઓની.

૫૦૩ અક્કલનો દુષ્મન કોણ ?—જે સમજીને ખોટે માર્ગે ચાલે તે.

૫૦૪ એક વખત ગયું તો પાછું મળે નહી શું ?—ખોયેલો વખત અને જુવાની.

૫૦૫ બુદ્ધિનો નાશ શ્યાથી થાય છે ?--ઉદ્યોગ નહીં કરવાથી બુદ્ધિ જડ થઇ જાય છે.

૫૦૬ જગતમાં મોટું જંગલી જનાવર કયું ?--જીભ. તેને કબજામાં રાખીએ તો બચાવ કરશે.

૫૦૭ દુનિયામાં સુધરવાનો ઉપાય કયો ?--સૌએ પોતાની ભુલો સુધારવી તે.

૫૦૮ સ્વર્ગમાં જતાં અટકાવનાર શત્રુ કોણ ?--કામ, ક્રોધ, મોહ ને લોભ એ ચાર શત્રુઓ ગણાય છે.

૫૦૯ દરેક મનુષ્યે કમર શેમાં કસવી ?—સ્વદેશના કલ્યાણમાં અને સુધારામાં.

૫૧૦ ધન સંપત્તિનું મોટું સાધન શું ?—સૌ સાથે સંપ, હળીમળી ચાલવું અને ઉદ્યોગ.

૫૧૧ જગતમાં સાચું ધન કયું ?—જે પરોપકારાર્થે વપરાયું તેજ સાચું ધન.

૫૧૨ સાચી સગાઇ કઇ ?—(દંપતિની.) સ્ત્રી પુરૂષની.

૫૧૩ મોટી લક્ષ્મી કઇ ?—જે સત્ય ધર્મથી મેળવી હોય તે.

૫૧૪ સાચો સ્નેહી કોણ ?—જે પાપ બંધનથી છોડાવે તે.
૫૧૫ સાચો ભાઇ કોણ ?—જે ભિડ વખતે મદદ કરે તે.
૫૧૬ નિંદાને પાત્ર કોણ ?—જે સ્વધર્મથી વિમુખ હોય તે.
૫૧૭ નિરલજ કોણ--ખરાબ કામોમાં મચ્યા રહેનાર.
૫૧૮ મોટામાં મોટી દવા કઇ ?--જેથી બધાને સુખ થાય તે.
૫૧૯ કાન છતાં બેહેરો કોણ ?--જે હિતનાં વચનો સાંભળે નહીં તે.
૫૨૦ વાચા છતાં મુંગો કોણ ?—વખત વિનાનું બોલે તે.
૫૨૧ છતે ધને નિર્ધન કોણ ?—કૃપણનો સરદાર.
૫૨૨ વેપારી છતાં દિવાળીઓ કોણ ?—જે હિસાબ રાખે નહી તે.
૫૨૩ છતે દીકરે વાંઝીઓ કોણ ?—જે છોકરાને મુર્ખ રાખે તે.
૫૨૪ મોટો મુર્ખ કોણ ?--જે બેસવાનીજ ડાળ કાપે તે.
૫૨૫ પશુ સમાન કોણ ?—પોતાના સ્વાર્થને ગણે નહીં તે.
૫૨૬ ખરી વિદ્યા કઇ ?--મોઢે આવડે તે.
૫૨૭ મોટી કેળવણી કઇ ?--શિખવેલું શિખનાર ભુલે નહીં તે.
૫૨૮ જલદી અલોપ થનારાં કોણ ?--યોવન, ધન, અમલ, અને આયુષ.
૫૨૯ વિજળી કરતાં પણ વધારે વેગ કોનો ?--મનનો.
૫૩૦ મદ ઉત્પન્ન કરનારા કોણ ?--યૌવન, રૂપ, ધન, રાજ્ય, વિદ્યા, કુળ, અને બળ.
૫૩૧ પુરૂષાર્થ કેટલા પ્રકારના છે ?-ચાર પ્રકારના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.
૫૩૨ દશમો નિધિ કયો ?-વિવેક.
૫૩૩ મોટામાં મોટું વ્રત કયું ?-બ્રહ્મચર્ય વ્રત.
૫૩૪ મનુષ્ય કયો બોજો ઉપાડી શકતા નથી ?-સત્યનો.
૫૩૫ મોટો અરીસો કયો ?-પોતાનું શુદ્ધ દીલ, કારણ સામાના દીલને પીછાણી શકે છે.
૫૩૬ મોટામાં મોટી જંજાળ કઇ ?-ધનની.

૫૩૭ કુળવાન કુટુંબ કયું ?–વિવેકી અને નીતિવાળું હોય તે.

૫૩૮ ઉત્તમ સ્થાન કયું ?–જે સ્થાનકે મનને શાંતી થાય તે.

૫૩૯ ઉત્તમ સ્નાન કયું ?–જેથી મનનો મળ ધોવાય તે.

૫૪૦ સ્વર્ગનાં સુખો શ્યાથી મળે ?-ધર્મ કરવાથી.

૫૪૧ નર્ક કુંડમાં કોણ જાય ?- પાપી.

૫૪૨ ઇચ્છીત ફળ દેનારી કામધેનુ ગાય કઇ ?—વિદ્યા.

૫૪૩ રોગીનો મિત્ર કોણ ?– ઔષધ.

૫૪૪ મોટો વૈદ્ય કોણ ?– દરદને ઓળખે તે.

૫૪૫ મોટો મુર્ખ કોણ ?—મિથ્યા મનોરથ કરે તે.

૫૪૬ આકાશથી મોટું કોણ ? - મા બાપ.

૫૪૭ બોબડો કોણ ?—જે હિતકારી વચન બોલી જાણે નહીં તે.

૫૪૮ વિદ્વાનને ડરવું શ્યાથી ?--લોકાપવાદથી.

૫૪૯ ગુણહરામી કોણ ?--કરેલા ઉપકારને ભુલી જાય તે.

૫૫૦ સ્ત્રીનો મુખ્ય ધર્મ શ્યો ?—સ્વામિની સેવા.

૫૫૧ રૂપાળી સ્ત્રી કઇ ?—જે પતિવ્રતાનો ધર્મ પાળે તે.

૫૫૨ પોતાના પ્રાણથી પણ વહાલું શું ?--આબરૂ.

૫૫૩ મોટી લગામ કઇ ?—જેથી જીભને વશ રાખી શકાય તે.

૫૫૪ મોતથી પણ વધારે દુઃખદાયક શું ? –અપમાન.

૫૫૫ દુઃખદાયક ઘર કયું ? –જે ઘરમાં સ્ત્રીનું પ્રબળ હોય તે.

૫૫૬ મોટો વેપારી કયો ?--જે ઓછું આપે નહીં અને ખોટું બોલે નહીં તે.

૫૫૭ પૈશાદાર કોણ ?—જે દહાડે પણ પાઇ બચાવે તે.

૫૫૮ કરજદાર કોણ ?--જે આવક કરતાં વધારે ખર્ચ કરે તે.

૫૫૯ હમેશ જુઠું બોલનાર કોણ ?--જે સ્વારથી વેપારી હોય તે.

૫૬૦ દરેક મનુષ્યો ભેગાં શેમાં ને જુદાં શેમાં ?--આકારમાં મળતાં પણ આચારમાં જુદાં હોય છે.

૫૬૧ મોટા ઇલમ કયો ? --જે વસ્તુનું જ્ઞાન નથી તે શિખવું તે.
૫૬૨ મનુષ્યનો સારો સણગાર કયો ?--ડહાપણ.
૫૬૩ મનુષ્યનો અખત્યાર કેની પાસે ચાલતો નથી ?—મોત પાસે.
૫૬૪ આખા જગતનો નાશ કયારે થશે ?–જ્યારે સત્યનો નાશ થશે ત્યારે.
૫૬૫ મોટો એદી કોણ ? –આળશુ.
૫૬૬ મોટી સમૃદ્ધિવાળો રાજા કોણ?–પોતાની પ્રજાને ન્યાયથી સુખી કરે તે.
૫૬૭ દુનિયામાં ઉતાવળે ચાલનારૂં કોણ ?--વખત.
૫૬૮ બેશરમ કોણ ?– જુગારી.
૫૬૯ મોટો દેવ કયો ?--પૈસો. જેને લોકો દાઢ પરમેશ્વર કહે છે.
૫૭૦ જે ફેંકે તેનેજ વાગે એવું હથિયાર કયું ?—અદેખાઇ જેથી પોતેજ જખમી થાય છે.
૫૭૧ મોટી અદાલત કઇ ?--જયાંથી વાજબી ન્યાય મળે તે.
૫૭૨ મોટો લહાવો કોણે લીધો ?--પરોપકાર કરી પારકાં દુઃખો કાપ્યાં તેણે.
૫૭૩ હમેશાં ફતેહમંદ કોણ ?– નીતિ અને સત્યથી ચાલનાર.
૫૭૪ પકડી નહીં શકાય તેવો મોટો ચોર કોણ ?– મનુષ્યોનું મન.
૫૭૫ મોટી નિશાળ કઇ ?– જેમાંથી નીતિવાન થવાય તે.
૫૭૬ વૈદ્યને વાલુ શુ ?--રોગ.
૫૭૭ વકીલને વહાલું શું ?--કજીઓ.
૫૭૮ વેશ્યાને વહાલું શું ?--દામ.
૫૭૯ ઉદ્યોગીને વહાલું શું ?—કામ (ધંધો)
૫૮૦ નવરાને વહાલું શું ?--પારકી નિંદા.
૫૮૧ સ્ત્રીઓને વહાલું શું ?– પુરૂષ.
૫૮૨ નીચમાં નીચ ધંધો કયો ?– ગુલામીનો.
૫૮૩ મોટામાં મોટું બાણ કયું ?--કામબાણ.
૫૮૪ મનુષ્યો કેટલી જાતનાં છે ?--અકલવાળાં અને વગર અકલનાં.

૫૮૫ તેજદાર ભાલુ કયું ?—કલમ.

૫૮૬ ઉત્તમમાં ઉત્તમ અને મોટું પુસ્તક કયું ?—જે વાંચવાથી સદાચરણી થવાય તે.

૫૮૭ મોટું શેહેર કયું ?—જયાં વિશેષ હુન્નરકળા અને વેપાર હોય તે.

૫૮૮ મોટો સખાવતી કોણ ?—ગરીબ છતાં પોતાની અરધી રોટીમાંથી કકડો આપે તે.

૫૮૯ મોટું વ્હાણ કયું ?—જે સહીસલામત પાર ઉતારે તે.

૫૯૦ મોટામાં મોટ. દીવો કયો ?—સૂર્ય.

૫૯૧ બધી રાત્ર કરતાં લાંબી રાત્રી કઇ ?—જે રાત્રે ઈચ્છા વગર ઉજાગરો કરવો પડે તે.

૫૯૨ મોટો અને ઉત્તમ હુન્નર કયો ?—જેથી બધાઓને લાભ મળી શકે તે.

૫૯૩ ઉત્તમમાં ઉત્તમ અને રૂપવતી સ્ત્રી કઇ ?—જેનાથી તેનો પતિ સુખ અને આનંદ પામે તે.

૫૯૪ મોટામાં મોટી અને કિમતી દોલત કઇ ?—તંદુરસ્તી.

૫૯૫ સુખથી સુનારો કોણ ?—જે ઉધારનો વેપાર કરે નહી તે.

૫૯૬ સૌથી વધારે હર્ષનો દીવસ કયો ?—લગ્ન અને લાભનો.

૫૯૭ ઉત્તમ અને મોટો કાયદો કયો ?—જેથી દરેકના જાન માલનું રક્ષણ થાય તે.

૫૯૮ પાર ન આવે એવો દરીયો કયો ?—મન.

૫૯૯ મનુષ્યોની પરીક્ષા શ્યાથી થાય ?—બોલવા ચાલવાથી અને તેનાં કર્તવ્ય કર્મથી.

૬૦૦ આપણી ચીજનો આપણે કેમ ઉપયોગ કરીએ ?—બીજાને કશી હરકત થાય નહીં તેવી રીતે.

૬૦૧ હથીયાર કયું ?—જે હાજર હોય તે.

૬૦૨ મનુષ્યોનું પ્રાણ લેનારૂં ખંજર કયું ?—અપમાન.

૬૦૩ મોટું અને અમુલ્ય રત્ન કયું ?—આંખ.

૬૦૪ મનુષ્ય કયા કૃત્ય માટે જવાબદાર થતું નથી ?-ઇશ્વરી કૃત્યને માટે.
૬૦૫ પાપ કર્મથી મુક્ત થવાનો રસ્તો કયો ?—ઇશ્વર જ્ઞાન.
૬૦૬ મોટામાં મોટો જુઠો કોણ ?—ખુશામતીઓ.
૬૦૭ કયા રાજામાં ઇશ્વરી અંશ ગણાય ?—ન્યાયી રાજામાં.
૬૦૮ સ્વતંત્ર કોણ ?—બીજાની કાંઇ પણ દરકાર નથી તે.
૬૦૯ પરતંત્ર કોણ ?—જે પારકા આધારે રહે તે.
૬૧૦ મોટો સમુદ્ર કયો ?—સંસાર.
૬૧૧ ઉત્તમ ખેતર કયું ?—જેમાં સારો પાક થાય તે.
૬૧૨ સાચો અને ખરો સગો કોણ ?-જે દુઃખની વખતે મદદ કરે તે.
૬૧૩ સંસારમાં સુખી કોણ થાય ?—જે બીજાને સુખ આપે તે.
૬૧૪ સંસારમાં દુઃખી કોણ થાય ?—જે બીજાને દુઃખ આપે તે.
૬૧૫ ઉત્તમ દુધ કયું ?—માનું.
૬૧૬ ઉત્તમ રાજા કયો ?—મેઘ.
૬૧૭ મોટું ફુલ કયું ?—કપાસનું કહેવાય.
૬૧૮ લોક કેટલાં છે ?—ત્રણ–સ્વર્ગ, નર્ક, અને પાતાળ.
૬૧૯ મનુષ્યનો ઇરાદો શાથી જણાય ?—તેના કૃત્ય ઉપરથી.
૬૨૦ શત્રુને જીતવાનું ઉત્તમ સસ્ત્ર કયું ?—નમ્રતા.
૬૨૧ કોનાથી દુર રહેવું ને સ્પર્શ પણ ન કરવો ?—દુષ્ટ મનુષ્યથી.
૬૨૨ છતી દોલતે દુઃખી કોણ ?—ખરાબ તંદુરસ્તીવાળો.
૬૨૩ મોટામાં મોટો શેઠ કયો ?—જેના આશ્રયથી ઘણા મનુષ્યો જીવતાં હોય તે.
૬૨૪ ઇશ્વરે બે કાન અને એક જીભ કેમ આપી ?—સાંભળવું ઘણું ને બોલવું થોડું માટે.
૬૨૫ દુરનો પ્રદેશ કયો ?—જ્યાં આપણાથી જઇ શકાય નહીં તે.
૬૨૬ સૌથી વહાલું બાળક કયું ?—જે પોતાનું હોય તે.
૬૨૭ સંસારમાં પારસમણી કઇ ?—જેના સંગથી અભ્યુદય થાય તે.
૬૨૮ મોટું ઝાડ કયું ?—જેનાથી ઘણા માણસોને આશ્રય થાય તે.

૬૨૯ મોટું અમ્રત કયું ?—જેથી મરણનો ભય જાય તે.

૬૩૦ દરેક મુશિબતનું મૂળ કારણ શું ?—આપણીજ મુરખાઇ.

૬૩૧ દોલતના મંદીરનો દરવાજો કયો ?—ઉદ્યોગ.

૬૩૨ મોટામાં મોટું વચન કયું ?—જે પાળી શકાય તે.

૬૩૩ મોટામાં મોટું શિક્ષણ કયું ?—પોતાની ભુલો સુધારવી તે.

૬૩૪ ખરો વિદ્વાન કયો ?—જે પોતાનો પ્રયાસ ચાલુ રાખે તે.

૬૩૫ મોટો સુધારો કયો ?—જે બધા લોકો ગ્રહણ કરે તે.

૬૩૬ અન્યથા ન બોલે કોણ ?—ધાર્મિક, વિવેકી, ચતુર.

૬૩૭ રાત્ર દિવસ નિંદ્રા કોને નહી ?—મોટા સાથે વૈર કરનાર, જેનું દ્રવ્ય હરણ થયું તેને, કામને વશ થનાર ચોરને.

૬૩૮ શાણો કોણ ?—સારાં કર્મ કરે છે, નાસ્તિક નથી, શાસ્ત્રપર વિશ્વાસ છે.

૬૩૯ દોષ ન થાય કોનાથી ?—શાણાથી.

૬૪૦ મૂર્ખ કોણ ?—ભણ્યો નથી, અંહકારી, દરિદ્રી, કુકર્મથી દ્રવ્ય લેનાર.

૬૪૧ વિચાર શું કરવો ?—એક બુદ્ધિયે કરવું ને બીજીએ ન કરવું તેનો.

૬૪૨ ૭ શત્રુ કયા ?—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

૬૪૩ સાત વ્યસન કયાં ?—સ્ત્રી, દ્યુત, જીવહિંસા, મદ્યપાન, કઠોર ભાષણ નાનાને મોટું શાસન. બીજાની વાત ફોડવી.

૬૪૪ સર્વ વશ શાથી થાય ?—ક્ષમાથી.

૬૪૫ ન છાનું શું ?—સત્ય.

૬૪૬ તૃપ્તી કહી કહેવાય ?—વિદ્યા એજ.

૬૪૭ કયા બે પુરૂષ આ લોકમાં શોભે ?—મૃદુ બોલનાર, સાધુનું પૂજન કરનાર.

૬૪૮ કયાં ત્રણ નીર્ધન ?—સ્ત્રી, પુત્ર અને ગુલામ.

૬૪૯ નાશનું કારણ કયાં ?—પારકું દ્રવ્ય, પરસ્ત્રી, દુષ્ટ મિત્રનો સાગ.

૬૫૦ અંતર ન કરવો કોનાથી ?—આપણો કહ્યો તેથી, ચાકરથી, શરણ આવ્યો તેથી.

૬૫૧ ચાર ઘરમાં રાખવા યોગ્ય કયા ?--જ્ઞાતીમાનો વૃદ્ધ, કુલીન, ગરીબ મિત્ર, છોકરૂં નથી તે બેહેન.

૬૫૨ ચાર સદ્ય ફળ આપનારાં કયાં ?- દેવતાએ ઇચ્છેલી વાત, તપસ્વીનું વાકય વિદ્યા સહિત નમ્રતા, અને પાપ કર્મ.

૬૫૩ કયા ૭ દોષ સંપત્તિ મેળવનારે તજવા ?--નિદ્રા, આળસ, ભય, દ્વેશ, ધિમાપણું અને અધર્મ.

૬૫૪ કયા ૭ ગુણ પુરૂષે છોડવા નહીં ?—સત્ય, ધર્મ કરવું, આળસ ન કરવું, બીજાના દોષ ન બોલવા, ક્ષમા, ધૈર્ય.

૬૫૫ કયા આઠ ગુણ પુરૂષને શોભાવે ?—સુબુદ્ધિ, સુકુળમાં જન્મ, મનસ્વાધીન, શાસ્ત્રાધ્યયન, પરાક્રમ, વાચાળપણું, દાનદેવું કરેલા ઉપકાર સંભારવા.

૬૫૬ ખોટ સાની ગણવી ?—અંન, ધન, આબરૂ.

## વ્યવહારોપયોગી ત્રણ ચિજો વિશે હિતોપદેશ.

૬૫૭ મનુષ્યને મોટાં ત્રણ કષ્ટ કયાં ?-દુઃખ, દરિદ્રતા, અને પરઘર રહેવું.

૬૫૮ તત્કાળ નાશ પામનારાં ત્રણ કયાં ?—નદીને તિરે વૃક્ષ, મંત્રી વીનાનો રાજા, અને પારકા ઘરમાં સ્ત્રી.

૬૫૯ ધનની સાથે કઇ ત્રણ વસ્તુ જાય છે?-માન, બુદ્ધિ અને કાંતિ.

૬૬૦ મિત્રના ત્રણ ગુણ કયા ?—દુઃખમાં, દુકાળમાં, અને રાજદ્વારે સહાય થવું.

૬૬૧ મનુષ્યને યાત્રાનાં ત્રણ સ્થળ કયાં ?-માતા, પિતા અને ગુરૂ.

૬૬૨ કરેલા ત્રણ ઉપકાર ભુલી જનાર કયા ?—પરણેલો પુત્ર માને, શિખવેલો શિષ્ય ગુરૂને અને રોગ મટયા પછી રોગી વૈદ્યને.

૬૬૩ ઘરની ગુપ્ત વાત પ્રસિદ્ધ થવાના ત્રણ દ્વાર કયાં ?-અનાડી શેવક, અજ્ઞાન સ્ત્રી, અને અસાવધતા.

૬૬૪ વેપાર શિખવાનાં ત્રણ દ્વાર કયાં ?-વાંચન, વાતચિત અને નિરિક્ષા.

૬૬૫ કઇ ત્રણ ચીજો કોઇથી દુર કરી શકાતી નથી ?–રાજાઓની અક્લની ખામી, સગાવાલાની દુશ્મનાઇ અને ધંધાવાળાની અદેખાઇ.
૬૬૬ કવિતાના ત્રણ ગુણ કયા ?—નીતિ, વિદ્યા, વૃદ્ધિ, અને સદાચરણમાં પ્રિતી.
૬૬૭ જગતમાં ત્રણ મોટા કયા ગણાય ?—ઇશ્વર, રાજા, અને ગુરૂ.
૬૬૮ મૂરખના ત્રણ અવગુણ કયા ?—બેસવાની ડાળ કાપવી, કરજ કરીને વરો કરવો અને વગર વિચારનાં કામો કરવાં.
૬૬૯ રાજાઓનાં ત્રણ જ્ઞાન કયાં ? નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને તર્કશાસ્ત્ર.
૬૭૦ ત્રણ વસ્તુ વિના શું મેળવી શકાતી નથી ?–ઇનશાફ વિના બાદશાહી, અક્કલ વિના ઇનસાફ, અને વિદ્યા વિના અક્કલ.
૬૭૧ રાજાની ત્રિજોરી કયા ત્રણ પ્રકારે તર થાય છે ?—અદલ ઇનસાફ, ખેતીનો અને નિમકહલાલ નોકર.
૬૭૨ રાજાઓએ હમેશાં ત્રણ વાત કઇ તપાસવી ?–નોકરોનું કામ, લશકરનો ખોરાક અને રૈયતની ચર્ચા.
૬૭૩ મંત્રિનાં ત્રણ કામ કયાં ?–રાજ્ય અને રૈયત વચ્ચે એકસંપી રાખવી, રાજ્યની ઉપજ ખર્ચનો હિસાબ બરોબર રાખવો, અને ખેતી વગેરે લોકોપયોગી કામમાં મદદ કરવી.
૬૭૪ કઇ ત્રણ વસ્તુ વગર જીંદગી વ્યર્થ જાય છે? બાળવયમાં વિદ્યા, યુવામાં ધન, અને વૃદ્ધ અવસ્થામાં ધર્મ અને જ્ઞાન.
૬૭૫ કઇ વસ્તુ ત્રણ જણા પાસેથી મેળવવાની આશા કદી રાખવી નહી ?–નબળાઓથી ફતેહ, આળસુઓથી મદદ, અને કૃપણ પાસેથી ધન.
૬૭૬ પ્રમાણિકપણાથી કઇ ત્રણ વસ્તુ હાંસલ થાય છે ?–નીતિજ્ઞાન, નિર્ભયતા અને સલામતી.
૬૭૭ ત્રણ ગયાં સારાં કયાં ?—તાવ, તામસ અને તલાટિ.
૬૭૮ ત્રણ આવ્યા સારાં કયાં ?—વહાણ, વિવાહ અને વરસાદ.

૬૭૯ ઇનસાનનો આધાર કઇ ત્રણ વસ્તુ ઉપર છે?—શ્વાસ, જ્ઞાન, અને કામ.

૬૮૦ કઈ ત્રણ વસ્તુઓથી સંતોષ પમાતો નથી?—સુખ, જીંદગી અને માન.

૬૮૧ લડાઇ ઉઠાવનારાં ત્રણ કયા?—જર, જોરૂ, અને જમીન એ "જમીન જોરૂ ને જર એ ત્રણે ટંટાનાં ઘર."

૬૮૨ કારોબાર કઇ ત્રણ વસ્તુથી ચાલે છે?—અક્કલ, અમલ, અને ડોળ ડમાક. તેમાં અક્કલ વિચારવંતને માટે, અમલ અર્ધ ભણેલાને માટે, અને ડોળ ડમાક ઉપરથી જોનાર અજ્ઞાન મનુષ્યોને માટે.

૬૮૩ પ્રિય લાગનારાં ત્રણ કયાં?—પારકું ધન હરણ કરવામાં પાંગળો, પારકી સ્ત્રીને કુદૃષ્ટિએ જોવામાં આંધળો, અને પારકી નિંદા કરવામાં મુંગો.

૬૮૪ મનુષ્યનાં ત્રણ સદગુણો કયા?—જ્ઞાન, કરકસર, અને ઉદ્યોગ એ ત્રણે ગુણો જ્યાં હોય ત્યાંજ દોલત એકઠી થાય છે.

૬૮૫ બુદ્ધિવાનના ત્રણ હથિયાર કયા?—વાંચવું. લખવું. અને શિખવું.

૬૮૬ સંભાળ રાખનારાં ત્રણ કયા?—વિચાર, બુદ્ધિ. અને અકલ.

૬૮૭ મોટાઇ ખોનારા ત્રણ કયા?—આળસ, રોગ અને સ્ત્રીની શેવા.

૬૮૮ ખરાબી કરનારાં ત્રણ કયા?—કરજ, રોગ, અને અગ્નિ, માટે એ ત્રણે જ્યાં સુધી ન વધ્યાં હોય તેટલા સુધીમાં તેનો અટકાવ નહીં કરનાર ગમે તેવો બળવાન હોય તથાપિ તે માર્યો જાયછે.

૬૮૯ સ્વર્ગમાં જવાના ત્રણ રસ્તા કયા?—સુકાળમાં સોનું આપવાથી, દુકાળમાં દાણા આપવાથી અને જંગલમાં પાણી આપવાથી,

૬૯૦ હકીમના ત્રણ ગુણ કયા? પુછવું પ્રિતથી, જોવું રીતથી અને દવા આપવી ચિત્તથી.

૬૯૧ નેક સ્ત્રીના ત્રણ ગુણ કયા?-ઘરની સંભાળ, સ્વામિની સેવા અને બચ્ચાંની કેળવણીની કાળજી.

૬૯૨ બેદકાર બાપડાના ત્રણ અવગુણ કયા?-ખર્ચમાં વધારો, આબરૂમાં ઘટાડો, અને બચ્ચાંઓની ખરાબી.

૬૯૩ હમેશાં કષ્ટ આપનારાં ત્રણ કયા?-ક્રુરતા, કૃતઘ્નતા, અને કૃપણતા.

૬૯૪ વિના અગ્નિએ બાળનારાં ત્રણ કયા?—ક્રોધ, કપૂત અને કલેશ.

૬૯૫ નાશવંત ત્રણ કય?-માલ, ખજાનો અને જીંદગી.

૬૯૬ જગતમાં કયા ત્રણ જણ દુઃખી થાય છે?—નાદાન, ના હિમત-વાન અને બુરાં કામ કરનાર.

૬૯૭ મનુષ્યમાં કઇ ત્રણ ચીજ પૂરતી હોતી નથી?—અક્કલ, શક્તિ અને ઇશ્વરની ઓળખાણ.

૬૯૮ પરદેશ જવાથી કઇ ત્રણ વસ્તુ પ્રાપ્ત થાય છે?—વિદ્યા, કળા અને ધન.

---

# વ્યવહારોપયોગી હિતોપદેશ.

### અથવા

## શિક્ષા કોષ.

---

ઓછામાં ઓછા દિવસમાં ૮ વખત અંતર્યામિ દંડ દેનાર પરમેશ્વર અને અચાનક પકડી લેનાર મોતને યાદ કરવાં, તેથી મોટો લાભ થશે.

નિષ્ફળ અને કુમાર્ગે ખર્ચ ન કરવું.

આય કરતાં વ્યય વધારે ન કરવો.

જયાં સુધી બને ત્યાં સુધી કરજ લેવું નહિ કારણ કે તે આગળ જતાં મહાદુઃખનું મૂળ થઇ પડે છે; જેટલું હોય તેટલાથી સંતોષ રાખી નિભાવી લેવું. અને અતિ આપત્કાળ સિવાય ઋણ નજ કરવું.

વૈદ્યકના નિયમ વિરૂદ્ધ કદાપિ ન ચાલવું.

ઉપજ તો ૧/૪ જમા રાખવો ૧/૪ પરોપકાર, સુવિદ્યા, અને દાન તથા કુટુંબ નિર્વાહ માટે વાપરવો.

પોતાનાજ સત્પૂરૂષાર્થ-સામર્થ્યને આધારે રહેવું.

પોતાની કમાઇ કામની—બીજાની હરામની-સમજીને ચાલતાં સુધી બીજાની આશા ન રાખવી.

આલસ્ય દરિદ્રતાનું-લોભ પાપનું—અસત્ય સર્વ દુરાચારનું-ઉદ્યમ લક્ષ્મી વૃદ્ધિનું-બ્રહ્મચર્ય સુખનું વ્યર્થ વીર્ય વ્યય કરવું એ રોગનું-દ્વેષ અને કરજ કરવું એ ખુવારીનું-ખાંસી એ રોગનું-હાંસી લડાઇનું મૂળ સમજીને તે વાતનું ધ્યાન રાખવું.

પ્રેમ અને પહેચાણ કરવાનો સ્વભાવ રાખવો.

બુરાની સાથે ભલાઇ કરવી, તે ભલાની સાથે બુરાઇ કરવા જેવું છે.

સત્ય બોલવાનો અને જુઠું ન બોલવાનો સ્વભાવ રાખવો. કારણ કે સત્ય બોલવાથી સર્વ પ્રકારે જય થાય છે અને સર્વ પ્રકારનો લાભ સંપાદન થાય છે અને અસત્યથી વિપરીત પરિણામ થાય છે.

દગો કોઈનો સગો નથી.

છળ અને કપટ બન્ને લોકમાં ફીટકાર એટલે ધિઃકાર આપે છે.

પ્રત્યેક ક્ષણે કાંઇ પણ કામ કરવું, નકામાં ન બેસવું-એટલે કે, મનને વ્યર્થ કામ કરવાની ફુરસદ ન આપવી.

નિષ્ફળ, અસંભવ અને પોતાની શકિતથી ન થઇ શકે એવી કામનાના સંકલ્પ અને ઉદ્યમ નહિ કરવા.

મરણ પર્યંત જ્ઞાન, વિદ્યા, અને કળા શીખવાં તથા તેની વૃદ્ધિકરવી.

વિચાર કર્યાવિના વાણી વદવા કરતાં ચુપ રહેવું--મૌન્ય અને વ્યર્થ બકવાદ કરતાં થોડું બોલવું--નુકશાન કરવા કરતાં ખમવું—મનોરાજ્ય કરવા કરતાં ઉત્તમ વિદ્યા અને કળાનાં પુસ્તકો વાંચવાં—દાંત દેખાડયા કરતાં પીઠ બતાવવી—દુષ્ટ અને કઠોર વચન બોલવા કરતાં ચુપ રહેવું—કહેવા

કરતાં કરી બતાવવું, સભાની વિરૂદ્ધ બોલવાના કરતાં સભામાંથી ઉઠી જવું, બુરાઇ કરવાના કરતાં ભલાઇ કરવી, નિર્લજ્જ (બેશરમ) થવા કરતાં મરવું, જામીન થવા કરતાં જોગી થવું એ વધારે સારૂં છે.

અનિષ્ટ, મિથ્યા વીચારી, દુષ્ટ, અને મૂઢોની સભામાં એટલે નીચ મંડલીમાં ન જવું.

મૂર્ખ પાસે અને કુસભામાં સત્ય બોલવાથી પણ કોઇ વેળા હાની થાય છે; માટે મિથ્યા ન બોલતાં ત્યાંથી ઉઠી જવું અથવા ચુપ રહેવું.

પોતાના પ્રશ્ન ઉત્તરનું સ્વરૂપ તથા લક્ષણ જયાં સુધી પોતાના સમજવામાં ન આવે ત્યાં સુધી ન કહેવાં.

પોતે પાળતા હોઇએ તેજ ઉપદેશ કરવો.

અર્થ વિનાનું બોલવું ગદ્ધા ઉપર ગ્રંથ જેવું છે.

ભણવું ખરૂં તથાપિ તે અનુસાર ચાલવું નહિ, તે આંધળાના હાથમાંની મશાલ જેવું છે.

નિકૃષ્ટ પૂરૂષોનાં લક્ષણ જોઇને તેનાથી બચવું; તેમાં પણ મૂર્ખ, સાહસિક, પાપી અને પાખંડી પાસે તો કદી પણ નજ બેસવું.

સત્‌કર્મ--સદ્‌ગુણ ધારણ કરવાં અને અસત્‌--બુરા ગુણ અને કર્મથી બચવું.

વિદ્યા અને ગુણના અભિમાની અજ્ઞાનમાં ફસાઇને ભૂલે છે જેમ કે દીવાની નીચે અંધારૂં અને તરતું માણસ ડુબતું પ્રત્યક્ષ છે.

મિથ્યા અભિમાન કરવું ("હું આવો છું." "આ મારૂં છે" ઇત્યાદિ) એ સર્વસ્વ નાશનો હેતુ છે.

મ્હોટો તેજ છે કે, જે પોતાને ન્હાનો માનતો, સમજતો હોય.

બુદ્ધિમાન તેજ છે કે, જે પોતાની મૂર્ખતા સમજે છે.

વિદ્વાન તેજ છે કે, જે પોતા અવિદ્વાન સમજતો રહે.

શિળવાન તેજ છે કે, જેણે પોતાના દુર્ગુણ જાણીને છોડયા હોય.

મિત્ર, ધર્મ અને પરોપકારાર્થે ખર્ચનો હિસાબ પોતાના મનમાંજ રાખવો, એટલે કે તે મોં ઉપર સ્મરણમાં લાવવો નહીં.

જેને શત્રુ બનાવવો હોય, તેનેજ ઉધાર આપો.

જે વાત થઇ ગઇ અને જે થવાની છે, તેનો શોચ ન કરવો.

પ્રાપ્તની રક્ષા અને અપ્રાપ્તને માટે યત્ન કરવું.

શોચ કરે તે સુધડ નર, કરી શોચે તે ક્રુર.

જે કામનો આરંભ કરો તેનો આદિ અને અંત પ્રથમ વિચારી લ્યો; અને આરંભ કર્યા પછી પૂરૂં કરવાની હિમ્મત રાખવી.

સલાહ સર્વેની લેવી, પણ કરવું તેજ કે જે પોતાની બુદ્ધિમાં તુલે-ધટે.

બે હોઠ વચ્ચેથી જે વાત નીકળી તે કોટની બહાર ગઇ-એટલે કે પછી તે તમારા કાબુમાં નહિ રહે; માટે જે ભેદ સંતાડવાનો હોય તે કોઇને કહેવો નહીં અને કદી કહેવો પડે તો વિચારીને યુક્તિથી કહેવો.

લખાયું તે વંચાયું, માટે સમજીને લખવું.

"ત્રિયા ચરિત્ર ન જાને કોય, ખસમ મારકર સતી હોય" માટે પ્રમદાનો પ્રમાદથી વિશ્વાસ ન કરવો.

સ્ત્રીને મારવી એ પણ, અને કેવળ ત્રાસ--રૂવાબ ન રાખવો એ પણ આબરૂ, પ્રતિષ્ટા ગુમાવ્યા જેવું છે.

સ્ત્રીની આગળ કોઇ પણ ભેદ ન પ્રગટ કરવો અને ગૃહકાર્ય વ્યવહાર સિવાય તેની સાથે બીજી સલાહ ન કરવી.

જે ઘરમાં હોય સ્ત્રીનું બળ, તે ઘરમાં સમજવી પોલ.

સ્ત્રીની ઉપર પ્રથમથીજ સત્તા રાખવી, નહિ તો તમે તેના કાંત મટી કવી (અનુચિત તાબેદાર) થઇ રહેશો.

મા-બાપને શિરોમાન્ય-વંદનીય સમજવાં.

માતાનો હક પિતાના કરતાં વધારે છે.

ગુરૂની સેવા મા બાપ અને રાજાથી પણ અધિક કરવી જોઇએ.

આ લોકનો પ્રત્યક્ષ ઇશ્વર "ન્યાયી રાજા" છે એમ જાણવું.

રાજ્ય, લોક અને સૃષ્ટિનિયમ વિરૂદ્ધ ન ચાલવું કિંતુ તેમાં પણ અનીતિથી બચવું.

૧ લફંગા--લબાડ, ૨ વ્યભિચારી જારી, ૩ જુગારી, ૪ દુષ્ટ, ૫ ચોર, ૬ ઠગ, ૭ માથામાં ઉંદરીવાળો, ૮ જન્માંગ ખંડક, ૯ કોઢીઓ કાંણીા, અને ૧૧ માંજરી ૧૨ પોપટી, ૧૩ તથા ભૂરી આંખવાળો, ૧૪ રાંડ, ૧૫ કુળ હીણ ૧૬ એટલા પુરૂષોનો વિશ્વાસ કદી ન કરવો.

લેખ (દસ્તાવેજ) અને સાક્ષી વિના ઉધારે ન આપવું.

પાડોશી, ચોકીદાર, સોયાણી, વૈદ્ય અને સમયનો હાકેમ, એટલા સાથે મિત્રતા રાખવી, વેર ન કરવું.

પોતાની ચાલચલગત ને રીતભાત સ્વચ્છ, સરળ, સાદી રાખવી બણાં ઠણાવવાળી–ફક્કડ ન રાખવી; વળી એવી રાખવી કે સદા નિભે.

સર્વ કામ સમતુલના પર રાખવાં (ન બહુ રાગ કે ન બહુ દ્વેષ, તેમ ન અતિ કે ન ન્યુન.)

પ્રતિજ્ઞા કર્યા પછી તે અવશ્ય પાળવી.

મેહેમાનની સેવા એટલે આતિથ્ય સત્કાર યાને પરોણાગત સારી રીતે કરવી, અને પોતાના સુખથી તેનું સુખ વધારે સમજવું.

કોઇનાં દૂષણ કહો તો તેના મુખ ઉપર કિંવા એકાન્તમાં કહેવાં.

નિષ્કામતા અને સંતોષ એ પરમ સુખ છે.

આપસ આપસના કજીઆ અને કેસનો પંચદ્વારા ફેસલો કરવો પણ કોર્ટમાં ન જવું.

ધર્મની વૃદ્ધિ કર્યે રાખવી.

મૂર્ખનાં પગલાં પાછળ લજ્જા (શરમીંદી) ચાલે છે, અને ક્રોધ (ગુસ્સા) ની પીઠ પાછળ પસ્તાવો ઉભો રહે છે.

અપજસી જીવતે મુવા સમાન, અને કીર્તિવાન મુવે પણ જીવતા સમાન છે.

છથી ઓછી અને સોળથી વધારે ઉમરવાળા બાળકને મારવું નહીં.

અઢાર વર્ષની ઉપરના સંતાન સાથે મિત્રવત્ વર્તવું.

ગુરૂ કરવો જાણીને, ને પાણી પીવું છાણીને.

શિર શિર બુદ્ધિ અને ગુરૂ ગુરૂ વિદ્યા થાય છે.

લોક, સમાજના ઘણા મતાનુસાર ચાલવું યુક્ત છે.

જે કૃત્ય ઘણા મનુષ્યોના મોં આગળ કરી શકતા નથી તેવાં કૃત્ય છાનાં કરવાં નહીં.

હિસાબ કોડીનો અને બક્ષીસ લાખની.

વાણીયો જેનો યાર, તેને દુશમનની શી દરકાર.

"યાર માર વાણીયો, પિછાણદાર ચોર"

"સુજન માર દુષ્ટ છે, અજાણમાર આંધળો."

મારીને નાશી જવું અને જમીને સો ડગલાં જવું.

પોતાના શિક્ષક પોતેજ થશો તો સ્વયં સુધારશો.

દેશકાળાનુસાર વર્તવું અને પ્રસંગ ન ચુકવો એજ નિપુણતા છે.

કોઇનો હક તોડવો નહિ.

તોડવું સહજ છે પણ સાંધવું કઠિન છે.

જર જમીન જોરૂ જોરની, જોર વિનાની ઓરની.

પોતાનું શસ્ત્ર, ઘોડો અને જોરૂ બીજાને આપવાં નહિં.

નાણું અને નાર જેની પાસે હોય તેનાંજ સમજવાં.

ઉધારને ભરોસે ન રહો, જ્યારે આવે ત્યારે પોતાનું.

જેને કોઇ ન પહોંચે તેને પેટ પહોંચે.

ભૂખ્યાં લડવું નહીં.

ગરજુ અને અજાણ્યાની વાતોમાં લપટાવું નહીં.

પોતાની સાથે જેણે ભલાઇ કરી હોય તે, અને બીજાની સાથે પોતે બુરાઇ કરી હોય તે ભૂલવું નહીં.

પોતાની સાથે કોઇએ બુરાઇ કરી હોય તે, અને બીજાની સાથે પોતે ભલાઇ કરી હોય તે ભૂલી જવું.

રાત્રિએ પોતાની ડાયરી ( નિત્યનિશિ ) બુકમાં આખા દિવસની થએલી પોતાની બુરાઇ લખવી અને તે છોડવા પ્રતિજ્ઞા કરવી; આમ નિત્ય અભ્યાસ રાખવાથી અસત્કર્મ અને દુર્ગુણ છુટી જશે.

શેરને માથે સવાશેર હોય છે એમ જાણવું.

સંસારમાં એકથી એક ( દાત્તાર, ગુણવાન, રૂપવાન, શૂરવીર, વિદ્વાન, કીર્તિવાન, ધનાઢય, ચક્રવર્તિ અને બુદ્ધિવાન ) અધિક થયા છે, થાય છે અને થશે, માટે પોતે એ વિષે અભિમાન નહિં કરવું.

મળતું હોય તો ચુકવું નહિં, અને જતું હોય તો શોચ કરવો નહિં.

દ્રવ્ય ખરચ કરવામાં વાંસલા અને રંદા સમાન કરવું, પણ કરવતી જેવો સ્વભાવ રાખવો નહીં.

બીજાની નિંદા જે તમારી આગળ કર્યા કરતો હશે, તે વખતપર તમારી પણ નિંદા બીજાની સમક્ષ કરતો હશે એમ સમજી રાખવું.

કુસંગ કયારેએ ન કરવો, પણ સત્સંગ જો મળે તો નિત્ય કરવો.

લાડ કે અજ્ઞાનથી બાળકને વિદ્યાકળા ન સીખવવાં, અને મરતી વખતે કરજ મુકીને મરવું–આ બાપની શત્રુતા સમજવી.

મિત્રના શત્રુ અથવા નિંદક સાથે મળીને તેનો ભેદ લેવો જોઇએ.

વિશ્વાસઘાત ન કરવો.

" રાજા કોનો ગોઠિઓ, જોગી કોનો મિત્ર "

" વેશ્યા કોની કામની એ ત્રણે મિત્ર કુમિત્ર "

પારકીએ નોકરી સર્પ રમાડવા જેવી છે.

સાંભળી–સાંભળેલી વાત ઉપર પૂર્ણ વિશ્વાસ ન રાખવો.

સાંભળેલી વાત બીજા પુરાવાને આધીન રહે છે.

" સંપ નહિં ત્યાં સંપત નાંહિ "

" જ્યાં કુસંપ ત્યાં વિપત સમાઇ ; "

સફરમાં નદી આવતી હોય તો તે ઉતર્યા પછી વિશ્રાન્તિ લેવા માટે બેસવું.

રાજ્ય, લોક, અને સોસાઇટીનો ભય ન રાખનાર દુરાચારી થઇ જાય એમ સંભવ છે.

નિત્યનો અભ્યાસ થોડો પણ ઘણો છે અને પરિણામે સુખપ્રદ છે.

આજનું કામ કાલ ઉપર બાકી રાખવું નહીં.

કર્યું તે કામ અને વીંધ્યું તે મોતી.

ન થયું કામ થયું ન સમજવું.

પેટની આશા હોય તો દત્તક ન લેવો.

આગલ્યો ઉપાડયા વિના પાછલ્યો ન ઉપાડવો.

વિષયમાં આસક્તિ તેજ બંધ અને તેમાં અનાસક્તિ એજ મોક્ષ.

તૃષ્ણા ત્યાગવી તેજ સ્વર્ગ, અને તૃષ્ણા આતુર થવુ એજ દરિદ્રતા.

વિવેકી સૂતો પણ જાગે છે, અને અવિવેકી જાગતો પણ ઉંઘે છે.

ડાહ્યો-દાનો દુશમન પણ સારો, કિંતુ મૂર્ખ મિત્ર પણ સારો નહિં.

મૂર્ખ મિત્ર શત્રુનો અર્થ સારે.

વિચાર કરવાનો સ્વભાવ એ સર્વ રોગનું ઔષધ છે,

મૂર્ખ કરે તે કામ ન કરવું.

આપવા-ખર્ચવાથી ન ખુટે અને અધિક થાય, તે એક વિદ્યાજ છે.

સત્કાર કર્યાથી સત્કાર-કીર્તિ કર્યાથી કીર્તિ-પોતાને મૂર્ખ ગણ્યાથી મોટાઈ, પોતાને અવિદ્વાન્ ગણ્યાથી વિદ્યા-વિનયી થવાથી આદર-ભલાઇ કરવાથી ભલાઇ-અને બુરાઇ કરવાથી બુરાઈ મળે છે માટે તમને ભાવે તે કરો.

જ્યાં વિચાર, ત્યાં નિશ્ચય, નિયમ અને દૃઢતા રહે છે.

જ્યાં ધૈર્ય ત્યાં ક્ષમા, આર્જવ અને મોદતા-( ગુપ્ત આનંદ ) રહે છે.

જ્યાં સંતોષ ત્યાં તૃપ્તિ, આનંદ અને કરુણા છે.

જ્યાં સત્યતા ત્યાં નિઃસ્પૃહતા, નિષ્કપટતા અને ન્યાય હોય છે.

જ્યાં શીળ ત્યાં લજ્જા અને સુયશ વસે છે.

જ્યાં વૈરાગ્ય, ત્યાં દુરાચારનો અભાવ અને અભ્યાસ છે.

જ્યાં ધર્મ, ત્યાં શુદ્ધતા અને સર્વ સુખનો વાસો છે.

જ્યાં મોહ ત્યાં મમતા અને અહંકાર છે.

જ્યાં કામ, ત્યાં લાલચ, નિર્લજ્જતા અને લોલુપતા છે.

જ્યાં ક્રોધ, ત્યાં અવિચાર–સાહસ, વિસ્મૃતિ અને હિંસા છે.

જ્યાં લોભ, ત્યાં તૃષ્ણા, તાપ, ચિંતા અને પાપ છે.

જ્યાં દંભ, ત્યાં આશા, પાખંડ અને અવિદ્યા છે.

જ્યાં મિથ્યા અભિમાન, ત્યાં નિંદા અને અપયશ છે.

જ્યાં અભિમાન, ત્યાં ઇર્ષા, વિરોધ અને સ્પર્ધા છે.

જ્યાં અધર્મ, ત્યાં અપવિત્રતા, અસત્યતા, છળ, કપટ અને અન્યાય છે.

પ્રયોજન વિના શરીરના અવયવ હલાવવાં નહિં.

દુરાગ્રહ ન રાખવો, ભૂલ હોય તો સ્વીકારવી.

આઠ મદ, સાત પાસ, સાત વ્યસન, તેમનાથી બચવું.

દુર્જન, મૂઢ, અને મૂર્ખ નિંદા કરે કે કાંઇ કટુ વચન બોલે તેથી માઠું ન લગાડવું, અને જો બની શકે તો તેનો તે સ્વભાવ છોડાવવા માટે શિક્ષા આપવી.

એવો કોઇકજ ગુણ અથવા ગુણવાન કે કીર્ત્તિવાન હશે કે જેને દુર્જનોએ કલંક લગાડયું ન હોય? જેમ કે સત્યવક્તા ઉપદેશકને બક બકીયો–લબાડ; ઉદ્ધત; મૌનવ્રત ધારીને મૂઢ; પ્રેમીને બાયલો (નિર્લજ્જ) ઇત્યાદિ કહેવામાં આવે છે.

સત્વગુણ, રજો ગુણ અને તમો ગુણનાં લક્ષણ ઓલખીને તેમાંથી શુદ્ધ સત્વ–રજ–તમ લેવા અને મલીન છોડી દેવા.

સત્વગુણી, રજો ગુણી અને તમો ગુણીની સુરત (મુખાકૃતિ-ચેહેરો) અને ક્રિયા જોઇને તેને ઓળખવો.

ન્હાને મ્હોંએ મ્હોટી વાત ન કરવી.

સો નકટામાં એક નાકવાલો પણ નકટો કહેવાય.

સહુથી હળીમળી ચાલવું, નદી, નાવ, સંયોગ.

જે દસ્તાવેજ લખાવવું તે મોટા કાગળ ને સારા અક્ષરે લખાવવું, અને લખાયા પછી સાંભળવું અને પોતે પણ વાંચવું.

જોગ રોગ છે ભોગીને, ને ભોગ રોગ છે જોગીને.

કોડી વિણ ગૃહસ્થ કોડીનો. ને કોડીવાળો ફકીર કોડીનો.

મુસલમાન જાતિ વિશેષ ભાગે પોપટ જેવી (બદલનાર) અને હિંદુઓ ઘણે ભાગે દૂષી જોવામાં આવે છે.

પાપ, પુણ્ય, ધર્મ, અધર્મ, નીતિ, અનીતિ, સદ્ગુણ વગેરેનાં સ્વરૂપ આ ગ્રંથના બીજા ભાગમાં લખ્યાં છે તેને વાંચીને તે મધ્યેથી સારાં ગ્રહણ કરવાં અને નઠારાં છોડી દેવાં.

ટીપે ટીપે સરોવર ભરાય, અને કાંકરે કાંકરે પાળ બંધાય, તેમજ કોડી કોડીથી સંગ્રહ થાય.

વિદ્યા કેવળ પેટ ભરવા નિમિત્ત નથી, પણ હુન્નર છે.

વિદ્યાથી પોતાની અને બીજાની ઉન્નતિ તથા બન્ને લોકનું સુખ મળે છે.

જો સમૂળ ધન જાતું હોય તો અર્ધું દઇને બચાવ,

ધન જતાં જહાન, જહાન જતાં માન, ને માન જતાં ધર્મની રક્ષા કરવી.

પોતાના સ્વામીની સાથે હરામખોરી ન કરવી.

અપરાધ થયો હોય તો એકાન્તમાં કહી દેવો.

ઘર કહે ઉખેળી જુઓ અને વિવાહ કહે માંડી જુઓ. અર્થાત્ જે ખર્ચ થવાનું ધાર્યું હશે તેનાથી દોઢું તો થશેજ.

કામ, ક્રોધ, લોભને વશ્ય કરવાના ઉપાયને અમલમાં લાવવા.

ચાડી-ચુગલી ન કરવી, અને વિના પ્રયોજને કોઇના દુર્ગુણ કોઇને ન કહેવા.

સર્વ પ્રકારનો સંગ્રહ રાખવો (વિદ્યા હુન્નર વગેરે).

સંગ્રહ્યું સાપનું માથું પણ કામ આવે છે.

સમય વિના કરોમાં, અને સમય મળે ત્યારે ચુકોમાં.

કુવ્યય અને નિષ્ફળ ખર્ચ કરાવનાર તમારા વિપત્તિ કાળમાં તમારી હાંસી કરશે અને કરજ પણ નહિ આપે, તેટલા માટે તેની સલાહ પ્રમાણે કુવ્યય અને નિષ્ફળ ખર્ચ ન કરવું.

પેહલે દિવસ પરોણો, બીજે દિવસ પશ (જેવો) અને ત્રીજો દિવસ રહે તેની અક્કલ ગઇ.

"પરાધીન સ્વપ્ને સુખ નહિ" તેટલા માટે પરસ્પર સંપ રાખીને સ્વતંત્રતા મેળવવી.

દેવાદાર એકનાજ થવું.

કમજોરમાં ગુસ્સો જાદે હોય છે.

લડવું બરાબર, પણ રોવું અધિક. (રાજ ધર્મમાં આ લાગુ નથી.)

આંસુ લાવવાં, પણ રોવું નહિ.

પેહલો મારે તેજ મીર.

દુષ્ટ ભાઇ હોય તો પણ દુષ્ટ લોહીની માફક કાઢી નાખવો.

ગુણી કડવો હોય તો પણ કિવનાઇન-કરીયાતાની માફક સતકાર કરવો.

સંતોષ અને ધૈર્ય-એ કટુ અને કઠિન છે, તથાપિ ફળ મિષ્ઠ અને કોમળ આપે છે.

એક'નનૈયો છત્રીશ રોગને હરે.

સૌથી બડી ચુપ.

ચુપ રહે ત્યારે હા સમજવી.

જુઠાના સો સોગન. (તમારે સોગન ન ખાવા–ખાય અને પેટ ન ભરાય તે સોગન.)

જ્યાં કોઇ પ્રકારનો ઉદ્દેશ અને લક્ષણ ન હોય ત્યાંથી જતાં રહેવું નહિ તો હાની થશે.

હારવાથી નમવું વધારે સારૂ છે.

પરિક્ષિતની પરિક્ષા કરવી, એ મૂઢતા છે.

બુદ્ધિમાનને ઇશારો બસ છે, અને મૂર્ખને મારવું પણ પડે છે.

ગમે તેમ થાય તોપણ મર્યાદા અને નીતિનું ઉલ્લંઘન ન કરવું.

ગામ ગયું સુતું જાગે.

ખડો વાણીયો પડયા બરોબર, પડયો વાણીયો માર્યા બરાબર, (તેથી બીવું નહિ.)

પહેલું કામ કરી-કાઢી લેવું અને પછી ઉજર–(જક-તકરાર) કરવી.

જો ચાકર તો ના ચાકર, ના ચાકર તો નાટાકાર.

પૈસો મળે, પણ માણુસ બનવું કે મળવું કઠિન છે.

'મન' એ એક અદ્‌ભૂત ચીજ છે માટે તેની કદર કરવી. એટલે કોઇનું મન દુખાવવું નહિ.)

રાજહઠ, બાળહઠ, સ્ત્રીહઠ, એ પ્રસિદ્ધ છે, માટે પ્રસંગપર તમારે ખશી જવું (જે હઠી હોય તે યોગી નહીં.)

આપ કાજ મહા કાજ, બીજો કરે તે વાની.

રાતના મુવાને કયાં સૂધી રોવું ! 'એટલે સંતોષ રાખવો.'

પ્રગટને પ્રગટવું, ગુપ્તને સંતાડવું, પણ લાજયાને લજાવવું નહિ.

દ્રવ્ય, મનુષ્ય, વિદ્યા અને બુદ્ધિ એ ચારે બળ પરસ્પર સંબંધ રાખે છે. તેટલા માટે રાજા અને પ્રજાએ ચારે વધારવાં. આ ચારેના સંપથી વૃદ્ધિ થાય છે.

રાજા, અમીર, વઝીર અને મીર એ ચારેની સમીપ વસીલા વિના જવું નહીં. નહીં તો ધક્કા ખાશો.

બીજાની આપ્રત વૃથા પોતાના ઉપર ન લઇ લેવી, જેમ કે આવ બેલ મને માર, આવ કુવાડા પગપર પડ.

દુધ પીવરાવીને પણ સાપને ન છેડવો. ( અર્થાત્ પાળેલો દુષ્ટ નીકળે તો ચુપ રહેવું.)

ન્હાનો મનુષ્ય મ્હોટા દરજ્જાપર જાય તો તેને મ્હોટો સમજીને સત્કાર કરવો. અકડાઇ રાખવાથી ગેરલાભ થશે.

ગુણ, કર્મ, સ્વભાવપર માણુસની યોગ્યતા સમજવી, જાતી ઉપર નહીં.

કુચેષ્ટા કરતાં જોઇ આંખ ફેરવો, પણ પછી સમજાવો.

કોઇને કોઇના મોં આગળ લજ્જિત ન કરવો.

આડી રાત તેની શી વાત ?

ખુશામત મોટી ચીજ છે પણ યોગ્ય હોવી જોઇએ.

સમય અમુલ વસ્તુ છે માટે તેને ગમાવવો નહીં.

રાજાએ નોકર રાખ્યો તો ઉપકાર સમજો.

નોકરી કરતાં અભિમાન રાખશો નહીં.

કામમાં ગફલત ન કરવી. " સુતાની ભેંસ પાડો જણે. "

પોતાની પ્રસંસા ન સાંભળવી, છતાં તેવો પ્રસંગ આવે તો ઉઠી જવું કિંવા વૃત્તિ બીજે સ્થાને રાખવી.

પોતાની એબ અને બુરાઇ મા, બાપ, વૈદ્ય અને ગુરૂ સિવાય બીજાને કદી કહેવી નહીં પણ પોતાની મોટાઇ તો પોતાના મોઢાથી કદી કોઇને કહેવી નહીં.

બળીયાના બે ભાગ હોય છે.

ગાળ દેવાનો સ્વભાવ છોડવો કારણ કે તે જહાન અને માન નાશનો હેતુ છે.

ઓછું પાત્ર એટલે હલકા પેટવાળાને ભેદ કહેવો નહીં.

વાત રહી જાય છે, સમય રહેતો નથી, માટે ભલાઈ કરવામાં ચુકવું નહીં.

અનામત ગરદન સાટે રાખવું.

સુખ દુઃખનું જોડું છે, પરંતુ સુખની મઝા તો દુઃખજ જાણે છે.

કોઇની પ્રિય વસ્તુ માગવી નહીં.

મંડળીમાંથી એકજ માણસ બુરૂં (અઘટિત) કામ કરે છે, પણ નામોશી તે મંડળીને લાગે છે. તેટલા માટે ડાહ્યા માણસનું વચન છે કે એકની બુરાઇ સૌને વળગે છે.

કાયદા, કાનુનો, સ્મૃતી, રિવાજ, કથન વિશેષ ભાગને લાગુ પાડવાની રીત છે; જેમ કે 'સંસારમાં સત્યવકત્તા અને બ્રહ્મચારી નથી, આર્યાવર્તના ક્ષત્રી બાયલા થઇ ગયા છે' 'બ્રાહ્મણો શુદ્ર જેવા છે, આ વાકયોમા કોઇ પણ તેવા નથી, એમ ન સમજાય પણ વિશેષ ભાગે સમજાય.

દ્રષ્ટાંત 'દ્રાષ્ટાંતના' સર્વ ભાગનેજ લાગુ પડે એમ નથી પણ કોઇ એક ભાગમાં લાગુ પાડવામાં આવે છે, જેમ કે અમુક માણુસ સિંહ જેવો છે. આ દ્દષ્ટાંતમાં માણસને પૂંછડું હોય છે એમ સમજાય નહીં પણ બળ સમજાય.'

બાપની બડાઇ કરતાં આપ બડાઇજ શ્રેષ્ટ છે.

ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે, તેજ વખતે કામ આવે છે.

જેનો ઉપયોગ કરવાની ઇચ્છા હોય તેનો પ્રથમથી અભ્યાસ કરો.

"કાગળ જોયે ધન ઘણું, ઘર જોયે ધન નાશ," એવી ગતિ લોભીયાની થાય છે.

ખાનદાન માણસથી બુરાઇ અને દગો થતો નથી, પણ કુપાત્ર હલકો નીચ બુરાઇ કર્યા વિના રહેતો નથી.

જેવી જેની બુદ્ધિ તેવી બતાવે કહી, તેને મુરખ જે કહે તે પણ મૂર્ખ સહી.

સૌ પોતાને મને મસ્ત છે.

સહુ સઉને મન સવાશેર છે.

જેવું ખાવું તેવું ગાવું.

સ્વાર્થી, રાણીનો પણ સાળો થવા માંગે છે.

અતિ સર્વત્ર વર્જયેત્.

જેવો પુરૂષાર્થ અને વિદ્યા તેવુંજ તેનું ફળ. યોગ્યતા ને પાત્રતાથી અધિક દેવું. તે શીવાયનાને દેવાથી નિકૃષ્ટ ફળ આપે છે, 'જેમ કે કમતાકાતવાળાને અધિક વિદ્યા દેવાથી સારૂં ફળ નહીં આવે.'

મોઢામોઢ કરવાથી સાચ જુઠ માલુમ પડે છે.

નાની કાંકરી મોટા ઘડાને પણ ફોડી નાખે છે, માટે ન્હાનાને ન્હાનું ન સમજવું.

વખતપર બાળકનું નિશાન (તુકકો) લાગવાથી, અને બુદ્ધિમાન હકીમ (કળા કુશળ) ની તદબીર પાર ન પડવાથી પણ બાળક નિશાન બાજ અને હકીમ અવિદ્વાન્ થતો નથી.

નઠારાની સંગતથી સારૂં પણ નરસુ કહેવાય છે, માટે નિચનો સંગ ન કરવો.

થાય અથવા પાર પડે તેજ ખરૂં, અર્થાત્ નીવડે વખાણ.

રોગ હાથીના બળે આવે અને કીડીને બળે જાય છે, માટે ધૈર્ય રાખવું.

બહુ ઉંચે ન ચડે તે નીચે પડવાથી ન ડરે.

જુઠું બોલવામાં જુબાનનો વાંક નથી.

સ્ત્રી રહે તો આપશું, અને જાય તો સગાં બાપશું.

મૂર્ખ નર નારીથી ડરે, નેક નાર નર તાબે રહે.

તાજે ઘાએ બધું થાય, પણ ધૈર્યથી કરવું.

નામને આગ પણ નથી બાળતી, પણ દુરાચાર–

" સૂરતથી કીરતી ભલી, વિના પાંખ ઉડિ જાય. "

આગલ્યાની શક્તિ જોઇને કામ કરવું, કારણ કે ઘેર ઘેર માટીના ચુલા છે.

તુખમે તાસીર–સોબતે અસર–ઘણી નહિ તો થોડી થોડી.

નાગો એ બાદશાહથી આઘો–મતલબ નાગો ન્હાય શું ને નીચોવે શું ?

ઉત્તમ મનુષ્ય ભૂંડું કરતા નથી અને નિકૃષ્ટ નીચ સમર્થ થતા નથી. જેમ કે–સતી શાપ દે નહીં, અને શંખણીનો લાગે નહીં.

દુષ્ટ અને અજ્ઞાનીના કહેવાથી સજ્જનોનું અનિષ્ટ થઈ શકતું નથી જેમ કે કાગડાના શાપ દેવાથી જાનવરો મરતાં નથી.

ગુરૂ જેવા ચેલા, ડાહ્યા કિંવા ઘેલા.

પાપ પ્રગટ થયા વિના રહે નહીં, પ્રીતિ અને કસ્તૂરી છુપી રહે નહીં.

હરામનો માલ હજમ થવો કઠણ.

દાનત તેવી બરકત.

પૂર પહેલાં પાળ બાંધવી, તે ડાહ્યાનું કામ છે; પણ આગ લાગે ત્યારે કૂવો ખોદવો એ મૂર્ખનું કામ છે.

અનિશ્ચિત્, આપ્રત સંબંધી ચિન્તા કરવી, એ કાયરતા છે.

વિદ્યા, ઘોડો, પાન, રોટી, બાટી, બાણ–ફેરવતાં રહેવું, નહીં તો વ્યર્થ થશે.

પુરૂષાર્થ માટે પગ આગળ રાખવા, પણ વિચારીને.

યોગ્ય નિશ્ચય દૃઢ કરવાથી ઘણા લાભ થાય છે.

રીસાણા હો તો મનાવવાથી મનાઇ જવું, મનાવવાથી ન મનાય તેને મુકી દેવું, તેને તેનું મન મનાવશે.

છળી, કપટી, દંભી અને જુઠાનો નિભાવ થતો નથી. કાચની હાંડલી એકવારથી બીજીવાર ચઢતી નથી.

જલદી થાય તેજ જલદી જાય; જેમ મૂર્ખ અજ્ઞાનીની મિત્રતા.

ધીરે ધીરે થાય તે નાશ ન પામે; જેમ કે વિદ્વાન્, બુદ્ધિમાન્‌ની મિત્રતા.

મૂર્ખની દોસ્તી જીવનું જોખમ સમજવું.

સારાં કામ અને સારાઇ કરતાં, નરસાઇ વધારે પ્રસરે છે.

મુખમાં દાતણ આંખમાં આંજણ નિત કર, નાકમાં આંગળી,

કાનમાં લાકડી નવ કર, પાઘડી, ઉપાન (જોડા) અને વસ્ત્ર કઠણ ન પહેરવાં.

પોતાની છાશને ખાટી અને પોતાની માને ડાકણ કોઇ કહેતું નથી, એવાં જગતના વ્યવહારને ડાહ્યા પુરૂષ પરખે છે.

લોભનો થોભ નથી.

દુધનો દાઝયો છાશનો પણ ફુંક માર્યાવિના ઉપયોગ લેતો નથી.

કેવળ પદાર્થની ખુબસુરતી ઉપરજ ન રીઝાતાં મજબુતી પણ જોવી.

કંઇ જોઇ અને સાંભળીને એકદમ ગ્રહણ કે ત્યાગ ન કરવો, કિંતુ વિચારીને અમલ કરવો.

જુઠા ધર્મમાં પડોમાં અને જુઠાનો પક્ષ કરોમાં.

આંગળી પકડતાં પ્હોચો પેસે માટે સમજીને આંગળી પકડાવવી.

સત્તાધારી પાસે ફસાવું નહીં. કારણ કે હાથીને લાકડી પકડાવવી સહેલી છે. પણ પાછી છોડાવવી કઠણ છે.

"બડા બડાઇ નાં તજે, અવગુણ તજે ન ગુલામ; હરદી જરદી નાં તજે, ખટરસ તજે ન આમ."

જગત્ આરસી માફક જેવું દેખે તેવું બતાવે.

રૂઢીમાં નઠારૂં પણ સારૂં દેખાય છે, જેમ કે મુસલમાનોમાં કાકાની દીકરી બેનને ઘર અવસર વિનાની સારી (વાણી) પણ નરસી, જેમ કે ચોરીમાં "રામ બોલો ભાઇ રામ."

અવસરની વાત નઠારી પણ સારી, જેમ અવસરમાં ગાળા ગાળી.

બે મોટાની લડાઇમાં વચ્ચે પડવું નહિં, નહિં તો પાડા લઢે અને ઝાડનો નાશ.

ઉતાવળો જલદી થાકે-ઉતાવળા સો બ્હાવરા-ધીરા સો ગંભીર.

જેણે છોડી લાજ તેને નાનું સરખું રાજ, માટે બેશરમનો મુકાબલો ન કરવો.

બન્નેમાં કાંઇ દાળમાં કાળું હોય ત્યારે લઢે; કારણ કે બે હાથ વિના તાળી પડે નહીં.

કુતરાની પૂંછડી વાંકીને વાંકી–તેજ રીતે મૂર્ખની મતિ જેવીને તેવી.

ઇચ્છા પ્રમાણે થતું હોય તો સહુ પાલખીમાં બેસે માટે પુરૂષાર્થ કરવો.

મ્હોટાની જોરૂ સહુની દાદી, અને ગરીબની જોરૂ સહુની ભાભી.

નીચી ઓરડીને સૌ કોઇ ઝુડે, માટે સંભાળીને રહેવું.

"ધન દોલતથી સુખી થાય ડાહ્યો ઇન્સાન; પણ મૂરખ હોવે હેરાન."

"ઘરની ફજેતી બહાર જાય, અધુરી હોય તે પૂરી થાય."

સુખે સોની અને દુઃખે રામ.

અભણ વર્ગમાં થોડો ભણેલ વિદ્વાન કહેવાય; જેમકે આંધળામાં કાણો રાજા નહિં ઝાડ ત્યાં એરંડો પ્રધાન.

પાણીમાં રેહેવું અને મગરની સાથે વેર કરવું પોસાય નહીં.

સઇયારા ( પંતીયાળા ) સાથે વિચારીને ચાલવું.

પૈસો સગા બાપ સાથે પણ વેર કરાવે છે.

સંસારમાં એક બીજાનું કામ એક બીજા વિના ચાલતું નથી, તેમ એક બીજા વિના અટકતું નથી; માટે નિરાભિમાનપણે એક બીજાને સહાય કરવી.

નિકૃષ્ટ દેવની ભ્રષ્ટ પૂજા કરવી, એ અનીતિ નથી, જેમકે કુગુરૂની "મોચી પત્ર શિર્ષ મધ્યે, લષ્ટિકા પાદ પૂજનમ્.

લાત મુકકા કમર મધ્યે, થપ્પડં મુખ મંડલં."

જે વાત સહુ તરફથી સર્વ પ્રકારે સંશય રહિત મળતી હોય તેજ માનવી.

મફત હાથ લાગતું હોય તો પણ વિચારીને લેવું.

ભલું અંતે ભલું અને ભૂડું અંતે ભૂડું.

સાત પાંચની લાકડી, એક જણાનો ભાર, માટે પરસ્પરમાં હળી મળીને દુઃખીયારાઓનું દુઃખ ભાંગવું.

ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે-સાકરથી પણ ગરજ ગળી.

અલ્પ ગુણથી ગુણી, અને અલ્પ વિદ્યાથી વિદ્વાન કહેવાતા નથી, જેમ કે હળદરના ગાંઠીયાથી ગાંધી થવાતું નથી.

કોઇ પણ એક વિદ્યા અને કળા પરિપૂર્ણ શીખો.

નામી ચોર માર્યો જાય અને નામી શાહુકાર રળી ખાય; તેટલા માટે પેંઠ (શીખ) વધારવી.

સમજ્યા વિના હા, ના ન કહેવી.

માન ન માન, હું તારો મેમાન,-જાનમાં કોઇ જાણે નહીં, અને હું વરની ફૂઇ; એવો સ્વભાવ ન રાખવો.

હલવો ખાવા માટે પોલાદનું, અને વાત રાખવા માટે મોટું પેટ જોઇએ.

મૂર્ખ-અભણ ભણેલાની શું ગતિ જાણે ?-વાંદરો આદાનો સ્વાદ શું જાણે ?

જે વાત કહો તે વિશાળ-ગંભીર અર્થવાળી ચોધારી કહેવી; પણ વેહેવારમાં અને વ્યાપારમાં નહીં.

આથમ્યા પછી અસુર નહીં, અને લુંટાયા પછી ભય નહીં; એટલે લુંટાયા કેડે નાશવું, એ મૂર્ખતા છે.

એક પંથ ને બે કાજ-એવો સમય સાચવી કૃત્ય કરવાં.

લાઇલાજના ઉપાયમાં પડવું નહીં, તે ભોગવેજ છુટકો થશે.

ઉદારતા મનપર છે, ધનપર નથી, બુઢાપણું બુદ્ધિપર છે--ઉમર પર નથી.

કોઇના સિફારસ (ભલામણ) વા પ્રસંસા સમય વિના કરવી નહિં, નહિ તો વખાણી ખીચડી દાંતે વળગશે.

ધન દેવું પણ જામીન ન થવું.

બહુ હુશીયાર અને ચાલાકના મનની વર્ષો સુધી ખબર પડતી નથી.

અધર્મી, કંજુસ અને પાપનો પૈસો સારે રસ્તે વપરાય એવી કોશીશ કરવી, કારણ કે કુવામાંથી થાળામાં પાણી નાખવું શ્રેષ્ટ છે.

વિદ્યાથી દશ ગુણી બુદ્ધિ હોય ત્યારે તેનો ઉપયોગ લેવાય.

અણીનો ચૂક્યો સો વર્ષ જીવે, માટે ઉપાય ન છોડવો.

ક્ષણવારની ભૂલ આખી ઉમરમાં પસ્તાવો આપે છે, એ વાત ધ્યાનમાં લેવાની છે.

પોતે માગી ખાય, અને દ્વારપર ભિક્ષુક ઉભો રાખે એમ ન કરવું. (અર્થાત્ ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો.)

મુસાફરી કિંવા દુઃખમાં એકથી બે ભલા.

કોઇ ચાલ્યો જાતો હોય તેને જરૂરી પ્રસંગ વિના ટોકવો નહીં.

રોતો જાય તે મુવાની ખબર લાવે; એટલે કાંઈ કામ ચીંધવાથી જેનું માથું ફરતું હોય તે સારૂં કામ નહીં કરે.

એકવાર પૂછવાથી જે ન કહે તેને તે વાત ફરી પૂછવી નહીં. (ગુન્હેગારને આ કહેવત લાગુ પડતી નથી.)

રાત્રિએ ખુલ્લો બળતો દીવો રાખીને સુવું નહીં.

પહેરેલે લુગડે આગ લાગે તો, ધૂડમાં આળોટાઈને બુજાવવી.

ઓસાણ (સ્મૃતિ) મોટું હથીઆર છે.

ભ્રાન્તિ (શક) મટાડયા વિના સુખ આવતું નથી.

ગરીબથી ધનાઢ્ય સામે, ધનાઢ્યથી સત્તાવાળાની સામે, કમ્મર બંધાય નહિ.

ખેલનારે પોતાના કરતાં જોનાર ચાલાક જાણવા.

ઉંટનું પુરીઓથી પેટ ભરાય નહીં.

એક મળતાં, બેની તૃષ્ણા થાય.

વિદ્યા અને બહાદુરી-વિચાર અને સ્મૃતિ-લખવું અને ભણવું-બોલવું અને વાક્ય ગોઠવણી-ચાલાકી અને સદાચારી-ભાવાર્થ અને

કુંઠસ્થતા-વિદ્યા અને વર્તાવ-ઉપદેશ અને તે પ્રમાણે ચાલવું-આ બન્ને બાબતો એક માણસમાં બે સાથે કવચિતજ મળશે; જેમ કાણામાં કોઇ કજ સાધુ; જ્યાં આ બે મળે ત્યાં સોનું અને સુગંધ સમજવાં.

કાળા કામળાને રંગ, અને પાંઢાને જળો લાગે તો મૂર્ખને પણ ઉપદેશ લાગે.

મરણીયો શું ન કરે ?

એક સો જણને મારે.

જરૂરીયાત-એ પોતેજ સઘળું શીખવે છે.

અજાણ્યાને પણ ગામ કોટવાળી શીખવે છે.

પુત્રના પગ પારણેથીજ ઓળખાય છે, અને વહુનાં લક્ષણ દ્વારપરથી ઓળખાય છે.

ગાયન વિદ્યા પોતાના આનંદ માટે શીખવી; પણ દંગલ (અખાડા) માં ગાવા અથવા ગુજરાન માટે ન શીખવી.

મુખથી કામ થતાં સૂધી દસ્તાવેજ ન કરી આપવો.

કાગળ લખીને વાંચ્યા વિના ન આપવો.

બળીયા માણસને કાગળ મોકલવો હોય તો, તેની નકલ રાખ્યા વગર ન મોકલવો.

યુવાનીમાં બુદ્ધિને વૃદ્ધ કરવી એ મોટું કામ છે.

કરતાં ડર અને ન કરતાં પણ ડર, કારણ કે સંસાર બે ધારી છરી છે.

નિર્લોભી-નિસ્પૃહી થયા છતાં પણ શુષ્ક વચન નહિં બોલતાં, સત્ય અને પ્રિય વચન બોલવાં.

મ્હોટા હોઇને સત્કાર કરે તેજ સત્કાર; ન્હાનો કરે તેમાં શું ?

જેનું ખાવું તેનું ગાવું, પણ ખોટું નહીં.

કુવો ઢંકાય, પણ જગતને ઢાંકણું ન દેવાય, માટે તમારે સંભાળીને ચાલવું.

પોતે ન જાણે અને બીજામાં અવગુણ આરોપણ કરે. તેને મૂર્ખ જાણવો.

એક નૂર આદમી--હજાર નૂર કપડાં.

તુચ્છ અને નીચ મનુષ્યો સાથે પ્રીતિ કે વૈર ન કરવું તેમ અનાદર અને ધિક્કાર પણ ન કરવો.

જમતી વખતે ભાણા અંતર ન કરવો.

દલાલને દિવાળું આવતું નથી, એવી રીતે જગતમાં રહીને વ્યવહાર કરવો.

એવો પુરૂષાર્થ શા કામનો કે, આંધળી દળે ને કુતરાં ખાય.

નવરો નિત્ય કરે કાં નિંદા કરે.

પુત્ર અને વછેરાંનાં નીવડે વખાણ.

રાજા ઉલટો, સીધો, કોઇ વાતે લેવાય, બંધાય નહીં.

જો રાખે ટેક તેને મળે અનેક; પણ મિથ્યા ટેક ન રાખવી.

સાત મામાનો ભાણેજ ભૂખે મરે, માટે એવો ભરોસો ન રાખવો.

કોઇના થઇ જવું, કિંવા કોઇના થઇને રહેવું એ ઘણી ઉત્તમ વાત છે.

"સિંચે ગુડ ઘી જો કદા, લીંબ ન મીઠો થાય, જેનો પડયો સ્વભાવ જે, જીવ જાતાં તે જાય.

'સુકું કાષ્ટ અને મૂર્ખ નમે નહીં, સદ્‌ગુણી દુર્ગુણીને ગમે નહીં.'

તિરસ્કાર અથવા કઠોર વચન તલ્વાર કરતાં પણ ભારે તીક્ષ્ણ છે; તેનો જખમ મરણ પર્યંત રૂઝાતો નથી.

લાખ ભલે જાય, પણ શાખ ન જવી જોઇએ.

"તુલસી હાય ગરીબકી, કભુ ન ખાલી જાય; મુવા ઢોરકે ચાંમસેં, લોહ ભસ્મ હો જાય."

નઠારી નારી જીવતાં નરક.

જો પહેલાં દાઢી ઠારશો તો આગલ્યાની ઠારી શકશો; એટલે શરીર,

તંદુરસ્તી અને વિદ્યા વગેરેનું બળ પ્રાપ્ત કરશો અને તૃષ્ણા રહિત થાશો તોજ પરોપકાર કરી શકશો.

જે પોતાનું કામ નહી કરી શકે તે આગલ્યાનું શું કરશે !

ઉદ્યોગનો બદલો અને આગલ્યાનું દારિદ્રય જતું નથી.

નીચ જો ઉંચની પકડે રીત. તો છેક હદ કરે છે ખચીત.

સૌ સૌના યોગ્ય ઉપાયથીજ નાશ પામે છે; જેમ રોગ ઔષધથી, તમ પ્રકાશથી; તમ (અજ્ઞાન) જ્ઞાનથી; અવિદ્યા વિદ્યાથી; દુષ્ટ કર્મ સત્કર્મથી; પણ શાસ્ત્રથી નાશ પામતાં નથી.

બાલથી ખ્યાલ ને બડાથી વિરોધ ન કરવો.

આહાર, વ્યવહાર, નિદ્રા વધારવાથી વધે છે ને ઘટાડવાથી ઘટે છે માટે સમાન રાખવાં.

મહાન્ અને સજ્જનોની નિંદા કરવી, એ આકાશપર થુંકવા જેવું છે. એટલે પોતા ઉપરજ પડે છે.

'પરમેશ્વરથા પ્રેમ અને પરનારીથી હસવું; તુલસી બંને નહીં બને, લોટ ખાવોને ભસવું.'

જાણીતાને શિક્ષા આપવી, એ જાગતા સુતેલાને જગાડવા જેવું છે.

ચોપડેલની આશામાં ઉચ્છિષ્ટ ખાવું પડે છે.

સભામાં એવા અધિકાર, ક્રમથી બેસવું કે ફરી ઉઠવું ન પડે.

અન્યાયીના રાજય અને દુરાચારીના સંગમાં લીલાં સુકાં બન્નેને આગ લાગે છે.

બાપ કરમી કરતાં આપ કરમી ઉત્તમ.

વિદ્યાનો અંત આવે એ સંભવ છે.

કર્જ અને ઉકરડાને વધતાં વાર લાગતી નથી.

ગરજુ અને ક્રોધી પાસે વિવેક અને જ્ઞાન રહેતાં નથી.

મનોવિકાર જીતે તેજ શૂરો.

માત્ર વાતોથી લગ્ન થતાં નથી.

અનુભવ વિના નિંદા કે પ્રસંસા ન કરવી.

કદી સાંભળેલી વાત ઉપરથી પરિણામ કહ્યા કરતાં, અનુભવ ઉપર પરિણામ કહેવું, કાઢવું વધારે સારૂં છે.

લેવા ગઇ પૂત અને ખોઇ આવી ખસમ.

જે કર્યું ન હોય તે કરી જોવું.

વેહેમની દવા ધન્વંતરી પાસે પણ નથી માટે વેહેમ ન રાખવો.

વારંવાર પુસ્તકનાં પાનાં વાંચવાથી કાંઇક વધારે જ્ઞાન આવે.

મહેલ જોઇ ઝુપડું ન તોડવું, અરધું મુકી આખા ઉપર ન દોડવું; પણ મેળવવાનો પ્રયાસ કરવો.

પરાઇ આશ સદા નિરાશ.

જીતેંદ્રિય અને પંડિતનાં લક્ષણ પોતામાં ધારો.

પ્રીતિમાં પરસ્પર રીતિ અને નીતિ ચાલતી નથી.

અતિ કાંઇ નભતું નથી; જેમ કે, અનીતિથી મુસલમાનોએ રાજ્ય ખોયું.

નામ મોટું ને દર્શન ખોટું તે શા કામનું ?

હાટથી લઇને વાટે ન ખાવું; તેમજ વસ્તીમાં રસ્તે ચાલતાં વાત ન કરવી.

છાશ, દુધ અને બગલું તથા સફેદ વસ્ત્રધારી એ સર્વે સ્વેત છતાં સરખાં ન સમજવાં.

બની બનીમાં સબકોઇ સાથી, બગડીમેં નહીં કોઇ.

ભૂખ્યાની પીડા ભરેલ પેટવાળો, તૃપ્ત શું જાણે ? પ્રસુતાની પીડા વંધ્યા શું જાણે ?

દેશ તેવો વેશ કરવો, પણ વ્યવહાર પોતાના કુળ જેવો રાખવો.

સ્વભાષા ભાષા, પર ભાષા પ્રાકા.

હાની કરવાના કરતાં, ક્ષમા મોટી છે.

મરણ, મંદવાડ અને વરસાદની ખબર પડતી નથી.

હાથ પોલો તો જગત્ ગોલો.

ભરમ ભારી ખીસા ખાલી એ અંતે હાની કરશે.

જ્ઞાન થોડું અને ગડબડ ઘણી સારી નથી.

ધૈર્ય, સંતોષ અને મિત્રની પરીક્ષા વિપત્તિકાળમાં કરવી.

મોં જોઇ ચાંડલો કરવો એ વ્યવહારની ખુબી છે.

વાટયું ઓસડ અને મુંડયો જોગી, તેની ખબર કોઇને પડતી નથી તેનો ભરોસો ન કરવો.

કુમળી બુદ્ધિને જેમ ખેડશો તેમ ખેડાશે.

ઔષધી તેજ કે, જેનાથી રોગ જાય; વિદ્યા તેજ કે જેનાથી અજ્ઞાન નાશ પામે.

સોમલ અને શસ્ત્ર ગૃહસ્થે ઝનાના (અંતઃપુર)માં ન રાખવાં.

સર્પને મારવો હોય તો પ્રથમ કમ્મર તોડવી.

મુવેલ ભેંશમાંથી દૂધ નીકળતું નથી અને ઓરડામાં પૂરી મૂકેલાને આપ્યા વગર મળતું નથી, તેમ મુવેલાને શ્રદ્ધા વગર શ્રાદ્ધ પૂગતુ નથી.

મુવેલા શરીરમાં મંત્રવડે પ્રાણ આવતાં હોય તો, પથ્થરની મૂર્તિમાં પણ તુરત આવવાં જોઇએ.

ભૂત સત્ય હશે તો મૂઠી માહેલી કિંવા પેટમાંની કે મનની વાત બતાવશે. નહિ તો પાખંડ જાણવું.

ગ્રહનાં દાન દેવાથી અને વરણી કરાવવાથી શાંતિ થતી હોય તો ગ્રહને નહિ માનનારા અને પૂજા નહિં કરનારા સદા રોગ પીડિત રહેવા જોઇએ; તેમજ રાજા અને જોશીની દીકરી રાંડવી ન જોઇએ.

તીર્થનું જળ પોતે પવિત્ર હોઇને બીજાને પવિત્ર કરતું હોય તો ચાંડાળ કિંવા મુસલમાનના હાથથી તે જળ પીવું જોઇએ; નહિ તો જે 'અન્યના સ્પર્શથી' પોતે અપવિત્ર થતું હોય તે બીજાને શું પવિત્ર કરશે?

· તીર્થ તારતું હોય તો તર્યા વિનાના શા માટે ડુબે?

બળતું ઘર ઇશ્વરાર્પણ કહેવાય નહિ.

ઉમર થોડીને કરવું ઘણું, માટે કરવું હોય તે કરી લેવું.

જમાતમાં કરામત થાય છે, માટે સંપ મેળવવો.

શરત બાંધીને કોઇ કામ કરવું નહીં.

સટ્ટો. જુગાર, અને સોરટી ન કરવાં.

રાગ, દ્વેષ અનર્થનું મૂળ; નિષ્કામતા સુખનું ફળ.

કુવાથી કુવો મળતો નથી, પણ મનુષ્યથી મનુષ્ય મળે છે માટે બગાડવું નહીં.

પોતાનું કામ–ફરજ બીજાને ભરોસે મૂકો નહીં.

હુશીઆરી, ચાલાકી, ચતુરાઇ અને હિંમત રાખવી.

દરીયામાં ખારવાના વિરોધી ન થવું.

જે માતા, પિતા સંતાનને જીતેંદ્રિયપણું, વિદ્યા, અને વ્યવહાર શીખવે તેમને શ્રેષ્ટ ગણવાં.

કાચ ફુટયો અને દીલ તુટયું ફરી સંધાતુ નથી.

મિત્ર શત્રુ થાય તો બહુ હાનીકારક છે.

શરાબી, અફીણી, અને અતિ વ્યભિચારી તથા વૃદ્ધની યુવાન સ્ત્રી પવિત્ર નીકળે એ ઘણે ભાગે અસંભવિત છે.

એવું કયું ઝાડ કે જેને વાયરો ન લાગે? એવો કયો મનુષ્ય કે જેને કામનો ઝપાટો ન વાગ્યો હોય?

સ્ત્રીમાં શૂરવીરતા ને કાયરતા, લજ્જાને નિર્લજ્જતા, એ ચારે વિરૂદ્ધ ગુણ હોય છે, જેની પ્રસંગ પડેથી પરીક્ષા થઇ જશે.

સામાના મનની વાત જણાય નહિ.

જગતનો વ્યવહાર હાથીના અંદરના અને બહારના દાંત જેવો છે, માટે સમજીને ચાલવું.

મા, બ્હેન, સ્ત્રી અને પરસ્ત્રી જોવાની આંખ તો એકની એકજ છે, છતાં કેટલો અંતર છે? એવો આખા વિશ્વનો વ્યહવાર સમજવો.

કદરદાન (પરીક્ષક)ના મ્હોં આગળ હુન્નર દેખાડવો, પરંતુ ગપ્પાં ન મારવાં.

ગદ્ધાએ ખાયા ખેત નહીં પાપ ઓર પુણ્ય–નિરૂપયોગી મનુષ્યને કાંઇ દેવું તે પણ એવુંજ છે.

આંખથી દુર, તે મનથી દૂર; પણ પ્રેમી તો ચકમચુર.

મનની પ્રીતિ કરો તો ચકોર કિંવા પથ્થરની રીતે કરો; પણ દ્વેષ કિંવા વેર કરો તો બાળકના જેવો કે પાણીના જેવો કરો.

સામાન્ય મિત્રની, મિત્રતા સાથેજ કામ રાખવું, તેના કર્મથી નહીં.

ખરી મજુરી ચોખ્ખું કામ કરાવે છે.

જે કામ મિત્રભાવથી ન થાય, તે દ્વેષભાવથી કેમ થાય.

પાનપટ્ટીથી જેવું કામ બને છે, તેવું પૈસા કે હકુમતથી બનતું નથી· માટે માલ ઉપર જગાત રાખવી.

ચામ પ્યારી નથી પણ કામ પ્યારૂં છે.

પોતાનું રૂપ અને બુદ્ધિ તથા પારકા ધનનો છેડો માલમ પડતો નથી.

દરદીની માગણી વિના ઔષધી આપવી નહીં.

દરદ જાણ્યા વિના ઔષધિ આપવી નહીં.

રોગ ઘણો હોય તો પણ રોગીને શાન્તિ અને સંતોષ આપવાં અને ગરીબનું મફત ઓસડ કરવું, એ ચાર લક્ષણ વૈદ્યમાં હોય છે.

દિનનો ભૂલ્યો સાંજે ઘેર આવે તો પણ ભૂલ્યો ન કહેવાય.

બાવળને આંબાનાં ફળ લાગતાં નથી; બશેરના પાત્રમાં ચાર શેર સમાતું નથી, તેમજ અયોગ્ય યા કુવિશ્વાસ ફળિભૂત થતો નથી.

વિદ્યા અને ગુરૂ વરસાદ સમાન છે પણ પાત્ર સમાન ફળ આપે છે; જેમ કે સર્પમાં વિષ, છીપમાં મોતી અને ઉખર ભૂમિમાં કાંઇ થતું નથી.

પોતાનાથી ન્હાના અને પોતાનાથી મ્હોટાની સાથે બરાબરી ન કરવી.

વાંચ્યા વિના કાગળ ઉપર સહી ન કરવી.

જ્યાં સુધી પંથ, મત, ઇષ્ટ, દેશ, કાળ અને મનની ખુબી ન મળે ત્યાં સુધી બીજાની સાથે રહેવાથી સુખ મળતું નથી.

ધન સંતાડી દાટયું હોય તો તેનો કાંઇ પણ સંકેત પોતાની પાસેજ રાખવો અને મરણ સમયે તે બતાવવો.

ધન પાસે ન હોય તો પણ ધન હોવાનો ભરમ બતાવી રાખશો તો વૃદ્ધાવસ્થામાં પુત્રાદિ સારી રીતે સેવા કરશે.

સ્ત્રીના કામની હમેશાં કદર-કાળજી રાખવી.

પત્નિની જવાબદારી પતિ ઉપરના ભારે રહે છે.

સ્ત્રીનું સ્ત્રીત્વ (ખરૂં સ્ત્રીપણું) વૃદ્ધાવસ્થામાં કે નિર્ધન દશામાં જણાય છે.

ધન, યૌવન અને સ્ત્રી એ વિજળી સમાન ક્ષણિક છે.

પોતાના પાસેની વિદ્યા ન દઇ શકો તો, ગ્રંથમાં લખીને મરવું.

યોગ્ય સાધુને ભોજન અને પરોપકાર—બાકી કારજ સબ ધિકકાર.

જેવી કરણી તેવી ભરણી.

દરેક મનુષ્યના ગ્રંથમાં દૂષણ હોય છે, તેટલા માટે તેમાંથી ગુણ ગ્રહણ કરવા અને દોષ ત્યજવા; જો માત્ર દુષણ ઉપરજ દષ્ટિ રાખશો તો દૂષિત થાશો.

સ્વાર્થ અથવા પરમાર્થ ગમે તે હોય, કિંતુ કામના વિના કાંઇ ચેષ્ટા થઇ શકતી નથી.

કારણ વિના કોઇ કાર્ય બનતુ નથી, અને દેશ કાળ વિના કોઇ રહેતું નથી.

સો દિવસ ચોરના અને એક દીવસ શાહુકારનો.

સંકોચમાં સંતાપ રહે છે, માટે ખાવાપીવામાં અને શીખવામાં શરમ ન રાખવી.

રોકડ વિદેશમાં મોકલો ત્યારે કોઇને ભેદ ન દેવો.

જ્યાં સત્ય બોલવાથી દુષ્ટ લોક હાની કરવાને શકત હોય, ત્યાંથી ખસી જવું.

પોતાનાં દુઃખ સુખ સમાન બીજાનાં પણ સમજવાં.

દેખાદેખી કરી બીજાના હુન્નર કે કસબપર ન ચાલવું.

બીજાથી ન વંચાય તેવું ન લખવું.

મોસમ વખતે અનાજ તથા એવી બીજી વસ્તુ એક બે વરસની ખરીદ કરી રાખવી.

પંથ અને ચિંતા, શૂરવીરની શૂરતાને પણ તોડી નાંખે છે.

સફરમાં રાત્રિએ મારગ ભૂલો તો માર્ગ મુકીને છેટે બેસવું.

ઉતાવળે આંબા પાકતા નથી, એટલે સર્વ કાર્ય સમયપર થાય છે.

સર્વ મનુષ્ય પોતાનાથી ૧/૪ બુદ્ધિ જગતમાં જાણે છે, પણ ડાહ્યા પુરૂષો પોતામાં બુદ્ધિ છે એમ જાણતા નથી.

નવા લાગા (હક) નાખનાર સાથે પૂરી તકરાર લેવી.

સંસારનું સંપૂર્ણ કામ કોઇએ કર્યું નથી.

ભણેલથી અનુભવી શ્રેષ્ટ છે.

માતા પિતા અને રાજા મારે તો કયાં જવું ?

બીજાના માલ ઉપર હાથ ન નાખવો.

દીવાસળીની પેટી, રૂ, વસ્ત્ર, દારૂ, ચોપડી વગેરે પાસે રાખવાં નહીં.

"અશક્તિમાન ભવેત્સાધુ" અર્થાત્ એદી આળસુ ત્યાગી શા કામનો?

આ ડોશી દુનિયા-છળી, કપટી, યુવાન સ્ત્રી જેવી છે, નિત્ય નવીન પુરૂષની બગલમાં પેસે છે, પણ હજુ સુધી કોઇની થઇ નથી.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'ની પરીક્ષા કરવી.

કદાચિત્ સત્ય વડે નિરપરાધીના તન, ધન અને મનને ઇજા થતી હોય તો તે સોનાની કટારી પેટમાં માર્યા જેવું છે.

જે ફુલે નહિ તે ફળે શું ?

જે ગાજે નહિં તે વરસે શું ?

ફરે તે ચરે, બાંધ્યો ભૂખે મરે (અર્થાત આળસ્ય ન કરવું)

પોતાના મનને સુધારવું અને કબજામાં રાખવું એ મનુષ્યનું મોટું કામ છે.

(નિષ્કામ રહેવા અને સ્ફુરણા રોકવાનો અભ્યાસ રાખવાથી અને કોઇ ઉત્તમ કાર્યમાં મન લગાડી રાખવાથી તેમ થઇ શકે છે.)

નીતિ જાણવી અને કુદરત તથા પોતાના સ્વરૂપને ઓળખવું, એ તત્વજ્ઞાન છે, કારણ કે તેથી કરીને ઇશ્વર ઓળખાય છે.

ભૂખ, તરસ, કામ-ઉત્પતિ અને શરદી ગરમી થવી એ પણ એક રોગ છે અને તેની ઔષધી-સત્વગુણી ભોજન, શીતળ નિર્મળ જળ, નિરોગી રૂપવંતી સ્ત્રી, અને ગરમ કે ઠંડાં વસ્ત્ર ક્રમથી છે; પરંતુ મુર્ખ આને રોગ નહીં સમજીને મનુષ્ય તેની વૃદ્ધિના ઉપાય લે છે.

ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા વિના સાંભળેલી વાત સ્વીકારવી નહિં એટલે તેના ઉપર આધાર રાખવો નહિં.

મૂર્ખ અથવા અજ્ઞોમાં વિદ્વત્તા કિંવા ગુણ જણાવવા એ મૂર્ખતા છે.

ગરીબ થઇને તાલેવરનું વર્ત્તન-બરોરી કરવા જાય તે બીખારી થઇ અંતે રખડે; પણ ગરીબ હોઇ વ્યાપારીની રીત રાખે તો તાલેવર થતાં વાર ન લાગે.

દેવ, (વિદ્વાન્) રાજા, વૃદ્ધ, બાળક, આતુર અને રોગી ઉપર ક્રોધ આવે તો પણ ન કરવો.

ગરીબને આજીવિકાનો, મધ્યમ લોકને મરણનો અને ઉત્તમને અપમાનનો ભય રહે છે, માટે બને તો એક બીજાનો ભય નિવૃત્ત કરવો.

કાંઇ બદલો મળવા અથવા કોઈના બદલામાં કાંઇ કર્યું હોય તે ઉપકાર કહેવાતો નથી, પણ વગર સ્વાર્થે ઉપકાર કરવો તેજ ઉપકાર છે.

જયાં શત્રુએ સનમાન કર્યું હોય અને જયાં પૂર્વે સનમાન થયું હોય અને પછી અપમાન થયું હોય, આ બે સ્થળ ત્યાગ કરવાં.

મિત્ર કદાપિ શત્રુ થઇ જાય તો ફરીથી તે વિશ્વાસ કરવા યોગ્ય નથી.

એટલુંજ નહીં પણ પોતાના બચાવમાં તત્પર રહેવું ગફલત ન રાખવી.

કૃતઘ્ની મનુષ્યનો વિશ્વાસ ન રાખવો, કારણ કે તે કોઇ સમયે અવશ્ય અવળું કરશે; તેટલા માટે તેનાં કામ કરવાં, તો પણ કોઇ ભાગ પોતાના હાથ નીચે બાકી રાખવો.

શુષ્ક વૈર કોઇની સાથે કરવું નહિ.

અધર્મના સમયમાં બળવાન મનુષ્ય બોલે તેજ ધર્મ કહેવાય છે.

અવગુણ ન જોતાં ગુણ ઉપર દૃષ્ટિ નાખવી અને કુસંપ ન કરાવતાં સંપ કરાવવો, તે મહા બુદ્ધિમાનનું કામ છે.

ઉપકારનો બદલો ઇચ્છવો, એ ઉત્તમ પુરૂષનું કામ નથી, પણ પ્રત્યુપકાર કરવો એ તેનું કામ છે.

કઠોર–અપશબ્દ બોલનાર અધર્મી કહેવાય છે, ૨. તેમની સાથે તેવું બોલનાર મધ્યમ પુરૂષ છે. અને ૩ દુષ્ટ–કઠોર વચનની સામો ઉત્તર ન દે તે ઉત્તમ ધીર પુરૂષ કહેવાય છે.

જે કાર્યનું પરિણામ ઉલટું નિકળે એવું હોય, તેના ઉદ્યોગમાં અનર્થ પ્રાપ્ત થાય છે, માટે ન કરવું.

શક્તિ અનુસાર પુરૂષાર્થ કરવામાં ખામી ન રાખે અને અનીતિ કરે નહીં, તો કાર્ય સિદ્ધિ થાય છે.

કુળના રક્ષણ માટે એક જણનો ત્યાગ કરવો પડે તો કરવો, ગામની રક્ષાને સારૂ એક કુળનો ત્યાગ કરવો પડે તો કરવો, દેશના સંરક્ષણ અર્થે ગામ તજવું પડે તો તજવું, અને પોતાના શરીરના બચાવ માટે ભૂમિનું રાજ્ય ત્યજવું પડે તો ત્યજી દેવું. (એ છેલું વાકય રાજ ધર્મમાં લાગુ નથી.)

જે પુરૂષની સાથે રહેવાથી કોઇ પણ પ્રકારનો ભય (રાજ્ય, લોક, તન, મન, ધન ઇત્યાદિ) પ્રાપ્ત થતો હોય તેવા પુરૂષોનો ત્યાગ કરવો, તેમજ ભય આપવાનો જેનો સ્વભાવ હોય, કામી, નિર્લજ, શઠ, પાપી, વ્યસની, મહાન્ દુર્ગુણી અને કુષ્ટ આદિક મહાન્ રોગી હોય,

નીચનો જે મિત્ર હોય, અજાણે તિરસ્કાર થતાં જે વૈર રાખતો હોય, તેવાઓનો સંગ ન કરવો.

ઉત્તમ સમાજ (સભા)ને વધારતાં રહેવું; પરસ્પર સંપ કરવો, દિવસમાં એકાદવાર તો અવશ્ય મળવું, કલેશ ન કરવો, પરસ્પર જે વિષયમાં વિરૂદ્ધ પક્ષ હોય તે મૂકી દેવો, હળીમળીને પ્રેમબદ્ધ થઇ રહેવું, સબળ પક્ષને પુષ્ટ કરવો-એવાં કામ કદી ન છોડવાં કિંતુ બને ત્યાં સુધી વધારે કરવાં.

મનમોજી, અભિમાની, દંભી, મૂર્ખ અને દુષ્ટને ઉપદેશ વાક્ય કહેવાં એ, સમુદ્રમાં નાંખેલી વસ્તુ તથા અગ્નિ વિના હોમલા દ્રવ્યના સમાન છે. એટલુંજ નહિ પણ ઉલટો ગેરલાભ થાય છે.

મર્યાદા ઉલ્લંઘન ન કરે અને ધર્મની અપેક્ષા રાખે, એવો પુરૂષ કુલીનની શ્રેણીમાં છે.

આ સાત કારણોથી પોતાના ગુપ્ત ભેદ ઉઘાડા થાય છે. ૧ મદિરા પીવાથી, ૨ બીજાની સન્મુખ નિંદા કરવાથી; ૩ અજ્ઞાનથી; ૪ વક્ર નેત્ર કરવાથી; ૫ દુષ્ટ અને અધમનો વિશ્વાસ કરવાથી; ૬ મૂર્ખ મિત્ર અને સ્ત્રીને ગુપ્ત વાત કહેવાથી, ૭ મૂર્ખ દૂતના વિશ્વાસથી.

આ સાત વાતો સમૃદ્ધિ વધારવાનું મૂળ છે. ૧ ઉદ્યમ કરવો, ૨ નિયમથી ચાલવું, ૩ ચતુરાઇ રાખવી, ૪ સાવધાન રહેવું, ૫ ધૈર્યતા ન છોડવી, ૬ સ્મરણ શક્તિ વધારવી, ૭ હુન્નર શીખવા અને વિચાર શક્તિ વધારવાનો અભ્યાસ રાખવો.

કયા મનુષ્ય વિશ્વાસ પાત્ર નથી :-સ્ત્રી, દ્યુત, આળસુ, કાયર, ક્રૂર, અભિમાની, અપરાધી-કેદી, દુષ્ટ, કૃતઘ્ની અને નાસ્તિક.

કયા પુરૂષાર્થો પ્રશસાને પાત્ર છે. સામ પ્રયત્ન, યજ્ઞ, સદાચારી, વિદ્વાન, સંન્યાસી, દાન દેવું પણ લેવું નહિ તે, ધ્યાન યોગ્ય પુરૂષ, નિષ્કંટક રાજ્ય, પ્રજા રક્ષા, અને એકાન્ત નિવાસ-એટલા પ્રશંસા યોગ્ય છે.

અભય કર્મ કરવાથી નિર્ભયતા રહે છે, અને ભયવાળાં કર્મ કરવાથી ભય રહે છે.

જ્યારે કોઇ કાર્યમાં મુઝવણી મુશ્કેલી આવે ત્યારે પોતાના સાચા સ્નેહી સંબંધીને સલાહ પુછવી.

માત્ર સર્વદા ક્ષમા કરવાથી નીચે પ્રમાણે નઠારાં ફળ થાય છેઃ—

સેવક તથા શત્રુ સદા પરાભવ કરે છે.

ભૂત પ્રાણી કોઇ નમતા નથી.

સેવક સ્વેચ્છા પ્રમાણે ચાલે છે, ગણકારતો નથી અને દીલમાં સ્વામી ભાવ રાખતો નથી.

ચાકર સ્વાર્થે વશ્ય થઇ દ્રવ્ય, વાહન અને વસ્ત્રાદિ માગે છે.

નોકરો સાચવવા આપેલામાંથી ખાઇ જાય છે.

આજ્ઞા કર્યા છતાં પણ ઉલ્લંઘન કરે છે અને અવજ્ઞા કરે છે.

ચાકર, સ્ત્રી, પુત્ર અને મજુર વગેરે અઘટિત-કટુ વચન સામાં બોલે છે.

સ્ત્રી પોતાની ઇચ્છાનુસાર સ્વચ્છન્દતાથી વર્તે છે.

દુષ્ટ અને ડાકુ પ્રજાની હાની કરે છે અને અનીતિ ફેલાય છે.

સૌથી દબાયાં રેહેવું પડે છે. ઇત્યાદિ. માટે માત્ર અયોગ્ય ક્ષમા કરવી નહીં.

નીચેની બાબતમાં ક્ષમા કરવી યોગ્ય છે :-

પોતાના ઉપકારીથી પોતાનો અપરાધ થયો હોય તે ઉપર.

અબુદ્ધથી અજ્ઞાન અવસ્થામાં અપરાધ બન્યો હોય તે ઉપર.

લોક લજ્જામાં ક્ષમા યોગ્ય કાર્ય હોય તેમાં ક્ષમા કરવી.

પુરૂષાર્થ અને ઉદ્યમ કર્યા છતાં પણ ફળ પ્રાપ્ત ન થાય તો પણ શોક કરવો યોગ્ય નથી; કારણ કે ખેડેલા ક્ષેત્રમાં વરસાદ વરસાવવો, એ પોતાનું કામ નથી.

ગરીબનો બેલી પરમેશ્વર છે.

ચિંતા ચિતાથી પણ અધિક દાહક છે.

દેશકાળ અને મનુષ્યને જોઇ ડહાપણ શીખ, કારણ કે ડાહ્યા બનવાની સામગ્રી કુદરતે આપી છે.

જો માગનારનો તકાદો ન કરવો હોય તો પૈશા ઉડાવવા નહીં.

જો વૈદ્યને બોલાવવો ન હોય તો તન્દુરસ્તી રાખવી.

પસીનો પાડી રોટલા રળે, ખાતી વેળા મીઠાસ મળે.

હાથ અટકાવી રાખતાં મોહું ચાલે કેમ; ઉદ્યમને અટકાવતાં ભાખરી મળે કેમ ?

ગાય હારીને બિલાડી જીતી આવ્યો-કોરટ લડીને બહુ લાભ લાવ્યો.

અવસર ચુકા મેહુલા અવસર ગયો પાછો આવતો નથી.

ખાનારનું મ્હોં અને નહાનારના વાળ છાના રહેતા નથી.

પાપનો ઘડો ભરાય ત્યારે ફુટે છે.

જ્યારે હિસાબ થાય નક્કી, ત્યારે બાકી જાણો પકી.

ગરીબી પાછળ તવંગરી આવે તો સારી, પણ તવંગરી પછી ગરીબી આવે તો નરસી.

મૂળ રહેતો ઘાસ પછી ઉગે, તેમ-આદત રહી જાય તો આફત પાછી પડે.

પડતી દશા ખુશામતીયા જાય, ઝાડ પડે છાયા હઠી જાય.

ખાલી ખોખાં અવાજ ખડખડે, ખાલી મગજમાં કલ્પના રખડે.

પગ જોઇ પાથરણું તાણવું-પછેડી પ્રમાણે સોડ તાણવી.

નાની ચુક મોટા બીગાડ કરે, અને નાનું કાણું મોટું વહાણ ડુબાવે.

ક્ષણભરની ભૂલ આખો ભવ એળે કરે છે-જેમ કે, મોત, તારી જીંદગી કસવાની કસોટી છે; તેમજ તડકા અને છાંયો તથા ચડતી અને પડતી દશાપરથી સમજવાનું છે.

નરસી ચીજ ખાતર સારી ચીજનો ભોગ કયારેએ ન દેવો.

બીજાનું સુખ જોઇને સુખી થનાર સદા સુખથી સુએ છે.

દ્રવ્યનો ઉપયોગ ડહાપણથી કરજો.

મન કહે તે નિઃશંક થઇને કરવું; અને મન કહે તે ન કરવુ જંગ. આમ કરીને આ બન્ને વાતોથી સુખ મળશે.

જેટલું તારૂં ગજું (શક્તિ) છે તેટલું કુદરતે તુંને આપ્યું છે. હવે તું વધુ માગે છે, તો ભોગવવાની તાકાદ તારામાં કયાં છે. તેટલા માટે કુદરત તુંને આપતી નથી; માટે સંતોષ રાખ અને ઇંદ્રિય, મન અને પેટ તરફ જો; માન અને પ્રતિષ્ટા મેળવ.

સ્ત્રીની મોહોબતમાં સાંભાળીને પડજો નહી તો રખડશો.

મોજ, શોખ અને મન્દમાં અનુરાગી બહુ થશોમાં.

દૂર્ગુણ દૂર કરવા અને સદ્ગુણ શીખવા.

પુરૂષાર્થ સૌથી મોટી વસ્તુ છે, માટે શક્તિ પ્રમાણે જરૂર કરવોજ.

પોતાની અને બીજાની યથાશક્તિ ઉન્નતિ કરવી.

સુખ ન મળે તો પણ દુઃખની સાથે વેર ન કરવું, એ બુદ્ધિમાનનું કામ છે.

બેની લડાઇમાં, વચમાંથી ત્રીજાને લાભ થાય છે, માટે તેમ ન કરવું.

લડાઇ અને દ્વેષમાં લાડુ મળે, એવી આશા ન રાખવી.

દરેક વાતની હમેશાં તપાસ કરવાની ટેવ રાખવી.

જે ઘર વિદ્યાકળાથી ભરપૂર, ત્યાં સલામતી (અભ્યુદય)નું નુર ને દુઃખ રહે દૂર.

પડયા ઉપર પાટુ અને માર્યાને મારવું, એ કામ મૂર્ખ કરે છે.

ઉંચા ઝાડને ઝપાટો જાસ્તી, અને ઉંચા હુદ્દાને અપાર ધાસ્તી.

અતિ ડાહ્યો તેજ મૂર્ખ.

લોભે ડાહ્યાને પણ મૂર્ખ બનાવ્યા છે.

ત્રિયાવેદ આગળ ચાર વેદ પાણી ભરે છે—અર્થાત્ કે ત્રિયાની પાસમાં પંડિતો પણ ફસાય છે.

ઉપકારના શબ્દથી ઉપકાર મટે પણ રોકડ નાણાં વિના કરજ ન ફીટે.

બન્ને બાજુની વાત સાંભળશો તો સત્ય અજવાળામાં આવશે.

દુખિઆં સુખની ખુબી જાણે છે, પણ સુખિયાં દુઃખની કરામત જાણતા નથી.

અજ્ઞાની વૈદ્ય, કંઇ ખૂની કરતાં સારો નથી.

કારણ વિના કાર્ય કરવું, એ વરસાદમાં આતશબાજી જેવું છે.

અગ્નિથી સોનું રહે નિડર, પાણીથી પીગળે ન પથ્થર.

મેલાને ધોબી મારે છે થડથડ, સ્વચ્છ અને સાફ ને પ્યારથી સંભાળીને રાખે છે ઘર ઘર, માટે સત્ વ્યવહાર કરવો.

જે માતબર થવા જાય છે, તેને અથડાય બહુ સંકટ.

સરોવર ભરાય, પણ માણસની મરજી ન ભરાય.

ક્રોધનું બળતું જો જલદી ન બુઝાય તો, સહેજવારમાં મોટો ભડકો થઇ ખરાબી થાય છે.

ક્રોધ કર્યા પછી અને ઘણું ખાધા પછી સહુ પસ્તાય છે, પણ સ્નાન અને ઉપકાર કર્યા પછી સહુ પ્રસન્ન થાય છે.

વિદ્યાનું રાખે જે અભિમાન, તેને જાણવો અતિ અજ્ઞાન.

જેનો સર્વ કરે ધિક્કાર, તે નક્કી હશે બદકાર.

જે બીજાની જાન લે, તે સલામત કદી ન રહે.

જાત માથે ભાત-પોત પોતાની જાત ઉપર સઉ જાય છે.

નુકશાન કરવામાં છે તારી હલકાઇ, અને નુકશાન ખમવામાં છે તારી મ્હોટાઇ.

નાચનારને આંગણું વાંકું.

બહાદુર તરનાર પણ ડુબી જાય; ચાલાક અશ્વાર પણ પડી જાય, ભલો ભણનાર પણ ભૂલી જાય; કઠણ કમાડ પણ ઝૂલી જાય; પણ મૂઢનું ચિત્ત ન ખૂલી જાય.

નવો વાઘો કિમતી જાણો, જૂનું માણસ સમજુ માનો.

વાળેલો જે વળે, તે સહી સલામતી તળે.

જે જડ થઇ સામો થાય, તે પણ જડથી ઉખડી જાય.

જેની મરજી ન હોય, તેને મુક્કી લાગે સોય.

એક સારા કામ ખાતર હજાર નરતાં કામ ભૂલી જવાં જોઇએ.

સૌથી પહેલાં ખાવું અને પછી બીજી વાત.

પહેલી જુતી પછી વાત, મૂર્ખ દુષ્ટ પડે જબ હાથ.

ઉંડા જળની માછલી અને ગગનનું પક્ષિ પકડાય, પણ એક કદમ દૂરના સામા માણસનું મન પકડી અને પિછાણી શકાય નહીં.

બીજાની સાથે લડવાનું મૂકી પોતાની સાથે જે લડે-સુખ સલાહ અને શાંતિ છેવટ તેને જડે.

બુઢી ઉમ્મર સૂકાં ફુલ, તાજાં હોય નહિ બિલકુલ.

જે સાબરનો કરે શિકાર, સસલાની છે શું દરકાર.

ઘસ્યા વિના ઝવેર ચળક ધરે નહિ, આથડયા વિના અજમાયેશ મળે નહિ.

બેદરકાર રહેવાથી બદવાનતની જાળમાં ફસાશો.

ભર્યું પેટ ભૂખ્યાની કદર શું જાણે ?

મીઠા વેણ મધુર ખરાં, અંતર રાખે વિખ;

કડવાં વેણ કડણ ખરાં, દે છે સંત શીખ.

તરશ લાગે ત્યારે કૂવો ખોદવો અને વગર બોલાવે બોલવું તે શા કામનું.

હાથમાંથી તક જેણે ખોઇ, તે પાછી આપી શકે નહિ કોઇ.

રેતીનું કણું તો ફકત આંખનેજ; પણ અદેખાઇ આંખ અને મન બન્નેને દુઃખ આપે છે.

જે કરવાને ન છાજે, તે કરવાને કેમ લાગે ?

જે જલદી નીકળી જવાને ઇચ્છે છે, તે હજમ થવામાં દેર લાગે છે.

દરદ મટે હોણી (થનાર) ન હટે.

કુદરતની તરફથી માણુસ માત્ર સરખાં છે, પણ કેળવણીથી અન્તર પડે છે.

જીંદગી ટૂંકી અને જંજાળ લાંબી છે, માટે ગભરાવું નહિ.

સંસારમાં સઉ પાંચ દિવસનાં મુસાફર છે અને બે દિવસમાં એક જન્મવાનો એક મરવાનો છે.

પિતા, પુત્ર, ભાઇ, પત્ની અને પતિ વગેરેએ પોત પોતાની ફરજ સમજી લઇને તે બજાવવી.

---

## સારાસાર ત્રણ બાબતો.

૬૯૯ ઇશ્વર મેળવવાના ત્રણ રસ્તા કયા ?—બુરાં કામોથી વેગલાઇ, સાચી ભક્તિ અને સત્યતા.

૭૦૦ નાખુશી પેદા કરનારા ત્રણ કયા છે?—નશિબ ઉપર રાજી થવું, એકઠું કરી રાખવાની કોશીષ કરવી, અને ઇશ્વરની ભક્તિ નહીં કરવી.

૭૦૧ ત્રણ મોટી બલાઓ કઇ ગણાય છે? ભુંડી સ્ત્રી, ભુંડાં પડોશી, અને ભુંડાં છોકરાં.

૭૦૨ ખુશી પેદા કરનારાં ત્રણ કયા ગણાય ?—સંતોષ, ઉદ્યોગ, અને સત્યતા.

૭૦૩. પરદેશમાં સુખી થવાનાં ત્રણ લક્ષણ કયાં ?—સદાચરણ, સચાઇ ને નમ્રતા.

૭૦૪ કયાં ત્રણ ન કર્યાં સારાં પણ કર્યાં નહીં?—વ્યાકરણ વિનાનુ ભણવું, ભાંગેલી હોડીવડે તરવું, અને રોગ વિના ઓષધ લેવું.

૭૦૫ મોટાઇ આપનારાં ત્રણ કયાં ?—ગરિબોનાં દુઃખો ટાળ્યા શિવાય નામ પ્રસિદ્ધ થતું નથી, સ્વભાવને શાંત રાખ્યા શિવાય કામ સિદ્ધ થતું નથી, અને દાન કર્યા શિવાય માન મળતું નથી.

૭૦૬ કયા ત્રણ હુંશીયાર નહી જાણવા?—પોતાની સ્ત્રી સાથે લડતાં ફાવે નહી, કામનો પ્રારંભ કર્યા છતાં પાર પાડી શકે નહીં, અને વાવણી કરે પણ કાપણી કરે નહીં.

૭૦૭ મુર્ખપણાનાં ત્રણ લક્ષણ કયાં?—જે અયોગ્ય કર્મમાં પ્રિતિ રાખે તે

છતી આંખે પણ આંધળો, જે હિતનાં વચનો સાંભળે નહીં તે છતાં કાને બેહેરો છે, જે વખત વિચારીને બોલતો નથી તે વાચા છતાં મુંગો છે.

૭૦૮ કઇ ત્રણ વસ્તુની પરિક્ષા ત્રણથીજ થાય છે?—અગ્નિથી સોનાની, સોનાથી સ્ત્રીની અને સ્ત્રીથી પુરૂષની.

૭૦૯ મદ ઉત્પન્ન કરનાર ત્રણ વસ્તુ કઇ?—ધન, અમલ, અને વિદ્યા.

૭૧૦ વૃદ્ધિ પામનારા ત્રણ કયાં?—અનુભવથી ડહાપણ, કસરતથી બળ, અને વિવેકથી માન મળે છે.

૭૧૧ દ્રવ્યનો નાશ કરનારાં ત્રણ કયાં?—આળસ, કુબુદ્ધિ, અને કુચ્છંદ.

૭૧૨ પ્યાર ઉપજાવનારાં ત્રણ કયાં?—હિંમત, નમ્રતા, અને સ્નેહ.

૭૧૩ સુવર્ણસમ પૃથ્વિના ફુલ ફળ લેનારા ત્રણ કયા?—શૂરો, વિદ્વાન, અને સેવા કરી સ્વામીને પ્રસન કરનાર સ્ત્રી.

૭૧૪ ધિક્કારવા યોગ્ય ત્રણ કયાં?—ક્રુરતા, કૃતઘ્નતા અને મગરૂરી.

૭૧૫ કઇ ત્રણ વસ્તુને કબજામાં રાખવાથી સુખી થાય?—સ્વભાવ, જીભ, અને ચાલચલગત.

૭૧૬ જુસ્સો ચડાવનારાં ત્રણ કયાં?—હિમત, વાજું અને વચન બાણ.

૭૧૭ સુખમાં વૃદ્ધિ કરનારાં ત્રણ કયાં?—સદ્‌ગુણી સ્ત્રી, સુમિત્ર, અને સારી વિદ્યા.

૭૧૮ મિત્રતા કરવાને નાલાયક ત્રણ કયાં?—કુડો, કપટી અને કુલક્ષણવાળો.

૭૧૯ શોભા વધારનારાં ત્રણ કયાં?—ખુબસુરતી, સાલસપણું અને સ્વતંત્રતા.

૭૨૦ સંગ્રહ કરવા લાયક ત્રણ કયા?—સુમિત્રો, સંતોષ અને આરોગ્યતા.

૭૨૧ તજવા લાયક ત્રણ કયાં? મિથ્યા ભાષણ, આળસ, અને મશ્કરી.

૭૨૨ નિર્ધન ત્રણ કોણ?—સ્ત્રી, શેવક અને કંજુસ.

૭૨૩ અનર્થ કરાવનારા ત્રણ કોણ? કામ, ક્રોધ અને લોભ.

૭૨૪ કયાં ત્રણથી કદી અંતરપટ રાખવો નહીં?—સદ્‌ગુણી સ્ત્રી, વિશ્વાસુ નોકર, અને પ્રમાણીક મિત્ર.

૭૨૫ ત્રણ પ્રકારના ધર્મ કયા ?–દયા, દાન, અને દિનતા. એજ ધર્મ.

૭૨૬ કયા ત્રણ સાથે કદી એકાંત કરવી નહીં ?–મુર્ખ, આળસુ, અને ખુશામતીઓ.

૭૨૭ કઇ ત્રણ વસ્તુ સંતાપ કરવાથી જાય છે ?–રૂપ, બળ, અને જ્ઞાન.

૭૨૮ કયાં ત્રણ રાજાઓએ અવશ્ય તજવાં ?–ક્રોધ, લોભ, અને અન્યાય.

૭૨૯ કયા ત્રણથી તત્કાળ નાશ થાય છે ?–જરતો ખોરાક ખાવાથી રોગનો કુસંપથી લક્ષ્મીનો, અને લડાઈથી જાનમાલનો.

૭૩૦ તજવા લાયક ત્રણ કયા ?–પરધન, પરનિંદા, અને પરસ્ત્રી.

૭૩૧ કયા ત્રણ જણાને સુખ હોતું નથી ?–જેનું ખેતર નદીને કાંઠે, જેની સ્ત્રી પારકે હાથે, અને જેને ઝાઝું કરજ માથે.

૭૩૨ કયા ત્રણથી સત્ય મનુષ્ય કહેવાય ?–અતિ સુખ પ્રાપ્ત થયે બેહુંકી જતો નથી, બીજાને દુઃખ થતું જોઇ રાજી થાતો નથી અને આપ્યા પછી સંતાપ કરતો નથી.

૭૩૩ સંગ્રહ કરવા લાયક ત્રણ કયાં ?–સારાં પૂસ્તકો, સારા ગુણો, અને સત્ય પુરૂષોની સંગત.

૭૩૪ કયા ત્રણ પાસે રેહેવાથી વસ્ય થાય છે ?-રાજા, સ્ત્રી, અને જાનવર.

૭૩૫ કયાં ત્રણથી નાશ થાય છે ?–આશાથી ધૈર્યનો નાશ, ક્રોધથી લક્ષ્મિનો નાશ, અને કૃપણતાથી કીર્ત્તિનો નાશ થાય છે.

૭૩૬ કયા ત્રણ જીવતે છતાં મુવા ગણાય? આળસુ, કંજુસ અને મુર્ખ.

૭૩૭ ઉતાવળે કરી લેવા લાયક ત્રણ કયાં ?–ફાટેલાને સાંધવું, રૂઠેલાને મનાવવું, અને ધર્મ કરવું.

૭૩૮ વશ રાખનારાં ત્રણ કયાં ?–મન, સ્ત્રી, અને વ્યાકુળતા.

૭૩૯ ધણી વગર નાશ પામનાર ત્રણ કયાં ?–સ્ત્રી, ઢોર, અને મીલકત.

૭૪૦ બીજાનું બુરું કરી પોતાનુંજ ભલું કરનારા ત્રણ કયા ?–કંજુસ, કપટી, અને કુલક્ષણા.

૭૪૧ ભરોસો નહીં રાખવા લાયક ત્રણ કયા ?– રાજા, જુઠો, અને ભુખ્યો.

૭૪૨ કયા ત્રણ પાસે જુઠું બોલનાર પોતાનો સ્વાર્થ ખોઇ બેસતાં વાર લગાડતો નથી?–રાજા, ગુરૂ, અને વૈદ્ય.

૭૪૩ તરત પ્રસિદ્ધ થનારાં ત્રણ ક્યાં?–સખાવત, સ્ત્રીને કહેલી ગુપ્ત વાત, અને જાર કર્મ (વિભીચાર).

૭૪૪ થોડાં હોય તો પણ ઘણા વર્તાવનારાં ત્રણ કયાં?–જાર કર્મ, કરજ, અને જુઠાઇ.

૭૪૫ કઇ ત્રણ વસ્તુઓ અમ્રત સમાન લાગે?–સગાં સ્નેહિનો મેળાપ, શીયાળાનો તાપ, અને રાજાઓનું માન.

૭૪૬ અપમાન નહીં સહન કરનારાં ત્રણ કોણ?–સિંહ, સત્યપુરૂષ, અને હાથી. જો એકાદવાર તેઓનું અપમાન થયું તો તે ઠેકાણે પાછાં આવતાં નથી.

૭૪૭ ધિક્કાર્યા છતાં પોતાનું ઠેકાણું નહીં છોડનારાં ત્રણ કોણ?–શ્વાન, કાગડો અને નિર્લજ મનુષ્ય.

૭૪૮ ઠગ ત્રણ કયા?–પશુમાં શિયાળ, પક્ષિમાં કાગડો અને મનુષ્યમાં હજામ.

૭૪૯ કંટાળેલાને આનંદ આપનારાં ત્રણ કયાં?–સ્ત્રી, બાળક, અને સાધુ.

૭૫૦ ઘરમાં ભરાઇ રહેનારાં ત્રણ કયાં? આળસુ, બીકણ, અને લોભી.

૭૫૧ કયાં ત્રણને વારંવાર બોલાવવાં નહીં?–કામમાં પડેલો પારધી, એકાંતમાં બેઠેલો પંડિત અને મુર્ખ.

૭૫૨ કયાં ત્રણને સુતાં જગાડવાં નહીં?–રાજા, મધમાંખ, અને પારકું કુતરૂં.

૭૫૩ મિત્રાઇનાં મૂળીયાં ત્રણ કયાં? મળતો સ્વભાવ, સંપ, અને સત્કાર.

૭૫૪ મિત્રાઇ છોડાવનારાં ત્રણ કોણ?–માંહોમાંહે લેણ દેણ, ક્રોધ ભરેલી વાણી, અને વિશ્વાસઘાત.

૭૫૫ અલ્પ સુખ આપનારાં ત્રણ કોણ?–વાદળાંની છાયા, દુષ્ટની મિત્રાઇ અને સ્ત્રીનું યૌવન.

૭૫૬ ધનની ત્રણ ગતિ કઇ ?–દાન, ભોગ, અને નાસ. તેમાં પ્રથમની ન થઇ તો ત્રીજી અવશ્ય થવાનીજ.

૭૫૭ જ્યાં જાય ત્યાં પોતાનો દેશ કરી બેશનાર ત્રણ કોણ ?–વિદ્વાન, પ્રાક્રમી અને અકલબાજ.

૭૫૮ વિચારના ત્રણ પ્રકાર કયા ?–પોતાનો કરેલો, બીજાનો લીધેલો, સામાને પોતાનો વિચાર આપેલો તે.

૭૫૯ પોતાનાજ આધારપર જીવનાર ત્રણ કોણ ?–સિંહ, સત્ય પુરૂષ, અને શુરો.

૭૬૦ પારકા આશ્રયપર જીવનાર ત્રણ કોણ ?–સ્ત્રી, બાળક, અને બિકણા.

૭૬૧ કઈ ત્રણ વસ્તુ પ્રાપ્ત થવાથી બહુ ખરાબિ થાય છે ?–મંદાગ્નિવાળાને ભારે ભોજન, નિચને ભારે હોદો અને દુર્બુદ્ધિવાળાને ભારે રાજ.

૭૬૨ રાજ્ય રૂપિ વૃક્ષનાં ત્રણ ફળ કયાં ?–યશ પુણ્ય અને સુખ.

૭૬૩ કયાં ત્રણ કોણથી મળે ?–જ્ઞાન વૃધોના ઉપદેશથી મળે છે, પ્રતિષ્ટા રાજાની સેવાથી મળે, અને યશ દાનથી મળે.

૭૬૪ કઇ ત્રણ વસ્તુ તુરત નાશ પામે છે ?–કુલટા સ્ત્રી, કુમિત્ર, અને કપટી.

૭૬૫ કઇ ત્રણ વસ્તુ બહુ જરૂરની છે ? જ્ઞાનોદય, વેપારોદય અને દેશોદય કરવામાં સંપની.

૭૬૬ કયાં ત્રણ મોટાઇ મેળવી આપનારાં છે ?–ઉદ્યોગ, સખાવત અને ઇશ્વરની ભક્તિ.

૭૬૭ કયા ત્રણ પ્રકારે સખાવત થાય ?–મન, વચન, અને ધનથી.

૭૬૮ વિવેકના ત્રણ સ્થંભ કયા ?–સત્યતા, નમ્રતા, અને મધુરવાણી.

૭૬૯ કયા ત્રણ વાતથી જાય છે ?–જેની દોલત જાય તેનું ઘણું જાય, જેનો સન્મિત્ર જાય તેનું પણ વધારે જાય અને જેની હિમત જાય તેનું તો સઘળું જાય.

૭૭૦ કયા ત્રણ માંદગી લાવનારાં છે ?—આળસ, અનિયમિત ખોરાક, અને અસ્વચ્છતા.

૭૭૧ અસ્થિર રહેનારાં ત્રણ કયાં ?—દુર્ગુણ, સદ્દગુણ અને વખત.

૭૭૨ કયા ત્રણ પ્રકારમાં મનુષ્યની હુશિયારી વખણાય ?—ધર્મમાં વાકેફગાર, દુ:ખમાં ધિરજ, અને ગુજરાન કરવામાં યુક્તિયો વાપરવી.

૭૭૩ આળસથી કઇ ત્રણ વસ્તુ જાય ?—વિદ્યા, હુન્નર, અને અક્કલ.

૭૭૪ કઇ ત્રણ વસ્તુ ફળદાયક છે ?—દેવતાનું વચન, વિદ્યા, અને ધર્મ.

૭૭૫ ત્રણ લોક કયાં ?—સ્વર્ગ, નર્ક અને પાતાળ.

૭૭૬ ફર્યા વિના ફળદાયક નહીં એવાં ત્રણ કયાં ?—ઘંટી, ઘાણી, અને ઉઘરાણી.

૭૭૭ કઇ ત્રણ વસ્તુ શાજી માનવી નહી ? ઓરમાઇનું હેત, ગુણકાની લાજ, અને વ્યસનીની પ્રિતિ.

૭૭૮ ત્રણ શોભે નહીં કયાં ?—વિદ્યા વિનાનો બ્રાહ્મણ, સૈન્ય વિનાનો રાજા, અને ધન વિનાનો વણિક એ શોભે નહીં.

૭૭૯ કયા ત્રણનો ત્યાગ કરાય છે ?—દ્રવ્યહિણ ગુણકાનો ત્યાગ કરે છે, અપાળક રાજાનો પ્રજા ત્યાગ કરે છે, અને ફળ વિનાના ઝાડનો પક્ષીયો ત્યાગ કરે છે.

૭૮૦ ત્રણ ખારીલાં કયાં ?—'પંડયો, પાડો ને કુતરો.'

૭૮૧ કયા ત્રણ સંપીલા ગણાય ?—નાગર, કાગર, અને કુકડો.

૭૮૨ કયા ત્રણ ફોગટીયા ગણાય ?—ડોશી, જોષી, અને વટેમાર્ગુ.

૭૮૩ કયા ત્રણ રોકડીયા ગણાય ?—વૈદ્ય, વેશ્યા, અને વકીલ.

૭૮૪ વકીલના ત્રણ ગુણ કયા ? – સત્યતા, સમય સુચકતા અને અસંતોષ.

૭૮૫ કદરની કસોટી ત્રણ પ્રકારે જણાય ?—જુવાનીની કદર વૃદ્ધ જાણે, તંદારસ્તીની કદર આજારી જાણે, અને નીશ્ચિંતાઇની કદર કંગાલેરૂ જાણે.

૭૮૬ કયાં ત્રણ અક્કલવંતને મેલવાં ?—મોટી આગ ઓલવી જરા પણ

બાકી ન મેલવી, વિદ્વાન મિત્ર તજીને મુર્ખની મિત્રાઇ ન કરવી, અને સાપને મારી તેના બચાને ન પાળવું.

૭૮૭ પ્રસંગ ટકનાર ત્રણ કયાં?–મોટાઇ, પંડિતપણું અને કુલિનતા એ ત્રણ જ્યાં સુધી શરીરમાં કામબાણ ઉત્પન્ન થાય છે ત્યાં સુધીજ ટકી રહે છે.

૭૮૮ કયા ત્રણથી પાછા હઠવું?— વહેતું પાણી, મહાન્ પુરૂષનો ગુસ્સો, અને સળગતી અગ્નિથી દુર રહેવું.

૭૮૯ કયા ત્રણ સુખથી સુનારા?--સત્યવાન, સંતોષી, અને સારાં કામ કરનાર.

૭૯૦ કયાં ત્રણ નુકશાનકારક સમજવાં?--ક્રોધાયમાન સ્ત્રી, અગ્નિનો ભડકો અને કડાઇનું છિદ્ર.

૭૯૧ કયાં ત્રણ શત્રુનો નાશ કરનારાં છે?–હિમ્મત, હથિઆર, અને દારૂગોળો.

૭૯૨ કયાં ત્રણ પુજવા યોગ્ય ગણાય?–મા બાપ, રાજા અને ગુરૂ.

૭૯૩ કયાં ત્રણ તજવા લાયક ગણાય?–કલંક ઓરત, કપુત છોકરો, અને કુટિલ મિત્ર.

૭૯૪ નાશ નહીં પામનારાં ત્રણ કોણ?-આકાશ, સૂર્ય, અને પૃથ્વિ.

૭૯૫ કયા ત્રણને ઘરમાં રાખવાં?–છોરૂં વિનાની બ્હેન, નિમકહલાલ નોકર અને પ્રમાણીક મિત્ર.

૭૯૬ કામિ કયા ત્રણથી ભ્રષ્ટ થાય? લક્ષ્મિ, પ્રાણ, અને કિર્તિ.

૭૯૭ કયા ત્રણથી સુધરાય?–જ્ઞાન, કરકસર અને ઉદ્યોગ.

૭૯૮ કયા ત્રણ ઉદ્યોગના અંગ ભૂતો?-વાંચન, વાતચિત, અને નીરિક્ષા.

૭૯૯ માન મેળવવાના ત્રણ માર્ગ કયા?–સામાને માન આપવું, સૌથી સંપિને ચાલવું, અને પ્રમાણિક થવું.

૮૦૦ કયા ત્રણ પાકા સારા?–પાન, પટેલ, પ્રધાન.

૮૦૧ કયા ત્રણ હમેશાં હાડમાર થાય છે?–કજીઆખોર, ખોટા ભભકો રાખનાર, અને નિંદાખોર.

૮૦૨ દૈત્ય, ખુની અને પાપી કોણ ?-જેને દયા નથી તે દૈત્ય, જેને લાજ નથી તે ખુની, અને જેને લાગણી નથી તે પાપિ.

૮૦૩ વહાલું લાગતું છતાં દુઃખદાયક ત્રણ કયા ?-ઇર્ષાવાળાને પારકો નાશ વાલો હોય, નિર્દયને અનીતિ વાલી હોય, અને આળસુને ગંદાઇ વાલી હોય છે. પણ પરિણામે તે દુઃખદાયી છે.

૮૦૪ વધારો થતાંએ નાશકારક ત્રણ કયાં ?-હમેશાં શાક ખાવાથી રોગ વધે છે, દુધ ખાવાથી શરીર વધે છે, અને ઘી ખાવાથી ચરબી વધે છે તેથી અતિશય ખાવા નહીં.

૮૦૫ ત્રણ કાતરો કયા ?-ધનનો કાતર કૃપણ, મનનો કાતર અવિશ્વાસુ, અને કામનો કાતર આળસુ.

૮૦૬ કયા ત્રણ પૈશા કરતાં કીમતી ગણાય ?-ઓલાદ, ઇજ્જત, અને અક્કલ.

૮૦૭ કઇ ત્રણ મોટી કસોટી ગણાય ?-ભેદની કસોટી જ્ઞાન, કજાતની કસોટી અમલ અને કંગાલની કસોટી પૈશો.

૮૦૮ કયાં ત્રણથી દુર રહેવાય તો સારૂં ?-દુષ્મન, દુષ્ટ, અને દોજક.

૮૦૯ કાળ ત્રણ પ્રકારના કયા ?-ભૂત, ભષ્યિ. અને વર્તમાન.

૮૧૦ ધર્મનાં ત્રણ કાંડ કયા ?-કર્મકાંડ, જ્ઞાનકાંડ, અને ઉપાસના.

૮૧૧ સ્ત્રીની ત્રણ જાતી કઇ ?-મુગ્ધા, મધ્યા, અને પ્રૌઢા.

૮૧૨ જીંદગીના ત્રણ ભાગ કયા ?-બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃધાવસ્થા.

૮૧૩ દરેક વસ્તુના ત્રણ વર્ગ કયા ?-ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ.

૮૧૪ સ્ત્રીના ત્રણ પ્રકાર કયા ?-કુંવારી, સધવા, અને વિધવા.

૮૧૫ દિવસના ત્રણ ભાગ કયા ?-સવાર, બપોર, અને સાંજ.

૮૧૬ ગણિતના ત્રણ પ્રકાર કયા ?-અંક, બિજ, અને રક્ષા.

૮૧૭ કર્મના ત્રણ પ્રકાર કયા ?-ક્રિયમાણ, સંચિત, અને પ્રારબ્ધ અથવા નિત્યકર્મ, નિમિત્ય કર્મ, અને કામ્ય કર્મ.

૮૧૮ હમેશાં કયા ત્રણની વધારે જરૂર પડે છે ?-રાજાની, ન્યાયની, અને પૈસાની.

૮૧૯ રાજય ચલાવવામાં કયાં ત્રણની પૂરી જરૂર છે ?–રાજાની, સરદારની અને કાયદા કાનુનની.

૮૨૦ ગુણના ત્રણ પ્રકાર કયા ?–રજોગુણ, તમોગુણ, અને સત્વગુણ.

૮૨૧ દર્શનના ત્રણ પ્રકાર કયા ?–સ્વપ્ન દર્શન, ચિત્રદર્શન, અને સાક્ષાત દર્શન.

૮૨૨ નાડીના ત્રણ પ્રકાર કયા ?–આદિ, મધ્ય, અને અંત.

૮૨૩ રોગનાં ત્રણ મૂળ કયાં ?–વાત, પિત, અને કફ.

૮૨૪ કલાકના ત્રણ ભાગ કયા ? કલાક, મિનિટ, અને સેકંડ.

૮૨૫ હિંદુઓના મોટા ત્રણ દેવ કયા ?–બ્રહ્મા, મહાદેવ, અને વિષ્ણુ.

૮૨૬ બ્રાહ્મણને ત્રણ વસ્તુ કહી વાલી?–ભોજન, પાણી, અને પાંદડાં.

૮૨૭ વ્યાપાર કરવામાં કઇ ત્રણ વસ્તુની જરૂર છે ?–હામ, દામ, અને કામ.

૮૨૮ દરેક વસ્તુના ત્રણ રૂપ કયાં ? નકર, પ્રવાહી, અને હવાઇ.

૮૨૯ શક ચલાવનારા કયા ત્રણ થઇ ગયા ? સાલીવાહન, વિક્રમ અને યુધિષ્ઠિર.

૮૩૦ વિજ્ઞાન શાસ્ત્રના ત્રણ ભાગ કયા ?–યાંત્રિક શાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર અને જયોતિષ શાસ્ત્ર.

૮૩૧ કઇ ત્રણ વસ્તુ મનુષ્યને પાયમાલ કરે ?–કરજ, કપટ, અને જુઠાઇ.

૮૩૨ ગુજરાતી અક્ષરોના ત્રણ પ્રકાર કયા ?–મુળાક્ષર, બારાક્ષરિ અને જોડાક્ષર.

૮૩૩ ગુજરાતી શબ્દાલંકારના ત્રણ પ્રકાર કયા ? ઝડ, ઝમક, અક્ષર સગાઇ.

૮૩૪ વાતચિત કરતાં હમેશાં ત્રણ પુરૂષ કયા આવે છે ? બોલનાર, સાંભળનાર, અને જેના વિષે બોલવામાં આવે તે.

૮૩૫ ત્રણ અપશુકનીયા કયા ?–ગિધ, ગધેડો, અને ઘુવડ.

૮૩૬ રાજયની ત્રણ સ્થીતિ કઇ ?–જય, સમાધાની અને નાશ.

૮૩૭ ભણવાના ત્રણ પ્રકાર કયા ?–વાંચવું, લખવું, અને શિખવું.

૮૩૮ સભાના ત્રણ બંધારણ કયા ?–રાજા, અમિર, અને રૈયત.

૮૩૯ બેશરમ ત્રણ કયા ?-દરવાન, સરવાન, અને ગર્વવાન.
૮૪૦ ઉમરની ગણતરીના ત્રણ પ્રકાર કયા ?-દિવસ માસ, અને વર્ષ.
૮૪૧ હલકાઇ બતાવનારાં ત્રણ કયાં ?-વખાણ વિનાનું હસવું, સ્ત્રી સાથે લડવું, અને નીચની સેવા કરવી.
૮૪૨ નકામાં ત્રણ કયાં ?-ઇનસાફ વિનાનો રાજા, અકલવિનાનો ઇનસાફ, અને વિદ્યા વિનાનો અક્કલ.
૮૪૩ જલદી દુશમનથી સપડાઇ જનાર ત્રણ કયાં ?-કિલાવગરનો રાજા, મદ વગરનો હાથી, અને દાઢ વગરનો સર્પ.
૮૪૪ અફળ ત્રણ કયાં ?-ઇનસાફ વિનાનો રાજા, પાણી વિનાનાં વાદળાં અને શાહી વિનાનો ખડીઓ.
૮૪૫ કયાં ત્રણ સાદાં તેમ સારાં ?-દાદ, દવા અને પ્રશ્ન.
૮૪૬ કયા ત્રણથી ત્રણનો વધારો થાય ?-અનુભવથી અક્કલ, કસરતથી બળ અને ઉદ્યોગથી ફળ.
૮૪૭ પાણીના ત્રણ રૂપ કયાં ?-પ્રવાહિ, વરાળ, અને બરફ.
૮૪૮ મીઠી નિંદ્રા આપનારાં ત્રણ કયાં ?-સંપ, સંતતિ, અને શાંતિ.
૮૪૯ મનુષ્યના ત્રણ પ્રકાર કયા ?-પુરૂષ, સ્ત્રી, અને વ્યંડળ.
૮૫૦ વિદ્યા શિખવાના ત્રણ પ્રકાર કયા ?-ખંત, મેહેનત, અને બુદ્ધિ.
૮૫૧ કયાં ત્રણ પ્રભાતે પોઢે ?-સુવર, કુંવર, અને કુતરૂં.
૮૫૨ કયા ત્રણ કાચા સારા ?-નાર, ચાર, અને ચાકર.



## સ્વપ્નનિર્ણય.

શાસ્ત્રમા સમૂહોને જોઇને અને જગતમાં અનુભવથી સિદ્ધ કરીને સજજનોને માટે આ સ્વપ્નના જ્ઞાનનો આરંભ કરૂં છઉં.

જે જન્મથી માંડીને મૃત્યુપર્યંત પ્રાણીયોનાં શુભ અને અશુભને

 રીતે બતાવે છે અને જેનાથી આ ત્રીલોકી વ્યાપ્ત છે અને

જેઓ વીના ભૂત અને ભવિષ્યમાં થનારાંની સમજણ (જ્ઞાન) સ્પષ્ટ થતી નથી એવાં અને વિશ્વને પ્રત્યક્ષ કરનારાં તથા પ્રાણીના પોતાના ભાગ્યથી પ્રેરાયલાં સ્વપ્નો જગતને વિષે જય પામે છે.

જેઓ લાભ અને હાની, આનંદ અથવા અત્યંત ભયંકર દુ:ખ, લાંબા આયુષ્યનો, તથા મરણનો તથા સર્વ કામની સિદ્ધીનો, સંગ્રામમાં ઘણાં જયનો અથવા પરાજયનો દિગ્દરશન કરે છે તે કર્મના ભાવથી ઉત્પન્ન થએલા સ્વપ્નોને કહેવાને કોણ શક્તિમાન છે ?

## રાત્રનાં સ્વપ્ન તથા તેના સારા નરસા ફળનો નિર્ણય.

પ્રથમ સ્વપ્ન દેખાવાના કાલ (વખત) કહેછે.

જે સમયમાં પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય, એ પોતપોતાની ક્રિયાઓ કરવાથી રહિત થાયછે અને મન જ્યારે પ્રવૃતીવાળું હોય છે ત્યારે તે સ્વપ્નનો વખત છે તે સમયમાં નાના પ્રકારના જે જે ચમત્કારો જોવામાં આવે છે તેને સ્વપ્ન એવું કહેવામાં આવે છે.

તે સ્વપ્નો બે પ્રકારના છે. કેટલાંએક સારાં ફલ જણાવનારાં અને કેટલાંએક નરસા ફલને જણાવનારાં.

તેમાંથી પ્રથમ સામાન્ય (થોડાં) સારાં ફલ દેખાડનારાં સ્વપ્ન કહેછે.

નદી અને સમુદ્ર તરીને પાર જવું, આકાશમાં ઉડવું, સૂર્યનો ઉદય તથા બળતો અગ્ની જોવો, ગ્રહ, નક્ષત્રો તારાઓને જોવું, તથા ચંદ્રમંડલનું દર્શન તથા મોટા મોટા મેહેલનાં શિખરો ઉપર ચઢવું, દેવતાઓનાં મંદીર તથા શીવાલય, એઓનાં શિખર ઉપર ચઢવું એમાંનું જે કાંઇ પુરૂષ સ્વપ્નમાં દેખે છે તેના સર્વે કામની સિદ્ધિ થાયછે અને એવાં સ્વપ્નો સદા કલ્યાણકારીજ થાય છે.

સ્વપ્નમાં મદીરાનું પીવું, તથા ચરબી-માંસનુ ખાવું, શરીરમાં કીડાઓનું લગાડવું તથા વિષ્ટાનું લેપન થવું, લોહી વડે ન્હાવું, દહિં-ભાતનું જમવું, સફેદ પોશાક પહેરવો, સફેત ચંદનનો લેપ કરવો અને તરેહ તરેહનાં રત્નો તથા દાગીનાઓ પહેરવા તથા દાગીના ધારણ

કરેલા માણસને જોવું એ પ્રકારમાંનું જો દેખવામાં આવે તો તેવાં સ્વપ્ન જોનાર પુરૂષ ધન્ય કહેવાય છે ને તેને ઉત્તમ લાભ થાયછે.

સ્વપ્નમાં દેવતા, બ્રાહ્મણ, પક્ષી, છત્ર, ફોતરાં, કમળનું ફુલ, રાજા, સપેત ફુલ, શ્વેત વસ્ત્રને ધારણ કરનારી સ્ત્રી, જેણે ઉત્તમ અલંકારો (દાગીના) પેહેરલા છે એવી સ્ત્રી, બેલ, પર્વત, જેમાંથી ક્ષીર ઝરતું હોય એવાં અને ફળવાળાં ઝાડો ઉપર ચઢવું, અરીશો, માંસ, ફુલની માળા, એઓની પ્રાપ્તિ થવી, અગાધ જળમાં તરવું, એ સર્વમાંથી જે કાંઇ સ્વપ્નમાં જુએ તો દ્રવ્યનો લાભ થાયછે અને શરીરમાં જે રોગ હોય તે મટી જાય છે.

હવે વિશેષે કરીને (વધારે) શુભ ફલને આપનારાં સ્વપ્ન કહેછે.

જે કોઇ સ્વપ્નમાં રાજા, હાથી, ઘોડો, સોનું, બેલ, ગાય એમાંથી કોઇને જુવે છે તેનાં કુટુંબનો વધારો થાય છે.

સ્વપ્નમાં ગાય, બેલ હાથી ઉંચી અગાશીઓ, પર્વતનાં શિખરો, વૃક્ષો ઇત્યાદિ ઉપર ચઢવું, પોતાના શરીરને વિષ્ટાનું લેપન થયેલું અથવા રડવું તથા મરણ થયેલું અને જે ન જાવા યોગ્ય સ્ત્રીની સાથે વિષય થાય, એમાંથી જે કાંઇ જોવામાં આવે તો તે ધનને આપનારાં થાયછે.

જે કોઇ સ્વપ્નમાં દુધવાળાં વૃક્ષો (જેનાં પાન, ફુલ, તથા ફલ તોડથી ક્ષીર નીકળે છે તેવાં) તથા ફલવાળાં વૃક્ષો ઉપર એકલો ચઢીને ત્યાંહાં જાગી ઉઠેછે તે પુરૂષને તરતજ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

જેનો જમણો હાથ સપેત સર્પ ગળેલ છે એવું સ્વપ્ન જેને જોવામાં આવ્યું હોય તેને દસ દીવસની અંદર હજાર રૂપિયાનો લાભ થાય છે.

જે નરને સ્વપ્નમાં જલની અંદર સર્પ અથવા વીંછી દંશ કરે તેને સર્વ કામમાં વિજય તથા દ્રવ્યની સિદ્ધી અને પુત્રની પ્રાપ્તિ થાય છે.

સ્વપ્નમાં જે કોઇ દેવનાં મંદિર અથવા રાજાનો મેહેલ તથા પર્વતની અણી ઉપર ચઢે છે અથવા સમુદ્રમાં તરે છે તે જો દાસ (ચાકર)ના

કુલમાં જન્મ્યો હોય તો પણ તેને નિશ્ચે કરીને રાજગાદી મળે છે.

જે કોઇ સ્વપ્નમાં તલાવમાં બેશી અખંડ (વગર ફાટેલા) કમલના પાનમાં ઘૃત તથા ખીરનું ભોજન કરે છે તેને પૃથ્વીપતિ જાણવો (અર્થાત્) તે રાજા થાય છે.

જે કોઈ સ્વપ્નમાં બગલી, કુકડી, ક્રૌંચી એ પક્ષીઓમાંનાં કોઇને જોઇને જો જાગી ઉઠે છે તો તેને ઉત્તમ કુલની કન્યા અને પ્રિય બોલનારી સ્ત્રી મળે છે.

જે કોઇ સ્વપ્નમાં પોતાને લોઢાની બેડીથી બંધાયલો અથવા પાંછવડીયે બંધાયલો જુવે છે તેને ધન અથવા પુત્રની તરત પ્રાપ્તિ થાય છે.

બેસવાની ગાદી, સુવાનું બિછાનું, ચાલવાને પાલખી, ગાડી ઇત્યાદી તથા શરીર તથા ઘર ઇત્યાદીને આગ લાગેલી જોઇને જે જાગી ઉઠે છે તેને સર્વ જગોયેથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

સુર્યમંડલ તથા ચંદ્રમંડલ જે સ્વપ્નમાં દેખે છે તે જો રોગી હોય તો તરત સારો થાય ને નિરોગી હોય તો તેને ધનની પ્રાપ્તિ થાય.

જે કોઇ સ્વપ્નમાં લોહી અથવા દારૂ પીયે છે તે જો બ્રાહ્મણ હોય તો તેને વિદ્યા અને બીજી જાતનો હોય તો તેને ધનની પ્રાપ્તિ થાય છે.

જે નરને સ્વપ્નમાં સપેત વસ્ત્ર તથા સપેત ચંદન ધારણ કરનારી સ્ત્રી આલીંગન કરે તેને લક્ષ્મી પ્રાપ્ત થશે એમ કહેલું.

જે સ્વપ્નમાં ખડાઉ, છત્રી, નિર્મલ ધારવાળી તરવાર એમાંથી કાંઇ પણ જડેલું જોઇ જાગી ઉઠે છે તેને ઉત્તમ પ્રકારનું ભોજન મળે છે.

જે કોઇ સ્વપ્નમાં બેલ જોડેલા રથમાં એકલો ચડીને જાગી ઉઠે છે તેને જલદીજ ધન મળે છે.

જેને સ્વપ્નમાં દહિંનો લાભ થાય છે તેને અર્થની પ્રાપ્તિ થાય છે અને ઘીનો લાભ થાય છે તેને નિશ્ચે કરી યશ મળે છે. જે ઘીનું ભક્ષણ સ્વપ્નમાં કરે છે તે નિશ્ચે કલેશ પામે છે ને દહિં ખાય છે તે નિશ્ચે કરી યશ પામે છે.

જે પોતાને ઘરમાં અથવા ગામમાં અગ્નીથી વીંટાયેલો જુવે છે ને તે જો ઘરમાં વીંટાયો હોય તો તે થોડા ગામનો રાજા થાય છે ને જો ગામમાં વીંટાણો હોય તો તે પૃથ્વિપતી રાજા થાય છે.

જે સ્વપ્નને અંતે માણસોનાં કાચાં અને રાંધેલાં માંસ દેખે છે તેનું ફલ કહું છું તે સાંભળો.

સ્વપ્નમાં માણસના પગનું માંસ ખાવામાં આવે તો સો પર્યંત સોનું મળે. બાહુનું માંસ ભક્ષણ કરવામાં આવે તો હજારો, મસ્તકનું માંસ ખાવામાં આવે તો રાજ્ય ( અથવા લાખ ) મુદ્રા સુવર્ણ મળે એવું નિશ્ચે કરી જાણવું.

જે સ્વપ્નમાં દોહેલું ફીણવાળું દુધ પીયે છે તે અનેક પ્રકારના ભોગ ( વૈભવ ) ભોગવે ને આખરે તેને સોમપાન મળે છે.

સ્વપ્નમાં દહિં જોયાથી કોઇ સાથે પ્રીતિ થશે. ઘઉ જોયા હોય તો ધનની પ્રાપ્તિ જવ જોયા હોય તો અન્નની પ્રાપ્તિ થાય અને સપેત સરસવ જોયા હોય તો લાભ થાય.

સ્વપ્નમાં નાગરવેલનાં પાન, કપુર, કૃષ્ણાગરૂ, ચંદન તથા સપેત રંગના ફુલ એ જેને મળે તેને સર્વ ઠેકાણેથી લક્ષ્મી મળે છે,

સ્વપ્નમાં સપેત વસ્તુ જેટલી દેખવામાં આવે અથવા તે મળવામાં આવે તો તેટલી સર્વે ઉત્તમ ફળને આપવાવાળીઓ છે; પણ તેમાં કપાસ, રાખ, ચોખા તથા છાશ એટલાં બાદ કરવાં ( અર્થાત સપેત ચીજમાં એટલાં વાનાં નરસાં ફલને આપનારાં છે. ) અને સ્વપ્નમાં જેટલી કાળી વસ્તુની પ્રાપ્તિ તથા દર્શન થાય તો તે સર્વે નરસાં ફળને આપવાવાળાં છે. તેથી તેટલાં ગ્રહણ કરવાં.

હવે સાધારણ રીતે સ્વપ્નનાં ( થોડા ) નરસાં ફળ કહેછે.

સ્તંભ, ખાખરો, વારૂળ કડવો લીંબડો ઇત્યાદિ ઉપર ચડવું તેલ, કપાસ, લોઢું, ખોળ એની પ્રાપ્તિ થવી એ સઘળું વિપત્તિ આપનારૂં જાણવું.

સ્વપ્નમાં ક્રીડા કરવી, લાલ રંગનાં વસ્ત્ર પહેરવાં, નદીને એક રસ્તેથી બીજે રસ્તે વહેતી કરવી, પકાવેલાં માંસનું ભોજન કરવું એવું જો દેખવામાં આવે તો તે અનિષ્ટ ફળને આપનારૂં જાણવું.

સ્વપ્નમાં જે કોઇ નાવમાં બેસે અને નદીને પાર ઉતરે તેને પરદેશ જવું થાય ને ત્યાંથી પાછો ફરીને પણ તરત આવે.

હવે ઘણું કરીને વધારે નરસાં ફળને આપવાવાળાં સ્વપ્ના કહેછે. ત્યાં શૌનક કહે છે કે,

સ્વપ્નમાં જે કોઇ સૂર્ય-ચંદ્રને તેજ રહીત તથા અશ્વિન્યાદિ નક્ષત્રો તથા ધ્રુવાદિ તારા ગણને ખરતા જુવે છે તે મરણ અથવા શોકને પામે છે.

જે નર સ્વપ્નામાં અશોક કણીઆર તથા ખાખરો એટલામાનું વૃક્ષ ફુલેલું જુવે તો તે શોકને પામે.

લાલ વસ્ત્ર પહેરેલી તથા લાલ કંકુ લગાડેલી સ્ત્રી જેને આલીંગન કરે તેનું મૃત્યુ નજીક આવેલું જાણવું.

જે પોતાના શરીરને તેલ, દુધ, ઘી સ્નેહાદી દહિં વગેરે પદાર્થોથી મર્દન કરેલું સ્વપ્નામાં જુવે તેને વ્યાધી પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં જેના કેશ, ( મોવાળા, ) ખરી પડે છે અથવા જેના દાંત પડી જાયછે તેના ધનનો નાશ થાય કિંવા તેના પુત્રનો નાશ થાય એમ જાણવું.

સ્વપ્નમાં જે ગધેડા, ઊંટ અથવા પાડા જોડેલા રથમાં એકલો બેસે છે ને જાગી ઉઠે છે તેને તરત મરણ પ્રાપ્ત થાય છે એમ જાણવું.

કાન, નાક, હાથ, વગેરેનું છેદન થવું, ચીખલમાં ગુંચાઇ જવું, દાંત તથા કેશનું ખરી પડવું, રાંધેલાં માંસનું ભક્ષણ કરવું, ગધેડા, ઉંટ તથા પાડા ઉપર બેસવું અને શરીરે તેલ ચોપડવું એવું જે સ્વપ્નમાં જુવે છે તે સ્વપ્ન મૃત્યુને આપશે એમ જાણવું.

સારા નરસા ભેદે કરીને બે પ્રકારનાં જે સ્વપ્નો કહ્યાં છે તેનું ફળ સમયપરત્વે (પ્રહર) ભેદે કરીને કહે છે.

રાત્રના પેહેલા પોહોરમાં સ્વપ્ન જોવામાં આવે તો તેનું ફલ એક વર્ષમાં મળે છે. બીજા પોહોરનું ફલ આઠ મહિને. ત્રીજા પ્રહરનું ફલ ત્રણ મહિને અને ચોથા પ્રહરનું ફલ એક મહિને. સૂર્યની ભાંખ ફુટે દીઠામાં આવેલા સ્વપ્નનું ફલ દશ દાહાડામાં આવે છે તેનું તરત શુભા-શુભ ફલ મળે છે.

હવે નરસાં ફલ આપનારાં સ્વપ્નો પડ્યાં હોય તો તેની શાંતી કરવાનો પ્રકાર કહે છે.

એ પ્રકારે શાસ્ત્રમાં દુષ્ટ સ્વપ્નનાં ફલનો નાશ કરવા સારૂ કાલરા-ત્ર્યાદી દેવતાઓનું પૂજન કરવાનું બીજા ગ્રંથોમાં વિસ્તાર સાથે કહેલ છે તે યત્ને કરી અવસ્ય કરવું. રાત્રિશૂકત વેદમાં તથા પુરાણમાં છે તેમાનું વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે યથાયોગ્ય કરવું.

રાત્રિસૂકતના કલ્પનો પ્રકાર તો ગ્રંથ વધી જવાના ભયથી અત્ર લખ્યો નથી (તથાપી સારાંશ વિધી નીચે લખ્યા પ્રમાણે કરવો.)

જે વિધી પૂર્વે કહ્યો છે તે વિધિ પ્રમાણે હોમ જે કરવો તે રાત્રી-એજ કરવો. તેમાં ઘીસહીત ખીરની આહુતીઓ આપવી ને તે સર્વે કાળરાત્રીના મંત્રવડે કરવું. એટલે પોતાની શાખામાં જેવો અગ્નિસ્થાપન પ્રકાર કહેલો હોય તે વિધિવડે હોમશાંતી કરવી. (શુદ્રાદીકોને લૌકીકાગ્નિમાં કરવું.)

રાત્રિવ્યખ્ય ઇત્યાદિ રાત્રિસૂક્તની પ્રત્યેક ઋચાએ કરીને પાયસની ૧૦૮ આહુતીઓ આપી હોમ કરવો અથવા સમગ્ર ભણીને એક આહુતી આવી રીતે ૧૦૮ આહુતીઓ આપવી. એ પણ એક પક્ષ છે.

પછી સ્વપ્નની દેવતા ( જે કાલરાત્રી ) તેના નામ મંત્રવડે કરીને અષ્ટોત્તરશત ( ૧૦૮ ) હોમ કરવો.

સ્વપ્નાધીપતિ મંત્ર જે કહેલ છે તે કાળરાત્રીનાં નામનું મંત્રવડે કરી જાણવું.

હોમ કરતાં શેષ રહેલા પદાર્થની એક સ્વીષ્ટાહુતી કરીને હોમ સમાપ્ત કરવો. પછી પૂર્વે જે અભિષેકને માટે કહ્યું હતું તે અહીં પણ કરવું.

( પૂર્વે એટલે ગૃહયજ્ઞમાં જે કહ્યું તે. )

ગુરૂને વસ્ત્ર, સોનું તથા ગાય ઇત્યાદીની દક્ષિણા આપી સંતોષ પમાડવા.

જો દક્ષિણા આપવાની તથા હોમ કરવાની પણ શક્તિ ન હોય તો તેણે યથાશક્તિ સોનાનું તરત દાન કરી દેવું.

શાંતીમાં માંડેલો કુંભ તથા વસ્ત્ર સર્વે કર્મ કરાવનાર આચાર્યનેજ આપવાં. પછી યથાશક્તિ સારાં વેદ ભણેલા સુશીલ એવા બ્રાહ્મણોને ભોજન કરાવવું. ( ગુરૂ એટલે પોતાના કુલગુરૂ જાણવા. )

નાના પ્રકારનાં પકવાન્ન ભોજન તથા રત્નોના આદિ ભુષણ ( દાગીના ) બ્રાહ્મણોને દેવા એવી વિધિયે કરી જે યથાશક્તિ દુઃસ્વપ્નની શાંતિ કરશે તે સંશયરહિત પડેલા સ્વપ્નનાં અરિષ્ટથી મુક્ત થઇ પૂર્ણ એકસો વર્ષ સુધી આ મૃત્યુલોકમાં જીવી સુખ ભોગવશે.

### હવે સ્વપ્નના નિયમો કહું છું.

૧ સ્વપ્ન કોઈ વાચાલ અથવા હલકા માણસની પાસે કહેવું નહીં.

૨ સારો ઉત્તમ કર્મનિષ્ઠ બ્રાહ્મણ, થોડો બોલનારો, ગુરૂની યોગ્યતાવાળો હોય તેની પાસે કહેવું.

૩ સારૂં સ્વપ્ન પડયું હોય તો તે ઉપરથી પાછી નિદ્રા કરવી નહીં.

૪ નરસું સ્વપ્ન પડયું હોય તો તેના ઉપર પાછી તરત નિદ્રા કરવી ( એટલે સુઇ જવું. )

૫ સ્ત્રી તથા બાલક જાતી પાસે જોયેલું સ્વપ્ન કહેવું નહીં.

૬ સારાં નરસાં સ્વપ્નોના જે પ્રકારો આ ગ્રંથમાં કહેવાઇ ગયાં તે કાંઈ સર્વે એક ફેરે જોવામાં આવતા નથી તો પણ તેમાંના એકાદ બે પ્રકાર પણ જોવામાં આવે તો પણ તે પોતાના સારાં નરસાં ફલો આપ્યા વિના રેહેતાં નથી.

# આયુષ્યનિર્ણય.



હવે પ્રથમ જાગૃત અવસ્થામાં અરિષ્ટ જોવાનું (જાણવાનું) કહેવાય છે.

જે કોઇ ઋષિપત્નિ અરૂંધતી, ધ્રુવ, વિષ્ણુનાં ત્રણ સ્થાનકો, માત્ર-મંડલ, ધ્રુદેવતા એઓને આકાશમાં નથી દેખતો તેનું આયુષ્ય પુરૂ થયું છે એમ જાણવું.

## (ઉપર લખેલા સર્વે દેવતાઓ પોતાના શરીરમાં છે તે જોવાનો પ્રકાર કહું છું.)

પોતાના દેહમાં જે જીભ છે તેને અરૂધતી જાણવી, નાકની જે અણી છે તેને ધ્રુવ જાણવો બે ભમરનો જે મધ્યભાગ ( વચ ) તેનેજ માત્રમંડલ કરી જાણવું. એટલાને જે નિત્ય ઉઠીને જુએ છે ( દેખે છે ) તેને આયુષ્યવાળો જાણવો.

હવે ટુંકા આયુષ્યનાં લક્ષણો કહે છે.

જેના બન્ને કાનમાં આંગળીઓ નાખ્યા છતાં બ્રહ્મઘોષ (ગુંગાટ) જેને સાંભળવામાં આવતો નથી અને આકાશમાં મંદાકીની તથા ચંદ્ર ઉગેલા છતાં ચાંદની રાત્રનો ઉજાશ દેખાતો નથી તેનું આયુષ્ય પુરૂ થઇ ચુકયું એમ જાણવું.

જેના ચાલવા છતાં ધુળમાં અથવા ચીખલમાં પગનાં તળીઆં ટુટેલાં એટલે અધુરાં, આગળનો અથવા પાછળનો ભાગ ઉઠેલો દીઠામં આવે છે તે પુરૂષ અથવા સ્ત્રી આઠ મહિનાની અંદર મૃત્યુ પામશોં એમ જાણવું.

સ્નાન કરવા છતાં સર્વે શરીર પાણીથી ભીંજેલુંજ હોય, ને ફકત મોઢુંજ જેનું તરત સુકું થઇ જાય છે તે અડધો માસ પણ જીવનાર નથી એમ જાણવું.

શરીરની પ્રકૃતી બગડી ગઇ હોય અને સ્વભાવ બદલી ગયો હોય તો તે સંક્ષેપમાં મરણનું લક્ષણ છે એમ જાણવું.

જે અનેક પ્રકારના વિપરીત શબ્દો સાંભળે અને અકસ્માત સાંભળેજ નહીં તેનું આયુષ્ય ટુંકું સમજવું.

જે કોઇ થંડી વસ્તુને ઉન્હી જેવી અને ઉન્હી વસ્તુને ઠંડી જેવી સમજે, જેનાં ગાત્રો બહુજ ઉન્હાં હોય ને જે ટાઢને લીધે બહુજ કંપતો હોય તેનું આયુષ્ય પણ ટુંકું સમજવું. જેને શરીરમાં પ્રહાર વાગ્યાની ખબર પડતી ન હોય, જે સઘળી જુદીજ ઢબથી વર્તતો હોય, જે પોતાનાં ગાત્રોને ધુળથી ખરડાએલાં માનતો હોય, જેના શરીરનો રંગ બદલી ગયો હોય, જેનાં ગાત્રોમાં રાઇ જેવી કરકરીઓ થઇ આવી હોય. ન્હાયા છતાં તથા ચંદનાદીનું લેપન કર્યા છતાં જેના ઉપર કાળી માખીઓ બેસતી હોય, ખાધેલા રસોને વિપરીત સ્વાદવાળા જે જાણતો હોય અને જેને રસોની બીલકુલ ખબરજ પડતી ન હોય એમાંનાં કોઇ પણ ચિન્હવાળાનું આયુષ્ય ટુંકું આવી રહ્યું છે એમ જાણવું.

જે પ્રાણી સુગંધને દુર્ગંધ અને દુર્ગંધને સુગંધ એવી રીતે ગંધોને વીપરીત માનતો હોય, દીવો ઠરી જાય ત્યારે જેનો રોગ ઓછો થતો હોય, જે ધણી સૂર્યને રાતે પ્રજ્વલિત અને દિવસે ચંદ્ર જેવો દેખતો હોય, જે કોઇ નક્ષત્ર તારાઓને દીવસે પ્રકાશતા જેવા દેખતો હોય, જે ધણી વાદળાં વગરના આકાશમાં વિજળીવાળા કાળા મેઘ દેખતો હોય, જે કોઇ આકાશમાં વિમાન, વાહનો તથા મેહેલોની ભીડ દેખતો હોય, જે અંતરિક્ષમાં વાયુને દેહધારી દેખતો હોય, જે પૃથ્વીને ધુંવાડા, ઝાકળ તથા વસ્ત્રોથી વીંટાએલી જેવી દેખતો હોય, જે ધણી જગતને સળગેલા જેવું અથવા પાણીથી ડુબેલા જેવું દેખતો હોય, જે ધણી પૃથ્વીમાં સોગઠા રમવાની ચોપટ જેવી રેખાઓ પડેલી દેખતો હોય અને જે નક્ષત્રો ને, અરૂંધતીના તારાને, ધ્રુવને તથા આકાશગંગાને દેખતો ન હોય તેટલાઓનું આયુષ્ય પુરૂં થઇ રહેલું કેહેવાય છે.

જે માણસ અરીસામાં, પાણીમાં અથવા તડકામાં પોતાના પડછાયાને ન દેખતો હોય અથવા પડછાયામાં એક અંગને ન દેખતો હોય અથવા વિકાર ભરેલી બીજા પ્રાણીની છાયા દેખતો હોય અથવા કુતરાની, કાગડાની, કંક પક્ષીની, ગીધની, પ્રેતની, યક્ષની કે રાક્ષસની છાયા દેખતો હોય તો તે માણસ રોગી હોય તો મરણને પામે છે અને સારો હોય તો રોગી થશે એમ એમ જાણવું.

જેની લાજ અને શોભા નાશ પામી જાય અથવા જેને તેજ ઉછા-હરમૃતી અને હાજર જવાબી અકસ્માત પ્રાપ્ત થાય તે માણસ થોડા આયુષ ( આયુષ વગર ) નો છે એમ નિઃસંશય સમજવું.

જેનો હેઠલો હોઠ નીચો નમી ગયો હોય અને ઉપરનો હોઠ ઉંચો ચઢી ગયો હોય અથવા જેના બન્ને હોઠ જાંબુ જેવા કાળા થઇ ગયા હોય તે માણસનું જીવવું દુર્લભ એમ સમજવું.

જેના દાંત એકાએકી રાતા અથવા કાળા થઇ જાય, અથવા પડી જાય અથવા ખંજન પક્ષીના જેવા રંગવાળા થઇ જાય, તે માણસ તુરત મરશે એમ જાણવું.

જેની જીભ કાળી ચીકણી બેહેર મારી ગયેલી અથવા કડણુ થઇ ગએલી હોય તે માણસ તુરત મરશે એમ સમજવું.

જેનું નાક વાંકુ, ફાટેલું, સુકાએલું કે નમી ગએલું થઇ જાય, અથવા શ્વાસના વેગથી અવાજ કર્યા કરતો હોય તે માણસ ઘણા દિવસ જીવતો નથી.

જેની આંખો ટુંકી, વીષમ, અકડ, લુખી કે વીંખાએલી થઇ જાય, અથવા જેની આંખોમાંથી આંસુ ઝર્યા કરે તે માણસ તુરત મરશે એમ જાણવું.

જેના કેશ સેંથાવાળા જેવા નોખનોખા થઇ જાય, જેની ભમરો ટુંકી અને નમેલી થઇ જાય અથવા જેની આંખોના પાંપણો ખરી પડતી હોય તે માણસ તુરત મરશે એમ જાણવું.

જે કોઇ મોઢામાં રહેલા અન્નને ખાતો ન હોય, માથાને સ્થિર રાખી શકતો ન હોય, જેની આંખો ખીલા જેવી સજ્જડ થઇ હોય અથવા જેનું મન મુંઝાઇ ગયું હોય તે માણસ તરતજ મરશે એમ જાણવું.

ઘણીવાર ઉઠાડતાં છતા જે મોહ પામી જતો હોય તે માણસ બળવાન કે દુરબળ ગમે તેવો હોય પણ તે મોતને કીનારે છે એમ વૈદ કેહેવું.

જે નિરંતર ઉંઘ્યા કરતો હોય અથવા જે નિરંતર જાગ્યા કરતો હોય અથવા જે બોલવાની ઇચ્છા છતાં પણ બોલવામાં મુંઝાઇ જતો હોય તેવા રોગીની સમજુ વૈદે પણ ના પાડવી જોઈએ.

જેનું મરણ આવેલું હોય તે માણુસની પાસે ભુત, પ્રેત, પીશાચ અને અનેક પ્રકારના રાક્ષસો આવે છે, તેઓ તે માણુસને મારી નાંખવાની ઇચ્છાથી ઔષધોની પણ શકતીને હણી નાંખે છે, તેથી જેનું મરણ આવેલું હોય તે માણસના જે જે ઉપાયો કરવામાં આવે તે સઘળા નિષ્ફળજ થાય છે માટે ઇશ્વરનુંજ ચિંતન અવસ્ય છે.

આયુષ્યનો નિર્ણય સમાપ્ત થયો.

---

## છનું અંક સંખ્યા પરીમાણનાં નામો.

૧ એક. ૨ દશ. ૩ સો ૪ હજાર. ૫ દશહજાર. ૬ લાખ. ૭ દશલાખ. ૮ કોટી. ૯ દશ કોટી. ૧૦ અર્વ. ૧૧ દશ અર્વ. ૧૨ ખર્વ. ૧૩ દશ ખર્વ ૧૪ પદમ. ૧૫ દશ પદમ. ૧૬ નીલ. ૧૭ દશ નીલ. ૧૮ શંખ. ૧૯ દશ શંખ. ૨૦ ક્ષિતી. ૨૧ દશ ક્ષિતી. ૨૨ ક્ષોભ. ૨૩ દશ ક્ષોભ. ૨૪ રિદ્ધી. ૨૫ દશરિદ્ધી. ૨૬ સિદ્ધી. ૨૭ દશસિદ્ધી. ૨૮ નીધી ૨૯ દશ નીધી. ૩૦ ક્ષોણી. ૩૧ દશ ક્ષોણી. ૩૨ કલ્પ. ૩૩ દશ કલ્પ. ૩૪ ત્રાહી ૩૫ દશ ત્રાહી. ૩૬ બ્રહ્માંડ. ૩૭ દશ બ્રહ્માંડ. ૩૮ રૂદ્ર. ૩૯ દશ રૂદ્ર. ૪૦ તાલ. ૪૧ દશ તાલ. ૪૨ ભાર. ૪૩ દશ

ભાર. ૪૪ ખુરજ. ૪૫ દશ ખુરજ. ૪૬ ઘંટા. ૪૭ દશ ઘંટા. ૪૮ મીલ. ૪૯ દશ મીલ. ૫૦ પચુર. ૫૧ દશ પચુર. ૫૨ લય. ૫૩ દશ લય. ૫૪ ફાર. ૫૫ દશ ફાર. ૫૬ અપાર. ૫૭ દશ અપાર. ૫૮ વટ. ૫૯ દશ વટ. ૬૦ ગીરી. ૬૧ દશ ગીરી. ૬૨ મન. ૬૩ દશ મન. ૬૪ બવ. ૬૫ દશ બવ. ૬૬ શંકુ. ૬૭ દશ શંકુ. ૬૮ બાપ. ૬૯ દશ બાપ. ૭૦ બલ. ૭૧ દશ બલ. ૭૨ ઝાર. ૭૩ દશ ઝાર. ૭૪ ભીર. ૭૫ દશ ભીર. ૭૬ વજર. ૭૭ દશ વજર. ૭૮ લોટ. ૭૯ દશ લોટ. ૮૦ નજે. ૮૧ દશ નજે. ૮૨ પટ. ૮૩ દશ પટ. ૮૪ તમ. ૮૫ દશ તમ. ૮૬ ડંભ. ૮૭ દશ ડંભ. ૮૮ કૈફ. ૮૯ દશ કૈફ. ૯૦ અમિત. ૯૧ દશ અમિત. ૯૨ ગોલ. ૯૩ દશ ગોલ. ૯૪ પરમિત. ૯૫ દશ પરમિત. ૯૬ અનંત.

### ચોતરીશ અંક સંખ્યા સુધી ગણવાની બિજી રીત.

૧ એક. ૨ દશ. ૩ સો. ૪ હજાર. ૫ દશ હજાર. ૬ લાખ. ૭ દશ લાખ. ૮ કોટી. ૯ દશ કોટી. ૧૦ અર્બુદ. ૧૧ નિર્બુદ. ૧૨ ખર્વ. ૧૩ મહા ખર્વ. ૧૪ પદ્મ. ૧૫ મહા પદ્મ. ૧૬ ક્ષોણી, ૧૭ મહા ક્ષોણી. ૧૮ શંખ. ૧૯ મહા શંખ. ૨૦ ક્ષિતી. ૨૧ મહા ક્ષિતી. ૨૨ નિધી. ૨૩ મહા નિધી. ૨૪ કલ્પ. ૨૫ મહા કલ્પ. ૨૬ ધન ૨૭ મહા ધન. ૨૮ રૂપ. ૨૯ મહા રૂપ. ૩૦ વિસ્તાર. ૩૧ મહા વિસ્તાર. ૩૨ ઓંકાર. ૩૩ મહા ઓંકાર. ૩૪ ઓંકારશક્તિ.

### સતાવીસ અંક સંખ્યા સુધી ગણવાની તિજી રીત.

૧ એક. ૨ દશ. ૩ સો. ૪ હજાર. ૫ દશ હજાર. ૬ લાખ. ૭ દશ લાખ. ૮ કરોડ. ૯ દશ કરોડ. ૧૦ અબજ. ૧૧ દશ અબજ. ૧૨ ખર્વ. ૧૩ દશ ખર્વ. ૧૪ નીખર્વ ૧૫ દશ નીખર્વ. ૧૬ મહાપદમ. ૧૭ દશ મહાપદમ. ૧૮ શંકુ. ૧૯ દશશંકુ. ૨૦ જલદી. ૨૧ દશ જલદી. ૨૨ અંત્ય. ૨૩ દશ અંત્ય. ૨૪ મધ્ય. ૨૫ દશ મધ્ય. ૨૬ પરાર્ધ. ૨૭ દશ પરાર્ધ.

## અઠાવીસ નક્ષત્રનાં નામો.

૧ અસ્વની. ૨ ભરણી. ૩ કૃતિકા. ૪ રોહીણી. ૫ મૃગશર. ૬ આરદ્રા. ૭ પુનર્વસુ. ૮ પુષ્ય. ૯ અસ્લેશા. ૧૦ મઘા. ૧૧ પુરવાફાલગુની. ૧૨ ઉત્તરાફાલગુની. ૧૩ હસ્ત. ૧૪ ચિત્રા. ૧૫ સ્વાંતી. ૧૬ વિશાખા ૧૭ અનુરાધા. ૧૮ જેષ્ટા. ૧૯ મુળ. ૨૦ પુરવાષાડા. ૨૧ ઉત્તરાષાડા. ૨૨ અભીજીત. ૨૩ શ્રવણ. ૨૪ ધનિષ્ટા. ૨૫ શતતારીકા. ૨૬ પુરવાભાદ્રપદ. ૨૭ ઉત્તરાભાદ્રપદ. ૨૮ રેવતી.

જ્યોતિષ શાસ્ત્રમાં સતાવીસ નક્ષત્રનાં નામો છે.

## વરસાદની રૂતુના નવ વાહનનાં નામો.

૧ ગોટક (ઘોડો). ૨ જમ્મ્બુક (શીઆળો). ૩ મેંડુક (દેડકો). ૪ કાવી (ઓકડો). ૫ મયુર (મોર). ૬ મુસ (ઉંદર). ૭ મહીશા (ભેંશ) ૮ ગરધવ (ગધેડો). ૯ કુંજર (હાથી).

જે નક્ષત્રમાં ઘોડાનું, ઓકડાનું, મોરનું, ઉંદરનું. ગધેડાનું અને હાથીનું વાહન હોય તો વરસાદ થોડો થાય અને જે નક્ષત્રમાં દેડકાનું અને ભેંસનું વાહન હોય તે નક્ષત્રમાં વરસાદ ઘણો વરસે અને રેલ આવે.

## ચાર યુગનાં નામો.

૧ કૃતયુગ. ૨ ત્રેતાયુગ. ૩ દ્વાપરયુગ. ૪ કલિયુગ.

## પંચ કાળના નામો.

૧ પ્રાતઃકાળ (૭ ઘડી સુરજ આવે ત્યાંહાં વેર). ૨ સંગમકાળ (૭ ઘડીથી તે બાર ઘડી સુધી). ૩ મધ્યાન્હકાળ (બાર ઘડીથી તે અઢાર ઘડી સુધી). ૪ અપરાન્હકાળ (અઢાર ઘડીથી તે ચોવીસ ઘડી સુધી.) ૫ સાયંકાળ (ચોવીશ ઘડીથી તે તીસ ઘડી સુધી).

## ૭ ગુણ ગાયનમાંનાં નામો.

૧ સુસ્વર (અરુદ્દ દોષરહિત નાદાત્મક ગાયન તે).
૨ સુરસ (શૃંગારાદિક ૭ રસે કરીને ગાયન તે).
૩ સુરાગ (રાગાદિક શોધ કરીને ગાય તે).

૪ મધુરાક્ષર (મધુર સ્વરે કરીને રંજીત ગાયન તે).

૫ સાલંકાર (તાનાદિ સ્વરે કરીને રંજીત ગાયન તે).

૬ પ્રમાણુ (શાસ્ત્રાદિ પ્રમાણે કરીને ગાયન તે).

### ૭ શાસ્ત્રનાં નામો.

૧ ધર્મશાસ્ત્ર. ૨ સાંખ્યશાસ્ત્ર. ૩ વેદાંતશાસ્ત્ર. ૪ ન્યાયશાસ્ત્ર. ૫ કામશાસ્ત્ર. ૬ યોગશાસ્ત્ર.

૧ યોગશાસ્ત્ર. ૨ અગમશાસ્ત્ર. ૩ નટશાસ્ત્ર. ૪ નિગમશાસ્ત્ર. ૫ ધર્મશાસ્ત્ર. ૬ શિલ્પશાસ્ત્ર.

### સાત સ્કંધનાં નામો.

૧ આવાસ્કંધ (વાયુ ભુમી પાસેથી મેઘ મંડળ સુધી).

૨ પ્રવરકંધ (મેઘ પાસેથી સુરજ સુધી).

૩ ઊદ્ધરકંધ (સુરજથી તે ચંદ્ર સુધી).

૪ સહરકંધ (ચંદ્રથી તે નક્ષત્ર સુધી).

૫ વિવસ્કંધ (નક્ષત્ર પાસેથી રવિ વેર).

૬ પરાસ્કંધ (શનિથી તે સપ્ત રૂષી સુધી).

૭ પરિવાહરકંધ (સપ્ત રૂષી પાસેથી ધ્રુવ સુધી).

### સાત પાતાળનાં નામો.

૧ અતળ. ૨ વિતળ. ૩ સુતળ. ૪ રસાતળ. ૫ મહાતળ. ૬ તળાતળ. ૭ પાતાળ.

૧ ભુતળ. ૨ ભર્ગાંગતળ. ૩ ભીન્નતળ. ૪ આદિતળ. ૫ આધારતળ. ૬ સરવાતળ. ૭ ઉભયાનકુળતળ.

### સપ્ત સ્વર્ગ (લોક)નાં નામો.

૧ ભુલોક. ૨ ભુવર્લોક. ૩ મહલોક. ૪ સ્વરલોક. ૫ જનલોક. ૬ તપોલોક. ૭ સત્યલોક.

### સાત સમુદ્રના નામો.

૧ મધુરોદક (સાફ જળનો). ૨ દધીસમુદ્ર (દહીંનો). ૩ મધુસમુદ્ર

(મધનો). ૪ ધૃતસમુદ્ર (ઘીનો). ૫ સુરાસાગર (મિઠાનો). ૬ ઇક્ષુસાગર (શેરડીના રસનો). ૭ ક્ષીરસાગર (દુધનો).

## છપન ભાષાના નામો.

૧ સંસ્કૃત ભાષા. ૨ ગીર્વાણુ ભાષા. ૩ વ્રજ ભાષા. ૪ ગ્વાલ ભાષા. ૫ બાલ ભાષા. ૬ હિંદુસ્થાની ભાષા. ૭ યવન ભાષા. ૮ મુસલમાની ભાષા. ૯ તુરકી ભાષા. ૧૦ મોગલી ભાષા. ૧૧ ફારશી ભાષા. ૧૨ અરબી ભાષા. ૧૩ ઇરાણી ભાષા. ૧૪ ગુજરાતી ભાષા. ૧૫ કછી ભાષા. ૧૬ હલાઇ ભાષા. ૧૭ સિંધી ભાષા. ૧૮ મુલતાની ભાષા. ૧૯ મારવાડી ભાષા. ૨૦ ચારણી ભાષા. ૨૧ કાવ્ય ગુજરાતી ભાષા. ૨૨ ખાનદેશી ભાષા. ૨૩ બાલેઘાટી ભાષા. ૨૪ મહારાષ્ટ્ર ભાષા. ૨૫ પંજાબી ભાષા. ૨૬ પુરબી ભાષા. ૨૭ બંગાલી ભાષા. ૨૮ ઉડીયા બંગાલ દેશ ભાષા. ૨૯ નાગરી ભાષા. ૩૦ કાનડી ભાષા. ૩૧ તૈલંગી ભાષા. ૩૨ કામાટી ભાષા. ૩૩ કોમટી ભાષા. ૩૪ દ્રાવડી ભાષા. ૩૫ તંબોલી ભાષા. ૩૬ મદ્રાસી ભાષા. ૩૭ મલબારી ભાષા. ૩૮ લાટીન ભાષા. ૩૯ ગ્રીક ભાષા. ૪૦ ફ્રેંચ ભાષા. ૪૧ જર્મન ભાષા. ૪૨ રૂશિયન ભાષા. ૪૩ ફિરંગી ભાષા. ૪૪ યહુદી ભાષા. ૪૫ ગોવેગિરી ભાષા. ૪૬ કોકણી ભાષા. ૪૭ ચીંગણી ભાષા. ૪૮ સૈલાની ભાષા. ૪૯ કાફરી ભાષા. ૫૦ હેટકરી ભાષા. ૫૧ કાઠિયાવાડી ભાષા. ૫૨ ભીલ ભાષા. ૫૩ વડારી ભાષા. ૫૪ બેલદારી ભાષા. ૫૫ કોળી ભાષા. ૫૬ મહારી ભાષા.

## સાંઠ સંવત્સરના નામો.

૧ પ્રભવ નામ. ૨ વિભવ નામ. ૩ શુકલ નામ. ૪ પ્રમોદ નામ. ૫ પ્રજાપતિનામ. ૬ અંગિરાનામ. ૭ શ્રીમુખનામ. ૮ ભાવાનામ. ૯ યુવાનામ. ૧૦ ધાતાનામ. ૧૧ ઇશ્વરીનામ. ૧૨ બહુધાન્યનામ. ૧૩ પ્રમાથીનામ. ૧૪ વિક્રમનામ. ૧૫ વૃષાનામ. ૧૬ ચિત્રભાનુનામ. ૧૭ શુભાનુનામ. ૧૮ તારણનામ. ૧૯ પાર્થિવનામ. ૨૦ વ્યયનામ. ૨૧ સર્વજિતનામ. ૨૨ સર્વધારીનામ. ૨૩ વિરોધીનામ. ૨૪ વિકૃતિનામ.

